# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૧ લું · અંક ૧ લો
૧૯૨૭ · એપ્રીલ

: તંત્રી :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

પત્ની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

હું જીજ્ઞાસુ છું; હું જ્ઞાન-
પિપાસુ છું; દુનિયા ઉપર-
ની સજીવ નિર્જીવ તમામ
વસ્તુઓને હું ઓળખવા
ઇચ્છું છું. અને તેથી જ
ભાંગતોડ એ મારો ધર્મ
છે.

તરુણ

છે, અને તે દ્વારા સાચી સેવા કઈ રીતે કરી શકાય તેની યોગ્ય તાલીમ વિદ્યાર્થીઓ પામી શકે છે. છાત્રાલય એ એક અમરંગી સ્નેહીઓનું બનેલું કુટુમ્બ છે એટલે તેમાં ઘરાધુળા આવાના તેમજ સાચો પ્રેમ નિર્માણ કરવાના અનેકાનેક પ્રસંગો મળી રહે છે. છાત્રાલયમાં વ્યક્તિસ્વાતંત્ર્યને અવકાશ છે તથા યોગ્ય જવાબદારીની ધુરા વહન કરવાની તક પણ છે; અને રીતે વિદ્યાર્થી પોતાનું વ્યક્તિત્વ જમાવી શકે છે. વળી છાત્રાલય એક નાનકડો સમાજ પણ છે તેથી દરેક વ્યક્તિને પોતાનુ વ્યક્તિત્વ સાચવતા જુના સમાજમાં પણ બંધબેસતા થવાનું હોવાથી સમય આવ્યે સમષ્ટિના કોઈ અગત્યના મોજા નીચે પોતાના વ્યક્તિત્વને સમાવી પણ દેવું પડે છે. આમ દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ સભાળી સમાજનું એક ઉપયોગી અને ઉપકારક અંગ બની રહે તેવી તાલીમ પણ તેને અહીં છાત્રાલયમાં જ મળે છે.

આ રીતે દરેક બાજુથી તપાસતાં સામાજીક તાલીમ માટેની યોગ્ય સંસ્થા છાત્રાલય છે તેમ આપણને સ્પષ્ટ દેખાય છે; અને એટલે જ છાત્રાલય સંસ્થા આજની કેળવણીની સંસ્થાઓની યોજનામાં અનિવાર્ય થઇ પડે છે.

હરભાઈ

## ફ્રૅર પ્લે

મોર્ફીડાંડિયો બરાબર ચડ્યો હતો. મૃગશંકર શરીર આખાને ઉછાળી ઉછાળીને ક્રીઝે રાખનાર હતા. એમની મોઇ ઝીલવી કઠણ થઇ પડી હતી.

અગાઉ પાસે દાંડિયો ઝાલીને મૃગશંકર ઉભા છે, ત્યાં સનનન કરતી સામેથી મોઈ આવી. મોઇનુ લક્ષ દાંડિયો ન હતું પણ મૃગશંકરનો હાથ હતો. હાથ પર મોઇ વાગતાં જ મૃગશંકરનો પોંચો આખો થઇ ગયો, તેમની ટીચણી ક્રમવાર થઈ ગઇ અને દાવ પૂરો થયો.

પ્રેક્ષકો મનમાં ગણગણ્યા; "આ તો ફાઉલ."

* * *

ક્રિકેટ મેચ જામી ગઇ છે. તંબુમાંથી તાળીઓના અવાજો આવ્યે જાય છે. લાભશંકર દોડવાની તસ્દી લીધા વિના જ બાઉન્ડરીઓ એંચ્યે જાય છે. ફીલ્ડીંગ કરનારાઓ દાંત કચકચાવતા બૉલની પાછળ દોડે છે, પડે છે અને બૉલ ફેંકે છે.

બૉલરે બૉલ નાખ્યો. બૅટ્સમૅની પાછળ ચાર ફલાંગ મારી બૅટ દાબી અને બૉલ ઉછળ્યો. પ્રેક્ષકો હર્ષ! પ્રેક્ષકો બેઠકોથી ઊભા થયા છે! બૉલ ક્યાં! ઓવર બાઉન્ડરી!

પણ લાભશંકર આમ બેસી કાં ગયા ? વિકેટકીપર વિકેટ છોડીને ક્યાં ચાલ્યો ? અમ્પાયર સીસોટી કાં મારે ?

લાભશંકરને બોલ વાગ્યો છે; ઍાફરે ગ્રો ફ્યો છે. અમ્પાયરે મોઢામાં આંગળાં નાખ્યાં; લાભશંકર લંગડાતો લંગડાતો તંબુમાં આવ્યો.

તંબુના સદ્‌ગૃહસ્થો મનમાં ગણગણ્યાઃ "આ ફૅર પ્લે નહિ."

* * *

અર્જુન અને કર્ણ મહાભારત લડે છે. શ્રીકૃષ્ણ અને શલ્ય ઘોડાઓની લગામો ઝાલીને રથને આમ તેમ ફેરવ્યે જાય છે. તીરોના વરસાદથી સૂર્ય તો જાણે ઢંકાઇ ગયો છે. આજે કુરુક્ષેત્રના મેદાનનો છેલ્લો જલસો છે.

એવામાં કર્ણના રથનું પૈડું ગળવા લાગ્યું. તેને શાપ હતો. રથ ખાંગો થયો એટલે ધનુષ્યબાણ છોડીને કર્ણ નીચે ઉતર્યો અને પૈડાને ખેંચીને બહાર લાવવા લાગ્યો.

"અર્જુન, જરા સબુર કર."

પૈડું સમું થયું અને કર્ણ રથ પર ચડે ત્યાં વળી ખાંગું થયું. વળી કર્ણ હેઠો ઉતર્યો. વળી પાછી એની એ હલામણ.

"અર્જુન, જરા સબુર કર!"

અર્જુન ક્યાં સુધી સબુર કરે ? તેની સોનેરી તક ચાલી જતી હતી. અર્જુને તો ગાંડીવમાંથી બાણો છોડ્યે રાખ્યાં, અને પૈડું કાઢતો તથા સામા બાણ ફેંકતો કર્ણ છેવટ પૃથ્વી પર ઢળ્યો.

શ્રીકૃષ્ણ મનમાં ગણગણ્યા હશેઃ "આ ધર્મયુદ્ધ ન હોય!"

* * *

વિદ્યાર્થીઓના જીવનમાં આ "ફૅર પ્લે"ની સમજ કેમ રીતે આવે એ ગૃહપતિઓ માટેનો એક મોટો પ્રશ્ન છે.

નાનાભાઇ

## ખરી વાત

ગૃહપતિ વજુભાઇ રાત્રે દશ વાગે મારે ત્યાં આવ્યા. ગંભીર મોઢું રાખીને મને કહેઃ "આશ્ચર્ય ઉપજાવે તેવી બીના છે. પેલો માધવરાય ચોરીઓ કરે છે!" મેં કહ્યું: "કંઇ પુરાવો?" "અરે હા! તેના બિસ્તરામાંથી દુકાનમાંથી ચોરેલી બાર પેન્સિલો નીકળી, તેના કબાટમાંથી બીજા વિદ્યાર્થીનો સાબુ નીકળ્યો અને તેના દફતરમાંથી નામવાળું પહેલું પાનું ફાડી લીધેલી તેના પાડોશી વિદ્યાર્થીની 'રીડર' નીકળી."

અમે બંને વિચારમાં પડ્યા. માધવરાય એક સારા પ્રતિષ્ઠિત અમલદારનો દીકરો. તેના પિતા પ્રતિષ્ઠિત માણસ હોવા ઉપરાંત ખરેખર સજ્જન છે. ઉંમર માત્ર ચૌદ વર્ષની. આટલી નાની ઉંમરમાં ચોરી કરવાની ટેવ ! એના પિતાને બિચારાને ખબર પડે તો કેટલો આઘાત લાગે? આ તો ખરેખર દીવા પાછળ અંધારું જ. હવે શું કરવું તેના વિચારમાં અમે પડ્યા. તેને સમજાવીને ઠેકાણે લાવવા પ્રયત્ન કરવો; તેને જોઈતી બધી જ ચીજો પૂરી પાડવી કે જેથી બીજાની લેવાનો પ્રસંગ જ ન આવે; તેમ છતાં એ કુટેવ ન છૂટે તો જરા ડારો બતાવવો; તેથી આગળ જવું પડે તો ખાવા પીવામાં કે એવામાં કંઈક થોડો ઘણો દંડ કરવો: અને છતાંય ઠેકાણે ન આવે તો પછી ચૌદમું રત્ન ચખાડવું. એવા એવા અનેક વિચારો કરી બાર વાગે અમે છૂટા પડ્યા.

આખી રાત મને માધવરાવનાં જ સ્વપ્નાં આવ્યાં કર્યાં. સવારે ઉઠી, પરવારી હું ઓફીસમાં ગયો. મારે પહેલું કામ માધવરાયનું જ કરવાનું હતું. મેં તેમને બોલાવ્યા: "કેમ ભાઈ, આ ચોરી કરવાની ટેવ ક્યાંથી લાવ્યા ?" પણ તે બોલે જ શાના ? મેં જરા બીક બતાવવાનો ડોળ કરીને કહ્યું: "એમ ઉંધું ઘાલીને બેસી રહે નહિ ચાલે. જે જે ચોરીઓ આજદિન સુધીમાં કરી હોય તે બધી માની જાઓ, નહિતર ચામડું ફાટી જશે."

તેમણે સહજ વક્ર દૃષ્ટિ કરી મારી સામે જોયું અને પાછું નીચું ઘાલી દીધું. એમની આંખના લાલ થયેલા ખૂણા મેં સ્પષ્ટ જોયા. હજી પણ એ તો નિરુત્તર જ હતા. મારા હાથમાંની સોટી બરાબર પકડી તેના તરફ તાકી જરા વધારે દમથી મેં કહ્યું: "બોલવું છે કે આ પ્રયોગ શરૂ કરૂં ?"

હવે તેમણે ધીમે રહીને પોતાનું મ્હોં ઉંચું કર્યું. આસપાસ કોઈ નથી તેની ખાત્રી કરી લેવા માટે ચારે તરફ એક નજર ફેરવી લીધી અને પછી ધીમે છતાં મક્કમ અવાજે બોલ્યા: "સાહેબ, ખરી વાત તો એમ છે કે મારે આ બોર્ડિંગમાં રહેવું જ નથી. મારા બાપાએ મને પરાણે અહીં મોકલ્યો છે. મારા કાકા મને રોજ ગોંધાવે છે અને મારો મોટાભાઈ તો સતાવ્યા જ કરે છે. મને અહીં જરા પણ ગમતું નથી અને ઘેર ચાલ્યા જવાનું મન થયા જ કરે છે. કાકાને પગે લાગી લાગીને સમજાવ્યા, મોટાભાઈ સાથે રોજ ઝઘડું છું અને બાપાને કાગળમાં હાથ જોડી લખ્યું છે કે 'ઘેર બોલાવી લ્યો' પણ કોઈ જ માનતું નથી. આખરે મને એક માર્ગ સૂઝ્યો અને તે અહીંથી 'ડિસમિસ' થવાનો. પરંતુ કાકાના ભરમાવ્યા તમે

પણ મને અમસ્થો મુક્ત કરો નહિ તેમ ધારી મેં આ માર્ગ લીધો. હું ચોર થાઉં તો તો પછી મને તમે રાખી શકો જ નહિને! મને અહીંથી મુક્ત કરતા હો તો પછી આ ચોરીઓ શા માટે કરું!"

હું તો આશ્ચર્યચકિત વદને આ બધું સાંભળી રહ્યો હતો. મારો ગુસ્સો ઉતરી ગયો. મને ભાન આવ્યું. માધવરાયની 'ખરી વાત' ગળે ઉતરી ગઈ અને તે જ દિવસે ગામમાં રહેતા તેમના કાકાને બોલાવી તેમને સોંપી દીધા.

હરભાઈ

## સુપ્રિન્ટેન્ડન્ટનો નિર્ણય

સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ ઓફિસમાં બેઠા બેઠા *What is and What might be*નું પુસ્તક વાંચતા હતા.

પ્રેમશંકર અને મગનલાલ આવ્યા.

"જી......"

"જી......"

"શું છે?"

"આજે રોટલી બધી કાચી છે."

"એ તો જોયા બધા રોટલીના સ્વાદિયા છો તે? હજી પ્રાર્થનાનો શ્લોક તો મોઢે કર્યો નથી ને આ આવ્યા 'રોટલી કાચી છે' કરીને!"

"જી, આજે પાંચ વાર ગોખ્યો છે."

"હવે ગોખ્યાં ગોખ્યાં, એમ શ્લોક આવડતા'તા! બાપ પૈસા આપે છે તે ઠીક છે. એક દિ કહે રોટલી કાચી છે તો એક દિ કહે પાણીમાં જીવડાં છે. બીજો કાંઇ ધંધો હોય તો કે? ભણવાના તો સોગન! જાઓ હવે જમી લ્યો અને વાંચવા બેસો."

"પણ જી....."

"જીબી કાંઇ નહિ. આ......પટીઆં પાડ્યાં છે તે શરમ નથી આવતી!"

પ્રેમશંકર અને મગનલાલ ચાલ્યા ગયા.

સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ ઓફિસમાં આંટા મારવા લાગ્યા.

નાનાભાઈ

## ચીંધ્યું ન કરે તો?

દશથી પંદર વર્ષ સુધીની ઉંમરના ઘણાએ છોકરાઓમાં એક ટેવ-અને કુટેવ કહો તો કુટેવ-હોય છે કે અમસ્થા તેઓ ગમે તે અને ગમે તેવું કામ કરવાના. પરંતુ જો તે જ કામ તેમને ચીંધવામાં આવે તો નહિ કરે. ઘણાંએ

માબાપોને તેમજ છાત્રાલયના ગૃહપતિઓને એવી ફરીઆદ કરતાં સાંભળ્યાં છે કે તેમના વિદ્યાર્થીઓ વગર ચીંધ્યા ગમે તેવું કામ કરતા દેખાય છે પરંતુ જો ચીંધવામાં આવે તો જે કામ કરવામાં તેમને વાંધો હોતો જ નથી તે જ કામ ચીંધ્યું માટે જ નથી કરતા. આ કુટેવ ઘણી વખત અઢાર અઢાર કે વીસ વીસ વર્ષ જેવડી ઉમરનામાં પણ જોવામા આવે છે.

જ્યારે જ્યારે આવા પ્રસંગો બને છે ત્યારે ત્યારે માબાપ તેમજ ગૃહપતિઓ વિચારમાં પડે છે કે "કરવું શું?"

પહેલાં તો બાળકમાં આ કુટેવ ક્યાંથી આવેલી છે તે જરા તપાસીએ.

બાળક બે વર્ષનું હોય છે ત્યારથી એટલે કે છેક જ નાનપણથી તે પોતાની મરજીમાં આવે તે કામ કરવા લાગે છે. ઘરમાં બા પાણી ભરતી હોય ત્યારે તેને પાણી ભરાવવું, બા ગૂંથતી હોય તો રોટલી વણાવવી વગેરેમાં મદદ કરવી. વાસણ માંજતી હોય તો વાસણ માંજવાં કે ચીંજાવવાં, શાકભાજી સમારતી હોય તો તેમાં પણ મદદ કરવી અને ચા બનાવતી હોય તો રકાબી પ્યાલા લાવી આપવામાં મદદ કરવી, વગેરે પ્રકારનાં ઘરનાં નાનાં મોટાં કામો બાળક ખૂબ હોંશથી કરતું હોય છે. બાળકની ઉમરને લીધે તેમજ તેના સ્નાયુઓ ઉપર હજુ તો પૂરો કાબુ નથી આવ્યો હોતો તેથી તેના તેવા કામોમાં ક્યાંક રહી જાય એ તો સ્વાભાવિક છે. પરંતુ આવી સ્વાભાવિકતાનો સ્વીકાર કોણ કરે? એ તો કહેશે: "આવડો મોટો થયો તોયે હાથ ભાંગલો રહ્યો! આ વાટકો હાથમાંથી શેણે પડી જાય છે?" અથવા તો "ભાન કેમ નથી? કપડાં હાથમાંથી પડી જાય જ કેમ?" બાળકની આવી સ્વાભાવિક ઉણપો માબાપને દિવસે દિવસે વધારે ને વધારે મોટી દેખાવા લાગે છે તેમજ સાલવા માંડે છે. પછી તો "મૂકી દે એ કામ; કર્યો, કર્યો, હવે તો તેં" ના હુકમો છૂટે છે અને અનિચ્છાએ પણ બાળકને હાથમાંનું કામ છોડવું પડે છે. પછી તો ધીમે ધીમે બાળક તેવાં કામો તરફ બેદરકાર બનતું જાય છે, અને પહેલાં જે કામ અનિચ્છાએ છોડવું પડતું તે હવે અનિચ્છાએ કરવાનો સમય આવે છે. આજનો દશ બાર કે પંદર વર્ષનો વિદ્યાર્થી ચીંધેલું કામ કરવાની ના કહે છે તેના મૂળમાં માબાપે તેને ચાલુ કામમાંથી તિરસ્કારેલા તેનો બદલો વાળવાની વૃત્તિ ઘણે અંશે રહેલી હોય છે.

ચીંધેલું કામ નહિ કરવાનું બીજું એક કારણ હોય છે સ્વાભિમાનની વૃત્તિ. આપણાં મોટેરાંઓને એક એવી ટેવ પડેલી હોય છે કે બાળક ઉપર હુકમ છોડવામાં તોછડાઈ ભરેલી નિર્દય ભાષા વાપરવી. સ્વમાનવાળું બાળક

આ સહન નથી કરી શકતું. અને તેથી કાંઇને કાંઇ બહાને ચીંધેલા કામને ટલ્લે ચડાવે છે અથવા વિવેકની મર્યાદા છોડીને ચોકખી ફૂલ ના સંભળાવી દે છે.

ત્યારે તો આવતી કાલનાં બાળકો પાસે ચીંધેલું કામ બરાબર કરાવવું હોય તો આજનાં માબાપોએ તેમજ શિક્ષકોએ પોતાના તેમના તરફના વર્તનમાં તેમજ હુકમોની રીતમાં ફેરફાર કરવો પડશે.

પરંતુ આજનું શું ? આજે આ પ્રશ્ન માબાપો-તેમજ ગૃહપતિઓને હમેશાં મુંઝવે છે. તેનો નિકાલ શી રીતે લાવવો તેનો પણ વિચાર કરવો જ જોઇએ.

એક વાત તો એ કે ચીંધ્યું ન જ કરનારા આજના વિદ્યાર્થીને તેના કોઈ પણ કામમાં તેને રોકવો નહિ. તેના કામમાં જરાક ભૂલ થઇ જાય કે તુરત જ 'કર્યો કર્યો તેં ! તેં વળી કંઇ ઉકાળ્યું છે ?' 'તેં ક્યાં કોઇનાં વાળ્યાં છે તે મારાં વાળીશ ?' 'મૂકી દે એ, તારાથી એ નહિ બને. ગેતો જાય તે મુવાના સમાચાર જ લાવે ને ?' વગેરે વાણીના પ્રહારો તેના ઉપર પડવા લાગે છે તે બંધ થવા જોઇએ. તો જ તેને પોતાની શક્તિમાં વિશ્વાસ આવવાનો, પોતાના કામમાં શોખ જાગવાનો અને તો જ અનેક કામોની ફતેહ તેને બીજા કામ માટે પણ પ્રેરણા આપવાની. આવી રોકણી જે ઘડીએ મટી જાય તે ઘડીથી વિદ્યાર્થીના વર્તનમાં પણ ચોક્કસ ફેર પડી જવાનો.

બીજી વાત છે આપણી હુકમો છોડવાની રીતમાં ફેરફાર કરવાની. માબાપ, ગૃહપતિ તેમજ શિક્ષક, દરેકને વિદ્યાર્થી ઉપર એવી ભાષામાં અને એવી ઢબથી હુકમો છોડવાની ટેવ હોય છે કે જેવી શેઠને નોકર ઉપર કે અમલદારને પટાવાળા ઉપર હુકમો છોડવાની ટેવ હોય. આવા હુકમોને લીધે વિદ્યાર્થીની સ્વમાનની વૃત્તિને આઘાત પહોંચે છે અને શરૂઆતમાં અનિચ્છાએ હુકમ પાળતાં પાળતાં તે તરફ તે બેદરકાર બનતો જાય છે, હુકમને ઉડાવવાના રસ્તાઓ શોધવા લાગે છે અને છેવટે કાં તો આંખ આડા કાન કરે છે અને કાં તો ચોકખા શબ્દોમાં અવગણે છે. ચીંધ્યું નહિ કરવાની ટેવવાળા વિદ્યાર્થીને ગૃહપતિ કે માબાપે બહુ જ સંભાળથી હાથ ધરવાની જરૂર રહે છે. તેવા વિદ્યાર્થી તરફના વર્તનમાં ગૃહપતિનો પ્રેમ ને સહાનુભૂતિ વારંવાર દેખાઇ આવવાં જોઇએ, અને હુકમો એવી રીતે અપાવા જોઇએ કે એ હુકમ જ ન રહે. પછી તો પ્રેમને વશ વિદ્યાર્થી તેનો અમલ કરવામાં હીણપત કે માનહાનિ નહિ સમજતાં આનંદ અને ગૌરવ માને છે, અને ગૃહપતિ કે માબાપનો પડ્યો બોલ ઝીલે છે.

હરભાઈ

## ડિસ્મિસ્ કે તેનો ભાઇ?

ઉમાશંકર ઉતાવળા ઉતાવળા મારી પાસે આવ્યાઃ "નાનાભાઈ!"

"ઓહો, તમે ક્યાંથી? આવો, બેસો. ક્યારે આવ્યા છો?"

"હજી ચાલ્યો જ આવું છું."

"ઠીક ત્યારે રાતના થાક્યા પાક્યા હશો એટલે ન્હાઈ ધોઈને પરવારો ત્યાં જમવાનો વખત થશે."

"મારે ન્હાવું ધોવું પાણીથી થશે. હું તો દયા માગવા આવ્યો છું. છોરુ કછોરુ થાય પણ માવતરથી કાંઈ કમાવતર થવાશે?"

એમ બોલી મારા હાથમાં એક કાગળ મૂક્યો. આંખમાં ઝળઝળિયાં હતાં.

"પૂજ્ય પિતાશ્રી,

મને સંસ્થામાંથી ડિસમિસ્ કરવાની વાતો ખૂબ જોસથી ચાલી રહી છે. મારું મન અભ્યાસમાં જરાયે ખૂંચતું નથી છતાં અહીં રહેવું મને ખૂબ ગમે છે; પણ મને ડિસ્મિસ્ કરશે એમાં મને શક નથી. મારી આજ સુધીની ભૂલોનો વિચાર કરું છું ત્યારે રોવું પડાય છે. ડિસમિસ્ થઈને હું તમને, ફુવાને ને કાકાને શું મોઢું બતાવું? મારા માટે ઘરમાં સ્થાન પણ ક્યાંથી હોય? દક્ષિણામૂર્તિમાંથી ડિસમિસ્ થઈને આવે તેને ત્યાંના છોકરા કેવા ખીજવે છે તે હું જાણું છું. માટે મને નાસી જવાની રજા આપો. હું નાગપુર જઈશ, કલકત્તા જઈશ, દરિયાપાર જઈશ, ગમે ત્યાં ચાલ્યો જઈશ; પણ ભાવનગર તો નહિ જ આવું.

મારે હાથે સુવાણ છે હજી. પાટો છોડ્યો નથી.

લિ. છોરુ જયલાલના

સા. દં. પ્રણામ."

કાગળ પાછો આપતાં આપતાં મેં કહ્યું: "આ કાગળે તમને તેડાવ્યા કે?"

"જી, હા, કાગળ આવ્યો ત્યારથી એની જનેતાએ પાણી કે ધાન પણ ખાધું નથી."

"પણ જયલાલને ડિસમિસ જ કોણ કરવાનું છે?"

"એ તો આપને ખબર."

"જયલાલ!"

વ્રજલાલ નજીકમાં જ ચોપડીમાં મોઢું ઘાલીને આ બધું સાંભળતા હતા તે આવ્યા.

"વ્રજલાલ, તમને ડિસ્મિસ્ કોણ કરવાનું છે?"

"હું, આ ચીનુભાઈ પરમ દિવસે કહેતા હતા કે વ્રજલાલને ડિસ્મિસ્ કરવાની તૈયારી થઈ ગઈ છે. શિક્ષકમંડળે ડિસ્મિસ્નો ઠરાવ પણ કરી નાખ્યો છે."

"ત્યારે તો ચીનુભાઈ શિક્ષકમંડળના સભાસદ હશે."

"નાનાભાઈ, મારે તો એક જ કહેવાનું. વ્રજલાલની ઘણીયે ભૂલો થઈ હશે. મેં એને વેઠ્યો છે એટલે હું એનાં લખ્ખણ જાણું છું પણ આપ દયા કરો."

"પણ ઉમાશંકરભાઈ, આમાં દયાનો સવાલ જ નથી. હું તમને બધું સમજાવું. અમે કોઈ વિદ્યાર્થીને ડિસ્મિસ્ કરતા જ નથી."

ઉમાશંકરભાઈએ આંખ લૂછી; વ્રજલાલના મોઢા પર જરા તેજ આવ્યું.

"લે તારા ગુરુજી તને ડિસ્મિસ્ નહિ કરે. હવે બરાબર મન રાખીને ભણજે. એમને એક વાર પગે લાગ, પગે."

મેં ચલાવ્યું, "અમે કોઈને ડિસ્મિસ્ કરતા નથી પણ જે વિદ્યાર્થીને અમારે ત્યાં રાખવાથી કાંઈ પણ લાભ ન હોય તેને અમારે ત્યાંથી લઈ લેવાનો અમે માબાપને આગ્રહ કરીએ છીએ."

"એ તો બરાબર છે"

"આ વ્રજલાલને જ પૂછો. એને શાળામાં એક પણ વિષય શીખવો ગમે છે?"

"બોલ વજુ." વ્રજલાલે માથું ધુણાવ્યું.

"અમારે ત્યાં જે શિક્ષણ અપાય છે તે શિક્ષણનો એ જીવ નથી; એ કંઈ બીજાનો જીવ છે એટલે એને કોઈ બીજે સ્થળે મોકલો તો જ તેનો વિકાસ થશે. અહીં તે ભણવાને બદલે આંટા મારે છે, શાળાના વખતમાં ગમતું નથી એટલે દિશાએ જવાને બહાને ટેકરાઓમાં તેને રખડવું પડે છે અને મનને ચેન પડતું નથી એટલે ચેન માટે આમતેમ કેટલાયે ફાંફાં મારે છે. બોલો, વ્રજલાલ, વાત સાચી?"

"બાપુ મને ભણવું તો જરાયે ગમતું નથી."

મેં ચલાવ્યું, "અને એમાં એનો દોષ નથી. બધા જ કંઈ ઇતિહાસ ભૂગોળ શીખવાને કે દાખલા ગણવાને ઓછા જ અવતરે છે? આજે તો શાળાનું

ભણતર આવડે એ જ હોશિયાર અને બીજા બધા ઠોઠ એવું આપણે ઠસાવી દીધું છે એટલે આ વ્રજલાલ પણ રાજકોટ આવતાં થરથરે છે. તમે બધાં તેને ઠપકો આપો, એવી એને બીક છે. કેમ ખરું કે ?"

"હાસ્તો."

"મારે શિક્ષકમંડળે એવો ઠરાવ કર્યો છે કે વ્રજલાલને સંસ્થા છોડીને કોઈ બીજે સ્થળે ગોઠવવાની તેમના પિતાને આગ્રહભરી ભલામણ કરવી."

"ત્યારે આ તો ડિસ્મિસ્ નહિ ને તેનો ભાઈ !"

"તમે ભૂલો છો. વ્રજલાલને અહીંથી લઈને તમે બીજે યોગ્ય સ્થાને મૂકો તેમાં ઓછો જ વાંધો છે? એ તો ડિસમિસ્ થાય એટલે નાક કપાય, છોકરાઓ ખીજવે. માબાપ હડધૂત કરે અને સમાજ આખો નાહક પૂંઠે પડે એટલે વ્રજલાલ ધ્રૂજે છે. આ તો હું જ ઉઠીને કહું કે 'ભાઈ, હવે દક્ષિણામૂર્તિ તારા માટે બસ નથી, કોઈ બીજે સ્થળે જા.' દક્ષિણામૂર્તિમાંથી ડિસમિસ્ થાય તો તો ફરી અહીં પગ મૂકતાં આંચકો લાગે. આજે તો એ દક્ષિણામૂર્તિના મટયા વિના વધારે સારો વિરામ શોધવા બીજે જાય છે અને માનથી જાય છે."

"જી. એમ થતું હોય તો તો હું ત્યાંના વર્કશોપમાં રહેવા તૈયાર છું, ત્યાં થોડા દિવસ રહીને પછી ફુવાની સાથે નાગપુર જઈશ." વ્રજલાલે કહ્યું.

"પણ વર્કશોપમાં રાખશે તો કે ?"

"એ તો નારણકાકાને મળીને ગોઠવણ કરી શકાશે."

"હા, એમ બને ખરું."

"નહિતર પછી સીધો નાગપુર જઈશ."

"જોયું, ઉમાશંકરભાઈ."

"તમે તો તાડ બરાબર પકડી લાગે છે. ત્યારે હવે પત્યું. ચાલો થાઓ તૈયાર."

"જી, હું રજાઓ પડે ત્યાં સુધી અહીં રહેવા માગું છું. વેકેશન પડશે ત્યારે રાજકોટ જઈશ."

"ઉમાશંકરભાઈ, એને બધાની સાથે ગમ્મત કરી લેવી હોય તો અહીં ભલે રહે. આઠેક દિવસ મોડો આવશે."

"પણ બાપુ, મારો સામાન તો બધો આપ લેતા જ જાઓ. હું ફક્ત બે જોડ કપડાં રાખું."

"પધારી તો રાખ."

"ભલે, એક શેરડી રાખીશ."

"લ્યો નાનાભાઈ, હું હવે જાઉં છું. આ છોકરાને લઇ તો જાઉછું પણ એને તમારો જ ગણજો."

"એ તમારે કહેવું નહિ પડે. એ તો વૃજલાલ અમને અને સંસ્થાને પોતાનાં જ ગણશે. પધારજો. કોઇ વાર કાગળ લખતા રહેશો. જાઓ, વૃજલાલ, તમારા બાપુને સ્ટેશને પહોંચાડી આવો."

વૃજલાલે છલંગ મારી. બાપુનો સામાન એકદમ પેક કર્યો, એક ભાઇબંધને ગાડી લેવા દોડાવ્યો, રસોડામાં લઇ જઇને દુધ પાયું અને બે મિત્રોની સાથે બાપુને સ્ટેશને પહોંચાડી દીધા.

નાનાભાઈ

## માખીથી સાવચેત રહો

આરોગ્યની બાબતો તરફ આપણી બેદરકારી મટાડવા માટે આપણા સમાજને તો ઘણું યે નવું નવું શીખવાનું છે. પરંતુ કેટલીક નાની નાની વિગતો તો એવી છે કે જે તરફ બેદરકાર રહે આજના ગૃહપતિને તો પોસાય જ નહિ.

આવી દરકારમાં માખીઓ માટેની સાવચેતીની પ્રથમ જરૂરીઆત છે. આજે સમાજમાં જે વધારે પ્રમાણમાં રોગો ફેલાયા કરે છે, અને જેનાં દર્શન આપણાં છાત્રાલયોમાં પણ ઠીક પ્રમાણમાં થાય છે, તે બધા રોગોમાંના ઘણાનો પ્રચાર કરવામાં માખીઓ જ મોટે ભાગે સાધનભૂત બને છે. આજનાં આપણાં છાત્રાલયોમાં દેખા દેતા નાના મોટા રોગોના મૂળમાં આ માખીઓ જ હોય છે તેની આપણને ક્યાં ખબર છે?

પણ એ માખીઓ આપણા વિદ્યાર્થીઓને રોગો આપે છે ક્યારે? ખાનપાનમાં. આપણા આજના સારા ગણાતા છાત્રાલયના રસોડામાં પ્રવેશ કરીને જોઇએ તો ત્યાં પણ આપણને જણાશે કે ખાવાપીવાની ચીજ વસ્તુઓ ઉપર માખીઓ ગમે ત્યારે સહેલાઇથી બેસી જાય છે અને નાના પ્રકારના રોગોના જંતુઓ તેમાં મૂકી જાય છે.

રસોડામાં તૈયાર થયેલી કોઈ પણ ચીજ ઉઘાડી ન રહે તેની આપણને દરકાર છે? કોઠારમાં પડી રહેલી દરેક ચીજ ઢાંકેલી છે તેની આપણને દરકાર છે? ન હોય તો તે તરત જ લાવવા જેવી છે. આપણા રસોડામાં

ઉઘાડાં રહેતાં દાળશાકનાં તપેલાં કે રોટલી રોટલાના ઢગલા, આપણાં કોઠારમાં ઉઘાડાં રહેતાં તેલ, ઘી, દૂધનાં વાસણો અથવા તો ગોળના ઘડા સીધી રીતે માખીઓ વાટે રોગોને જ નોતરી રહ્યા હોય છે. આપણે ચેતશું ?

હરભાઇ

## રોટલી સ્નાન

દેવશંકર રસોયાએ ન્હાવાનું પાણી ગરમ કરીને મૂક્યું. અને હું ન્હાવા બેઠો. સવારના સાડાપાંચ જ થયા હશે. બાથરૂમમાં જરા ઝાંખું થયું હતું. પાણી ખૂબ ગરમ હતું. મેં કહ્યું: "દેવશંકર !"

"જી."

"થોડું ટાઢું પાણી રેડો."

દેવશંકરે ટાઢું પાણી રેડીને ટોપ હલાવ્યો.

"આ ઉપર શું તરે છે ?"

દેવશંકરે ઝડપ લઇને હાથ બોળ્યો અને કંઇક હાથમાં લઇને ફેંકી દીધું. વળી થોડુંક બાકી હતું તે પણ લઇને ફેંકી દીધું.

"શું છે આ ?"

"એ તો રોટલીનો કકડો હતો."

"આ પાણીમાં રોટલી કેવી ?"

"જી, પાણી મૂકીને ગયો તો અને પાણી ખૂબ તપી ગયું એટલે એ રોટલીથી તપેલું ઝાલીને ઉતાર્યું. એ રોટલી અંદર પડી ગઈ હશે."

"અહીં તમે મસોતાં વાપરતા નથી શું ?"

"લૂગડાના કટકા પણ વાપરીએ છીએ એને રોટલીના કકડા પણ વાપરીએ છીએ. અમારી બોર્ડિંગમાં એમ ચાલે છે."

હું ઉભો થયો.

"જી, કેમ ન્હાવું નથી ?"

"આ પાણીથી કેમ ન્હવાય ?"

"અહીં તો સૌ ન્હાય છે. આજે તો દાતણ લીધાં હતાં એટલે આ પાણીમાં નાખ્યાં ન હતાં. નહિતર આમાં દાતણ પણ પલાળીએ છીએ !"

શાસ્ત્રમાં વાયુસ્નાન, ભસ્મસ્નાન, સૂર્યસ્નાન, વગેરે વાંચેલાં; રોટલા-સ્નાન, ચોપડીસ્નાન વગેરે લોકભાષાના શબ્દો પણ સાંભળેલા. આજે આ રોટલી સ્નાનનું નવું જ્ઞાન થયું. ગુજરાતી ભાષાનો નવો કોશ તૈયાર કરનારાઓ તેમના કોશમાં આ શબ્દ લેશે ?

નાનાભાઇ

# અમે મા નહિ

વિદ્યાર્થી પ્રદ્યુમ્નરાયને હડકાયું કુતરૂં કરડ્યાનો વહેમ ગયો. અનિષ્ટમાંથી બચી જવા માટે તેમને ઇન્જેક્શન અપાવવાં તેવો ડૉક્ટરનો અભિપ્રાય પડ્યો; અને તેથી તેમને અમદાવાદ મોકલવાનો નિશ્ચય કર્યો. તે જ દિવસે સવારની ગાડીમાં સારો સાથ હતો તેથી તેમને મોકલવાનું ઠીક ધાર્યું અને તૈયાર કરી અમદાવાદ રવાના કર્યો.

* * *

આજે તેમને અમદાવાદ પહોંચ્યાને આઠ દિવસ થઇ ગયા છે. મારા મુરબ્બી અમદાવાદ જઇને આજે જ પાછા આવ્યા. તેમણે મને બોલાવ્યા અને કહ્યું: ' ભલા માણસ, પેલા પ્રદ્યુમ્નરાયને આવી રીતે રવાના કરાય ? નહિ સાથે ઓઢવાનું કે નહિ સાથે પૈસા ! એ તો ઠીક કે બધી વ્યવસ્થા થઈ, નહિતર બિચારા છોકરાના શા હાલ ? " હું આ સાંભળી જ રહ્યો.

વાત એમ બની હતી કે પ્રદ્યુમ્નરાયને ઉતાવળે રવાના કરવામાં તેમને પૈસા આપવા જ ભૂલી જવાયા અને તેમણે સાથે શો સામાન લીધો છે અને શો નથી લીધો તેનું પણ ધ્યાન રખાયું નહિ. તેમને શી ખબર કે અમદાવાદમાં શાની જરૂર પડશે ? એ તો અમે કરેલી ઉતાવળમાં ગયા અને ત્યાં જઇને હેરાન થયા. મેં વિચાર્યું " પ્રદ્યુમ્નરાયનાં બા હોય તો શું કરે ? રવાના કરતા પહેલાં તેમને જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં પૈસા સાથે બંધાવે, ટાઢમાંથી રક્ષણ કરવા માટે જરૂરી હોય તેથી પણ વધારે ઓઢવાનું સાથે આપે, એક જગ્યાથી બધું જ થઇ શકે તેમ હોય છતાં પાંચ જણને ભલામણ કરે અને નાની મોટી બધી વિગતો દસ દસ વાર તપાસી ખાત્રી કરી લે. " પણ મેં ફરી વિચાર કર્યો: " પણ કરડેલું કુતરૂં કદાચને હડકાયું હોય તો ? માટે લાગને અગમચેતી વાપરીને તેના ઉપાયો તો કરી જ લઉં એવા શાસ્ત્રીય મગજને સંભવિત વિચારો બિચારી આજની આપણી અભણ માતાને આવે ખરા ? જરૂર નહિ. ત્યારે ભલે આટલી ભૂલ થઇ પરંતુ આખર તો બાળકનું વધારે ભલું તો આજની મા કરતાં શાસ્ત્રીય વિચાર કરનારો ગૃહપતિ કરી શકે ને ! "

પરંતુ મારા વિચાર ફરીથી બીજી તરફ વળ્યા. મેં મારા મનને કહ્યું: " ખોટી ફાંફાં ન માર. એ બધું ગમે તે હોય પરંતુ તું મા તો નહિ જ. " મારા અંતરમાંથી તુરત અવાજ ઉઠ્યો: " હા, અમે મા નહિ જ."

હરભાઈ

## ડૉકટરી તપાસ

દક્ષિણામૂર્તિના ગૃહપતિ શ્રી. માધવજી ગો૦ પરેક અમને જણાવે છેઃ—

"હાલમાં અમારે ત્યાં ફરીથી ડૉક્ટરી તપાસ શરૂ થઇ છે તે પરથી ચોંકાવે તેવાં પરિણામો નજરે તર્યાં છે. અમારા ૭૦ વિદ્યાર્થીઓમાંથી ફક્ત સાત વિદ્યાર્થીઓનાં શરીરને ડૉક્ટરે ઠીક ઠીક પાસ કર્યાં છે. હવે પછીની વધારે બારીક તપાસ વખતે આ સાત પણ પાસ થાય છે કે કેમ તે જોવાનું છે. બાકી તો એંશી ટકા વિદ્યાર્થીઓ અન્ન ચાવ્યું ન ચાવ્યું ને ગળી જાય છે, અને અજીર્ણમાં જ ઉછરે છે. કેટલાક વિદ્યાર્થીઓને તો આજે જ ચશ્માં લેવાં પડે તેમ છે. કેટલાકના દાંતને ખેરી બાઝી છે. થોડાએક વિદ્યાર્થીઓનાં માબાપો તો ક્ષયની બીમારીથી જ ગયાં છે એટલે તેમનામાં ક્ષયનાં મૂળ કદાચ હોય. સારા સારા મજબૂત દેખાતા વિદ્યાર્થીઓનાં હૃદયો નબળાં માલુમ પડ્યાં છે અને દીર્ઘ શ્વાસ લેવાની તથા શ્વાસને સહેજ રોકી રાખવાની તાકાત તો બહુ જ ઓછા વિદ્યાર્થીઓમાં જોવામાં આવી છે. બે ત્રણ વિદ્યાર્થીઓનાં શરીરો તો એવાં માલુમ પડ્યાં કે તેમના પર અભ્યાસનો બોજો મૂકવા માટે દક્ષિણામૂર્તિને ગુન્હેગાર ગણી શકાય.

"વિદ્યાર્થીઓની તપાસ મોટે ભાગે તેમને નગ્ન કરીને કરવામાં આવી હતી. આપણે ત્યાં ન્હાવાનું ખુલ્લામાં હોય છે એટલે વિદ્યાર્થીઓના સાથળોના મધ્યમાં સાફ કરવાનું રહી જતું બને છે, અને તેથી કરીને જે ભાગ વધારે સ્વચ્છ રાખવો જોઇએ તે જ વધારે ગંદો રહી જાય છે. કેટલાક વિદ્યાર્થીઓની ઇંદ્રિયો જોઇએ તેવી અંદરથી સાફ ન હતી. ઇંદ્રિયના દુરુપયોગથી નીપજતાં કેટલાક પરિણામો આ તપાસમાં હાથ આવ્યાં છે તે પર આજે કાંઇ લખતો નથી.

"આ તપાસને પરિણામે આજે તો છાત્રાલયમાં વિદ્યાર્થીઓ ખૂબ ચાવી-ચાવીને ખાય એ તરફ મેં ખૂબ ભાર મૂક્યો છે. ચાવીચાવીને ખાવા માટે અમારી સંસ્થા મુકાબલે પ્રસિદ્ધ છે પણ આજે તો મેં એને એક ક્રિયા કરી નાખવાનો પ્રયત્ન કર્યો છે તે એટલે સુધી કે જે વિદ્યાર્થીઓ આજ સુધી જમવામાં બહુ જ ઉતાવળિયા હતા તેમણે પીરસવામાં ઉતાવળ થાય છે તે ન થવી જોઇએ એવી ફરિયાદ કરી છે.

"બીજું એક પરિણામ કસરત પર આવ્યું છે. જે વિદ્યાર્થીઓ પોતાને મજબૂત માનીને ફરતા હતા તેમને પોતાની શક્તિનું ભાન થતાં તેઓ કસરત તરફ વળ્યા છે અને અગાઉ કરતાં નિયમિતતાથી કસરત કરે છે. સાથે સાથે કસરતમાં પણ દરકાર થવા લાગી છે. આજ સુધીની કસરત અમુક જાતના

વિદ્યાર્થીઓને જ ફાવે તેવી હતી તેને બદલે આજે બધાને ફાવે તેવી કસરત ઉભી થાય છે અને સ્નાયુઓની કસરતને બદલે શ્વાસોચ્છ્વાસની કસરત વધારે ઉંડાં મૂળ ઘાલશે એમ દેખાય છે. અમારે ત્યાં દરેકને પકડીને કસરત કરાવવાનો રિવાજ નથી. આજ સુધી જે વિદ્યાર્થીઓ કસરતની સીટી સાંભળીને ઉલટું ગોદડું માથે ઓઢતા તે આજે સીટી થયા પહેલાં તૈયાર થતા દેખાય છે. એટલો ફેરફાર તો પ્રત્યક્ષ, બાકી તો નબળી આંખવાળા ચશ્માં ધારણ કરશે. નબળા બાંધાવાળાને પૌષ્ટિક દવા મળશે, દાતણ સૌ એક વાર કરે છે તેને બદલે રાત્રિએ પણ દાતણ કરવાનો પવન ઉભો થશે અને ગૃહના આખા વાતાવરણમાં શરીરની આ બાજુ તરફ વધારે લક્ષ જશે એમાં મને શંકા નથી.

"આ ડૉક્ટરી તપાસનાં પરિણામો અમે માબાપોને જણાવવા માગીએ છીએ અને માબાપોએ પોતાના પુત્રો માટે ઘેર પણ શું કરવું તે લખી મોકલવા માગીએ છીએ. આ અને આવી શારીરિક નિર્બળતાના મોટામાં મોટા ઉપાયો તો ત્રણ: ખુલ્લી હવા, પુષ્કળ સૂર્યપ્રકાશ અને યોગ્ય આહારવિહાર. હવા અને પ્રકાશ તો દક્ષિણામૂર્તિને મળી રહ્યાં છે. યોગ્ય આહારવિહારના પ્રબંધ માટે અમારે જોવાનું રહે છે અને માબાપોએ પણ જોવાનું રહેશે."

શરીર એ તો માનવજીવનની મોટી મૂડી છે. જે ઉમરે પારું મારે ત્યાં ભોંય પડી જાય એવી તાકાત હોવી જોઈએ તે ઉમરે આપણા વિદ્યાર્થીઓ નમાલાં શરીરને આમ તેમ ફેરવે છે એ જોતાં તો આંખમાંથી લોહી ટપકે. આપણી ગરીબી જોતાં તો આખી પ્રજા કેમ જાણે મરવાને વાંકે જીવતી હોય એવી દશા છે. નીચોવાઈ ગયેલાં માબાપો પાસેથી આપણે કેવી પ્રજાની આશા રાખીએ ? વારસામાં જ નમાલાં શરીરો લઈને આવેલા આપણા વિદ્યાર્થીઓ શાળાના ભણતરના ચીચોડામાંથી નીકળ્યા એટલે તો ખલાસ!

અને જરા વધારે ભયંકર વસ્તુ તો એ છે કે આપણને આ ભાન નથી. આવાં થોડાં વર્ષો જશે તો આપણે વેંતિયા પ્રજા બની રહેશું તેનો આપણને ખ્યાલ નથી!

આવે વખતે છાત્રાલયો પણ સ્કૂલોની સાથે સહકાર કરવાને બહાને વિદ્યાર્થીઓનાં શરીરોનો દ્રોહ કરે તો તે સાંખી ન શકાય. આજે તો દરેક છાત્રાલયે કેડ બાંધીને સારા શક્તિસંપન્ન વિદ્યાર્થીઓને કેળવવા તરફ ધ્યાન આપવું ઘટે છે. શરીરના સુદૃઢ પાયા વિના ચણેલી શિક્ષણની ઇમારતને તૂટતાં કદી વાર લાગી છે ?

શરીરવિકાસની આખી યોજનાના પહેલા તેમજ અગત્યના પગલા રૂપે

અમે આવી ડૉક્ટરી તપાસને વધાવીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આપણાં બધાં છાત્રાલયો આવી તપાસ કરાવીને પોતાનો મેળ લે અને તપાસને પરિણામે તાત્કાલિક ઉપાયો યોજે.

એક ચેતવણી. કેટલીએક શાળાઓમાં ડૉક્ટરી તપાસનું ખોખું ઉભું કરવામાં આવે છે પણ એ ખોખામાં પ્રાણ હોતો નથી. ડૉક્ટરી તપાસનો નિયમ થયો હોય માટે તપાસ નોંધાવી જોઇએ એ આવી તપાસનું માનસ હોય છે. આવી નકામી તપાસ કરવી એ કરતાં તપાસ ન કરવી એ વધારે યોગ્ય છે. જે ડૉક્ટરી તપાસની પાછળ વીર્યવાન અને સમૃદ્ધ શરીરો ઉભાં કરવાનો ઉદ્દેશ હોય તે તપાસ જ ડૉક્ટરી તપાસના નામને યોગ્ય છે. બાકી ડૉક્ટરી તપાસને નામે છાત્રાલયોમાં એક નવું ધાંધલ ઉમેરવાની અમે હિમાયત કરતા નથી.

નાનાભાઇ

## ગૃહપતિ સારો કે સસ્તો ?

સંમેલને પૂછ્યું, " ગૃહપતિ કેવો હોવો જોઇએ ? "

સંચાલકો બોલ્યા, " ગૃહપતિમાં સ્વાર્થત્યાગ જોઇએ. "

સ્વાર્થત્યાગ એટલે શું ? ગૃહપતિ પરણેલ હોય તો આપણી છોકરાંને મૂકીને આવે ? તેનાં ભાઇભાંડુ હોય તો તેમને રખડાવીને આવે ? તેની ખાનગી મૂડી હોય તો તે કોઇને વ્હેંચીને આવે ?

રોગના પ્રયોગોને સિદ્ધ કરવા ખાતર જે વિજ્ઞાનશાસ્ત્રીએ બધું કુના કર્યું અને છેવટે બારસાખને પણ ચૂલામાં હોમ્યાં તેણે સ્વાર્થત્યાગ કર્યો ? પ્રજાસત્તાક રોમને બચાવવા માટે જે માતાએ પોતાના વહાલા પુત્ર કોરીઓલેનસને પાછો વાળી મોતને સોંપ્યા તેણે સ્વાર્થત્યાગ કર્યો ? દેવોના કલ્યાણ માટે દધીચિએ પોતાનાં અસ્થિ સોંપ્યાં તેમાં તેણે સ્વાર્થત્યાગ કર્યો ? સત્યની શોધમાં સિદ્ધાર્થે રાજપાટ મેલ્યાં તે સ્વાર્થત્યાગ ? હા. જીવનની ઉચ્ચતર વસ્તુને પામવા માટે ઉતરતી વસ્તુને છોડીએ તેનું નામ ત્યાગ.

પણ આવો ત્યાગ કોઇ કર્યો થતો નથી. સામાન્ય લોકસમજણ તો એવી છે કે ત્યાગ કરનારને જેમ જાણે ત્યાગથી દુઃખ થતું હોય અને તેની દયા ખાવાની જરૂર હોય ! આજે સમાજમાં જે લોકો નાનો મોટો ત્યાગ કરી રહ્યા છે તેમને કેવાં કેવાં કષ્ટો પડે છે એની જાણે લોકો દયા ખાતા દેખાય છે; એટલે ત્યાગ કરનારને પણ કોઇ વાર એ દયામાં સામેલ થવાનું મન થઇ આવે છે.

ખરો ત્યાગ આવો હોતો નથી. ખરો ત્યાગ તો અંતરના કોઇ ગૂઢ ધર્મને વશ થઇ વર્તે છે. બાળક માતાને ધાવીને તૃપ્ત થાય છે ત્યારે તરત જ છૂટું પડી જાય છે. ફળ જ્યારે પાકી જાય છે ત્યારે અનાયાસે ઝાડથી ખરી પડે છે. જે જે વસ્તુનો સાચેનું ખેંચાણ અંતરમાંથી તૂટી જાય છે તે વસ્તુ આપોઆપ જ સરી પડે છે.

અને તેમાં જ મગ્ન છે. જૂની વસ્તુ મગ્ન આપતી બંધ થાય છે અને નવી વસ્તુ અજબ આકર્ષણ કરે છે એવે વખતે માણસ જૂની વસ્તુમાં ટકી શકે એ શક્ય જ નથી; તેવે વખતે ત્યાગ પણ અનિવાર્ય થઇ પડે છે.

ગૃહપતિ પાસેથી આપણે આવો સ્વાર્થત્યાગ માગીએ છીએ? છાત્રાલય સિવાયની બીજી બધી પ્રવૃત્તિઓ તેના દિલમાંથી ખરી પડે એવી નિષ્ઠા તેની પાસેથી સંચાલકો માગે છે? જીવનનાં બીજાં આકર્ષણો તેને ખેંચી જ ન શકે એવી મનોદશા તેની પાસેથી માગે છે?

સંચાલકોની આવી જ માગણી હોય તો તે બરાબર છે. પણ જરા વધારે પડતી છે. બધા ગૃહપતિઓ છાત્રાલયને જ જીવન સર્વસ્વ માની બેસે એવું ન પણ બને. પરંતુ છાત્રાલય એ તેના જીવનની પ્રધાન પ્રવૃત્તિ બને અને બીજું બધું એ પ્રધાન પ્રવૃત્તિની આસપાસ ગોઠવાય એમ તો આપણે જરૂર માગીએ. છાત્રાલય એ ગૃહપતિના જીવનની ઘણી પ્રવૃત્તિઓમાંની એક હોય તો તે ગૃહપતિ આપણને બહુ કામનો નથી જ. એમ તો છાત્રાલય 'નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં' એવું બની જાય.

આજે આપણા શિક્ષણમાં જો કોઇ પણ મોટામાં મોટો દોષ હોય તો તે આ છે. શાળા એ શિક્ષકને મન એક ઇતર પ્રવૃત્તિ જેવી છે; જીવનનું પ્રધાન લક્ષ્ય તો દુકાન હોય કે ટ્યુશન હોય કે બીજું કંઇ હોય—એલ.એલ.બી.નો અભ્યાસ પણ હોય.

ગૃહપતિ છાત્રાલયને જ જીવનની પ્રધાન પ્રવૃત્તિ તરીકે સ્વીકારે એવો આગ્રહ ચાલકોએ જરૂર રાખવો ઘટે છે.

પણ સંચાલકો આજે ત્યાગની વાત કરે છે ત્યારે તો તેમાં સસ્તા ગૃહપતિની ગંધ આવે છે. સારામાં સારો ડૉક્ટર આકરી ફી લે તો કોઇ ફરિયાદ કરતું નથી; વધારે મોટી ફી લે તો મોટો બારિસ્ટર ગણાય એવું સમાજનું માનસ છે; મોટર ખરીદવામાં કે મંડપ બાંધવામાં હજારો રૂપીઆ શ્રીમંતો ખર્ચી શકે છે પણ એ જ શ્રીમંતોને મુખે કેળવણીમાં દ્રવ્ય ખર્ચવાનું આવે ત્યારે સ્વાર્થત્યાગની ફિલસુફીનો ઉચ્ચાર શા માટે થાય છે તે સમજાતું નથી.

કેળવણીમાં પડેલાં ભાઇઓ અને બહેનો સ્વેચ્છાપૂર્વક ગરીબી ધારણ કરે અને એ પવિત્ર ધંધામાં જે દ્રવ્યપૂજન પેસી ગયું છે તેને ધકકેલી પાડે તે આજે ખૂબ જરૂરનું છે. પણ સમાજ પોતાના ધર્મનો વિચાર કરીને આવાં ભાઇબહેનોને સસ્તાં ખરીદી લેવા નીકળી ન પડે એ પણ એટલું જ જરૂરનું છે.

ગૃહપતિ છાત્રાલય માટે મરી ફીટવા તૈયાર હોય; અને સંચાલકો તે ગૃહપતિને જીવનમાં ઉણપ ન આવવી જોઇએ એ માટે સદૈવ જાગૃત હોય: બન્નેએ પોતપોતાના ધર્મમાં રહેવું જોઇએ. સંચાલકો સસ્તો ગૃહપતિ ન શોધે પણ સારો ગૃહપતિ શોધે; અને સારો ગૃહપતિ પરિણામે સસ્તો જ પડે છે એવો સૌનો અનુભવ હશે.

નાનાભાઇ

## કાર્યાલય તરફથી:—

૧ છાત્રાલયમંડળની યોજના અનુસાર મંડળનું મુખ્ય કાર્યાલય અમરેલી રાખવામાં આવ્યું છે અને મંડળ સંબંધે તમામ પત્રવ્યવહાર અમરેલીથી ચાલે એવી ગોઠવણ થઇ ચૂકી છે.

૨ મંડળની ધારણા મુજબ ગૂજરાત–કાઠિયાવાડનાં છાત્રાલયોનો 'સર્વસંગ્રહ' શ્રી. ભીખાભાઈ પટેલ તૈયાર કરવા લાગ્યા છે અને પત્રિકાનું કામ ભાવનગરમાં શ્રી. નાનાભાઇ હસ્તક શરૂ થઇ ચૂક્યું છે.

૩ છાત્રાલયોનો સર્વસંગ્રહ તૈયાર કરવામાં બધાં છાત્રાલયોના સહકારની પૂરી અપેક્ષા છે. છાત્રાલયોની પૂરી યાદી મળી જાય, જે છાત્રાલયોને આ સર્વસંગ્રહને અંગે હકીકતો પૂછવામાં આવે તે છાત્રાલયો બનતી તાકીદે હકીકતો પૂરી પાડે અને હકીકતો યા પ્રશ્નોના ઉત્તરો બને તેટલા સ્પષ્ટ હોય તો જ આવો સંગ્રહ થઇ શકે. અમે બધાં છાત્રાલયોનો આવો સહકાર માગીએ છીએ.

૪ છાત્રાલય મંડળના કાર્યાલય ખર્ચ ખાતે આજ સુધીનો અમરેલી ખાતેનો ખર્ચ રૂ. ૫૫–૧૨–૦ થયો છે.

૫ જુદાં જુદાં છાત્રાલયોની મુલાકાત લઇ છાત્રાલયના આંતર વહીવટમાં પરિવર્તન કરવાનો માર્ગ સરળ કરવાની યોજના હજી જોઇએ તેવા પ્રમાણમાં અમલમાં મૂકી નથી; છતાં એ દિશામાં શ્રી. કલ્યાણરાય જોશી કામ તો કરી જ રહ્યા છે.

મંત્રી : છાત્રાલય મંડળ.

### અ નુ ક્ર મ



'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર.

મુદ્રણસ્થાન: 'શ્રી સરસ્વતી' છાપખાનું, અજીત બીલ્ડીંગ, ભાવનગર

# છાત્રાલય

('છાત્રાલય મંડળ' તરફથી)

વર્ષ ૧ લું ૧૯૭૭

અંક ૨ જો ચૈ

: તંત્રી :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

પત્નીની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

શ્રી કાઠ[illegible] ગઢવી સમાજે

શ્રીયુત દાદાભા[illegible] [illegible]જી ચાવડા

તરફથી સાનન્દ સપ્રેમ ભેટ.

જેની ના કહે તે જ કર-
વામાં મને આનંદ આવે
છે. મોટાંઓ ચીડાઇને
મને અવળચંડો કહે છે
ત્યારે અંતરથી હું રાજી
રાજી થાઉં છું. કોણ જાણે
કેમ પણ અવળચંડો થવું
મને બહુ જ ગમે છે.

"તરંગ"

# અમારા ખાતર

કેળવણીનો નવો યુગ મંડાયો, અને આજની વિચારસરણીમાં ફેર પડ્યો. ગઇ કાલનાં માબાપ બાળકને અવગણતાં તો આજનાં માબાપ બાળકને સન્માને છે. ગઇ કાલનાં માબાપ બાળકને સહેજ પણ ગુન્હા માટે શિક્ષા કરતાં તો આજનાં માબાપ સમજાવટથી કામ લે છે. ગઇ કાલનાં માબાપ બાળકને દેખતાં જ તેના ઉપર તાડુકતાં તો આજનાં માબાપ બાળકને દેખીને હસે છે. ગઇ કાલનાં માબાપ "આમ કરો ને તેમ કરો" તેવા હુકમો છોડતાં તો આજનાં માબાપ "આમ કરશો?"ની માનભરી માગણી કરે છે. ગઇ કાલનાં માબાપ બાળકને એક લકરૂં કહેતાં તો આજનાં માબાપ બાળકને "દેવનાં દીધેલ" ગણે છે. ગઇ કાલનાં માબાપ બાળચેષ્ટાને ઉધમાત કહેતાં તો આજનાં માબાપ બાળચેષ્ટાને બાળશક્તિઓનાં સર્જન કહે છે. ગઇ કાલનાં માબાપ બાળકને "નજર તળે" ને "હાથ તળે" રાખવામાં બાળકનું હિત સમજતાં તો આજનાં માબાપ તેને સ્વતંત્ર મૂકવામાં તેનું હિત સમજે છે. આમ અનેક રીતે આ નવીન યુગ ગઇ કાલના વિચારોમાં જમ્બર પરિવર્તન કરી રહ્યો છે.

પરંતુ આમ હોવા છતાં આપણને મોટેરાંને આપણી મોટપ, આપણું આધિપત્ય, આપણી વડીલાઇ છોડવાં ગમતાં જ નથી, અને તેથી આપણી એ અહંતા આપણને અનેક રીતે છેતરે છે અને બાળકની કેળવણીમાં આપણી નવીન દૃષ્ટિ હોવા છતાં તેની પાસે આપણું ધાર્યું કરાવે છે. આપણને તેનું બહુ જ ઓછું ભાન રહે છે.

આપણું બાળક સ્વતંત્ર બુદ્ધિથી સ્વતંત્ર વિચાર કરતું થાય છે. આવે વખતે કાં તો આપણી પરંપરાથી રૂઢ થઇ ગયેલી માન્યતાને લીધે અને કાં તો બાળક રખેને આડેમાર્ગે ચડી જશે તેની બીકને લીધે આપણે બાળકની વિચારસરણી તરફ શંકાની નજરથી અને તેના આચાર તરફ બીકની દૃષ્ટિથી જોતા શીખીએ છીએ. સ્વાતંત્ર્યની આપણી નવીન ભાવના આપણને આ વખતે પોતાની તરફ ખેંચે છે. પરંતુ આપણું સ્વાતંત્ર્ય એ દાન કરેલું સ્વાતંત્ર્ય હોય છે તેથી આપણે તેની તરફ દાતાની નજરથી જોઇએ છીએ. બાળકને દાન કરી દીધેલી વસ્તુ આપણે પાછી લેવા નથી ઇચ્છતા પરંતુ જેમ કોઇ પણ વસ્તુના દાતાને પોતાના દાન તરફ ઉંડાણમાંથી પણ મારાપણું રહે છે અને તે વસ્તુના વપરાશ ઉપર ભલે કે હક પણ પોતાનો અધિકાર રહી ગયો હોય તેવી લાગણીથી જુએ છે, તેમજ આપણે પણ બાળકને આપેલા

સ્વાતંત્ર્ય તરફ આપણા અધિકારની વસ્તુની નજરથી જોઇએ છીએ. જેમ કોઇ પણ દાતા, જેને દાન કર્યું હોય છે તેને તે વસ્તુના ઉપયોગ સંબંધે સીધા હુકમો નથી કરતો પરંતુ પોતાની ઇચ્છામાં હોય તેવો ઉપયોગ તે વસ્તુના માલેકની દૃષ્ટિથી સૂચવે છે તેવી જ રીતે બાળકને આપેલા સ્વાતંત્ર્યના માલેક તો આપણે જ છીએ તેવી વૃત્તિથી આપણે બાળકે કરેલા અને કરી રહેલા સ્વાતંત્ર્યના વપરાશ તરફ હમેશાં જોઇએ છીએ. પછી તો આપણને જ્યાં એમ લાગે કે આપણા દાનનો સાચો ઉપયોગ નથી થતો ત્યાં આપણે સીધા નહિ પરંતુ છૂપા મુરબ્બીના દાવાથી બાળકને એમ કહીએ છીએ કે "બીજા કશાની ખાતર નહિ તો અમારા ખાતર તારે આમ ન કરવું જોઇએ અને તેમ કરવું જોઇએ." આ આપણા 'અમારાં ખાતર'ની પાછળ આપણો ઉંડો ઉંડો પણ મતાગ્રહ છુપાઈ રહેલો છે તેની આપણને ઓછી જ ખબર રહે છે અને પછી 'અમારા ખાતર'નો અંકુશ કોઇ અમુક જ ઠેકાણે નથી અટકતો. એ તો મતાગ્રહના જેટલો જ બળવાન અને આગ્રહી બને છે અને જ્યાં ને ત્યાં બાળકના સ્વાતંત્ર્યને છેદી પોતાનો જ કક્કો ખરો કરાવે છે.

મતાગ્રહના આ નવીન સ્વરૂપ 'અમારા ખાતર'નું ઝેર કેટલું છે અને ક્યાં છે તેનું આપણ મોટેરાંઓને જ્યારે યથાર્થ ભાન થશે ત્યારે જ સ્વાતંત્ર્યના નવીન વિચારને આપણે યોગ્ય રીતે ઝીલ્યો કહી શકાશે.

હરભાઇ

## ભાંગફોડ એ મારો ધર્મ છે

### ( ૧ )

રાત પડવા આવી હતી. છાત્રાલયમાં વાળુનો વખત થવા આવ્યો હતો. કેટલાએક વિદ્યાર્થીઓ ટેકરામાં દિશાએ જવા નીકળ્યા.

રસ્તામાં સડક પર વીજળીના દીવા—મ્યુનીસીપાલિટીની બત્તીઓ બળે.

પ્રેમશંકરે વાંકા વળીને એક નાનો પથરો ઉપાડ્યો અને નાખીને એવો તો ઘા કર્યો કે બત્તીનો ગ્લોબ તડાક તૂટીને હેઠે.

"હં, હં, પ્રેમશંકર ?"

"અરરર પ્રેમલા, આ શું કર્યું ?"

"હું જુવાન છું. ભાંગફોડ એ મારો ધર્મ છે."

* * *

સાંજ પડી ગઇ છે. રસ્તાનો અવરજવર બંધ થવા લાગ્યો. પક્ષીઓ

બધાં માળામાં પહોંચી ગયાં. રસ્તાની બન્ને બાજુએ પીપરો અને લીમડા ઝુકી રહ્યા છે. આકાશમાં આઠમનો ચંદ્રમા છે.

પ્રેમશંકર અને કૃષ્ણલાલ વાતો કરતા ચાલ્યા આવે છે. પ્રેમશંકરના હાથમાં લાંબું ધારિયું છે, કૃષ્ણલાલના હાથમાં કાન્તનું પુસ્તક છે.

"કૃષ્ણલાલ જરા ઉભો રહે તો?"

"એટલી વારમાં પેશાબ કરાણો થયો? તું તો ભારે ભાઇ!"

પ્રેમશંકરે એક મોટી પીપર પાસે જઇને ધારિયાનો ઘા કર્યો અને એક ડાળ કડડડ કરતી નીચે આવી.

"હં, હં, પ્રેમશંકર! આ શું કર છ?"

"હું જુવાન છું. ભાંગફોડ એ મારો ધર્મ છે."

* * *

રાતના નવ વાગ્યા હતા. ચોકમાં પથારીઓ થઇ ગઇ હતી. દીવાઓ બધા લગભગ ઓલવી નાખ્યા હતા અને સુવાનો ઘંટ ધીમે ધીમે વાગે જતો હતો. એટલામાં દરવાજે કોલાહલ થયો.

"કોણ છે એ?" હાથમાં ફાનસ લઇને સુપ્રિન્ટેન્ડન્ટ દરવાજે ગયા.

"જી!" પ્રેમશંકર આગળ આવીને બોલ્યો, "આ માણસને સખ્ત શિક્ષા થવાની જરૂર છે. અમે ફરીને ચાલ્યા આવતા હતા ત્યાં એકદમ અમારી પાછળ આવીને તેણે મારી લાકડી આંચકીને તોડી નાખી અને મને ચાર તમાચા માર્યા."

"જોઉં કેટુંક વાગ્યું છે?" સુપ્રિન્ટેન્ડન્ટે બત્તીની વાટ વધારી.

"મને માર્યો એનું તો કંઇ નહિ પણ આપણી સંસ્થાના એક વિદ્યાર્થીને આવા મવાલી મારે એનો આપણે વિચાર કરવો જોઇએ."

સુપ્રિન્ટેન્ડન્ટનું લોહી જરા તપી આવ્યું. વિદ્યાર્થીઓ પ્રત્યેની વત્સલતા તેના દિલમાં ઉભરાઇ અને તે બોલી ઉઠ્યાઃ "ક્યાં છે એ માણસ?"

"આ રહ્યો."

"અલ્યા, મારા વિદ્યાર્થીને તારાથી આંગળી અડાડાય?"

"જી, જેવા આ તમારા છોકરા જુવાન છે તેવો હું પણ જુવાન છું. ભાંગફોડ એ જેવા એમનો ધર્મ છે તેવો મારો પણ ધર્મ છે."

સુપ્રિન્ટેન્ડન્ટ સ્તબ્ધ ઉભા રહ્યા ને મવાલીને જોવા માટે બત્તી ઉંચી કરી ત્યાં તો મ્યુનીસીપાલિટીના સેક્રેટરીને દીઠા.

"ઓહો! આપ ક્યાંથી?"

"હું પણ આજે જુવાની માણવા નીકળ્યો છું."

(૨)

ગામને ગોંદરે. એક શાળા. શાળામાં બે માસ્તર, એક બ્રાહ્મણ ને એક ઢેઢ. છોકરા વીશ પચ્ચીશ ભણે.

ગામને પાદર જાન આવી તેમાં બે એજ્યુકેટેડ. દૂબળાં શરીર, ક્લિ-ટાઇટ કપડાં, આંખે ચશ્મા અને હાથમાં ટેનીસન. બન્ને બોલીએ કરે એ તો અંગ્રેજીમાં જ. સામૈયું કરીને જાન ગામમાં પેઠી અને આ ભાઇઓ નિશાળ જોવા ગયા.

ઝાંપાને હડસેલીને હરિશંકર અંદર ગયા.

" નિશાળના માસ્તર ક્યાં છે ? માસ્તર ? "

પાસે જ એક બાઇ છાણ મેળવતી'તી તેણે કહ્યું: " ઇ તો એ પણે એકઢાળિયામાં ગાયો દુહે. ઇ ઝાંપો બંધ કરતા આવો, બંધ; નહિતર ઢોર આવશે તે બધું ચરી જશે "

* * *

" તમે આ શાળાના મહેતાજી છો ? "

" જી, હા. "

" આ શાળામાં કેટલા ધોરણ સુધી ચાલે છે ? "

" આ શાળામાં ધોરણબોરણ છે નહિ. "

" હેં, ધોરણ સમજાણાં નથી ? ત્યારે છે શું ? "

" નથી ધોરણ, નથી ઇનામબીનામ, નથી માર્ક, નથી પરીક્ષા, નથી પ્રમાણપત્રક. " માસ્તરે કહ્યું.

" આ બધું નહિ ? " હરિશંકરે આંખો ચડાવી.

" આ ઉપરાંત બીજું ઘણુંયે નથી. નથી મોટા મોટા ધર્મનો ઉપદેશ, નથી જડબાંતોડ વ્યાકરણ, નથી ઝાંખીના લીધેલા નિબંધોનું લેખન, નથી જૂઠાણાથી ભરેલો આપણા દેશનો ઇતિહાસ, નથી... "

" હવે બસ કરો, બસ કરો, આ બધું નથી ત્યારે છે શું ! " હરિ-શંકર ઉતાવળા થયા.

" છે ગાયો દોહવાનું, છે પશુ પક્ષી પાળવાનું, છે ખેતર વાવવાનું, છે લોકભાષાનો અભ્યાસ, છે સંગીત અને આલેખન, છે આસપાસના પ્રદેશની જીવતી ભૂગોળ અને ઇતિહાસ, છે આ બધી પ્રવૃત્તિઓનું રીતસરનું ગણિત, છે... "

"હવે જાણ્યું બધું 'છે' ને 'નથી.' તમારે ત્યાં ઇન્સ્પેક્ટર આવીને શું કરે છે?"

માસ્તરે શાંતિથી જવાબ દીધોઃ "આ શાળાના ઇન્સ્પેક્ટરને મા હજી જણવાની છે."

"લે આને તો ઇન્સ્પેક્ટર જ નહિ! ત્યારે તો ભારે મજા આવે. ભણાવવાની પણ હોંશ તો રહે." જમનાદાસ બોલ્યા.

"શેની ભણાવવાની હોંશ?" હરિશંકર ચીડાયા.

"અમારે ત્યાં ભણાવવાનું પણ ન મળે."

હરિશંકરનો પિત્તો હાથ ન રહ્યોઃ "તમે ભણાવો પણ નહિ ત્યારે શું હજામત કરો!"

"એમ જ. જુઓ આ સામે મારા મિત્ર પુંજાભાઇ હજામત જ કરે છે; આ છાણાં થાપે છે એ મારી ઘરવાળી છે; તેને તો તમે મળ્યા જ છો. છોકરાઓને સ્વચ્છતા વગેરેની તાલીમ એ આપે છે."

હરિશંકરથી ન રહેવાયુંઃ "માસ્તર સાહેબ, મને માફ કરશો. તમે પોતે કેટલું ભણ્યા છો!"

"હું મુંબઈ યુનિવર્સિટીનો ફર્સ્ટ ક્લાસ એમ.એ. છું અને ટ્રેનિંગ કૉલેજમાં એક વર્ષ રહી ત્યાં પણ ફર્સ્ટ ક્લાસમાં પાસ થયો છું."

બંને ઇન્સ્યુએંટાએ મોંઢામાં આગળાં નાખ્યાં.

"તમે એમ.એ. થયા છો? તો પછી આવું બધું શું માંડી બેઠા છો?"

"જે યંત્રમાંથી હું નીકળ્યો છું તે યંત્રને હું તોડવા માગું છું. ચાલુ શિક્ષણને નાબુદ થયેલું જોવા હું ઉત્સુક છું."

"અરે પણ આમ હોય? આજના શિક્ષણમાં દોષો તો છે જ. પણ દોષો તો તમારી રાષ્ટ્રીય શાળાઓમાં પણ ક્યાં નથી? આપણે દોષોને દૂર કરો. પણ આ તે કંઇ રીત છે? આમાં છોકરા ભણે શું રાખ!"

"મને હવે તો લાગ્યું છે કે જે કોઇ પણ રીત હોય તો આ જ રીત છે. આજે બધે શાળાઓમાં ઘડપણ પ્રવર્તે છે. શિક્ષક ઘરડા, પદ્ધતિઓ ઘરડી, પુસ્તકો ઘરડાં, વિષયો ઘરડા, વિચારો ઘરડા, મકાનો ઘરડાં, ફર્નીચર પણ ઘરડું-બધું ઘરડું ઘરડું. ક્યાંય જુવાની મળે જ નહિ. શિક્ષણમાં આવી ગયેલા આ ઘડપણની ભાંગફોડ એ આજે જુવાનોનો પરમ ધર્મ છે. મને તો લાગે છે..."

હરિશંકર વચ્ચે બોલી ઉઠ્યા: "પણ આવી ભાંગફોડથી તો જે થોડું ઘણું શિક્ષણ આજે મળે છે તે પણ નહિ મળે અને છોકરાઓ બધા વંઠી જશે. તમારા જેવાએ તો જૂના અને નવાનું યોગ્ય સંમિશ્રણ કરીને ચાલવું જોઇએ."

"એક દિવસ મને એવી શ્રદ્ધા હતી, આજે એ શ્રદ્ધા નથી. આજે તો આખી જમીન સાફ થવી જોઇએ અને તે કામ જુવાનોનું છે. જુવાનો ભાંગફોડ કરી લેશે તો પછી પાછળથી ટાંચે પેંચે નવું ઉભું કરનારા આપના જેવા વૃદ્ધો ઘણાએ પડ્યા છે."

"આનું ચસકી ગયું લાગે છે!" હરિશંકરે જમનાદાસના કાનમાં કહ્યું.

"ના, ના, એ બોલે છે ત્યારે તો એની વાત સાવ સાચી લાગે છે. આપણે એ કરી શકીએ કે કેમ તે જુદી વાત."

"હવે કર્યો કર્યો! ભાઈ આજની શાળાઓને ભાંગવા બેઠા છે! આ ગાંધી ઢોલે અને છાણાં થાપ્યે શાળાઓ ભાંગવાની હતી! આ પોતડીદાસને ખબર નથી કે અમારી શાળાના પાયા તો દોઢસો દોઢસો ફૂટ ઉંડા લીધા છે!"

મેહ્યુએટોએ વિદાય લીધી અને માસ્તર હજામત કરાવવા ગયા.

નાનાભાઇ

## ગુહ્ય પ્રશ્નો

(શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનમાં એવો રિવાજ છે કે દરેક વિભાગના ઉપરી સંસ્થાના નિયામકને તે માગે ત્યારે પોતાના વિભાગમાં થયેલ કામકાજનો અહેવાલ વિસ્તારથી લખી મોકલે. છાત્રાલય વિભાગના ઉપરીએ લખી મોકલેલા તેવા એક અહેવાલમાં કેટલુંએક લખાણ એવું છે કે જેમાંથી કોઇ પણ છાત્રાલય ચલાવનારને જાણવાનું મળી શકે. ગુહ્ય પ્રશ્નો ઉપરનું તેમનું લખાણ અમે અહીં એ સંસ્થાના નિયામકની રજાથી ઉતારીએ છીએ: તંત્રી)

દશથી સત્તર વર્ષની ઉંમર એવી છે કે જ્યારે વિદ્યાર્થીના શરીરમાં વીર્ય ઉછાળા મારી રહ્યું હોય. આથી શરીરસંરક્ષણની ગમે તેટલી સંભાળ તેમજ શરીરવિકાસ માટે ગમે તેટલા ઉપાયો લેવા છતાં વીર્યરક્ષણની તેમજ ગુહ્યેન્દ્રિયોની યોગ્ય સંભાળની તાલીમ જો વિદ્યાર્થીને વખતસર આપવામાં ન આવે તો પરિણામ ઘણું જ ભયંકર આવે. વિદ્યાર્થી બાર તેર વર્ષની કે પંદર વર્ષની ઉંમરે અહીં આવે છે ત્યારે જનનેન્દ્રિયનો દુરુપયોગ કોઈ પણ કારણે કરતાં શીખીને જ આવ્યો હોય છે. આવા વિદ્યાર્થીઓ બે પાંચ ટકા નહિ પરંતુ ૫૦ થી ૬૦ ટકા જેટલા માલુમ પડે છે. દુઃખની વાત એ છે

કે આવી કુટેવોમાં પોતે તો ફસાઇ પડેલા હોય છે પરંતુ જેમ દરેક દુર્વ્યસનનું બને છે તેમ આ દુર્વ્યસનનો ફેલાવો કરવા પણ તેઓ ઉત્સુક હોય છે. અહેવાલના વર્ષ દરમ્યાન વારંવાર એવું બનવા પામ્યું છે કે સત્રની શરૂઆતમાં આવી ચેપી કુટેવો લઇને પાંચ સાત વિદ્યાર્થીઓ આવે અને જોતજોતામાં પચીશ પચાસમાં તેનો ફેલાવો થઈ જાય. આમ ઘણાયે નિર્દોષ અને અજ્ઞાન વિદ્યાર્થીઓ વીર્યક્ષયને માર્ગે અજાણપણે વળી જાય છે અને પછી તેમની શારીરિક સ્થિતિનો પ્રશ્ન અત્યંત ગંભીર થઇ પડે છે. દુઃખની વાત તો એ છે કે એ કુટેવ છે એવું જાણી જનારા વિદ્યાર્થીઓ પણ ખોટી શરમને લીધે કોઇ મોટેરાંને તે વાત કહેતાં અચકાય છે અને મનમાં ને મનમાં મુંઝાય છે.

પછી તો શારીરિક તેમજ માનસિક એવાં કેટલાંક ચિન્હો દ્વારા આવી કુટેવામાં સપડાઈ ગયેલા વિદ્યાર્થીને અમે શોધી કાઢવા લાગ્યા અને તેમની સાથે વિશ્રંભવાતાઓ ગોઠવવાની શરૂઆત કરી. આવી વિશ્રંભવાર્તાઓ સમૂહગત બને તેના કરતાં વ્યક્તિગત રહે તો વધારે સફળતા મળે છે એવો અમારો અનુભવ થયો છે. અલબત્ત આવી વાતોની ફતેહનો મોટો આધાર ગૃહપતિ અને વિદ્યાર્થીના મીઠા અને વિશ્વાસભર્યા પ્રેમસંબંધ ઉપર વધારે રહે છે એ તો સૌ કોઈ સમજી શકે તેવું છે. વિદ્યાર્થી એમ જરૂર માનતો હોવો જોઇએ કે ગૃહપતિ એ પોતાનો સાચો સલાહકાર મિત્ર છે. અને ગૃહપતિને પણ મનુષ્યસ્વભાવમાં વિશ્વાસ હોવો જોઇએ, તથા આડે માર્ગે ગયેલા વિદ્યાર્થી તરફ તિરસ્કાર અને ક્રોધને બદલે પ્રેમ અને સહાનુભૂતિ હોવાં જોઇએ. ગૃહપતિ વિદ્યાર્થીનો આવો પરસ્પરનો સબંધ જ આવા પ્રશ્નોના ઉકેલમાં ગૃહપતિને કામ આપી શકે છે.

અહેવાલના વર્ષો દરમ્યાન આવા કુમાર્ગે ગયેલા વિદ્યાર્થીઓની સંખ્યા આગલા વર્ષોની સરખામણીમાં પ્રમાણમાં વધારે આવી હતી. આમ બનવાનું એક એ પણ કારણ હતું કે સમાજ મોટે ભાગે હવે દક્ષિણામૂર્તિને રેફ્રોમેંટરી (reformatory=શીલસુધારક સંસ્થા) માનવા લાગ્યો છે. આથી જ હાથથી ગયેલા છોકરાઓને માબાપો અહીં મોકલે છે. એવા વિદ્યાર્થીઓમાં કુમાર્ગે ગયેલા વિદ્યાર્થીઓનું પ્રમાણ વધારે ટકા જોવામાં આવ્યું છે. જો કે માબાપોને તો તેમના પુત્રોની આ દશાની ખબર અમે તેમને આપીએ ત્યારે જ પડે છે!

બ્રહ્મચર્યપાલનની ખાલી વાતોને બદલે અમે ઉંમર લાયક વિદ્યાર્થીઓ સાથે શરીરની રચના, વિધવિધ ઇંદ્રિયો અને તેનો ઉપયોગ વગેરે સંબંધમાં ખુલ્લી વાતો કરી, અને તેમ કરીને તેમને યોગ્ય દિશા આપવાના પ્રયત્નો કર્યાં

છે. કુટેવે ચડી ગયેલા વિદ્યાર્થીઓને ઠેકાણે લાવવાના ઉપાયોમાં સ્વચ્છ રહેવાની ટેવ, શારીરિક શ્રમ, મિતાહાર, વ્યાયામ, કચ્છનો વપરાશ અને ઉત્તેજક વાચનનો ત્યાગ વગેરે સાધનો મુખ્યત્વે ગણાવી શકાય.

જે વિદ્યાર્થીઓ કોઇ પણ પ્રકારની કુટેવમાં સપડાયેલા ન હતા તેમને પણ શરીરરચના અને ઇન્દ્રિયોની પવિત્રતા તથા તેના ઉપયોગમાં લેવી જોઇતી કાળજી વગેરે બાબતો ઉપર કહેવામાં આવ્યું છે. અને તેથી તેઓ કુમાર્ગે જવાના ભયમાંથી ચોક્કસ રીતે બચવા પામ્યા છે. આવા વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઓછી ન કહેવાય. અમારે અહીં કહેવું જોઇએ કે તરુણો માટેની કેળવણીની દરેક દરેક સંસ્થામાં શરીરશાસ્ત્ર અને જનનેંદ્રિયના ઉપયોગ વિષે યોગ્ય જ્ઞાન વિદ્યાર્થીને મળે તેવો પ્રબંધ અચુક હોવો જ જોઇએ. અલબત્ત આ વિષય એટલો બધો કોમળ અને પવિત્ર છે કે તે સંબંધે કહેતાં ગૃહપતિ કે શિક્ષકે અત્યંત સંભાળ રાખવાની જરૂર છે, તેમજ પોતાના ઉપર પણ કેટલોક સંયમ હોવાની આવશ્યકતા છે.

હરભાઇ

## ધર્મશિક્ષણ

સવારનો વખત હતો. વિદ્યાર્થીઓ કેટલાક નાહીને કપડાં સૂકવતા હતા તો કેટલાક મોઈદાંડિયે રમતા હતા. કેટલાક ફુલઝાડને પાણી સીંચતા હતા તો કેટલાક હીંચકે હીંચકતા હતા. કેટલાક દીવાખાનામાં પટ્ટી લગાવતા હતા તો કેટલાક રસોડા તરફ આંટા મારતા હતા.

પ્રાર્થનાનો ઘંટ થયો અને બધાના પગ મંદિર તરફ વળ્યા. સરસ્વતી મંદિરની પ્રાર્થના! ધૂપદીપનો ઠાઠ! ફુલદાનીઓનો ઠાઠ! સંગીતનો ઠાઠ! ધર્માત્માઓના ચિત્રોનો ઠાઠ! અર્ધવર્તુળાકાર ગોઠવાયેલા વિદ્યાર્થીઓનો ઠાઠ!

ટકોરો થયો અને શાંતિલાલે તંબુર છેડ્યો. પ્રાર્થના સંસ્કૃતમાં હતી. એ મનોહર સંસ્કૃત ભાષાના શ્લોકો એક પછી એક વહેવા લાગ્યા.

પણ એ પ્રવાહ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને મંદ લાગ્યો. છાત્રાલયના સેક્રેટરી સાહેબ આજે પ્રાર્થના જોવા માટે આવ્યા હતા.

એક બે શ્લોકો બોલાયા છતાં સુર મોટો ન નીકળ્યો એટલે સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે પોતે પોતાના અવાજમાં જ ફેરફાર કર્યો, અને નજીકના વિદ્યાર્થીઓને આંખ હાથની ભાષામાં તેમ કરવા સૂચના કરી દીધી. આખર વિદ્યાર્થીવર્ગમાં સુપ્રિન્ટેન્ડન્ટનો તાર પહોંચી ગયો.

પ્રાર્થના થઈ તે થઈ. રોજની પ્રાર્થના ઉપરાંત પણ બે ત્રણ ભજનો થયાં અને અંતે સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે પ્રવચન કર્યું.

સૌ વીખરાયા. ધૂપ દીપ, ફુલદાનીઓ, ચિત્રો બધું મંદિરમાં રહ્યું અને બારણાં વસાવા લાગ્યાં. શાંતિલાલ પોતાનો તંબુર ઉપાડીને ઘર તરફ ચાલતા થયા. વિદ્યાર્થીઓ બધા એકબીજાને ખભે હાથ દેતા માથાના વાળને બરાબર કરતા, બન્ને સાહેબોને આડી નજરે જોતા અને ખૂબ સંયમપૂર્વક તોફાન કરતા બહાર નીકળ્યા.

**પેશાબ ક્યાં કરશો?**

આડિંગની ભીંત ?
કેસોટન્સીની ગેલેરીમાં ?
નાવાના નળ પાસે ?
નિશાળના જાહેર રસ્તા પર ?
હવેલીના ખૂણામાં ?
બંગલાના કોમ્પાઉન્ડમાં ?
દરોડાની બાજુએ ?
મ્યુનીસીપાલિટીએ ના
લખી હોય ત્યાં જ ?

સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ અને સેક્રેટરી સાહેબ મંદિરના ઓટલા પર ઉભા ઉભા વાતો કરવા લાગ્યા:

" સાહેબ ! આપને પ્રાર્થના કેવી લાગી ? આપણી શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ નહિ થાય ત્યાં સુધી કેળવણીમાં ભલી વાર આવવાની નથી. ધર્મ એ તો ઈમારતનો પાયો છે પાયો. પાયા વિનાની ઈમારત ટકી સાંભળી છે ? " સુપ્રિન્ટેન્ડન્ટ બોલ્યા.

સેક્રેટરીએ કાંઈ જવાબ ન આપ્યો પણ એક ઉંડો નિસાસો મૂક્યો.+

નાનાભાઈ

## નિશાળે કેમ નથી જતો

રીસેસના સમયમાં જગજીવન નિશાળેથી આવીને મને એક પત્ર આપી ગયો. પત્ર પ્રાણજીવનના વર્ગશિક્ષકનો હતો.

" મે. ગૃહપતિ સાહેબ,

છેલ્લા પંદરેક દિવસથી ચિ. પ્રાણજીવન નિશાળે આવતો જ નથી. તે સંબંધમાં આપના તરફથી કશું લખાણ તેમજ ખબર કશુ નથી. તેનું શું કારણ ! આજે માસની આખર તારીખ છે તેથી આપને પૂછાવવાનું કે તે હવે ન જ આવવાનો હોય તો તેનું નામ રજીસ્ટર ઉપરથી રદ કરું.

જવાબ આપશો, તસ્દી માફ.

લિ. સેવક,
રમણિકલાલ."

પત્ર વાંચી હું વિચારમાં પડ્યો. ઘરમાંથી બહાર આવી આખું છાત્રાલય શોધી વળ્યો. પ્રાણજીવન ક્યાંયે ન હતો. પાછો ઘરમાં આવી મારી બેસવાની જગ્યાએ બેસી માસ્તર રમણિકલાલને જવાબ લખી નાખ્યો.

"પ્રિયભાઈ,

ચિ. પ્રાણજીવનના સંબંધમાં હું કાલે સવારે તમને ઈશ્વરમાં મળીશ ત્યાં સુધી થોભજો.

લિ. આપનો

હરિશંકર"

"પ્રાણજીવનનું શું હશે? અહીંથી તો રોજ શાળાના સમયે બધા વિદ્યાર્થીઓ સાથે નિશાળે જાય છે અને બરાબર પાંચ વાગે પાછો ફરે છે. છતાં શિક્ષક લખે છે કે શાળાએ જ નથી આવતો! ઠીક જોઈશું." કરી હું કામે લાગ્યો.

* * *

રાત્રે મેં પ્રાણજીવનને મારી પાસે બોલાવ્યો.

"કેમ પ્રાણજીવન, શાળામાં અભ્યાસ કેવોક ચાલે છે?"

"ઠીક ચાલે છે સાહેબ!"

"આ મહીને નામ કેટલામું આવશે?"

"ત્રીજું કરીને આઠમું આવશે."

"આજે સંસ્કૃતમાં શું શીખ્યા?"

"દશમો પાઠ ચાલ્યો."

"આ ચિઠ્ઠી વાંચી જોઈએ." કહીને મેં તેના માસ્તરની ચિઠ્ઠી તેના હાથમાં મૂકી. લાંબો વખત સુધી એક પછી એક જૂઠાણું ચલાવ્યે રાખે તે હવે મારાથી સહન નહોતું થતું.

ચિઠ્ઠી વાંચી પ્રાણજીવન ડઘાઈ ગયો. જાણે કે તેલમાં માખી ડુબી! તે નીચું ઘાલી ઉભો રહ્યો.

મેં જરા અવાજને કડક કરીને કહ્યું: "પ્રાણજીવન, પ્રાણજીવન!"

બહુ જ ધીમેથી તેણે સહેજ માથું ઉંચું કર્યું અને પાછું નીચું ઘાલી ગયો. તેની આંખમાંથી ડળક ડળક આંસુ ખરતાં હતાં.

"શું કહેવું છે?"

પ્રાણજીવનની આંખમાંથી આંસુ વધારે જોરથી ખરવા લાગ્યાં.

"જાઓ, અત્યારે સૂઈ જાઓ."

પ્રાણજીવન ધીમે પગલે ચાલ્યો ગયો.

આજે દિવસે સવારે મેં ફરીથી પ્રાણજીવનને મારી પાસે બોલાવ્યો.

"નિશાળે જવું નથી ગમતું, પ્રાણજીવન?" મેં તેના વાંસા ઉપર હાથ ફેરવી મારી પાસે બેસાડતાં કહ્યું.

તેની આંખમાં ઝળઝળીયાં ઉભરાવા લાગ્યાં; તે બોલ્યો: "મને ત્યાં જરાએ નથી ગમતું સાહેબ. રોજ ચાલી ગયેલું જ ચાલે. ન ગમવાથી ઊંઘ આવવા લાગે એટલે માસ્તરની બીક લાગે અને વાતો તો, કરાય જ નહિ."

"પણ ત્યારે અહીંથી તો શાળાએ જાઓ છો તે આખો દિવસ ક્યાં રહો છો?"

"પીતગાર્ડનમાં ફર્યા કરું છું."

"ત્યારે હવે તમે નિશાળેથી ઉઠી જાઓ તો?"

"મારા બાપા ક્યાં માને છે! મને બીજી નિશાળે મોકલે તો મહેનત કરીને હું પાંચમામાં ચડી જાઉં."

"તમે તો ગણિતમા નાપાસ થયા હતા, નહિ?"

"હાજી, એ વિષય મને છોડી દેવા દો તો પહેલે નંબરે પાસ થાઉં."

"ઠીક. તમારા બાપાને પત્ર લખી આજે બોલાવું છું. પછી તમારા શિક્ષક સાથે મળી નક્કી કરશું. જાઓ."

પ્રાણજીવન ગયો. પ્રાણજીવન એકાદ ચોથી ચોપડીમાં નાપાસ થયો હતો. ગણિતના વિષયમાં ૧૦૦માંથી પંદર ટકા પણ પૂરા નહિ મળેલા તેથી તેને નાપાસ કરવામાં આવ્યો હતો. આ તેનું ચોથીમાં બીજું વર્ષ હતું. તેના ગયા પછી હું વિચારે ચડ્યો: "હવે થાય શું! આ આજની શિક્ષણપદ્ધતિએ અને પરીક્ષાથી કરવામાં આવતા નિર્ણયે તો નખોદ વાળ્યું છે! વિદ્યાર્થીને ચૂસી લીધા છે એટલું જ નહિ પરંતુ અનીતિને માર્ગે ધકેલી દીધા છે. એક ગણિત ન આવડે એટલે નાપાસ. એના એ જ ધોરણમાં પડ્યો રહે, અને બધા વિષયો ફરીથી શીખ! જાણે કે ગણિત બધાને આવડવું જ જોઇએ અને ન આવડે તેનું જીવન બરબાદ! એ તો ઠીક પણ આ અનીતિને માર્ગે વિદ્યાર્થીઓ જવા લાગે તેની જવાબદારી કોણ લે છે!"

આવા આવા અનેક વિચારોએ મને મુંઝવ્યો. આખરે મેં મારા મન સાથે નક્કી કર્યું કે પ્રાણજીવનના પિતા માને તો આ વર્ષે તેને નિશાળે ન જ મોકલવો અને મારે તેને શીખવવાનું માથે લેવું.

હરભાઇ

# ફેર પ્લે*

અયોધ્યાના એક હજાર બીજાણુ યોદ્ધાઓ; સૂર્યના તેજમાં ઝગારા મારતી તેમની તીખી તરવારો: વચ્ચે શોભતો રાજા રામનો રથ, તેના યુદ્ધકુશળ ઘોડાઓ, તેનો યુદ્ધવૃદ્ધ સારથિ અને લક્ષ્મણનો જુવાન પુત્ર ચંદ્રકેતુ.

"મહારાજ રામચંદ્રનું અપમાન કરનારની જીભ કેટલી લાંબી છે તે હું માપી લઇશ. ક્યાં છે એ નિર્લજ્જ પાપી ?"

સામેના વાલ્મીકિના તપોવનમાંથી કુશ ચાલ્યો આવે છે. તેની પહોળી છાતી, તેની લાંબી ભુજાઓ, તેનું સીતા જેવું મ્હોં અને ધરતી ધણધણે એવી ધીર તેની ચાલ; અંગ પર એક લંગોટી અને મૃગચર્મનો કટકો તથા હાથમાં ઝુલેલું ધનુષ્યબાણ.

* * *

"સુમન્ત્ર, રથને ઉભો રાખો. મારે હેઠા ઉતરવું છે."

"શા માટે ?"

"કુશને રથ નથી તો મારાથી રથમાં કેમ બેસાય ?"

"કુમાર, આપનું રક્ષણ કરવા માટે મહારાજે મને સાથે મોકલ્યો છે. તો રથમાંથી હેઠા ઉતરવાનું જોખમ હું કેમ ખેડવા દઉં ?"

"તો રઘુકુળની કીર્તિને ઝાંખી કરવાનું જોખમ ખેડશો ?"

સુમન્ત્ર મૂંગો થયો અને ચંદ્રકેતુ ઉતરવા લાગ્યો.

"કુમાર!" કુશે ત્રાડ મારી, "હું તો જંગલનું જનાવર કહેવાઉં. અમારે વળી રથબથ શા ? આપને તો રથમાં બેસવાની ટેવ છે માટે આપ તો બેસો જ."

"ભાઇ કુશ, મારી આસપાસ તીખી તરવારોવાળા એક હજાર યોદ્ધાઓ છે ત્યારે તું એકલો છું. મારા શરીર પર લોહનું બખ્તર છે ત્યારે તારી ચામડી છેક જ ઉઘાડી છે. હું રામચંદ્ર મહારાજના રથમાં અને તું પગપાળો. આમને આમ લડું તો મારી ઉર્મિલા લાજે. રઘુકુળમાં કે જનક-કુળમાં આવું અધર્મયુદ્ધ કોઈ લડ્યું જાણ્યું નથી."

ચંદ્રકેતુએ રથબખ્તર છોડ્યાં અને એકલો કુશની સામે ઉતરી પડ્યો. બે હજાર આંખો ઠરી રહી!

આનું નામ ફેર પ્લે.

—નાનાભાઈ

---

* ધર્મયુદ્ધ

"ડૉક્ટર આવ્યા છે ને આપને બોલાવે છે."

"ડૉક્ટર આવ્યા? જા, આવું છું."

*   *   *

"કેમ ડૉક્ટર સાહેબ?"

"સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ, આ મહેન્દ્રને પેટમાં ભરાવો થયો છે તે કાલે આખો દિવસ ખાવા ન આપો. હું અત્યારે જ દવા આપું છું તે ઊંઘ આવી જશે."

"અરે ડૉક્ટર, હું તો હવે આ વેજાથી હાર્યો છું. ખાવું એટલે તો કેમ જાણે પેટમા કાંસવું. ન કીધે ભાન, ન માર્યે લાજ. સારું ખાવાનું કરો એટલે જરૂર ખૂટાડે ને 'ભૂખ્યા છીએ' 'ભૂખ્યા છીએ' એવી ફજેતી કરે તે જુદી. મેં તો છૂટું મૂક્યું છે. ખાવું હોય તે ખાય ને મરવું હોય તે મરે. તમારે દવા આપવી હોય તો આપો અને ન આપવી હોય તો ન આપો."

ડૉક્ટર હાથમાં કાગળપેન્સિલ લઇને દવા લખવા લાગ્યા, પણ પેન્સિલ હાથમાં કરી ગઇ અને ડૉક્ટર વિચારે ચડી ગયા:

"દવા તે કોની લખુ? મહેન્દ્રની કે સુપ્રિન્ટેન્ડન્ટની?"

નાનાભાઇ

## છાત્રાલયને ઓટીબારે

અમારા છાત્રાલયમાં રાત્રે વિદ્યાર્થીઓને સૂઇ જવાનો વખત સવા નવ વાગ્યાનો રાખવામાં આવ્યો છે. રાત્રે બધા સૂઇ ગયા પછી કોઇ કોઇ વખત હું નિવાસગૃહમાં અહેજ આંટા મારી આવું છું. એવી જ રીતે આજે પણ નીકળ્યો હતો. રાતના અગિયાર વાગ્યા હતા.

સૂતેલા વિદ્યાર્થીઓને અડચણ ન આવે એવી રીતે ધીમે પગલે ઓરડીની કોર નજીક હું ચાલતો હતો. થોડુંક ચાલ્યા પછી હું અટક્યો. આટલી બધી શાંતિમાં કોઇનો અવાજ આવતો હતો. બે વિદ્યાર્થીઓ અંદર અંદર ધીમેથી—અત્યંત ધીમેથી વાતો કરતા હતા. ઉઘાડી રીતે હું તેમની વાતચિત સાંભળી શકું તેમ નહોતો જ, તેથી પગથિયા આગળ ધીમેથી ઝંપાઇને બેસી ગયો. છાની રીતે તેમની વાતો સાંભળવા લાગ્યો.

"પણ તને આટલું બધું મોડું કેમ થયું?"

"પછી તો અમે વાતોએ ચડ્યા તે ચડ્યા જ. ઘણા દિવસની ભેગી થયેલી તે કઇ કેમ પૂરી થાય?"

"તારે તો ઠીક કે આ બોડીંગમાંથી ચાલ્યો આવ્યો પરંતુ એવું શું થયું હશે!"

"કેમ વળી શાનું શું થયું હતું?"

"એ હોસ્ટેલની બોર્ડિંગ તો ચારે કોરથી બંધિયાર છે ને! અને તે કહેતો હતો કે ડેલીનો દરવાજો નવ વાગે તો બંધ થઈ જાય છે. પછી તો ગૃહપતિની રજા વિના ઉઘડે જ નહિ. તે ઇ ક્યાંથી અંદર ગયો હશે?"

"મું તો સાવ બ્હાર જ રહ્યો. એણે પેલા હરિલાલને કહી રાખ્યું હતું કે તેના ઓરડાની પાછળની બારીએ તેનો ફેંટો બાંધી રાખે. ત્યાંથી ચડીને અંદર. તેમાં વળી થવું'તું શું?"

"પણ મોહન તને આ વ્યાજબી લાગે છે? રાત્રે ચોરી છૂપીથી બહાર નીકળવું અને પછી ચોરની માફક પાછલી બારીએ અંદર પેસી જવું એ આપણને શોભે?"

"તો શું કરવું? તું જ કહેને? આપણા ગૃહપતિ પાસે મેં પરમ દિવસે કેટલી બધી આજીજી કરી? વળી પરમ દિવસે તો રજા પણ હતી એટલે લેસનનો પણ સવાલ નહોતો. છતાં તેમણે રજા આપી?"

"એ ગમે તેમ. મને તો એમ લાગે છે કે આવાં કામ આપણે કરવાં ન જોઈએ."

"ત્યારે શું ભાઇબંધોને મળવું જ નહિ?"

"ના, ગૃહપતિ રજા આપે તો જ મળવું, નહિતર નહિ."

"એ કેમ બને? આપણે તે કાંઇ ઢોર છીએ? આપણા ભાઇબંધોને ન આપણે ત્યાં આવવાની છૂટ કે ન આપણે એમને ત્યાં જવાની છૂટ! શું આપણે ભાઇબંધો જ ન કરવા?"

"તારી વાત તો સાચી લાગે છે પરંતુ તારો રસ્તો ગળે નથી ઉતરતો."

"આજ નહિ તો એ દિવસ પછી ઉતરશે."

આથી વધારે વાતચિત સાંભળવાની હિંમત અને ઇચ્છા મને ન રહી.

તે જ વખતે જો કોઇએ મારા મ્હોં ઉપર પ્રકાશ નાખ્યો હોત તો મારા ચહેરા ઉપરનાં ગભરાટ અને મુંઝવણ તે સ્પષ્ટ જોઇ શકત.

તે રાત્રે ઊંઘમાં હું વારંવાર ઝબકી ઉઠતો હતો તેમ મારી પત્નીએ મને સવારે કહ્યું.

હરભાઇ

## શિક્ષક ગૃહપતિ

એક ભાઇ પૂછે છે:—

"શાળામાં શિક્ષક તરીકે કામ કરતા કોઇ ભાઇને ગૃહપતિ તરીકે રાખવા એ સલાહકારક છે? મને તો લાગે છે કે દરેક છાત્રાલયે એક સુવાંગ ગૃહપતિ રાખવો જોઇએ અને તેને માથે બીજો કશો બોજો ન હોવો જોઇએ. આ બાબતનો આપ ખુલાસો કરશો?"

આ ભાઇનો પ્રશ્ન જરા વિચારવા જેવો છે. આજે આપણે ત્યાં મોટે ભાગે શાળામાં કામ કરતા શિક્ષકો જ છાત્રાલયોમાં ગૃહપતિઓ છે. અને આ યોજનામાં આજે સગવડ છે. બોર્ડિંગના વિદ્યાર્થીઓ જે નિશાળમાં ભણતા હોય ત્યાંનો શિક્ષક સુપ્રિન્ટેન્ડન્ટ થાય એટલે નિશાળની, ભણતરની, ચડઉતરની, પરીક્ષાની, નંબરની, વહેલામોડાની, સારા નરસા વર્ગની એવી બધી ધમાલ એ કરે અને વિદ્યાર્થીઓની તકલીફ મીટાવે. નિશાળના બધા શિક્ષકોની સાથે નિકટ સંબંધવાળો આવો સુપ્રિન્ટેન્ડન્ટ જે સરલતાથી આ બધી ગુંચો ઉકેલી શકે તે સરલતાથી બીજો ભાગ્યે જ ઉકેલી શકે એ સ્પષ્ટ છે.

આ ઉપરાંત, આ યોજનામાં આર્થિક સગવડ તો છે જ. બધાં છાત્રાલયો આજે સુવાંગ ગૃહપતિનો ખર્ચ આપી શકે તેમ નથી. આવાં છાત્રાલયો ટકી રહેવા માટે અને બનતે ઠીક ઠીક ટકી રહેવા માટે શિક્ષકોને ગૃહપતિ તરીકે રાખે છે.

અને છતાં, આજે શિક્ષકોને ગૃહપતિ રાખવા સામે અસંતોષ ઉભો છે. એક કેળવાયેલો વર્ગ જણાવે છે કે શાળામાં પાંચ કલાક માથું ફોડીને આવ્યો હોય તે શિક્ષકનું મગજ જ છાત્રાલયને માટે કામનું નથી રહેતું. એવા તંગ મગજવાળા શિક્ષકને માથે છાત્રાલયનો પણ બોજો નાખશો એટલે તે વિદ્યાર્થીઓને મારવા સિવાય બીજું કામ જ નથી કરવાનો. છાત્રાલયના સંચાલકોની એવી ફરિયાદ છે કે શિક્ષકોને ગૃહપતિ રાખીએ છીએ ત્યારે તેઓ શાળાનો થાક ઉતારવા સિવાય બીજું કશું છાત્રાલયમાં કરતા જ નથી, પણ ઉલટું પોતાની અવહારની આવડનને લીધે ઘણી વાર તો બધું ઉંધું મારે છે. શાળાના હેડમાસ્તરોની એવી ફરિયાદ છે કે બોર્ડિંગનો સુપ્રિન્ટેન્ડન્ટ થયો એટલે શિક્ષક શાળાની કોઇ પણ તૈયારી કર્યા વિના આવવાનો અને વર્ગમાં ફાવે તેમ હાંકવાનો. શાળાના હેડમાસ્તરો તત્ત્વની દૃષ્ટિએ બોર્ડિંગના આવા કામને અને ટ્યુશનના શિકારને સરખાં ગણે છે અને બન્નેના અનિવાર્યપણાથી ત્રાસે છે.

જે છાત્રાલયો આર્થિક સગવડની દૃષ્ટિથી શિક્ષકને ગૃહપતિ રાખે છે તેમને શું કહી શકાય ? તેમના હાથમાં બીજો ઉપાય જ ન હોય તો તો આપણે માત્ર તેમની દયા ખાવાની રહી ! પરંતુ, જે છાત્રાલયો દ્રવ્ય હોવા છતાં વધારે વિદ્યાર્થીઓને નભાવવાના લોભથી આવો સસ્તો ગૃહપતિ શોધે છે તેમને તો જણાવવું જોઇએ કે આ લોભ પરિણામે નુકશાનકારક છે. શિક્ષક પણ માણસ છે; તેની શક્તિની પણ હદ છે; તેને આખોય દિવસ તમે જોડશો તો ક્યાંઇક તો તે આરામ શોધી જ લેવાનો છે; પછી નિશાળમાં કે બોર્ડિંગમાં. અને કદાચ આવો આરામ ન લે તો થાકી ગયેલા માણસની માફક ઢચિયાં વડચકાં તો કરે જ કરે.

આ રીતે જોઇએ તો તો દરેક બોર્ડિંગને સુવાંગ ગૃહપતિ જોઇએ. પણ આવો સુવાંગ ગૃહપતિ વિદ્યાર્થીઓને વધારે લાભ કરશે ? આપણી નિશાળો અને છાત્રાલયો આજે જે રીતે ચાલે છે તેમાં તો આવો સુવાંગ ગૃહપતિ બોર્ડિંગની ભારે દેખરેખ રાખે એમ માનીએ પણ વિદ્યાર્થીઓના શાળાના અભ્યાસનું શું ? એ શાળાની સાથે જેને પરિચય નથી એવો ગૃહપતિ તેમને બરાબર ઓળખશે ? તેમને મદદ કરી શકશે ? ૯.

પણ આપણે જરા આગળ ચાલીએ. જે ગૃહપતિને શાળાની સાથે શિક્ષક તરીકેનો સીધો સંબંધ નથી તે ગૃહપતિ છાત્રાલયમાં બેઠો બેઠો કેળવણીની દૃષ્ટિથી કામ ચલાવશે ખરો? આજે આપણાં છાત્રાલયો તો ખાવાપીવાનાં ને સુવા બેસવાનાં ઠેકાણાં છે. વિદ્યાર્થીઓનો પ્રધાન ઉદ્દેશ તો ભણવાનો છે અને તેને અંગે તેને છાત્રાલયમાં રહેવું પડે છે. ખાવાપીવામાં, સુવા બેસવામાં તેમજ ભણવામાં બધાની પાછળ એક જ જીવનની દૃષ્ટિ છે એ તો હજી આપણે સમજીએ ત્યારે ખરા. આજે તો કેળવણીની અને જીવનની થોડી ઘણી તાત્ત્વિક ચર્ચા ક્યાંઇ પણ થતી હોય તો તે નિશાળમાં થતી હશે. એટલે આવી નિશાળથી તદ્દન છૂટો પડી ગએલો ગૃહપતિ તેનામાં હશે તેટલી કેળવણીની દૃષ્ટિ પણ કદાચ ગુમાવી બેસશે અને છાત્રાલયની રસમને વ્યવસ્થાથી ચલાવનાર મેનેજર થઇ બેસશે. નિશાળ એ જેવું તેવું તોયે વિદ્યાર્થીઓના બુદ્ધિવિકાસનું ક્ષેત્ર છે. આખા જીવનનો પલટો કરી નાખવાની મૂળ શક્તિ વિચારમાં રહેલી છે. તે વિચાર વિદ્યાર્થી શાળામાંથી લે એવી આપણી માન્યતા છે. વિચારપરિવર્તનના આ ક્ષેત્રમાંથી ગૃહપતિ તદ્દન છેટો રહે અને કેડ બાંધીને પોતાના જ ક્ષેત્રમાં ઘૂમે તો બોર્ડિંગનું કામ વણસી જાય, અને ગૃહપતિ પોતે પણ વણસી જાય.

માટે ગૃહપતિ કોઈ રીતે વિદ્યાર્થીઓના બુદ્ધિવિકાસના ક્ષેત્રમાંથી હદપાર તો ન જ રહે. અને છતાંયે તેનું મુખ્ય ક્ષેત્ર તો બોર્ડિંગ જ રહે; શાળા નહિ.

આ રીતે વિચાર કરતાં લાગે છે કે આજે શિક્ષકો આખો દિવસ નિશાળમાં કામ કરીને બાકીના વખત બોર્ડિંગ માટે રાખે છે તેને બદલે બોર્ડિંગના ગૃહપતિઓને મુખ્ય કામ તો બોર્ડિંગનું જ મળે અને શિક્ષણ-પ્રવૃત્તિનો પરિચય જળવાઈ રહે તે માટે રોજના એક બે કલાકનું શાળાનું કામ મળે તો આનો ઉકેલ આવે. બોર્ડિંગના સુપ્રિન્ટેન્ડન્ટને બોર્ડિંગનું કામ મુખ્ય, શાળાનું કામ ગૌણ.

આમ થાય તો કામનો અતિશય ભાર પણ ન રહે, હેડ માસ્તરને પણ બોર્ડિંગની ફરિયાદ કરવાપણું ન રહે, સંચાલકોને તેની પાસેથી પૂરતું કામ મળી શકે અને છતાં એ નિશાળ સાથેનો તેનો સંબંધ તો રહેજ છે એટલે એ દૃષ્ટિ પણ રહેશે અને સંબંધની સગવડો પણ મળશે. બાકી માસ્તરો બધા વ્યવહારમાં મીંડાં હોય છે એ ફરિયાદ તો સનાતન ફરિયાદ છે અને રહેવાની. પણ ચાલકો વ્યવહારના માણસની શોધમાં ખુદ કેળવણીની દૃષ્ટિને જ વિસારી ન દે એ તેમને જોવાનું રહે છે.

ગૃહપતિઓ શાળામાં શિક્ષકો તરીકે થોડો વખત્ કામ કરી શકે તે માટે શાળા અને બોર્ડિંગના પરસ્પરના સંબંધમાં મોટો ફેરફાર કરવો પડે. આજે નિશાળ અને બોર્ડિંગોને કાંઈ લેવા દેવા નથી એ પરિસ્થિતિ તો જવી જ જોઈશે. આજે નિશાળો અને બોર્ડિંગો જૂદી જૂદી ઉભી છે અને બોર્ડિંગો પરસ્પરમાં પણ જૂદી જૂદી ઉભી છે તેને બદલે એકાદ શાળા ફરતી બોર્ડિંગો સંકળાય અને શાળા–બોર્ડિંગનું જીવન વધારે ઓતપ્રોત થાય ત્યારે જ આ પ્રશ્નનો ખરો ઉકેલ આવશે. આ વાતને બીજા શબ્દોમાં મૂકીએ તો આજે બોર્ડિંગો બધી છૂટી છવાઈ પડી છે તેને બદલે એક ગામની બધી બોર્ડિંગોએ મળીને પોતાની બોર્ડિંગ સ્કૂલ ઉભી કરવી ઘટે છે. એમ થશે તો જ બોર્ડિંગમાં આજે છે તેથી વધારે જીવન આવશે.

નાનાભાઈ

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર.

મુદ્રણસ્થાન: 'શ્રી સરસ્વતી' છાપખાનું, અક્ઝ્વાડ બીલ્ડીંગ, ભાવનગર

# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૧ લું
૧૯૨૭

અંક ૩ જો
જુન

: તંત્રી :
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

મોટાંઓ જેને સલામતી કહે
છે તેને હું બીક કહું છું.
મોટાંઓ જેમાં જોખમ દેખે છે
તેમાં હું સાહસ જોઉં છું.
મોટાંઓ જે કામથી ડરે છે તે
કામ મને વધારે આકર્ષક લાગે
છે. જે કામ કરતાં મોટાંઓનો
પગ પાછો પડે છે તે કામમાં
મારા પગલાં ત્વરાથી દોડે છે.

"તરુણ"

# ગૃહપતિની લાયકાત

મારા એક મિત્ર લખે છેઃ—

"છાત્રાલયનો બધો આધાર ગૃહપતિ ઉપર જ છે. સારા ગૃહપતિઓ આપો અને સારાં છાત્રાલયો માગી લ્યો, એવી જાતના અવાજો આજે ચારે દિશાએથી આવતા જાય છે. આજના સમાજના જૂદા જૂદા ધંધા માટે તો લાયકાત જેવું કાંઈક ચોક્કસ થયેલું હોય છે પરંતુ છાત્રાલયનું કામ ધંધાની એવી કોઇ પણ જાતની સપાટી પર હજી સુધી ચડ્યું નથી તેથી છાત્રપતિ પસંદ કરવામાં ઘણી મુસ્કેલી નડે છે. આપ આવું કોઈ ધોરણ બતાવી શકો?"

આપણાં મોક્ષશાસ્ત્રોમાં જ્યાં જ્યાં સદ્‌ગુરુનો વિચાર કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં બે આવશ્યક વસ્તુઓને તારવી કાઢવામાં આવી છે. સદ્‌ગુરુ શ્રોત્રિય હોવો જોઇએ તેમજ બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ.

**छंदांसि अधीते इति श्रोत्रियः ।** જે છંદસ્‌નો–વેદનો અભ્યાસી હોય, જેણે ભૂતકાળના ઋષિઓના અનુભવો જાણ્યા હોય અને વર્તમાન કાળના ઋષિઓના અનુભવથી પરિચિત રહેતો હોય, જેણે જીવ જગત્ ઇશ્વર અને તેનાં સ્વરૂપો વગેરેનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો હોય અને જે જૂદા જૂદા અધિકારવાળા શિષ્યોને પહોંચી વળવાની યુક્તિ પ્રયુક્તિઓ જાણતો હોય —આ શ્રોત્રિય.

પણ એકલું શ્રોત્રિયપણું શા કામનું ? જેણે માત્ર બીજાના અનુભવો જાણ્યા છે પણ પોતે અનુભવને માર્ગે ગયો નથી તે ગુરુ શિષ્યોનું શું સીધું કરે ? જેણે માત્ર પુસ્તકિયા જ્ઞાન મેળવ્યું છે પણ એ જ્ઞાનને જીવતું કરી જોયું નથી તે ગુરુ બીજાને શી રીતે દોરવાનો હતો ? જે માત્ર બુદ્ધિના વિલાસ તરીકે શાસ્ત્રોનાં ખંડનમંડન કરી શકે છે પણ ખંડનમંડનથી પર રહેલી વસ્તુનો જેણે સ્વાદ ચાખ્યો નથી તેનું લુખું જ્ઞાન બીજાને શો લાભ કરવાનું હતું. માટે જ સદ્‌ગુરુ પોતે બ્રહ્મનિષ્ઠ હોવો જોઇએ, પરમ તત્ત્વ તેના જીવનમાં ઉતર્યું હોવું જોઇએ, ને જે ધ્યેયે બીજાને લઇ જવાનો તેનો દાવો છે તે ધ્યેય તેને તો પ્રાપ્ત હોવું જોઇએ.

આ આદર્શ સદ્‌ગુરુની વાત.

પરંતુ મોક્ષમાર્ગના ગુરુને માટે કહેલી આ વાત નાની મોટી દરેક દિશાના ગુરુને લાગુ પડે છે. મોક્ષમાર્ગનો ગુરુ મોક્ષશાસ્ત્રનો અભ્યાસી હોવો જોઇએ અને એ માર્ગનો પ્રત્યક્ષ અનુભવી જોઇએ. મીકેનીકલ એન્જીનિયરીંગ

ખાનાનો ગુરુ મીકેનીકલ લાઇનમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જોઇએ. દાક્તરી લાઇનનો ગુરુ દાક્તરી લાઇનમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જોઇએ, વેપારી લાઇનનો ગુરુ વેપારી લાઇનમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જોઇએ, વકીલની લાઇનનો ગુરુ વકીલાતમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જોઇએ અને છાત્રોનો ગુરુ પોતાની છાત્રાલયની લાઇનમાં શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ જોઇએ.

છાત્રાલય એ કેળવણીની સંસ્થા છે. વિદ્યાર્થીના સર્વતોમુખી વિકાસને માટે તો છાત્રાલયનું અસ્તિત્વ છે. માટે આ કેળવણીનો, આ સર્વતોમુખી વિકાસનો શાસ્ત્રીય અભ્યાસ કરવો એ ગૃહપતિની સૌથી પહેલી ફરજ છે. આજે આપણે બધા ગૃહપતિઓ આવા કોઇ પણ જાતના અભ્યાસ વિના ગૃહપતિઓ થઇ બેઠા છીએ અને હજી પણ એવા અભ્યાસ તરફ આપણું ધ્યાન જતું નથી. 'વિદ્યાર્થી એ શી ચીજ છે?' 'વિદ્યાર્થી માત્ર હાડમાંસનું પૂતળું છે કે બીજું કાંઇ છે?' 'વિદ્યાર્થીના મનના ધર્મો કયા કયા છે?' વગેરે કાંઇ પણ જોયા જાણ્યા વિના આપણે વિદ્યાર્થીનો વિકાસ સાધવાની, તેનું ચારિત્ર્ય ઘડવાની, તેને સારો શહેરી બનાવવાની મોટી મોટી ડંફાશો હાંકીએ છીએ. આજ સુધીના મહાન્ ગૃહપતિઓના જીવનનો અભ્યાસ, જગતના મહાન્ વિચારકોએ કેળવણી સંબંધે પ્રવર્તાવેલા વિચારોનો અભ્યાસ, શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, પ્રજનનશાસ્ત્ર, ગુન્હાશાસ્ત્ર વગેરે વિદ્યાર્થી અવસ્થા સાથે નિકટ સંબંધ ધરાવતાં શાસ્ત્રોનો અભ્યાસ અને આ બધાંને કેળવણીની દૃષ્ટિથી છાત્રાલયમાં કેમ સાધી શકાય તેનો અભ્યાસઃ આ બધું ગૃહપતિનું શ્રોત્રિયપણું છે અને આવા શ્રોત્રિયપણા વિના ચાલતાં આપણાં આજનાં છાત્રાલયોને કોઇ ભાઇ 'વીશી'નું નામ આપે તો તેમાં આપણે જરાયે ખોટું લગાડવાનું નથી. છાત્રાલયનો આવો શાસ્ત્રીય અભ્યાસ એ તમે કહો છો તેવું ગૃહપતિની લાયકાતનું એક અંગ ગણાવું જોઇએ અને એવા અભ્યાસવાળા માણસને જ ગૃહપતિ તરીકે પહેલો લાભ અપાવો જોઇએ.

પણ એકલો અભ્યાસ, એકલું પુસ્તકિયા જ્ઞાન બસ નથી. આવું જ્ઞાન એકલું હોય તો માણસ કદાચ સુંદર ભાષણ આપી શકે, કદાચ સારા નકશાનો બૌદ્ધિક ખુલાસો પણ કરી શકે; પણ છાત્રાલયનો કોઇ પણ પ્રશ્ન સન્મુખ ખડો થયો હોય ત્યારે તેનું જ્ઞાન તેને છોડીને ચાલતું થાય અને પ્રશ્ન અણઉકેલ્યો રહી જાય, માટે આવા જ્ઞાનની સાથે તે જ્ઞાનને વ્યવહારમાં ઉતારવાની દક્ષતા ગૃહપતિમાં જોઇએ. આ વસ્તુને આપણે સામાન્ય રીતે વ્યવહારદક્ષતા કહીએ છીએ. પણ આપણે યાદ રાખવું ઘટે છે કે એકલું જ્ઞાન માણસને વેદીઓ

બનાવે છે ત્યારે એકલી આ વ્યવહારદક્ષતા માણસને વહેવારીયો બનાવી દે છે. છાત્રાલયોમાં એકલા જ્ઞાનવાળા ગૃહપતિઓ જેમ નિષ્ફળ નીવડે છે તેમ એકલા વ્યવહારકુશળ ગૃહપતિઓ પણ નિષ્ફળ જ–વધારે નિષ્ફળ નીવડ્યા છે: માત્ર તેમની નિષ્ફળતાનાં ત્રાજવાં આપણે હાથ ધર્યાં નથી એટલે તેનું માપ આપણે કાઢી શક્યા નથી.

હવે આપણે ગૃહપતિની બ્રહ્મનિષ્ઠા પર આવીએ. કેળવણી એ તો જીવનનું શાસ્ત્ર છે: કેળવણીકાર કે શિક્ષક વિદ્યાર્થીઓના વિકાસનો અભ્યાસ જ કર્યા કરે પણ એ અભ્યાસ તેના પોતાના જીવનને સ્પર્શ જ ન કરે તો તેનું શ્રોત્રિયપણું એળે જાય છે. જે ગૃહપતિનું પોતાનું જીવન ઉચ્ચ ન હોય, યા તો જે ગૃહપતિ પોતે નિરંતર વધારે ને વધારે ઉચ્ચ થવા પ્રયત્ન કરતો ન હોય તે ગૃહપતિ ગમે તેટલો શ્રોત્રિય હોય તો પણ છાત્રાલય માટે નકામો છે. જેના જ્ઞાનમાં અને જીવનમાં વિસંવાદ છે તે ગૃહપતિનું જ્ઞાન વિદ્યાર્થીને ઉપદેશ કરશે ને પહેલાં તો તેનું જીવન મોટો ઉપદેશ કરશે. માટે જ ઉચ્ચ જીવન એ ગૃહપતિનું બીજું પણ પહેલા કરતાંયે વધારે મહત્ત્વનું લાયકાતનું અંગ છે. કદાચ ગૃહપતિનો અભ્યાસ ઓછો હશે તો ચાલશે પણ તેનું જીવન શુદ્ધ હશે તો તો હરગીજ નહિ ચાલે.

આ રીતે ઉચ્ચ જીવન અને કેળવણીશાસ્ત્રનો–જીવનશાસ્ત્રનો અભ્યાસ એ બે ગૃહપતિની લાયકાતનાં તત્ત્વો છે.

પણ હજી એક વાત રહી જાય છે. સદ્ગુરુ શ્રોત્રિય હોય, બ્રહ્મનિષ્ઠ હોય છતાં તેનામાં દયાળુતા ન હોય તો ન ચાલે. ગુરુમાં શ્રોત્રિયપણું અને નિષ્ઠા બન્ને હોય પણ ગુરુને અને શિષ્યોને સાંધનાર કોઇ ત્રીજી વસ્તુની જરૂર છે: અને આવી સાંધનારી વસ્તુ તે દયાળુતા છે. 'જે જ્ઞાન મેળવીને હું સુખી થયો છું તે જ્ઞાન આ બિચારાં, રાગદ્વેષથી પીડાતાં માણસોને મળે તો કેવું સારું !'. એવી વૃત્તિથી સદ્ગુરુ પ્રેરાય ત્યારે જ શિષ્યો તરફ તેનું મન જાય છે અને તેમનો સંબંધ નતમ થાય છે. છાત્રપતિમાં પણ વિદ્યાર્થીઓ સાથે સંધાણ કરનાર આવા અલૌકિક તત્ત્વની જરૂર છે. એ તત્ત્વને અભાવે એક જ મકાનમાં રહેવા અને એક જ સાથે જમવા છતાં ગૃહપતિ અને વિદ્યાર્થીઓ હજારો માઇલને છેટે વસતા હોય એવું બને છે. આ તત્ત્વને આપણે વિદ્યાર્થીઓ તરફનો આદર કહીએ. વિદ્યાર્થીઓ તરફનો આદર એટલે વિદ્યાર્થી આવે ત્યારે તેને માન આપવું કે તે આવે ત્યારે તેને ખુરશી આપવી એમ કોઇ ન સમજે. આવો આદર તો વિદ્યાર્થીના આત્મા પર વિશ્વાસ

રાખે છે, તેની શક્તિમાં શ્રદ્ધા રાખે છે, તેના વિકાસ માટે નિરંતર તત્પર રહે છે, તેના સ્વાતંત્ર્યની આડે આવતો નથી અને ખીલતા ફૂલને છૂટે રહ્યો રહ્યો જોવામાં આનંદ માને છે. વિદ્યાર્થીનો વિકાસ જ્યાં જ્યાં અટકે ત્યાં ત્યાં આ ગૃહપતિને દુઃખ થાય છે. દુઃખના વેગમાં ને વેગમાં વિકાસ અટકાવનારનો તે જાણ્યે અજાણ્યે દુશ્મન થઈ જાય છે. આ બધાના મૂળમાં જે વસ્તુ છે તેને આપણે આદર કહીએ. કેટલાએક લોકો આ વસ્તુને વિદ્યાર્થીઓ તરફનો પ્રેમ પણ કહે છે.

આવા આદર વિના–પ્રેમ વિના પણ ગૃહપતિને ચાલી ન જ શકે.

નાનાભાઇ

## ઇર્ષ્યા

કોઇ પણ નાતના ઘોળને પૂછો કે " તમારી નાત ઉન્નતિ કેમ નથી કરતી ? " તો જવાબ મળશે કે " ભાઇ, અમારી નાત ઇર્ષ્યાથી ભરપૂર છે, ત્યાં ઉન્નતિ ક્યાંથી સંભવે ? " કોઈ ખાસ કામ માટે નિમાયેલા મંડળ કે સમાજને પૂછો કે " તમારા સમાજ કે મંડળમાં પ્રગતિ ધીમી કેમ ચાલે છે ? " તો ત્યાંથી પણ જવાબ મળશે કે " શું કરીએ, મંડળના સભ્યોની અંદર અંદર ઇર્ષ્યાનું સામ્રાજ્ય પ્રવર્તિ રહેલું છે, અને ઇર્ષ્યા હોય ત્યાં પ્રગતિ સંભવે જ શી રીતે ? " કોઇ મોટી ધર્મસંસ્થા કે સેવાસંસ્થાને પૂછો કે " આટઆટલાં શક્તિ, સમય અને ધનના વ્યય છતાં પરિણામ કેમ નહીંવું જ દેખાય છે ? " તો તેવી સસ્થાના ચાલકો પણ એ જ જવાબ આપવાના કે " શું કરીએ ભાઇ, અંદર અંદર તેમજ અંદર બહાર, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે તેમજ મંડળ મંડળ વચ્ચે ભારે ઇર્ષ્યા ચાલી રહેલી છે અને ઇર્ષ્યામાંથી તો કુસંપ જ જન્મે ને ? અને કુસંપ હોય ત્યાં પરિણામની શી આશા રાખવી ? '

આજનાં આપણાં છાત્રાલયોના આંતર જીવનમાં પણ આ જ ઇર્ષ્યા નજરે આવે છે. બહારથી સુવ્યવસ્થિત અને આદર્શ દેખાતા છાત્રાલયના પણ આંતર જીવનને ઇર્ષ્યાનો કીડો કોલી રહ્યો હોય છે એ કોઇ પણ ગૃહપતિથી અજાણ્યું નથી. આદર્શ બનવા મથતું છાત્રાલય પણ વિદ્યાર્થી માટે સ્વરાજસંસ્થા ઉભી કરે છે ત્યાં એ સ્વરાજસંસ્થામાં પણ ઇર્ષ્યાનું જોર ઓછું નથી દેખાતું હોતું. આ ઇર્ષ્યાના જ જોરે આંતર વહીવટનાં કેટલાયે કામો બગડે છે, કેટલાંયે અધૂરાં રહે છે અને કેટલાંયે આડાં થઈ જાય છે. ગૃહપતિઓની પાસે આખા દિવસમાં વિદ્યાર્થીઓની અંદર અંદરની જે દાદ ફરિયાદો આવે છે તેમાંની વધારે ટકા ઇર્ષ્યાના જ પરિણામની હોય છે.

દરેક બળવાન ગૃહપતિને પણ આ ઇર્ષ્યાનો પ્રશ્ન ખૂબ જ મુંઝવનો હોય છે.

વસ્તુસ્થિતિ આવી છે ત્યારે ઇર્ષ્યાનો માનસશાસ્ત્રની દૃષ્ટિથી કરેલો ઉકેલ આપણા કામમાં જરૂર મદદ રૂપ થઇ શકે.

ઇર્ષ્યા એ કંઇ મનુષ્યને જન્મ સાથે જ મળેલી સ્વાભાવિક વૃત્તિ નથી. મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ પૈકી જે વૃત્તિ ઇર્ષ્યાના મૂળમાં છે તેને માનસશાસ્ત્રીઓ પરિગ્રહવૃત્તિ (Possessive Instict) કહે છે. આ પરિગ્રહવૃત્તિ દરેક બાળક જન્મે છે ત્યારથી જ સાથે લઇને આવે છે, અને બાળકનો જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ આ વૃત્તિનાં પાશવી અંગો ઘસાઇ જઇને તેનાં ઉત્તમ અંગો આગળ આવતાં જાય છે.

હવે છાત્રાલયોમાં આજે જે ઉમરના વિદ્યાર્થીઓ આવે છે તે ઉમર એવી છે કે જ્યારે પરિગ્રહવૃત્તિ જોરમાં પણ હોય; જો કે પરિગ્રહવૃત્તિનું ખરૂં જોર તો ૭ થી દશ વર્ષની અંદર દેખાય છે. ઘરમાં તેમજ ઘરબહારના વાતાવરણમાં દશ અગિયાર વર્ષની ઉમર સુધી રહેલ છોકરાની પરિગ્રહવૃત્તિનાં ક્ષુદ્ર અંગોને કાં તો પોષણ જ મળ્યું હોતું નથી અને કાં તો અતિશયતાની હદે જાય તેવું પોષણ મળ્યું હોય છે તેથી છાત્રાલયમાં પ્રવેશ કરે છે ત્યારે આવા વિદ્યાર્થીઓમાં આ વૃત્તિ વિકૃત સ્વરૂપ પામીને આવેલી હોય છે. પરિગ્રહવૃત્તિ વિકૃત સ્વરૂપ પામે એટલે અહંતા વધે અને અહંતાને પરિણામે સ્વાર્થ, ચારવૃત્તિ, ઇર્ષ્યા, નિંદા, ખુશામત વગેરે ગણાતા દુર્ગુણો જન્મે. આ પૈકી પરિગ્રહવૃત્તિનું સૌથી વધારે વિકૃત પરિણામ તે ઇર્ષ્યા. ઇર્ષ્યાખોર વિદ્યાર્થી સ્વાર્થી હોય, ચૌરવૃત્તિનો હોય, નિંદક હોય તેમજ ખુશામતીઓ પણ હોય.

ત્યારે આવા ઇર્ષ્યાખોર વિદ્યાર્થીનું કરવું શું ?

વિદ્યાર્થી આવે ત્યારે શરૂઆતમાં તેની પરિગ્રહવૃત્તિનો વિરોધ ન કરવો. ક્ષુદ્ર પરિગ્રહો સાથે સાથે જ ઉચ્ચ જાતના પરિગ્રહો તરફ તેને પ્રેરવો કે જેથી સમય જતાં પેલી ઉચ્ચ પરિગ્રહવૃત્તિના બળે ક્ષુદ્ર વૃત્તિ આપોઆપ જ નાશ પામે. ઇર્ષ્યાળુ વિદ્યાર્થીને હરિફાઇ કરવાની કે નિંદા સ્તુતિ કરવાની તક જ ન આપવી. પરંતુ તેના પરિગ્રહોમાં ઉત્તમ પરિગ્રહો વધારે વધે તેની કાળજી રાખવી અને એ પરિગ્રહો વધારવા દેવા. દાખલા તરીકે તે બાગકામ કરતો હોય તો તેને સર્વ સામાન્ય બગીચામાં રોકવાના કરતાં તેને પોતાનાં જ એક કે બે ક્યારા આપી દેવાં. તેની સંભાળ, પોષણ, વર્ધન બધું એને માથે. એ ક્યારા એનાં જ. તેનાં રમતનાં સાધનો કે છાત્રાલય તરફથી મળતી વાપરવાની ચીજો પણ તેને જ સોંપી દેવી-તેની માલેકીની કરી આપવી. આમ થવાથી

પરિગ્રહવૃત્તિ પોષાશે. પછી ધીમે ધીમે તેને એવા ક્ષેત્રમાં પ્રવેશ કરાવી દેવો કે જ્યાં તેના પરિગ્રહોનો બીજાના માટે ઉપયોગ કરવાની તકો વારંવાર તેને મળ્યા કરે. અને વિદ્યાર્થી કંઇ સ્વભાવે જ સ્વાર્થી નથી, એ તો તેની વૃત્તિઓનું વિકૃત પરિણામ માત્ર છે. તેની સ્વાભાવિક વૃત્તિઓને યોગ્ય ઉત્તેજન મળે વા સન્માર્ગ મળે કે તુરત જ તે સન્માર્ગે જ વળવાની છે. એટલે ઇર્ષ્યાખોર વિદ્યાર્થીની પરિગ્રહવૃત્તિને સન્માર્ગે વાળો અને જુઓ કે તેનો ઇર્ષ્યાળુ સ્વભાવ કેવો જલદીથી નાશ પામે છે. . હરભાઇ

## બસ, તમારૂં શિક્ષણશાસ્ત્ર ઊંઘી ગયું કે?

ગુણવંતરાય દક્ષિણામૂર્તિના વિદ્યાર્થી. સોળેક વર્ષની ઉંમર. શરીરે લઠ્ઠ. હોળીમાં વેશ કાઢવો હોય તો તેમને શોધવા ન પડે. મોઇ દાંડીયાની રમત ચાલતી હોય ત્યારે ગુણવંતરાયને જમવાની ફુરસદ નહિ.

એકવાર ગુણવંતરાય અને તેના પિતા જયશંકરભાઇ હરભાઇને ત્યાં આવ્યા. સાંજનો વખત હતો. હરભાઈ ફળીમાં ખાટલો ઢાળીને પડ્યા હતા.

"હરભાઈ!" ગુણવંતરાયે તાણીને બૂમ મારી.

"નમસ્તે, હરભાઇ."

"ઓહો, વકીલ સાહેબ! અત્યારે ચડી આવ્યા?"

"આ ગુણવંત માટે ઘસડાઇ આવ્યો છું. હવે મેં તો મારા હાથ ખંખેરી નાખ્યા છે. તમારી દક્ષિણામૂર્તિની સ્વતંત્રતા આબાદ ઉતરી છે. મને પહેલેથી આવી ખબર હોત..." વકીલ અટકી પડ્યા.

"હરભાઇ, ઇ તો અમારા ખોટા ખોટા વાંક કાઢે છે. ઘરમાં તો અમે વૈંતરા. કોઠી ફેરવવી હોય તો કહે 'ગુણવંત, ચાલ ફેરવી નાખીએ.' શાક લેવા જવું હોય તો કહે 'ગુણવંત શાક લઇ આવ.' ભાઇને સુવાડવો હોય તો કહે 'ગુણવત, હીંચકો નાખજે.' બોલો, સાચું કે નહિ?"

"તે ઘરનું કામ ન કરવું?"

"તે અમારે ભણવું ન હોય કેમ? આ દક્ષિણામૂર્તિમાં આટલા વખતથી છીએ પણ કોઈ વૈતરૂં કરાવતું નથી. એક થાળી વાટકો ઉટકવાનો તે પણ હાથે કંઇ થયું હોય તો ન ઉટકીએ."

"પણ તમારાં માબાપ કહે એમ ઘરમાં વર્તવું જોઇએ ના?"

"અરે હરભાઇ, ઘરમાં તો ન્હાવાનું પૂરૂં પાણી ય ન લેવા દે, પાણી!" ગુણવંતરાય તાડુક્યા.

"ઘરમાં એની મા એકલી પાણી ભરી ભરીને મરી જાય અને ભાઇ નિરાંતે બેસીને બેદે પાણીએ ન્હાય એના કરતાં કુવે ન જાય, તે ધોતીયું પણ ધોતો આવે ને ઘડો એક ભરતો પણ આવે? હવે કંઇ નાનો છે?"

"અરે હરભાઇ, શી વાત કરૂં? મને તો રજામાં પણ ઘેર જવું ગમતું નથી."

"અને હરભાઇ, મારે તમને કેટલાયે દિવસથી કહેવાનું મન છે તે કહી લેવા દો."

"કહોને! બેલાશક કહો."

"આ સ્વતંત્રતાએ બધી વાટ ઉડાડી છે. મને એને મારવાનું મન તો ઘણુંયે થાય છે પણ હું એને મારી શકતો નથી. પણ તમને મારી અરજ છે કે તમારે એને મારવો. એ માર્યા વિના જ બગડ્યો છે."

"એ તો એમ લાગે. ગુણવંતરાય સુધરવાની ક્યાં ના પાડે છે?"

"હરભાઇ કેમ મારી શકે? હરભાઇ સજાની વિરુદ્ધ છે. સંમેલનમાં એમણે સજા કરવાની વિરુદ્ધ ભાષણ કર્યું હતું." ગુણવંતરાય બોલ્યા.

હરભાઇ ખાટલામાં પડ્યા હતા તે બેઠા થયા. "ગુણવંતરાય તમે એ ભાષણમાં હતા કે? ત્યારે લ્યો." હરભાઇએ એક લપાટ ચોડી દીધી.

"હરભાઇ, કેમ તમારૂં શિક્ષણશાસ્ત્ર ઊંધી ગયું કે?"

"ગુણવંતરાય, મારૂં શિક્ષણશાસ્ત્ર હું સંભાળી લઇશ. તમે તમારૂં વિદ્યાર્થિશાસ્ત્ર અને પુત્રશાસ્ત્ર સંભાળી લેશો તો ઘણું છે. મારા શિક્ષણશાસ્ત્રની તમારે ચિંતા નહિ."

"તે તમે સજા કરવાની વિરુદ્ધ છોને!"

"હું વિરુદ્ધ છું એ પણ સાચું છે અને આ ઘડીએ આ હાથવતી તમને લપાટ મારી એ પણ સાચું છે. જાઓ, રસ્તો પકડો. વકીલ સાહેબ, આજે આપ પધારો. કાલે આપણે એ બાબતનો વધારે વિચાર કરશું."

હરભાઇ ઘરમાં ગયા. આંખ કાનદના કાનરના ગુણવંતરાય જયશંકરભાઈની પાછળ પગલાં ભરવા લાગ્યા. નાનાભાઇ

## न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते ।

કાંતિ: "ઓહો શાંતિભાઇ, તમે ક્યાંથી ભૂલા પડ્યા? કેમ છગનભાઇ, મજામાં કે?"

શાંતિ: "જી, આપની થોડીએક સલાહ લેવા આવ્યા છીએ."

કાંતિ: "એમ ? બોલો, શો હૂકમ છે ?"

છગન: "અમારે અમારી નાતની એક બોર્ડિંગ કાઢવી છે. તેમાં કેવું શિક્ષણ આપવું, કેવા કેવા નિયમો કરવા, શી શી તૈયારી કરવી વગેરેમાં આપની સલાહની ખાસ જરૂર છે."

શાંતિ: "મકાન તો ભાડે રાખી લીધું છે અને કામ વાસણનો તથા ખાટલાનો ઑરડર તો આપી દીધો છે. હવે તો આપ અમારી બોર્ડિંગ આદર્શ બોર્ડિંગ થાય એવા નિયમો ઘડી આપો."

કાંતિ: "નિયમો ઘડવાથી આદર્શ બોર્ડિંગ થઇ શકતી હત તો તો બધી બોર્ડિંગો ક્યારની આદર્શરૂપ થઇ હત."

છગન: "એમ હોય, સાહેબ ! આપ નિયમો ઘડશો તેમાંથીયે અમને ઘણું જાણવાનું મળશે."

કાંતિ: "ત્યારે મને પૂછતા હો તો આ રીતે બોર્ડિંગો ઉભી થાય એ જ મને તો રૂચતું નથી."

શાંતિ: "તો કેવી રીતે ઉભી થવી જોઇએ ?"

કાંતિ: "બોર્ડિંગને જન્મ આપવો એ તમારૂં વેપારીઓનું કામ નથી. એ તો બ્રાહ્મણોનું કામ છે. જે સંસ્કારી જુવાનને છાત્રાલયની કેળવણી આપવામાં શ્રદ્ધા હોય તે પોતે બોર્ડિંગ માંડે, ધુણી તાપે, ટાઢ તડકો વેઠે અને રસ્તે ચાલતાં કોઇને મન થઇ આવે તો તેને ચોતરો ચણાવી આપે અને તેના નસીબમાં રાજ્યોગ હોય તો ત્યાં મોટું આલેશાન મંદિર થાય."

છગન: "મોટું મંદિર પણ થાય ના ?"

કાંતિ: "હા. પણ પેલા બ્રાહ્મણ વિનાનું મંદિર સ્મશાન છે."

છગન: "પણ સાહેબ, આજે એવા બ્રાહ્મણો ક્યાં રહ્યા છે ? અને આ નાતના છોકરા રખડે તેનું શું કરવું ?"

કાંતિ: "છો ને રખડે ! એમ દુનિયા રંડાઇ નહિ જાય."

શાંતિ: "પણ એ તો અમને ગળે નથી ઉતરતું. આપના વિચારો તો ખૂબ ઉંચા રહ્યા અને અમે તો વ્યવહારના જીવડા છીએ."

કાંતિ: "તો પછી એક વાત કરો. તમારે બોર્ડિંગ કાઢવી હોય તો સૌથી પહેલાં એક સુંદર ગૃહપતિ શોધી કાઢો."

છગન: "અમે એની તપાસમાં જ છીએ. પણ બોર્ડિંગ તો કાલે શેઠ નરોત્તમદાસના હાથે ખુલ્લી મૂકવી છે એટલે નિયમો તો આજે જ જોઇએ."

કાંતિ: "મારા નિયમો તમને કંઈ કામ લાગવાના નથી. ખરો કામ

લાગશે તમારો ગૃહપતિ. હજી ગૃહપતિ ન જ જડ્યો હોય તો તો બોર્ડિંગ કાઢો જ નહિ. એવો ખાલી ડોળો ઉભો કરીને શું કરવા માગો છો?"

શાંતિ: "સાહેબ, એ તે કેમ બને?"

કાંતિ: "ન શા માટે બને? તમે વ્યવહારના માણસો આટલી સાદી વાત ન સમજો? न गृह गृहमित्याहुः गृहिणी गृहमुच्यते।"

છગન: "એ તો બાપડી મરે ત્યારે ઘર ભાંગ્યું કહીએ છીએ ના!"

કાંતિ: "એ જ પ્રમાણે ગૃહપતિ વિનાની બોર્ડિંગ બોર્ડિંગ નથી. ત્યાં છોકરા મોંઘા મોંઘા. એ કરતાં ઘેર સારા."

શાંતિ: "ઠીક છગનભાઇ, ઉઠો. એક ગૃહપતિ મારા ધ્યાનમાં છે તેને અત્યારે જ લઇને આવીએ. તો તો આપને સંતોષ થશે?"

કાંતિ: "તમારે લઇને આવવાની જરૂર નથી. એ ભાઇને જ મારી પાસે મોકલશો એટલે હું તેને સમજાવી દઇશ. તમારી રાશ તો તેના પર જ રહેવાની એટલે ને સમજો એટલું સાચું."

છગન: "એ તો બરાબર. અમને તો ઓછી જ ખબર પડે છે! અમે તો દૂર રહ્યા ચીંધ્યું કામ કરીએ."

શાંતિ: "હવે આપે કાલે જરૂર પધારવું પડશે. આ માણસને અબઘડી મોકલું છું, તેને રસ્તો બતાવશો. અને કાલે જરૂર પધારવાનું, અને અમને બે શબ્દો કહેવાના."

કાંતિ: "આજે ગોળ કર્યા છે? જાઓ કાલે આવીશ અને મન થશે તો બોલીશ પણ ખરો."

નાનાભાઇ

## પહેલો હું

ટિકીટ ઓફિસની બારીએ જઇને ઉભા રહો તો પડાપડી અને મુક્કામુક્કી. સૌને પહેલી ટિકીટ જોઇએ. પાણી ભરવાના નળે જઇને જુઓ તો ત્યાં પણ યુદ્ધ-કલ્યાણ સિપારણ લાડ: 'મારો ઘડો પહેલો ભરાવો જોઇએ!' નાતના જમણવારમાં જાઓ તો રાડો અને બરાડા: 'મને પહેલું પીરસો.' હવેલીનાં દર્શને જાઓ તો હૈયે હૈયું દબાય. સૌને ઠાકોરજીનાં દર્શન પહેલાં જોઇએ. આ આપણા સમાજની સ્થિતિ.

આ સ્થિતિનું પ્રતિબિંબ આપણાં છાત્રાલયોમાં પણ દેખાય છે. જ્યાં જ્યાં સમૂહજીવન પ્રવૃત્તિ ત્યાં ત્યાં આ મારામારી, આ ધક્કામુક્કી, આ પડાપડી. નાસ્તો વહેંચાતો હોય ત્યારે કે ઓરડીમાંથી ગાદલાં લેતી વખતે, પાનપાત્રો અપાતા હોય ત્યારે કે આઇસક્રીમની પ્લેટો ખલાસ થતી હોય ત્યારે, બાય

રૂમનો વારો લેવો હોય ત્યારે કે ટેનીસનો સેટ ગોઠવવો હોય ત્યારેઃ આ બધા પ્રસંગોમાં ' પહેલો હું ' તો ઉભો જ છે.

વિદ્યાર્થી સમાજનું પ્રાણી છે. સમાજની વ્યવસ્થા જાળવવી એ તો એનો પણ ધર્મ છે, અને આવી વ્યવસ્થા જળવાય ત્યારે તો તેને તે ગમે છે પણ ખરી. પરંતુ, ઘણીવાર તો તે એવી રીતે ઉછર્યો હોય છે કે આવી વ્યવસ્થાનું તેને ભાન જ નથી હોતું. છાત્રાલયમાં આવી સુવ્યવસ્થાનું ભાન આપણે વિદ્યાર્થીઓને કરાવવું ઘટે છે. જ્યાં જ્યાં સમૂહનો પ્રશ્ન હોય ત્યાં ત્યાં સૌ પોતાનો વારો આવે ત્યાં સુધી રાહ જુએ એ તાલીમ સમાજજીવનમાં આવશ્યક છે અને એવી તાલીમ વિના સમાજજીવન જોખમમાં છે. આપણાથી પહેલા હોય તેમને પહેલો વારો આપવો અને આપણો વારો આવે ત્યાં સુધી રાહ જોવી એમાં બીજાની સ્વતંત્રતાનો આદર છે, અને પોતાના સ્વચ્છંદ પર નિયંત્રણ છે; અને એમાં જ વ્યક્તિનું પોતાનું પણ ખરૂં સ્વાતંત્ર્ય છે.

છાત્રાલયમાં આવી પડાપડી અને મુક્કામુક્કી અટકાવવી હોય તો સુવ્યવસ્થાનું ભાન કરાવવા માટે એકલા નિયમો બસ નથી. ઓછામાં ઓછા નિયમોની સાથે છાત્રાલયની યોજનામાં વિદ્યાર્થીઓની સંખ્યાના પ્રમાણમાં સાધનો રાખવાની જરૂર છે. ટિકીટ લેવા આવનાર માણસ એક જ બારીએ પચાસ માણસને ઉભેલાં દેખે છે એટલે ટ્રેન ચૂકી જવાના ભયથી પડાપડી કરે છે. નાતમાં જમનાર લોકો લાડુ ખૂટવાની બીકથી રાડારાડ કરી મૂકે છે અથવા તો પાંચસો માણસોમાં પાંચ પીરસનાર હોય એટલે બૂમો પાડે છે. છાત્રાલયમાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા હોય તેના પ્રમાણમાં પૂરતી સગવડ ન રાખીએ તો વિદ્યાર્થીઓ પોતાનો વારો આવે ત્યાં સુધી રાહ જુએ એ આશા કેવળ વ્યર્થ છે. પૂરતી સગવડના અભાવે તો ' પહેલો હું ' થવાનું જ, અને ગોટાળો ઉભો થવાનો જ.

પૂરી સાધનસામગ્રી રાખ્યા પછી બધા વિદ્યાર્થીઓની સગવડ સાચવવા ખાતર દરેક ' રાહ જુએ ' એ બાબત પર ગૃહપતિએ ખાસ આગ્રહ રાખવો; અને એવી રાહ જોવા માટે નાના એવા નિયમો પણ જરૂરજોગ કરી લેવા. વિદ્યાર્થીઓ નાનપણથી આવી બાબતોમાં ટેવાયલા હોતા નથી એટલે ગૃહપતિના નિયમો હોવા છતાં તેનો સહેજે ભંગ જો કદિ કરી નાખે તો એથી ગૃહપતિએ ચીડાવાની જરૂર નથી, પરંતુ શાંતિથી અને સુસ્ત રીતે નિયમોને વળગી રહેવાની જરૂર છે. આવા નાના નિયમોના અમલમાં નકામી

કુટુંબના કરતાંયે ચતુરાઈ અને હૈયા ઉકલતની કેટલી બધી જરૂર પડે છે એ અનુભવી ગૃહપતિઓના ધ્યાન બહાર નહિ જ હોય. આજની આપણી શાળાઓમાં અને છાત્રાલયોમાં આ રાહ જોવાની તાલીમ મળી જાય તો સમાજમાંની પડાપડી અને અવ્યવસ્થાનો કોઇક દિવસ પણ ઉકેલ આવે.

નાનાભાઈ

## કોને રજા આપવી ?

વિદ્યાર્થીઓ જમતા હતા. દાળ જરા મોળી હતી. મગનલાલે મીઠું માગ્યું: "વ્રજલાલ, મીઠું લાવોને!" વ્રજલાલ શાક પીરસતા હતા. ફરી માગ્યું. "વ્રજલાલ, મીઠું લાવોને!" વ્રજલાલ માંદાને માટે થાળી તૈયાર કરતા હતા. ત્રીજી વાર મીઠું માગ્યું. "વ્રજલાલ, મીઠું લાવોને!" વ્રજલાલ બાઇઓને વાસણ કાઢી આપતા હતા. મગનલાલનો મિજાજ ગયો: 'વ્રજલાલ મીઠું લાવો'છ કે નૈં? પગાર મફતનો લ્યો છો? ત્રણ વાર કીધું તોય સાંભળતા નથી!" વ્રજલાલે મીઠાના છાલીયાનો ઘા કર્યો: "મારે તે એક હારે કેટલાં કામ કરવાં? લ્યો, ખાવ મીઠું!"

વિદ્યાર્થીએ ગૃહપતિ પાસે ફરીયાદ કરી: "જી, રસોયો ઉદ્ધત થઇ ગયો છે. ત્રણ ત્રણ વાર માગીએ છીએ તો પણ ધ્યાન દેતો નથી. શા માટે એને કાઢી ન મૂકવો?"

ગૃહપતિએ ગંભીરતાથી કહ્યું: "વ્રજલાલને બોલાવો."

"કેમ વ્રજલાલ, આ મગનલાલ શું કહે છે?"

"શાબ ઇ બધું કીધું ને કારવ્યું ઇ મેં જાણ્યું. ઇ મારે તમારી નોકરી નથી કરવી. આ છોકરાને તમે બગાડી મૂક્યા છે. ઇ મગનલાલ તો કાઢી મૂકવા જેવા છે. ઇ તમારૂં સ્વાતંત્ર્ય તમારી આગળ. આવું તો ઘરેય બાળ્યું નથી. આવી નોકરી ઘેર ગઇ!"

ગૃહપતિએ કોને રજા આપવી?

ગિજુભાઇ

## ન્હાઇ લેને જલદી

શાંતિ: "કાંતિ, હવે ન્હાઈ લેને જલદી! પછી મોડા થશું તો પાછળથી જમવું પડશે."

કાંતિ: "ભલેને પાછળથી જમવું પડે? આજ રજા છે ત્યારે તો નિરાંતે ન્હાવા દે."

શાંતિ: "પણ કેટલુંક ન્હાવું છે? અને આ ક્યારનો બગલમાં શું

ઘસ્યા કરે છે ?"

કાંતિ: "સાબુ ઘસું છું. શું કરું ? ખૂબ ઘસું તોય પણ બગલનો પરસેવો ગંધાયા જ કરે છે."

શાંતિ: "તે એમ બગલમાં સાબુ ઘસવાથી મટી જશે ?"

કાંતિ: "હા જ તો વળી."

શાંતિ: "ના ના, ચંદુભાઇ તો કહેતા હતા કે પરસેવો ગંધાવાનું મુખ્ય કારણ તો પેટનો બગાડ હોય છે."

કાંતિ: "એમ તે હોય ?"

શાંતિ: "હા હા, તે કહેતા હતા કે પેટ બગડેલ હોય અથવા તો પેટમાં ન નાખવા જેવી કોઇ ચીજ વસ્તુ ઓરી હોય તો પછી માણસનો પરસેવો ગંધાયા જ કરે."

કાંતિ: "પણ સાબુથી ચોળીને ન્હાવાથી તો મટી જાયને ?"

શાંતિ: "ના. મહેનત કર્યાનો પરસેવો સાબુથી મટે પણ પેટના બગાડનો તો પેટ સાફ થયે જ મટે એમ તેઓ કહેતા હતા. લે હવે, ચાલ આવવું છે ? નહિતર પછી મને તો ભૂખ લાગી છે તે હું જાઉં છું. તું પાછળથી જમજે."

હરભાઈ

## એક પ્રસંગ

જ્યારથી કાંતિલાલ વિષે મેં વાતો સાંભળી હતી ત્યારથી મારું મન ચિંતાતુર થયું હતું. તેને છાત્રાલયમાં આવ્યાને હજી પૂરા બે માસ પણ નથી થયા. તેની સાથેનો મારો સંબંધ પણ હજી તો બંધાતો આવતો હતો. છતાંયે મેં તો તેને રાત્રે મારી પાસે બોલાવ્યો. કાંતિલાલનો પ્રશ્ન હાથમાં લીધા સિવાય છૂટકો જ નહોતો.

કાંતિલાલ બરાબર સાડા નવ વાગે મારી પાસે આવ્યો. તેના ચહેરા પર ગભરાટનાં ચિહ્નો દેખાતાં હતાં. પગમાં સહેજ કંપ હતો એ પણ બારીકીથી જોતાં દેખાઇ આવતું હતું. હું પણ કાંતિલાલ સાથે કેમ વાત છેડવી તેના વિચારમાં હતો.

કાંતિલાલ બરાબર મારી સામે આવીને ઉભો. હું વધારે મુંઝાયો. મારું અનિ જ્ઞાન મારા મોઢાને ઉઘડવા દેતું ન હતું. મારી બુદ્ધિ ચૌદ વર્ષના આ છોકરાને જોઇને અનેક તર્કવિતર્કો ઉપર ચઢી ગઇ હતી. મારું હૃદય દયાર્દ્ર બની રડતું હતું. હું તેની સામે ટીકીને જોવા લાગ્યો. તેણે

પોતાની નજર ફેરવી અને નીચું જોઇ લીધું. હું તો વિચારે ચડી ગયો. માર્ગશોધનમાં સમય પણ ભૂલ્યો. પાંચ મિનીટ, સાત મિનીટ, દશ મિનીટ, હું તથા કાંતિલાલ બન્ને મુંગા જ હતા. આખરે તે થાક્યો હોય તેમ અચાનક જ ભોંય ઉપર બેસી ગયો, અને બરાબર તે જ વખતે " કાંતિલાલ, આ કોણે શીખવ્યું અને ક્યાં શીખ્યું ? " એ શબ્દો મારા મોઢામાંથી નીકળી પડ્યા.

કાંતિલાલનો ગભરાટ વધ્યો. તેની આંખમાં ઝળઝળીયાં ભરાયાં અને હજી તો હું એક પણ બીજો શબ્દ ઉચ્ચારૂં તે પહેલાં જ તેની આંખમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યાં. જોતજોતામાં આ મુગું દૃશ્ય વધારે કરુણ બની ગયું. હું ઉભો થઇ તેની પાસે ગયો. તેની ડાબી બાજુએ બેસી ગયો અને માથામાં હાથ ફેરવતાં પૂછ્યું: " કાંતિલાલ, તમે આ અવળે માર્ગે ક્યાંથી ચડી ગયા ? "

કાંતિલાલે બહુ જ ધીમે અવાજે રડતાં રડતાં કહ્યું: " જી !... "

" પણ ભાઇ આવી કુટેવ ક્યાંથી પડી ગઇ ? આનાથી તમારા શરીરનો ક્ષય થઇ જાય. "

કાંતિલાલ કશુ જ બોલતા નથી. એ ત્રણ મિનીટ બીજી ચાલી ગઇ. કાંતિલાલની આંખોમાંથી શ્રાવણ ભાદરવા વરસી રહ્યા છે.

" કાંઈ નહિ. તમારા જેવડી અવસ્થામાં આવી ભૂલો થઇ જવાનો સંભવ છે. તેમાં ગભરાવાનું કારણ નથી. " મેં તેમનાં આંસુ લુછ્યાં. સહેજ વાંમો થાબડ્યો. " ખરાબ સોબતથી તમારા જેવડા ઘણા વિદ્યાર્થીઓ બિચારા આવી કુટેવોમાં ફસાઈ પડે છે, પરંતુ સત્યનું ભાન થતાં પાછા ઠેકાણે આવતાં પણ શી વાર ? ચાલો, જાગ્યા ત્યાંથી સવાર. "

કાંતિલાલને હિંમત આવી, મારી પાસે પોતાની બધી હકીકત અથથી ઇતિ સુધી જરાએ સંકોચ વિના તે કહી શક્યો અને આજ સુધી જે કાંતિલાલ આ વ્યાધિથી બેબાકળો થઇને ફરતો હતો તેને આ વ્યાધિ ઉપર વિજય મેળવવાની શ્રદ્ધા પ્રગટી.

દરબાઇ

## વેકેશન એટલે ?

સવાર પડતી હતી. વિદ્યાર્થીઓ બધા ચોકમાં સુતા હતા. ઉનાળાની સવારની ગેંગાળી ઠંડી આંખોને ઉઘડવા દેતી ન હતી. કોઇ કોઇ આળસ મરડી મરડીને ગોદડું પકડતા પથારીમાં પાછા પડતા હતા. પાસેના આંબા પર કોયલ ટહુકી રહી હતી.

"કેમ કૃષ્ણલાલ ક્યાં ચાલ્યો ?"

"આપણે તો જરાક હીંચકા ખાવા છે."

"પણ આ પથારી તો ઉપાડનો જા."

"પથારી ?"

"હા પથારી. કેમ પથારી ન ઉપાડવી ?"

"આ તો વેકેશન છે તે !"

"એટલે ?"

"વેકેશનમાં પથારી ન ઉપાડવી. વેકેશન શું એ જ તને ક્યાં ખબર છે ?"

"શું, વેકેશન એટલે ?"

"બોર્ડિંગ ચાલતી હોય ત્યારે જે કરતા હોઇએ તે બધું ન કરવું અથવા ઉંધું કરવું એનું નામ વેકેશન. બોર્ડિંગ ચાલતી હોય ત્યારે વાંચતા હોઇએ તો વેકેશનમાં ન વાંચવું. ચાલતી બોર્ડિંગે વહેલા ઉઠતા હોઇએ તો વેકેશનમાં મોડા ઉઠવું; ચાલુ બોર્ડિંગે બધા શાંતિથી જમીએ તો વેકેશનમાં ધાંધાટ કરતા જમવું; ચાલતી બોર્ડિંગે વખતસર સુઈ જતા હોઇએ તો વેકેશનમાં ખાસ મોડા સૂવું. ચાલતી બોર્ડિંગે જેટલું જેટલું કરીને થાકી ગયા હોઇએ તે બધાનો સદંતર ત્યાગ એનું નામ વેકેશન. હવે સમજ્યો ?"

"વેકેશનનો આવો અર્થ કોઇ કોષમાં આપ્યો છે ?"

"કોષ કરવાવાળાઓ તો શબ્દોના અર્થો પુસ્તકોમાંથી શોધે છે. આપણા જીવનમાંથી શોધે તો આ જ અર્થ તેમણે આપવો પડે.

પાસેથી જયંતીલાલે પગ ફેંકતાં કહ્યું: "અત્યારમાં આ લપ જવા દેને હવે ? વેકેશન ભોગવવું છે કે આવા આવા અર્થો કરવામાં માથું પકવવું છે ? શાળા ચાલશે ત્યારે તો આવું બધું કરવું જ છે ના ? આ વેકેશનમાં તો જંપ ખા !"

નાનાભાઈ

## ધન્યવાદ કોને ?

બોર્ડિંગના ચોકમાં હુતુતુની રમત ચાલતી હતી. પાણીથી છાંટેલા પટ ઉપર બન્ને ટુકડીઓ સજ્જ થઇ ગઇ અને હુ...તુ...તુ...કરતા તનસુખે હલ્લો શરૂ કર્યો.

તનસુખ તો વાઘ; પડે ત્યાં સફા કરી નાખે. પણ બંગાળીના લાંબા હાથ અને લાંબા પગમાંથી નાસવું તનસુખને ભારે પડ્યું અને તે 'માર' થયો.

થોડીવાર પછી મહાદેવ આવ્યો. ચિત્તાની ચપળતાથી તેણે સામી ટુક-

ડીને પકડવા પ્રયત્ન કર્યો પણ તેની પાનળી કેડે આજે તેને ફસાવ્યો.

મહાદેવ પછી વિનુ, વિનુ પછી મહેન્દ્ર એમ બધા એક પછી એક માર થયા. તનસુખ લમણે હાથ દઇને બધું જોયા કરતો હતો. બગાળી, પ્રહ્લાદ ને નિર્ભયરામ વિજયમસ્ત બની ઉછળતા હતા.

છેવટ એક નટુ રહ્યો. એકલા નટુની સામે આખી બંગાળીની ટુકડી.

એટલામાં પ્રહ્લાદ આગળ આવ્યા ને બોલ્યાઃ "તનસુખ, અમે તમને બધાને જીવતા કરીએ છીએ. તમે બધા આવી જાઓ."

તનસુખના મર્મ વીંધાયાં. "તમે તમારે રમ્યે જાઓને ? નટુને પકડી લ્યો એટલે અમે હારશુ." તેણે જવાબ વાળ્યો.

"પણ અમે તમને હરાવવા માગતા નથી. એકલા નટુની સામે રમત ચકતી નથી એટલે તમને બધાને અમે જીવતા થવા દઇએ છીએ."

તનસુખે આંખ મારીને કહ્યું: "પણ અમે તમારી દયા પર જીવતા થઇને રમવા માગતા નથી. કાં તો નટુ તમને મારીને અમને જીવતા કરે અથવા તો અમે ચોકખા હારીએ એટલે આપણે બીજી રમત માંડીએ. બાકી તમે કહો છો એમ નહિ રમાય."

પ્રેક્ષકોએ કોને ધન્યવાદ આપ્યો હશે ? —નાનાભાઇ

## બોર્ડિંગમાં બધું છે પણ એક જનેતા નથી

દેવશંકર રાંડીરાંડનો છોકરો. ગંગા પાસે પલ્લાના પાંચ પૈસા બચ્યા હતા તે ખર્ચીને તેને બોર્ડિંગમાં મૂક્યો હતો. નિશાળોમાં ઉનાળાની રજા પડી એટલે દેવશંકર ઘેર આવ્યો.

સમી સાંજે ફળિયામાં કાથીનો ખાટલો ઢાળીને દેવશંકર પડ્યો. વાશીદું કાઢતી કાઢતી ગંગા ઉંબરા પાસે આવી.

"બેટા, કેમ સૂતો છું ?"

"અમસ્તો, બાડી." દેવશંકરે અગ મરડયું.

"લાવ, જોઉં." સાવરણી પડની મૂકીને ગંગા હેઠી ઉતરી. "કંઇ તાવ બાવ તો નથી કે ? જોને આ તારું શરીર ! પાંસળાં બધાં દેખાય છે ! બોર્ડિંગમાં એવું જ ખાવાનું હશેના ?"

"નારે બા, ખાવાનું તો ફક્કડ"

"છે ફક્કડ, રાખ !"

"ત્યારે તને ખબર નથી. આપણે ઘેર તો શાક હોય તો દાળ ન હોય

અને દાળ હોય તો શાક ન હોય પણ ત્યાં તો દરરોજ ખાસું દાળ, ભાત, શાક, રોટલી, દુધ, છાશ અને મિષ્ટાન્ન તો ત્રીજે ચોથે હોય જ."

"ત્યારે ખાવાનું તો સારૂં."

"એટલું જ નહિ. દરરોજ અનાજર વખતે ખાવાનું મળે. આપણે ઘેર તો તું ધોવા ગઈ હો કે આભડવા ગઇ હો ત્યારે હું ટાઢું ખાઇને જતો અને રોંઢે આવીને ખાતો; તારે અનગાય હોય ત્યારે પૂરી ભાજુ રોટલા કરી દે તે હું અથાણામાં ખાતો. બોર્ડિંગમાં તો દરરોજ સવારે સાડા દસ અને સાંજના સાત-રસોઇ તૈયાર જ હોય. એક વાર સાંજે સાત વાગી ગયા અને શાક તૈયાર થયું નહોતું તે અમારા સાહેબે રસોયાની ધૂળ કાઢી નાખી અને દંડ કરતા રહી ગયા !"

"ત્યારે બેટા, ત્યાં તમારૂં આંખ માથું દુખે ત્યારે શું થાય ?" ગંગાએ ખાટલા પર બેસીને પુછ્યું.

"ઓહો, માથું દુખવાની તો ત્યાં કેટલીયે દવાઓ છે. કોઇનું માથું દુખે એટલે સાહેબ તરત જ બામ ચોપડાવે."

"ઇ દવા ત્યાં જ રાખે કે ?"

"ઇ કાંઇ એક જ દવા છે ! દવાની તો આખી ઓરડી ભરી છે. મને તો બધાનાં નામ પણ નથી આવડતાં."

"ત્યારે તો કોઈ માંદુ પડે ત્યારેય વાંધો ન આવે."

"અરે કોઈ માંદુ પડે ત્યારે તો અમારે ત્યાં જોઇ લ્યો ધમાલ. અમારે ત્યાં પેલા મયાશંકર માંદા પડ્યા હતા ત્યારે શી સારવાર ગોઠવી હતી ! ચોવીશે કલાક બધા ઉભે પગે. છ છ જણના વારા. ચાર ખાટલા તો તેને ફેરવવા માટે રાખ્યા હતા. ઓછાડો તો કેટલાયે બગાડયા ! એટલી દવાઓ, એટલો બરફ, એટલી ડાકટરની દોડાદોડ ! મયાશંકરના પિતા તો કહેતા હતા કે આટલી સારવાર તો ઘેર પણ કોઈ ન કરે. !"

"ત્યારે બેટા, ત્યાં રહેવાનું કેવુંક છે? આ આપણી પડશાળ જેવું છે ?"

"લે! તું પણ ઠીક છો. તારી પડશાળ તે શા હિસાબમાં ? ત્યાં તો છે મોટી મોટી મહેલાતો ! આલેશાન ઓરડા. વાંચવાનો ઓરડો જૂદો, સુવાનો જૂદો, જમવાનો જૂદો, ન્હાવાનો જૂદો અને વળી રમવા કુદવાનું ચોગાન તો સાવ જૂદું."

"ત્યારે તો બેટા, આવું સારૂં બધું છોડાવીને મેં તને નાહક અહી

બોલાવ્યો. તું કાલે જ પાછો જા. અહીં તો તું દુઃખી થાય છે. આવા કેરી-ટાણામાં પણ હું તને ધરાઇને કેરી ખવરાવની નથી! તું પાછો જા."
ગંગાની આંખમાં આંસુ આવ્યાં.

"બા, તું ઓછું ન લાવ. મને ત્યાં ગમે છે તેથી વધારે અહીં ગમે છે." દેવશંકરે જવાબ દીધો.

"તે ત્યાં તારા સાહેબનુ કાંઇ દુઃખ છે ?"

"સાહેબનું ? અરે એ બિચારા તો બહુ જ ભલા આદમી છે. એનું તે દુઃખ હોય ? એ છે તેથી તો બોર્ડિંગમાં આનંદ છે."

"ત્યારે તું જરૂર પાછો જા." ગંગાએ ફરીથી કહ્યું.

"બા, સાચી વાત કહું ? આ પાંચ વર્ષથી જે કહી શકતો ન હતો તે આજે કહું છું. આજે મને એ સ્પષ્ટ દેખાય છે. અમારી બોર્ડિંગમાં સુંદર ખાવાનું છે, નિયમિત ખાવાનું છે, ખૂબ સ્વચ્છતા છે. પણ એ બધાની પાછળ તું નથી. પરમ દિવસે આપણે ત્યાં શાક ખારૂં થયું અને મેં ઓછું ખાધું ત્યારે તું કેવી થઇ ગઇ હતી ? અમારે ત્યાં શાક બગડે કે ખીચડી કાચી રહે તો તેનો ઉપાય થાય પણ કાંઇ કોઇનો જીવ ઓછો જ ફફડે છે કે 'હાય ! હાય ! મારા છોકરા ભૂખ્યા રહ્યા !' એવું જ માંદાઓનું. દવાઓનો તોટો નહિ, સારવાર માટે વિદ્યાર્થીઓનું મોટું લશ્કર, પૈસા પણ પાણીને મૂલ્યે ખર્ચાય પણ માના હૃદયનો ધ્રાસકો કોઇને ન પડે !"

"તારા સાહેબ તે વખતે શું કરે ?"

"સાહેબ એ વખતે બધી તજવીજ કરે. માંદાનું નામ પડે કે દોડ્યા આવે. જરૂર પડે તો ઉજાગરાયે કરે. પણ ઘરઘરની જાગે જાણનારીને જે ખટકો રહે તે સાહેબ પણ ક્યાંથી લાવે ? એ ખટકો પુસ્તકો વાંચવાથી અને આદર્શ ઘડવાથી આવતો હત તો તો ઇશ્વરે માને સરજી જ નહોત."

"મને આ તારો લવારો સમજાતો નથી. ઘડીકમાં કહે છે કે ત્યાં સુખ છે અને ઘડીકમાં કહે છે કે અહીં સુખ છે."

"જો બા, તને સમજાવું. આ ઘેર ઘર છે અને તું મા છે. આ ફાટલાં તૂટલાં કાથીના ખાટલામાં હું સૂતો છું પણ તું મને પંપાળે છે એથી તો હું આ ખાટલાને જ ભૂલી ગયો છું. તારા હાથમાં એવું જાદુ છે. જાડો પાનો પણ તારો રોટલો તું પીરસે છે ત્યારે એ રોટલામાં જે મીઠાશ છે તે બોર્ડિંગના મિષ્ટાન્નમાં નથી આવતી. ઘરના રોટલાથી જે ધરપત વળે છે તે ત્યાં આટઆટલું ખાઇએ છીએ તોયે નથી વળતી."

"ત્યારે ત્યાં તમારી દાઝ જાણનાર કોઈ જ નહિ ?"

"એમ તો છે. અમારા સાહેબ અમને પોતાનાં છોકરાંની જેમ રાખે છે. પણ હું તને જ પૂછું. હું તો તારો દીકરો છું પણ આ કાકીના ગણપત ઉપર તને કેવુંક હેત આવે છે ?" પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે

"હેત તો આવે જ ના." શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

"પણ મારા જેવું ?" શ્રીયુત રાયબા... ...ણદજી ચાવડા

"ના એવું તો ન કહેવાય." તરફથી સાવિનય સપ્રેમ ભેટ.

"મારે એવું આખી દુનિયામાં સમજી લે. અમારા સાહેબે બહુ વાંચ્યું વિચાર્યું હોય એટલે તેમની નજર મોટી થઈ હોય, તેમનું મન પણ મોટું હોય, તેમને છોકરા છોકરા વચ્ચે ભેદભાવ ન હોય પણ અંતરની ચરચરાટી ક્યાંથી લાવે ? અને એ લાવી પણ શી રીતે શકે ? એ તો પ્રભુએ એક જનેતાને જ આપી છે."

"ઠીક ત્યારે હવે સમજી. બોર્ડિંગમાં બધું છે પણ એક મા નથી એમ કહેવું છે ના ? રાંધણું ગમે તેવું સરસ બનાવ્યું હોય પણ મીઠા વિના ફિક્કું લાગે. ઠીક, ભા ઠીક ! લે હવે ઉભો થા. હું દીવો કરૂં છું તે વાળુ કરવા બેસ. રોજ વાળુ કરીને બેસવા જા'છ ને મોડો આવ'છ ને તું ન આવ ત્યાં સુધી મને ઊંઘ નથી આવતી માટે આજે વહેલો આવતો રહેજે."

ગંગા ઘરમાં જઈને દીવો કરતાં ગણગણી: "છોકરાને બોર્ડિંગમાં મૂક્યો ત્યારે પરભા મામા કહેતા હતા કે બોર્ડિંગમાં ઉપરી તો માબાપથીયે વધારે છે. આજે ૭ વર્ષે આ છોકરો કહે છે કે બોર્ડિંગમાં બધું છે પણ એક જનેતા નથી. ત્યારે પરભે મામે એમ શા માટે કીધું હશે ?"

નાનાભાઇ

## કાર્યાલય તરફથી:—

આજ સુધીમાં મંડળની સાથે નીચે લખી સંસ્થાઓ સભ્ય તરીકે જોડાઇ છે, તેમજ સાથે જણાવ્યા મુજબના ગૃહસ્થોએ દ્રવ્યની સહાય આપી સહાનુભૂતિ બતાવી છે.

જોડાએલી સંસ્થાઓ:—

૧ શ્રી જૈન વિદ્યાર્થિમંદિર—કોચરબ, અમદાવાદ

૨ શ્રી મોઢ બોર્ડિંગ " રાજકોટ

| | |
|---|---|
| ૩ શ્રી દશાશ્રીમાળી વિદ્યાર્થિભવન | રાજકોટ |
| ૪ શ્રી દશા સોરઠીઆ વણિક વિદ્યાલય | રાજકોટ |
| ૫ શ્રી દશાશ્રીમાળી અને વણિક વિદ્યાર્થિભવન | રાજકોટ |
| ૬ શ્રી બ્રાહ્મણ છાત્રાલય | લીંબડી |
| ૭ શ્રી મનહર કુંવરબા રાજપૂત વિદ્યાલય | ભાવનગર |
| ૮ શેઠ ભગવાનદાસ ભવાનભાઇ કર્પોરબોર્ડિંગ | ભાવનગર |
| ૯ ડૉ. પંડયા અભ્યાસગૃહ | પાટણ |
| ૧૦ ચરોતર એજ્યુકેશન સોસાયટી | આણંદ |
| ૧૧ શ્રી યશોવૃદ્ધિ જૈન બાળાશ્રમ | મહુવા |
| ૧૨ શ્રી દશા સોરઠીઆ વિદ્યાલય | મહુવા |
| ૧૩ શ્રી વાઘોડીઆ વિદ્યાર્થિઆશ્રમ | વાઘોડીઆ |
| ૧૪ શ્રી પાટીદાર આશ્રમ | સુરત |
| ૧૫ શ્રી પાટીદાર કેળવણી મંડળ | કડી |
| ૧૬ શ્રી જૈન ટ્રેનિંગ કોલેજ | બિકાનેર |
| ૧૭ શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ | પાલીતાણા |
| ૧૮ શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ | પાલીતાણા |
| ૧૯ શ્રી જૈન વિદ્યાલય | પાલનપુર |
| ૨૦ સ્વરાજ્ય આશ્રમ | બારડોલી |

આશ્રયદાતા:—(એકી સાથે રૂા. ૫૦૦નું દાન આપનારા ગૃહસ્થો.)

સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી — ભાવનગર

સહાયક:—(એકી સાથે રૂા. ૧૦૦નું દાન આપનારા ગૃહસ્થો.)

શેઠ ઘેલાભાઇ હાથીભાઈ ઝવેરી — પાલનપુર: મુંબઇ

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર.

મુદ્રણસ્થાન: 'શ્રી સરસ્વતી' છાપખાનું, અજીજ બિલ્ડીંગ, ભાવનગર.

৩ાત્રાલય
( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૧લું
૧૯૨૭

અંક ૪ થો
જુલાઇ

: તંત્રી :
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

વરસતા વરસાદમાં ઘરમાં ભરાઇ રહેવાને બદલે દોડાદોડ કરવી મને વધારે ગમે. સાંજે દર્શન કરવા જવા કરતાં દૂર દૂર ફરવા જવું હું વધારે પસંદ કરૂં, અને ભણવા રમવાની વચ્ચે પસંદગી કરવાનું મને સોંપવામાં આવે તો રમતને જ હું પસંદગી આપું. નિશાળમાં જે દિવસે છુટી હોય એ મારો સોનાનો દિવસ.

" તરંગ "

# બોર્ડિંગનો ગૃહપતિ

એક દિવસ એવો હતો કે જ્યારે શાક પાંદડું લાવવાની યોગ્યતાવાળો આદમી બોર્ડિંગનો સુપ્રિન્ટેન્ડન્ટ થઇ શકતો, અને બોર્ડિંગનો હિસાબ કિતાબ રાખે તથા છોકરાઓને બહુ બગડી જવા ન દે એટલાથી તેનું કર્તવ્ય પૂરું થતું. પણ આ દિવસ લાંબો ચાલ્યો નહિ. લોકોને સમજાયું કે બોર્ડિંગમાં એકી સાથે રહેતા સંખ્યાબંધ વિદ્યાર્થીઓની ઉપર વધારે જાતની અને વધારે કેળવાએલી આંખની જરૂર છે. લોકોને એમ પણ લાગ્યું કે કોઠારીગૃહપતિ વિદ્યાર્થીઓના અભ્યાસમાં મદદ કરી શકતો નથી અને વિદ્યાર્થીઓને શાળામાં દાખલ કરાવવા પરીક્ષાઓ લેવરાવવી, માર્ક તપાસવા વગેરે કાર્યોમાં અડચણ આવે છે. એટલે આ કોઠારીહિસાબીને બદલે માસ્તરગૃહપતિની સ્થાપના થઇ ત્યારે નવો યુગ શરૂ થયો. આ યુગમાં બોર્ડિંગ માત્ર ખાવાપીવાની સંસ્થા મટીને શાળા સાથે સંબંધ ધરાવતી સંસ્થા થઇ.

બોર્ડિંગોમાં કોઠારીને બદલે માસ્તરો આવ્યા તેથી જ થોડાએક અગત્યના ફેરફારો થઇ ગયા. આજ સુધી બોર્ડિંગોમાં કોઠારીશાહી પ્રમાણિકતા ચાલતી હતી તેને સ્થાને માસ્તરે નવી પ્રમાણિકતા દાખલ કરી. રસોયા અને ગૃહપતિનો સંબંધ ગાઢ મૈત્રીનો હતો તેને સ્થાને મોટા પણ શેઠ નોકરનો સંબંધ થયો. પહેલાંના ગૃહપતિ કાંઇ પણ કરવું હોય તો સેક્રેટરીના મોઢા સામું જોતા અને એ મોઢા પરના રંગ પારખતા તેને બદલે માસ્તરો પોતાના સામું જોવા લાગ્યા અને સ્વમાનનો ભાવ જાગ્રત થયો. માસ્તરો બોર્ડિંગમાં આવ્યા તેમની સાથે તેમની એટીકેટ પણ આવી, તેમનું વહીવટપણું પણ આવ્યું, તેમની પુસ્તકપરાયણતા પણ આવી અને તેમની અપંગતા પણ આવી. છતાં માસ્તરો ગૃહપતિ તરીકે આવ્યા તેથી એકંદરે બોર્ડિંગોને મોટો લાભ થયો એ નિર્વિવાદ વાત છે.

પરંતુ કોઇ પણ ઉંમરના વિદ્યાર્થીઓને કેળવણી આપનાર માણસમાં જે એક અનિવાર્ય વસ્તુ છે, તે ન હતી બિચારા કોઠારીગૃહપતિ પાસે કે નથી દેખાતી આપણા ધુરંધર માસ્તરો પાસે. એ વસ્તુ તે વિદ્યાર્થીને યથાર્થ ઓળખવો એ છે.

વિદ્યાર્થી સંબંધી આજે તો આપણે બધા બારે વિચિત્ર ખ્યાલો બાંધી બેઠા છીએ. વિદ્યાર્થીને કોઇ કોરી સ્લેટ માને છે તો કોઇ મીણનો ગઠ્ઠો માને છે; કોઇ કુમળો છોડ માને છે તો કોઈ જંગલી પશુ માને છે. પણ વિદ્યાર્થી ખાલી કોરી સ્લેટ નથી કે આપણે તેના પર ગમે તે અક્ષરો લખી શકીએ

અને ભૂંસાડી શકીએ; વિદ્યાર્થી કેવળ માટીનો ગઠ્ઠો નથી કે તેના પર આપણે ધારી છાપ ઉઠાવી શકીએ; વિદ્યાર્થી એ કુમળો રોપ નથી કે હમેશાં આપણે ફાવે તેમ વાળી શકીએ તેમજ વિદ્યાર્થી જંગલી પશુ પણ નથી કે મારી ટીપીને તેની પાસે ધાર્યું કરાવી જ શકીએ. વિદ્યાર્થી તો મનુષ્ય આત્મા છે; તેને મન છે, તેને ઇચ્છાશક્તિ છે, તેને લાગણી છે, તેનામાં પ્રેરણાઓ છે, તેને શરીર છે; અને આ બધી મળીને વિદ્યાર્થી પોતે એક વ્યક્તિ બને છે. આ વ્યક્તિ વિકાસને શોધી રહી છે. પછી તે વિકાસને આપણે મોક્ષ કહીએ કે સાક્ષાત્કાર કહીએ, સમતોલતા કહીએ કે સ્થિતપ્રજ્ઞની દશા કહીએ. પડતાં આખડતાં, પાપ પુણ્ય કરતાં, ધર્મ અધર્મ કરતાં, માણસ માત્ર આ વિકાસને જ ઢૂંઢી રહ્યો છે અને એ જ એનું ધ્યેય જણાય છે. આપણે ગૃહપતિઓ કાંઇ નવો વિકાસ આપણા ખિસ્સામાંથી વિદ્યાર્થીને આપી દેવાના નથી. એ તો અંતરના કોઇ ગૂઢ નિયમોને અનુસરીને વિકાસ થવાનો છે તે થશે જ.

આપણું કર્તવ્ય માત્ર આ વિકાસમાં વધારેમાં વધારે મદદ કરવાનું છે; સૂર્યના પ્રકાશ માટે તલસતા છોડને માર્ગ કરી આપવાનું છે; ખાતર પાણી વિના તરફડી મરતા છોડને ખાતર પાણી આપવાનું છે; વૃક્ષો અને રોપાઓ બધા પોતપોતાની રીતે પૂર બહારમાં ખીલી નીકળે અને કોઇને આપણી નાલાયકીથી ચીમળાઇ જવું ન પડે એવું વાતાવરણ ઉભું કરવાનું છે.

અને આ બધું ક્યારે બને ? આવી મદદ કરવાનો આપણો અધિકાર ક્યારે થાય ? એવી મદદ કરનાર તરીકે આપણે ક્યારે બહાર પડી શકીએ ?

એ મદદ કેવી રીતે કરી શકાય તેનું આપણને ભાન હોય ત્યારે જ. વનસ્પતિશાસ્ત્રમાં માત્ર ઉછાં જેટલું જ્ઞાન ધરાવનાર માણસ નમુનેદાર બાગ શી રીતે બનાવવાનો હતો ? જૂદાં જૂદાં બી તેમજ ખાતરપાણીના ગુણધર્મને ન જાણનાર ખેડુત ખેતરમાં એકલા લીટા તાણે એથી શું પાકવાનું હતું ? વિદ્યાર્થીનું મન એટલે શું ? એ મન કેવી રીતે કામ કરે છે ? આંતર મનના ધર્મો કયા કયા ? જેને આપણે સદ્‌ગુણ દુર્ગુણ કહીએ છીએ તેની પાછળ કયાં બળાબળ રહેલાં છે ? જુવાની એટલે શું ? સજા કરવાથી ગુન્હા નાબુદ થશે કે કેમ ? ચારિત્ર્ય ઘડી શકાય એવી ચીજ છે કે કેમ ? આ બધી બાબતોનો આપણે ગૃહપતિઓ અભ્યાસ ન કરીએ તો આપણે વિદ્યાર્થીને ઓળખી શકવાના નહિ અને એવી ઓળખ વિના આપણી માસ્તરગીરી એળે જવાની.

હા, એક દિવસ એવો હતો કે આવી બધી લપ્પનછપ્પન વિના આપણે બોર્ડિંગો ચલાવતા હઇશું અને આપણા માનવા પ્રમાણે સારી ચલાવતા હઇશું. આજે એ માન્યતા વિષે આપણે વિચાર નહિ કરીએ. એક દિવસ એવો હતો કે જ્યારે ગામડાનો હજામ ડામ દઇને અનેક માણસોને સાજાં કરતો અને આશીર્વાદ પામતો; અને એ દિવસને માટે એ બરાબર હતું. પણ આજે શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, વાઢકાપશાસ્ત્ર વગેરે ખૂબ આગળ વધ્યાં છે, તેવે વખતે ડામશાસ્ત્રને જીવવું બહુ મુશ્કેલ છે એટલે તે અંધારા ખૂણા શોધે છે. આપણે તો ૧૯૨૭માં છીએ છીએ એટલે માનસશાસ્ત્ર, આંતર માનસશાસ્ત્ર, જાતીયશાસ્ત્ર વગેરેએ જે પ્રગતિ કરી છે તે જાણ્યા વિના જેમ તેમ બોર્ડિંગો ચલાવ્યે જઇશું તો આપણે પણ જીવવું ભારે થઇ પડશે એમાં શક નથી. નાનાભાઇ

## માકડ

બોર્ડિંગમાં બે વસ્તુઓનો ભારે ત્રાસ: એક ખસ ને બીજા માકડ. કોઇ વિદ્યાર્થી એક વાર ખસ લઇને દાખલ થઇ ગયો કે ખલાસ! એ તો કેટલાયે વિદ્યાર્થીઓને ખસ ચોટવાની અને થોડા દિવસ તો ખસનું વાતાવરણ જ ઉભું થવાનું.

આવું જ વાતાવરણ માકડનું પણ ઉભું થાય છે. દક્ષિણામૂર્તિનાં બહુ જ શરૂઆતના દિવસોમાં અમે સ્ટેશન પરની ધર્મશાળામાં રહેતા ત્યારે એક-વાર ભારે માકડ ઉભરાયા હતા. દરરોજ રાત્રિના દશેક વાગે કે વિદ્યાર્થીઓ ઊંઘમાં ને ઊંઘમાં પડખાં ફેરવ્યે રાખે અને જાગી જાય ત્યારે બેઠા થઇને માકડને ચેપી નાખે. પણ કેટલાકને ચેપે? તે દિવસે તો પથારીમાં માકડ, ભીંતે માકડ, ઉપર શિલીંગે માકડ, ચોપડીઓમાં માકડ; બધે માકડ; થોડાક દિવસો તો માકડ, માકડ, માકડ થઇ રહ્યું!

પણ પછી જનમેજયના સર્પસત્રની માફક માકડસત્ર શરૂ થયું અને ચાર દિવસની અથાગ મહેનતને અંતે માકડો મહંતર નાબુદ થયા. ત્યાર પછી દક્ષિણામૂર્તિએ એવો યજ્ઞ બીજી વાર નથી કર્યો.

આપણાં કેટલાંયે છાત્રાલયો માકડોથી પીડાય છે અને તેમાંયે મુંબઇ જેવા શહેરમાં એક વાર માકડ થયા પછી તો જવા ખૂબ મુશ્કેલ છે.

માકડના આવા ઉપદ્રવને માટે આપણી અસ્વચ્છતા જવાબદાર છે. આપણાં છાત્રાલયોમાં આજે સ્વચ્છતા ઉપર જે લક્ષ અપાય છે તે પૂરતું

ને ગણાય. આપણા આખાયે સમાજમાં આજે જે અસ્વચ્છતા અને ગંદકી પ્રવર્તી રહ્યાં છે તેને હડસેલી પાડવા માટે છાત્રાલયોનો સ્વચ્છતાનો આદર્શ ખૂબ ઉંચે લઈ જવાની જરૂર છે. આ રીતે વિચારીએ તો માકડ પેદા જ ન થાય તે માટે આપણે પગલાં લેવાં ઘટે.

સૌથી પહેલું તો છાત્રાલયની સામાન્ય સ્વચ્છતા સાથે વિદ્યાર્થીની અંગની સ્વચ્છતા ઉપર ખૂબ ભાર મૂકીએ. વિદ્યાર્થીનું શરીર અને કપડાં ખૂબ ચોકખાં રખાવીએ. વિદ્યાર્થી દરરોજ ઓછામાં ઓછું એક વાર શરીરને બરાબર ચોળીને ન્હાય અને કપડાં દર ત્રીજે દિવસે સાબુથી ધોઇ નાખે એટલું થવું જોઇએ. આપણા સમાજમાં કેટલાંયે માણસો દરરોજ નિયમિત ન્હાતાં નથી અને ન્હાય છે તો ચોપડસ્નાન કરે છે. પુષ્કળ ચોકખા પાણીથી ન્હાવું તે આજે તો બોર્ડિંગમાં શીખવવી પડે તેવી વાત છે; અને તેમાંયે જે કોમોમાં એ વસ્તુ સહેજે પ્રચલિત નથી તે કોમોએ તો તેના પર ખૂબ ભાર મૂકવો ઘટે છે.

કેટલાક વિદ્યાર્થીઓનો પરસેવો જ એવો હોય છે કે તેથી માકડ થાય. આવા ગંધાતા પરસેવાની પાછળ અજીર્ણ કે ખરાબ ખોરાક વગેરે જે દોષો હોય તેને તો દૂર કરવાના જ. પણ તે ઉપરાંત આવો વિદ્યાર્થી રાત્રે નાહીને સૂએ એવી વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે. આથી તેની પથારીમાં માકડ થતા અટકશે એટલે બીજે ફેલાતા પણ અટકશે.

ઘણી વાર વિદ્યાર્થીઓ ઓછાડ પાથર્યો વિના પથારીમાં સૂઇ જાય છે. આથી કરીને પથારીમાં પરસેવો ભરે છે ને માકડ ઉત્પન્ન થાય છે. કોઇ પણ વિદ્યાર્થી તળાઈ પર ઓછાડ પાથર્યા વિના સૂએ જ નહિ એવી ગોઠવણ દરેક બોર્ડિંગમાં થવી જોઇએ.

સવારે ઉઠ્યા પછી પથારીઓ તરત જ ઉપાડી લેવાનો રિવાજ બોર્ડિંગોમાં સાધારણ છે. બેશક સ્થળસંકોચને લીધે આપણે ખાસ સૂવાને માટે જ અલાયદો ઓરડો રાખી શકતા નથી. છતાં આ પ્રમાણે પથારીઓ ઉપાડી લેવી પડે છે તેમાંથીય ઓછાડને તળાઇથી જુદો કાઢી લઇએ અને તેને જરા સૂકવી નાખીએ તો માકડ થવાનો સંભવ ઓછો થાય છે. જ્યાં પથારીમાંથી ઉઠ્યા પછી પા અડધો કલાક પથારીને ખુલ્લી રાખી શકાય ત્યાં જરૂર તેમ કરવું; પણ એમ ન બને ત્યાં પણ ઓછાડને તો જુદો જ કાઢીને હવામાં ખુલ્લો મૂકવાની જરૂર છે.

બોર્ડિંગોમાં સામાન્ય રીતે બધાં ગાદલાં મૂકવાની જગા એક હોય છે.

આ જગાએ દરરોજ બધાં ગાદલાં એકઠાં થાય છે એટલે અઠવાડિયામાં એક વાર બધાં ગાદલાં તડકે નાખી આ જગાને પણ ખૂબ સાફ કરવી જોઇએ. વિદ્યાર્થીઓને શાળાઓમાં રજા હોય ત્યારે બપોરના ગાદલાં તડકે નાખવાનો રિવાજ દરેક બોર્ડિંગમાં કરવો જોઇએ અને ગાદલાં રાખવાની ઓરડીને પણ તે દિવસે ધોઈ કારવીને સાફ કરવી જોઇએ.

આ તો માકડને ઉત્પન્ન જ ન થવા દેવાના ઉપાયો. આટલી સાવચેતી રાખીએ એટલે માકડ ઉત્પન્ન થવાનો પ્રશ્ન જ ન રહે.

પણ માકડ થયા પછી શું કરવું ? પછી તો તેની સામે crusade (યુદ્ધ) ચલાવ્યા સિવાય બીજો રસ્તો નથી રહેતો.

ઉત્પન્ન થએલા માકડને સદંતર નાબુદ કરવા માટે ભીંતો અને છાપરામાં જ્યાં જ્યાં માકડો હોય ત્યાં ત્યાં ઘાસલેટ, કોપરેલ ને ફીનાઇલનો છૂટથી ઉપયોગ કરવો જોઇએ; અને એ ત્રણ પ્રવાહીઓની પીચકારીઓ મારી મારીને નાના મોટા તમામ માકડને નાબુદ કરવા જોઇએ. એટલું જ નહિ પણ તેની ઈંડાઓને પણ નાબુદ કરવી જોઇએ.

જે છાત્રાલયો સુવામાં ખાટલા કે પલંગોનો ઉપયોગ કરે છે તેમનો પ્રશ્ન વધારે વિકટ છે. બનતાં સુધી વિદ્યાર્થીઓ ભોંય પર પથારીએ જ સૂએ એ વધારે સારૂં છે. જો ખાટલા કે પલંગો વાપરવા જ હોય તો તેમને સ્વચ્છ રાખવા જોઇએ; ખાટલાને અઠવાડિયે પખવાડિયે તડકે તપાવવા જોઇએ; પાટીને પણ મહિને બે મહિને ધોવરાવવી જોઇએ અને ખાટલાની સાંધોમાં આઠ પંદર દિવસે કોપરેલ મૂકવું જોઇએ.

માકડના ત્રાસને ઉત્પન્ન જ થવા ન દેવાનો અને ઉત્પન્ન થયો હોય તો દૂર કરવાનો આટલો વિચાર બસ થશે.

નાનાભાઇ

## કોલેજની કલબો

"કેમ નરેન્દ્ર ?"

સાબરમતીના પૂલ ઉપર નરેન્દ્ર લાંબો થઈને પડયો હતો. અમદાવાદનાં ભૂંગળાં શાંત થયાં હતાં. સાબરમતીના જળમાં આઠમનો ચંદ્ર ખેલી રહ્યો હતો.

અનંતરાય એક કોલેજનો વિદ્યાર્થી. કક્કડ કાઠિયાવાડી કલેવર અને નવયૌવનની ખીલતી દાઢી; ધોતીનાનો કચ્છ અને શરીરે અર્ધબાંયનું પહેરણ; ઉઘાડે માથે પગમાં ચંપલ ચટચટાવતો અંતુ કોલેજ તરફથી ચાલ્યો આવતો

હતો. નરેન્દ્રની સાઇકલ દીઠી એટલે એણે ઉંચું જોયું ત્યાં નરેન્દ્ર પડેલો.

"કેમ નરેન્દ્ર?"

નરેન્દ્રે મ્હોં ફેરવ્યુંઃ "કોણ અંતુ?"

"તું ક્યારનો અહીં પડયો છું? તારી ડિશ મેં રૂમમાં મૂકાવી છે."

"આજે ખાવાનું મન નથી."

"કેમ? વીણાબેનને ત્યાં ભજીયાં બજીયાં મળ્યાં લાગે છે!"

"અરે બળ્યાં તારાં ભજીયાં!"

"આજે કાંઇ મગજ ચસકયું લાગે છે."

"મગજ તો અહીં ભણવા આવ્યો ત્યારનું ચમક્યું છે."

"પણ આજે કાંઇ ખાસ થયું છે?"

"ખાસ તો કાંઇ નહિ. આજે હું ખાદીભંડારમાંથી ખાદી લઇને આવતો હતો ત્યાં રીચીરોડના ફૂટપાથ પર નાત જમવા બેઠી હતી."

"લેતનારી! ફૂટપાથ પર નાત? એ બ્રાહ્મણોને કદિ અક્કલ આવશે?"

"એ બ્રાહ્મણો ન હતા, વાણીઆ હતા."

"નરેન્દ્ર, મારા કાઠિયાવાડમાં તો પોતાને પવિત્ર માનતી નાતો પણ મળમૂત્ર પડયાં હોય તેવા રસ્તાઓને પાણીના છાંટાથી પવિત્ર કરી ત્યાં જમી શકે છે."

નરેન્દ્ર બેઠો થયો. "એ તો છે જ. ગમે તેવી ગંદકીનો આપણા ભાઇઓ પવિત્રતાની ભાવના સાથે સુંદર સમન્વય કરી શકે છે, આનું નામ જ ધર્મબુદ્ધિનો વિપર્યાસ!"

અંતુ બોલ્યોઃ "ને ફૂટપાથ પર નાત બેઠી હતી તેનું શું થયું?"

"એ જોઇને મને અનેક વિચારો થઇ આવ્યા તે હજીયે મનમાંથી ખમતા નથી. આપણી નાતો જમે ત્યાં તો જાણે મારફાટ બજાણી. કોઇનું બોલ્યું ન સંભળાય. ખુમાખુમ ને પડાપડી. એટલો કોલાહલ, ગડબડાટ ને ધૂમાધૂમ."

"એ તો બધું એવું જ છે. એ તો નાતોને તોડશું ત્યારે બધું ઠીકઠાક થશે."

"એમાં નાતને તોડવાનો સવાલ નથી. આપણી કોલેજમાં કાંઇ નાત છે? આપણે તો સુધરેલા કોલેજીયનો; સમર્થ વિદ્વાનો આપણને જ્ઞાન આપે; મર્ઈ ને બેકન તથા બર્ગસન ને હક્સ્લીના વિચારો એ આપણો ખોરાક. છતાં

આપણે ત્યાં ઓછો ઘોંઘાટ છે ? આપણો ભૂંડોભૂખ રસોયો, તેની મેલી પાઘડી, તેનાં ચીકણાંલાખ વાસણ, તેનું વાઘરીસું શરીર, તેની બદસ્વાદ રસોઇ અને આ સાથે જમતી વખતની આપણી બધાની anarchy–અતંત્રતા !"

"અને આપણો સેક્રેટરી ?"

"હા. સેક્રેટરીના ગોટાળા એ તો આપણી ક્લબનું eternal problem ( અણઉકલ્યો પ્રશ્ન. ) આ બધાનો અંત આપણે ત્યાં ન આવે તો બિચારા જૂના જમાનાનાં આ ભાઇઓમાં ન આવે તેમાં નવાઇ નથી."

"આવશે અંત આવવો હશે ત્યારે. એવી પારકી પીડા કરીએ તો મરી જઇએ. આપણે તો અભ્યાસ કરવા આવ્યા છીએ તે અભ્યાસ કરીએ, મહિને બીલ આવે તે ચૂકવીએ, પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ પાસ થઇએ ને રજા પડે ત્યારે મહારાજને દક્ષિણા આપી તેના આશીર્વાદ લઇ ઘેર જઇએ. આ આપણી ક્લબ ફિલ્સુફી !"

"એ ફિલ્સુફીને લીધે જ તું અહીં ફૂલતો જાય છે."

"તુંય ફૂલને ! સૂકાય છે શા માટે ?"

"જીવનમાં કેટલીક વાર ફૂલવાના કરતાં સૂકાવું વધારે પસંદ કરવા જેવું હોય છે. આજે આપણી પાછળ આપણાં માબાપ પેટે પાટા બાંધીને મહિનાના ૫૦–૬૦ રૂપિયા ખર્ચે છે અને પાંચસો પાંચસો ને હજાર હજારના પગારવાળા મોટા પ્રોફેસરો આપણને ભણાવે છે. આવા ભારે ખર્ચથી મળતી કેળવણી જો આપણને નાનીશી વાલોનો તોડ લાવવાની પણ તાકાત ન આપતી હોય તો કાં તો એ સાચી કેળવણી નથી અને કાં તો આપણે તેના અધિકારી નથી. કૉલેજ એ તો સમાજમાં નવીન વિચારો અને આદર્શો પહોંચાડવાનું કેન્દ્ર. સમાજની ક્રાંતિનાં મંડાણ શાળા અને કૉલેજના જીવનથી થાય. આજે આપણી નાતોની જમણવારમાં શાંતિ ન હોય, વ્યવસ્થા ન હોય, કળા ન હોય, કરકસર ન હોય, આનંદ ન હોય, સત્કાર ન હોય તો એ બધાં આપણી ક્લબોમાં સિદ્ધ કરી ત્યાંથી સમાજ સુધી પહોંચતાં કરવાનાં રહે છે. આજે આપણાં ભોજનોમાં આટલું કરી શકશું તો કાલે દેશાવરના પ્રશ્નોમાં ઝુકાવવાની તાકાત આવશે."

"લે હવે ચાલ ચાલ હોટેલમાં જઇએ. તું તો ભાઇ ભારે ચીકણો ! તારે જે કાંઇ કરવું હોય તે કરવા માંડને ! પણ આવા વિચારો છોડી દે. ચાલ તને ક્લબનો સેક્રેટરી નીમું. તારા કરતાં તો જમખાનાનો સેક્રેટરી

સુખી કે બિચારો ટેનીસ-ક્રિકેટનાં બીલ ચૂકવે, ચૂંટણી વખતે નમ્ર થઈ જાણે, વર્ષ આખું અક્કડ થઈને ફરે, ફર્સ્ટ ક્લાસ સેકંડ ક્લાસવાળાને વેઠીઆ ગણે, પ્રિન્સિપાલને વશ કરે અને ટુર્નામેન્ટ કે મેચ હોય ત્યારે વિના સંકોચે ઑરલીઓ ફેંકે. તું તો સેક્રેટરી થા ત્યારે પણ 'આ થાય અને આ ન થાય' એવાં ત્રાજવાં ઝાલીને બેસ અને નાહક દુઃખી થા. ચાલ, હવે અગિયાર થયા."

નરેંદ્ર હેઠે ઉતર્યો અને સાઇકલ ઝાલી ચાલતો થયો. તેના મનનો ભાર હળવો થયો હતો. અન્તુ તો સાબરમતીના વિશાળ તટને જોતો, આકાશમાં વારંવાર દૃષ્ટિ ફેંકતો અને શરીરને આમતેમ ડોલાવતો સાથે ચાલ્યો જતો હતો.

સાબરમતીનાં પાણી ખળખળ વહ્યાં જતાં હતાં. નાનાભાઈ

## એક પત્ર

એક કૉલેજીયન નવા વર્ષની શરૂઆતના પોતાની કૉલેજના અનુભવોનું વર્ણન કરતાં ત્યાંના છાત્રાલય સંબંધે નીચે પ્રમાણે પોતાના પત્રમાં લખે છેઃ—

"મને અહીં કેવું ફાવે છે એ તો મારું મન જ જાણે છે. પહેલાં તણ ચાર દિવસ તો મને રડવાનું જ મન થતું હતું, પણ શું કરું ? અહીં આવી ભરાણા ત્યારે હવે કંઈ નાસી છૂટાય છે ?

"મને ભણવાનું એટલે કે મારા વિષયો તો ગમે છે. પરંતુ અહીં ખાવાપીવાની ને રહેવાની વ્યવસ્થા જરાયે સારી નથી. રહેવાનું હવા પ્રકાશ વિનાનું છે, અને વળી શહેરમાં છે. શહેરમાં રહેવાનો આ પ્રસંગ પહેલો જ છે. શરૂઆતમાં તો હું શહેરથી બહુ જ ગભરાઈ ગયો હતો. આખો દિવસ રસ્તાની ધમાલ ચાલુ જ. અને મારી કલબની તો શું વાત કરું ? ગંદામાં ગંદું તેનું રસોડું છે. જમવા માટે એક સાથે દસ જણ બેસી શકે તેમ છે. કુલ ૩૦ મેમ્બર્સ છીએ. એક બૅચ જમી ઉઠે એટલે તેના એંઠવાડમાં બીજો બેસે. પણ જવા દો, એની તો વાત જ ન કરવી. ખાવાનુંય સારું થતું હોય તો ઠીક. પણ તેમાંએ ઠેકાણું નહિ. અને આ બધાથીયે વધારે તો સાથીની ન પૂરી શકાય તેવી ખોટ છે. મારે મારા વિચારો ક્યાં ઠાલવવા ?"

આ એક ઉંમર લાયક કૉલેજમાં ભણતા વિદ્યાર્થીનો પત્ર છે. આ ઉપરથી આપણને છાત્રાલય ચલાવનારાઓને છાત્રાલયના મકાન, રસોડું, ખોરાક, મૈત્રી વગેરે સંબંધમાં ખૂબ વિચાર કરવાપણું મળે તેમ છે. આ પત્ર ઉપર ભાષ્યને કશો જ અવકાશ ન હોય. હરભાઇ

## કાંતિલાલ

કાન્તિલાલ એક દેશી રાજ્યના અમલદારનો દીકરો છે. એ દેશી રાજ્યના પાટનગરમાં એવી પ્રથા છે કે રાજ્યના મોટા મોટા અમલદારો ગામથી દૂર સારા હવાપ્રકાશવાળી ઉંચી જગ્યામાં રાજ્યે તેમને માટે બંધાવી આપેલા ખાસ બંગલાઓમાં રહે. હવે આ બધા અમલદારોને પોતાના છોકરાઓની રમતગમત અને નવરાશના વખતનો ઉપયોગ વગેરે પ્રશ્નો ઉકેલવાના તો હોય જ. નિશાળે તો ગાડી મોટરમાં જઇ આવે પરંતુ બાકીના વખતનું શું ? સરકારી પિતાઓએ તેમને સત્ પ્રવૃત્તિમાં રાખવા માટે તેમના જ બંગલાઓની વચ્ચોવચ એક મોટું મકાન બંધાવરાવ્યું હતું. આ મકાનમાં વચ્ચે એક મોટો ઓરડો હતો જેમાં એક ઠીક ઠીક પુસ્તકાલય અને વાચનાલય રાખવામાં આવતું. મોટા ઓરડાની પડખે બે નાના ઓરડાઓ હતા જ્યાં મગજના કામથી કંટાળેલાને માટે જુદી જુદી રમતો મૂકવામાં આવેલી હતી. મકાનની ફરતો ચારે બાજુ મોટો ચોતરો હતો, જ્યાં સાંજના વખતે બેસીને સૃષ્ટિસૌંદર્ય નીહાળતાં ગપાસપાં મારી શકાય.

સંસ્કારી પિતાઓ તો આટલું કરી છૂટેલા. પછી તે મકાનોનો શો ઉપયોગ થાય છે તેની દરકાર રાખવાની તેમને ક્યાંથી ફુરસદ હોય ? તેઓ તો પૈસા ખર્ચીને જેટલું કરી શકાય તેટલું કરી આપે. પણ ચારિત્ર્ય કંઇ લખલૂટ પૈસા ખર્ચ્યે થોડુંક આવી જાય છે ? તેની પાછળ તો ઝીણી દરકાર અને કોઈ વ્યક્તિની ઉંડી છાપ પડવી જોઈએ. ટૂંકમાં આ મકાન બંધાયા પછી બહુ જ થોડા વખતમાં અનેક પ્રકારની બદીઓનું સ્થાન થઇ પડયું. ત્યાં અનેક અનર્થો પોષાવા લાગ્યા અને આપણો કાંતિલાલ પણ આ બદીઓનો શિકાર બન્યો. હિંદુ મુસલમાનના સમવયસ્ક તેમજ પોતાથી મોટી ઉંમરના છોકરાઓ સાથે તે અવળે પથે ચડી ગયો અને બીડી પીવાથી તે ખુદ જાતીય દુરાચાર સુધી ઘસડાઇ ગયો.

કાન્તિલાલના પિતાને તો બીચારાને આ વાતની ખબર પણ નહિ. ત્રણ અંગ્રેજી ભણાવી તેણે તેને અમારા છાત્રાલયમાં મોકલ્યો. તે 'લાડ લડાવેલો, મોરે ચડાવેલો અને અમલદારનો દીકરો છે તેથી જેટલો બગડવો જોઇએ તેટલો બગડ્યો છે ' એટલી હકીકત તેના પિતાએ તેને અમારે ત્યાં મૂકતી વખતે અમને કહેલી. પણ આ બીચારો તો ઘણી જ ઉંડી ખાંઇમાં સરી પડેલો હતો.

અહીં આવ્યા પછી તો મારે અને કાંતિલાલને અનેક વખત દિલભર-દિલ વાતો થઇ છે. કાંતિલાલે મારી પાસે પોતાનું હૈયું ખાલી નાખ્યું છે અને જે બાબતને ભયંકર પાપ માનીને તે આજ સુધી સંતાડતો હતો અને છતાં જેમાંથી તે છૂટી શકતો ન હતો, તે બાબતમાં તેને હવે તો પોતાની જાત પર ભારે કાબુ આવી ગયો છે. આજે કાંતિલાલના શરીર અને મનમાં ખરેખર ક્રાંતિ આવી છે.*

હરભાઈ

## ચર્ચાપત્ર

શ્રીયુત તંત્રી "છાત્રાલય" માસિક.

છાત્રાલયના અંક ૨ જાના મે ૧૯૨૭ના ૨૭મે પાને ગુહ્ય પ્રશ્નો ઉપ-રના લેખ સંબંધે મારે આપને જણાવવું જોઇએ કે તે લેખના લેખકને માત્ર એ દિશામાં કાંઇ તાન જ લાગ્યું હોય તેમ જણાય છે. કારણ કે તેઓની માન્યતા ૫૦ થી ૬૦ ટકા જેટલા વિદ્યાર્થીઓ શ્રી દ. મૂ. ભવનમાં આવે છે તેઓ જનનેન્દ્રિયનો દુરુપયોગ કરવાની ટેવ લઇને આવે છે, તેવી છે. જો આમ જ હોય–આ વાત ઓછેવત્તે અંશે સત્ય જ હોય તો અત્યારે વિદ્યાર્થિસમાજમાં અરધ કરતાં વધારે ભાગનામાં એવી કુટેવ છે એમ તેમનો સિદ્ધાંત થયો જણાય છે.

Masterbation ની કુટેવ, વિદ્યાર્થીઆલમના જુજ ભાગમાં કાંઇ જુદી જ જાતની કસોબતને લઇને વિદ્યાર્થીને ૧૪ કે ૧૫ વર્ષની ઉંમર પછી આવે એ સંભવિત છે. પણ જો ૫૦ થી ૬૦ ટકા જેટલા આ કુટેવમાં સપડાતા હોય તેમ માનીએ તો તેની અસર આખા સમાજ ઉપર અત્યાર સુધીમાં તો ભારેમાં ભારે એટલે ૯૦ કે ૯૯ ટકા જેટલી વધતાં વધતાં થઇ ગઇ હોત. અને જો એમ થતુ હોત તો આજે જનસમાજમાં કોઇક જ માણસ તેવી ટેવ વિનાનો રહ્યો હોત.

આ બદી આટલે બધે દરજ્જે જો દક્ષિણામૂર્તિ ભવનમાં અનુભવવામાં આવતી હોય તો, તે એટલું જ બતાવે છે કે કાં તો ત્યાં આવનારા વિદ્યા-

* ભાઇ વેણીશંકર ગોરધનરામ આવા જ એક કિસ્સાની નોંધ લેતાં જણાવે છે તેમ આવા તો ઘણાયે કાંતિલાલો હાલની કેળવણીમાં આવા રોગના હથિયાર-રૂપ થઇ પડ્યા હશે. પ્રભુ કેળવણીકારોને સદ્બુદ્ધિ આપે એટલી જ પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે અભ્યર્થના !—તંત્રી

ર્થીઓ હલકી કોટિમાંથી અને દૂષિત વાતાવરણવાળા આવે છે અથવા તો ત્યાં ગૃહપતિઓની ઓછી સંભાળને લઇને આ જાતનો ચેપ વધારે ઉડે છે.

આ કુટેવ મટાડવા માટેનાં સાધનોમાં શારીરિક શ્રમ, વ્યાયામ, કચ્છનો વપરાશ તેમજ ખોરાકના પદાર્થોમાંથી ઉષ્ણ વીર્ય કરનાર પદાર્થોનો ત્યાગ એ સર્વ ઉપાયો ઠીક છે. પણ તે ઉપાયો તો થએલ રોગને મટાડવાના છે.

છાત્રાલયોને તે રોગથી દૂર રાખવા માટે તો તેવા વિદ્યાર્થીઓને દાખલ ન થવા દેવા એ જ ઉપાય ઇષ્ટ છે.

મારી વિનતિ છે કે આજે જે આટલો મોટો ભાગ-૫૦ થી ૬૦ ટકા આ કુટેવથી સપડાએલ જણાતો હોય તો તેની વિગતો-અલબત નામ ઠામ વિના-વિદ્યાર્થીની ઉમર, વિવાહિત કે અવિવાહિત સ્થિતિ, કૌટુંબિક સ્થિતિ, ન્યાતજાત વગેરે એકઠી કરી આવતા છાત્રાલય સંમેલન વખતે વિચાર માટે આંતર સમિતિ સમક્ષ મૂકશો તો વિદ્યાર્થિભવનોના નેતાઓને તેમાંથી ઘણું જાણવાનું મળી આવશે.

ભાવનગર<br>બધેકાગૃહ<br>તા. ૧૧ : ૬ : ૨૭

આપનો,<br>ઓધવજી હીરજી બધેકા

વિદ્યાર્થીઓમાં જનનેંદ્રિયનો દુરુપયોગ ખૂબ મોટા પ્રમાણમાં પ્રચલિત છે તેમ કહેવાનું મને તાન લાગ્યું છે તેમ શ્રી. ઓધવજીભાઇ કહે છે તે વાત સાચી છે. તરુણ વિદ્યાર્થીઓમાં આ સડો એટલો બધો ઉંડો ગરી ગયો છે અને ખોટી શરમને લીધે તેમજ આપણ મોટેરાંઓની બેકાળજીને લીધે તે એટલો બધો ભયંકર બનતો જાય છે કે હવે તેને છૂપાગ્યે પાલવે તેમ નથી જ. એ બદીને ઉઘાડી પાડી મોટેરાંઓની આંખ ઉઘાડવાનો અને જુવાનોને યોગ્ય માર્ગ-દર્શન કરાવવાનો મને છંદ લાગ્યો છે તે હું પોતે સ્વીકારું છું.

"જો એમ થતું હોત તો આજે જનસમાજમાં કોઇક જ માણસ તેવી ટેવ વિનાનો રહ્યો હોત." હું કહેવાની ધૃષ્ટતા કરું છું કે તેમનું કહેવું સાવ સાચું છે. એક અંગ્રેજ લેખકે એક ઠેકાણે લખ્યું છે કે "Out of hundred, ninty-nine are masterbators and the hundredeth never confesses it." પણ આ હકીકતથી આટલું બધું મુંઝાવું શા માટે!

જુવાન વયમાં વેગવંતુ વીર્ય અજ્ઞાનને પરિણામે કોઇ પણ રીતે પોતાનો માર્ગ કરી લે તે સ્વાભાવિક છે. યોગ્ય આહારવિહારના અભાવે

જુવાન વીર્ય લોહીમાં મળી જવાને બદલે શરીરમાંથી બહાર આવે તે શારીરિક નિયમ માત્ર છે. શરીરના તે ધર્મથી વિદ્યાર્થીને જેટલો વહેલો વાકેફ કરાય તેટલો તેને વધારે ફાયદો થવાનો છે. અસાહજીક રીતે થએલો વીર્યપાત પાપ કે ભયંકર ગુન્હો નથી જ. એ અજ્ઞાનજન્ય ભૂલ-નબળાઇ માત્ર છે. એનાથી ભડકવામાં કે એને છુપાવવામાં લાભ નહિ પરંતુ હાનિ જ છે.

અને આ કુટેવમાં પડેલા વિદ્યાર્થીઓ સમાજની બીકને લીધે તેને એવી સુંદર રીતે તો છુપાવી રાખે છે કે ભલભલા માણસને તેઓ હાથ લાગતા નથી. એ મેળવવા માટે તો વિદ્યાર્થી તરફ પ્રેમ અને સહાનુભૂતિ હોવા જોઇએ અને વિદ્યાર્થીનો વિશ્વાસ ગૃહપતિએ મેળવેલો હોવો જોઇએ. આવા દરેકે દરેક ગૃહપતિથી આ વાત છુપી રહેલી હોની જ નથી. આ દિશામાં હિંમત રાખીને પ્રયત્ન કરી જોનાર દરેક ગૃહપતિભાઇને મારા કથનનું સત્ય જણાઇ આવશે.

દક્ષિણામૂર્તિ ભવનમાં આ બદી મોટા પ્રમાણમાં દેખાઈ છે તેથી એમ માનવું કે અહીં આવનાર વિદ્યાર્થીઓ હલકી કોટિના કે દૂષિત વાતાવરણવાળા છે અથવા તો ગૃહપતિઓની ઓછી સંભાળ છે તે ભૂલભરેલું અને ઉતાવળીયું અનુમાન છે.

ઉંચા કુટુંબના નબીરાઓમાં તો આ કુટેવ વધારે પ્રમાણમાં હાથ લાગી છે; અને ગૃહપતિઓની ઓછી સંભાળ નહિ પરંતુ વધારે પડતી સંભાળના પરિણામે જ તેઓ બચી જવા પામ્યા છે. આ કુટેવ કેવી રીતે, ક્યાંથી અને ક્યારે જન્મે છે તેની ચર્ચામાં અહીં ઉતરી ન શકાય. તેમને મારી નમ્ર વિનતિ છે કે તેમણે મારી પાસેના આંકડાઓ તપાસવા અને પછી જ અનુમાન બાંધવું.

આ કુટેવ એ એક રોગ છે એ શ્રી. ઓધવજીભાઇનું કહેવું સાવ સાચું છે. પરંતુ એ રોગમાં સપડાએલા વિદ્યાર્થીઓને છાત્રાલયમાં દાખલ જ ન થવા દેવા એ તેનો ઉપાય નથી. આજે તો છાત્રાલયોએ આવા રોગોનાં ચિકિત્સાલયો બનવું જોઇશે અને સમાજમાંથી તેની જડ કાઢવા માટે કડ બાંધવી પડશે.

શ્રી. ઓધવજીભાઇની છેલ્લી સૂચનાને હું સાદર સ્વીકારૂં છું. આગામી અધિવેશન વખતે આ વિષયની બધી જ વિગતો એકઠી કરી રજુ કરવાનો મને હુકમ કરવામાં આવશે તો હું બહુ જ આનંદપૂર્વક તે કરીશ અને છાત્રાલયોના સંચાલકો પાસે ધરીશ.

હરભાઇ

# નાભિની નીચેનો ઘા

કુરુક્ષેત્રનું યુદ્ધ પૂરું થવા આવ્યું. ભીષ્મ, દ્રોણ, કર્ણ અને જયદ્રથ જેવા સમર્થ યોદ્ધાઓ પણ ખપી ગયા અને જીવનમાં ચોમેર વેરાન દેખતો દુર્યોધન ઘડીભર પાણીમાં ડુબકી મારી ગયો.

પાંડવોએ તેને શોધી કાઢ્યો અને યુદ્ધનો પડકાર કર્યો. ચાર દિવસ પહેલાંનો અગિયાર અક્ષૌહિણીનો ધણી માત્ર સૂકી દેહ લઇને પાણી બહાર આવ્યો અને ભીમ સાથે ગદાયુદ્ધ સ્વીકાર્યું.

ભીમસેનની એ પ્રચંડ કાયા; નાનપણથી જ દુર્યોધન તરફની એની વેરવૃત્તિ; વિજયથી મદમત્ત થયેલું મન; વ્હાલી દ્રૌપદીના પરાભવ પ્રસંગે અનુભવેલી વેદનાઓ; અને આજે પાંડવોના વિજય પર કળશ મૂકાય એવો પ્રસંગ–આ બધાંએ ભીમસેનની ગદામાં બળ મૂક્યું.

બીજી બાજુ દુર્યોધન: એની ચપળતા; પાંડવોનું બી કાઢી નાખવાની એની લાલસા; સ્વજનોના વધથી થએલી નિરાશા; જીવનભરના નાના મોટા પરાભવોથી ઉપજેલી વૈરવૃત્તિ–આ બધાંએ દુર્યોધનના લોહીને નવી ગતિ આપી.

અન્તે બેઉ: દ્વંદ્વયુદ્ધ શરૂ થયું.

પાંડવો, શ્રીકૃષ્ણ અને બળરામ પ્રેક્ષકો હતા.

બળરામ એટલે તો ગદાવિદ્યાના આચાર્ય.

દુર્યોધન ગદાયુદ્ધમાં એક્કો હતો. ભીમનું શરીરબળ દુર્યોધનની વિદ્યા અને ચપળતા પાસે લાચાર હતું! દુર્યોધનના ઝપાટા ઝીલવા ભીમભાઇને ભારે થયા. પાંડવોએ જોઇ લીધું કે દુર્યોધનને મ્હાત કરવો મુશ્કેલ છે.

એવામાં અર્જુન એક બાજુ ખસ્યો અને પોતાના સાથળ પર જમણા હાથનો ફટાકો બોલાવ્યો. ભીમે ફટાકો સાંભળ્યો કે એક ક્ષણમાં જ તેની દૃષ્ટિ પાસે દ્રૌપદીને ખોળામાં બેસવાનું આમંત્રણ કરતો દુર્યોધનનો તેર વર્ષ પહેલાંનો સાથળ ખડો થયો અને બીજી ક્ષણે કૌરવરાજના સાથળ પર ભીમની પ્રચંડ ગદા પડી. લોહાનો એ સાથળ થરથર્યો; લોહીની નીક વહેવા લાગી; કૌરવરાજને તમ્મર આવી ને તે જમીન પર પડ્યો.

ભીમે ત્રાડ મારી; પાંડવો રાજી થયા.

પણ બળરામથી ન રહેવાયું. દુર્યોધનને પડતો જોઇ તેની આંખમાં ખુન ભરાઇ આવ્યું અને તે બોલી ઉઠ્યા: "ગદાયુદ્ધના નિયમ પ્રમાણે

નાભિની નીચેના ભાગમાં ઘા થઇ ન શકે. નાભિની નીચે ઘા કરનાર વીર નથી પણ હીચકારો છે. પાંડવો, ભીમના આ એક ઘાથી તમને આજે વિજય મળે છે; પણ આવા વિજયમાં તો આવા કર્મ માટે ભીમને શાપ આપવાનું મને ઘડીભર મન થઇ જાય છે. પણ આવો વિજય પોતે જ શાપરૂપ છે એ વિચાર આવતાં મારો વેગ શમી જાય છે."

યુધિષ્ઠિરે નીચું જોયું. પાંડવો અને શ્રીકૃષ્ણ પોતાના તંબુ તરફ ચાલ્યા ગયા. બળરામ તીર્થયાત્રાએ ચાલી નીકળ્યા. દુર્યોધનને ઉંચે આકાશ અને નીચે પૃથ્વી રહ્યાં !

**નાનાભાઇ**

## ચારિત્ર્યનાં મૂળ

"આજે એક વિચાર કરવા જેવી વાત કરવા આવ્યો છું." એમ કહીને ખુશાલભાઇ મારી સામેની ખુરશી ઉપર બેઠા.

મેં કહ્યું: "ખુશીથી કહો. આપણે એના ઉપર જરૂર વિચાર કરશું."

અત્યંત ગંભીર ચહેરે તે બોલવા લાગ્યા: "પેલો રતિલાલ, જે આપણા છાત્રાલયમાં બે ત્રણ વરસ રહી ગયો છે તે હમણાં સ્ટેશન ઉપર ગુડઝ ક્લાર્ક તરીકે કામ કરે છે. આપણી બોર્ડિંગમાં રહેલો એટલે તો ખૂબ પ્રામાણિક હશે તેવી મારી માન્યતા હતી. પરંતુ ગઇ કાલે મારા માલનું વેગન ભરવા મારો માણસ ગએલો તેની સાથે તેણે એમ કહેવરાવ્યું છે કે 'શેઠને કહેજે કે રૂપીઆ દશ પહેલા આપશે તેનું વેગન પહેલું રવાના થશે.' હું તો આ સાંભળીને હેબતાઇ જ ગયો છું."

"કેમ, એમાં હેબતાઇ જવાનું શું છે?"

"શું છે વળી કેમ સાહેબ ? આપણી બોર્ડિંગમાં રહી ગયો છતાં આટલી અપ્રમાણિકતા ? મેં તો એ વાત સાંભળી છે ત્યારથી મારા પેટમાં તેલ રેડાયું છે."

"જુઓ, ખુશાલભાઇ, એમાં આટલા બધા હેરાન હેરાન ન થઇ જાઓ. રતિલાલમાં પ્રમાણિકતા ન આવે તેથી આપણે વિચાર કરીએ પણ દુઃખી ન થઇએ."

"એમ કેમ ?"

"કારણ કે રતિલાલને ઘડવામાં આપણી સંસ્થાનો હિસ્સો છે તેમજ તેના કુટુંબનો, તેની પરિસ્થિતિનો અને તેના વાતાવરણનો પણ છે."

" પરંતુ સાહેબ, ગમે તેવા કુસંસ્કારો લઇને આવેલો વિદ્યાર્થી પણ અહીં તો બે વરસ રહે એટલે સારો થઇ જ જાયને ? "

" એ માન્યતા જરા વધારે પડતી ગણાય. હા, કોઇના સુસંસ્કારો વેગવાન હોય તો કુસંસ્કારોને દાબી દઇને તે આગળ આવી પણ જાય. પરંતુ મોટે ભાગે તો એમ જ બને છે કે અહીં રહે ત્યાં સુધી પેલા કુસંસ્કારોને જાગૃત થવાનો કે પ્રકાશમાં આવવાનો કશો જ અવકાશ મળ્યો હોતો નથી તેથી તે ભુંસાઇ ગયા હશે એવો આપણને ભાસ થાય છે; પરંતુ ખરી રીતે તે ઉંડાણમાં ઘર કરીને બેઠેલા હોય છે તેથી તેમને તક મળે કે તુરત જ તે બહાર પડે છે."

" પરંતુ સાહેબ, અહીંના વાતાવરણમાંથી વિદ્યાર્થી જો એક પ્રમાણિકતા પણ શીખી ન જાય તો તો આપણી કરી કમાણી ધૂળ જ મળી ગણાયને ! "

" હા અને ના. અહીંથી મેળવેલા થોડા પણ સુસંસ્કારોને પાછળથી જો યોગ્ય પોષણ મળ્યા કરે તો તો કદાચ પેલા કુસંસ્કારો ધીમે ધીમે ઘસાય. પરંતુ અહીંથી નીકળ્યા પછી કુસંસ્કારોને જ પોષણ મળે તેવી પરિસ્થિતિમાં વિદ્યાર્થી પડે તો પેલા સુપ્ત થઇ ગએલા કુસંસ્કારો પાછા જાગે છે અને સુસંસ્કારોના ફુટેલા કોંટા કરમાઇ જાય છે. રતિલાલના સંબંધમાં પણ તેમજ બન્યું છે."

" ત્યારે તો તમે રતિલાલ સંબંધે કંઇક જાણતા લાગો છો. શું છે તે કહો તો ખરા ! "

" રતિલાલના પિતા બીચારા સાધારણ માણસ. મજુરીનો ધંધો કરીને ખાનાર. આપણે ત્યાં સામાન્ય રીતે બને છે તેમ, છેક બાળપણથી બાળકની સંભાળ યથાર્થ રીતે લેવાતી જ નથી. વળી ઘર, સગાં, શેરી, નાતજાત વગેરે બાળકને ઘડવામાં ખુબ જ મોટો ફાળો આપે છે. રતિલાલ એ રીતે ઘડાયો. વળી તેના પિતાનો ધંધો દરજીનો. દરજીના ધંધામાં પણ આજે જે અપ્રમાણિકતા આવી ગઇ છે તેમાંથી એ બીચારા પણ થોડા જ બચેલા છે ? પરંતુ તેથી કંઇ રતિલાલ પોતાના પિતાના ધંધાની ખરાબ અસરમાંથી કંઇ બચી શકે ? તેણે તો જે લેવું હતું તે લઇ લીધું. પછી તે આવ્યો આપણે ત્યાં. બાળપણના સંસ્કારો ભુંસાડવા બહુ મહેનત લેવાઇ પરંતુ બે વર્ષ પછી જૂની પરિસ્થિતિમાં પડતાં પાછા એ ભગવાન એના એ. રેલ્વેની નોકરીમાં તેને પાછાં પ્રલોભનો મળ્યાં અને તેની જૂની ટેવ જાગી. આ આજનો આપણો રતિલાલ. "

"ત્યારે આનો કંઈ ઉપાય ?"

"હા, બાળક છેક જ નાનું હોય ત્યારથી તેની કેળવણી ઉપર માબાપે ખૂબ જ લક્ષ રાખવું જોઇએ, અને તે બાળક મટીને મોટો થાય ત્યારે પણ તેટલી જ કાળજી અને સાવચેતી રાખવી ઘટે. પોતાના પુત્રોની કેળવણીમાં માબાપો રસ અને કાળજી લેતાં નહિ થાય ત્યાં સુધી આપણા પ્રયત્નો અધૂરા જ રહેવાના."

"સાચી વાત કહી, સાહેબ." કહીને ખુશાલભાઈ ઉઠયા. હરભાઇ

## એક પત્ર

એક પિતા મને પૂછે છેઃ—

"ચિ૦......ભાઇને આપને સોંપવામાં આવે ત્યારથી માબાપને તેની તંદુરસ્તી, વર્તણૂક અને અભ્યાસ સંબંધે ચિંતા કરવાની ખરી કે નહિ ?"

આ પ્રશ્ન કંઇ એકલા આ પિતાનો જ નથી. છોકરાને બોર્ડિંગમાં મૂકયા પછી હાથ ખંખેરી નાખનારાં અનેક માબાપો આપણે ત્યાં પડ્યાં છે. અને શાળાઓ તેમજ બોર્ડિંગોના પ્રયત્નો ગમે તેટલા સુંદર હોવા છતાં તેનું પરિણામ આવતું નથી તેનું એક કારણ માબાપોની આ પ્રકારની બેદરકારી પણ છે.

માબાપોએ સમજવું જોઇએ કે બોર્ડિંગો ગમે તેવી સારી હોય તો પણ ઘરેનું સ્થાન તેમનાથી ન લેવાય. ખરી રીતે તો આજે જે ઉંમરે વિદ્યાર્થીને બોર્ડિંગમાં મોકલવામાં આવે છે તે ઉંમરે ( નવ દશ વર્ષની ઉંમરે ) બાળકના ભવિષ્યના વિકાસનાં બીજો તો નખાઇ જ ગયાં હોય છે, અને તે ઘરમાં જ. પાંચ છ વર્ષની ઉમર સુધીની આ ગૃહકેળવણી આખાયે જીવનમાં સારા નરસા રંગો પૂરે છે અને એથી જ માબાપોની ઉપેક્ષા જરાયે સંભવ્ય નથી.

અલબત માબાપો બધી રીતે વિદ્યાર્થીના વિકાસનો વિચાર કરવાને સમર્થ ન હોય; એ વિકાસની પાછળ આખોયે દિવસ મંડ્યા રહેવાની તેમને ફુરસદ ન હોય; વિદ્યાર્થી જે વખતે ઘરમાંથી સમાજમાં જવાને કૂદી રહ્યો હોય તે વખતે એકલાં માબાપો આ કાર્યને માટે બસ પણ નથી. એટલે માબાપો જે કરી ન શકે તેને માટે આ સંસ્થાઓ તેમને મદદ કરે. ખરી રીતે બોર્ડીંગ કે શાળા કે બહારની બીજી કોઇ પણ કેળવણીની સંસ્થા એ તે માબાપના

પ્રયત્નની પૂરતી રૂપે જ છે. પણ આજે તો વિપરીત દશા પ્રવર્તે છે. માબાપોએ પોતાનાં પ્રયત્નોમાં બોર્ડિંગોનો સહકાર મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ તેને બદલે આજે તો શાળાઓ અને બોર્ડિંગો માબાપોનો સહકાર મેળવવા નીકળે છે ત્યારે પણ માબાપો દાદ દેતાં નથી, ઊંને ઘણી વાર તો બોર્ડિંગના ચાલકોને હાથ ઘસી બેસી રહેવું પડે છે.

પુત્રોની કેળવણીનો ખરો ભાર પોતાને માથે છે અને એ ભારનું વહન કરવા માટે ગમે તેટલી સંસ્થાની મદદ લેવી પડે તો પણ તેની આખરી જવાબદારી તો પોતાને માથે જ છે એમ દરેક માબાપે સમજવું જોઇએ. પોતાને કરવાનું કાર્ય બીજાને સોંપી દેવું અને તે સારૂં જ કરશે એમ આંખ મીંચીને માન્યા કરવું એ માબાપને લાઝિમ નથી. ભલે પછી તે સારામાં સારૂં થતું હોય.

નાનાભાઇ

## ગૃહપતિ નાતનો કે પરનાતીલો ?

આજે આપણે ત્યાં જે છાત્રાલયો છે તેમાં મોટો ભાગ જુદી જુદી નાતનાં છાત્રાલયોનો છે. આવાં નાતનાં છાત્રાલયો કાઢવાં યોગ્ય છે કે નહિ એ મિથ્યા ચર્ચામાં આપણે અહીં ન ઉતરીએ. નાત છે ત્યાં સુધી નાતનાં છાત્રાલયો છે જ. આપણે તો એવાં છાત્રાલયોમાંથી વધારેમાં વધારે લાભ શી રીતે ઉઠાવી શકીએ એટલું જ જોઇએ તો બસ છે.

આ નાતનાં છાત્રાલયોને ગૃહપતિનો સવાલ ખૂબ મુંઝવે છે. જ્યારે જ્યારે આ સંસ્થાઓને ગૃહપતિ રાખવાનો વખત આવે છે ત્યારે નાતનો રાખવો કે પરનાતીલો એ વિષે ભારે વિચાર થઇ પડે છે.

કેટલાક અનુભવીઓનો એવો અભિપ્રાય છે કે નાતની બોર્ડિંગને જો ટકવા દેવી હોય તો પરનાતીલો ગૃહપતિ રાખવાનો સ્વપ્ને પણ વિચાર ન કરવો. આમાં થોડોક અર્થ છે. નાત એટલે એક રીતે જોતાં મોટો કુટુંબસમૂહ. નાતનાં માણસો અરસપરસ સૌને ઓળખે. નાત બહુ મોટી ન હોય તો સૌ એક બીજાને થોડો ઘણો લોહીનો સંબંધ પણ હોય. ભોજન પ્રસંગોએ તો એકબીજા એકઠા મળે એટલે પરસ્પરનો પરિચય હોય એમાં તો સવાલ જ નથી. આ રીતે જોતાં નાતનો ગૃહપતિ નાતના વિદ્યાર્થીઓને થોડો ઘણો ઓળખનો પણ હોય; આ વિદ્યાર્થીઓનાં માબાપોનો સહકાર તે સહેલાઇથી સાધી શકે; નાતનું માનસ તેને પોતાના તરીકે જલદી સ્વીકારી શકે; નાતના આચાર વિચાર અને વિશિષ્ટતાઓ આવા ગૃહપતિમાં પ્રતિ-

બિંબિત થયાં હોય એટલે બોર્ડિંગમાં એ સહેજે ઉભરી આવે અને આખી બોર્ડિંગ નાતનું ઘર બની જાય.

પરંતુ આ ચિત્રને બીજી બાજુ પણ છે. નાતનો ગૃહપતિ નાતની રાગદ્વેષની વટવાળ બોર્ડિંગમાં બેસે. નાતમાં તડાં હોય તો વિદ્યાર્થીઓમાં તડાં પડે. નાતનો મિથ્યાચાર અને નાતની ખોટી રૂઢિ પર પગ મૂકવો હોય ત્યારે નાતનો ગૃહપતિ થરથરી જવાનો. નાતનો ગૃહપતિ નાતના વર્તુળ બહાર જઈને કોઇ પ્રશ્નનો વિચાર ઓછો કરશે એટલે વિદ્યાર્થીઓના આચાર વિચારમાં કૂપમંડુકતા આવવાની. ઉપરાંત વિદ્યાર્થીઓનાં માબાપો નાતના ગૃહપતિનાં ખૂબ પરિચિત હોવાથી ઘણી વાર તેને મહકાર આપવાને બદલે પોતાના પુત્રો પાસે તેના દોષો જાહેર કરવાનાં અને તેને કે તેની સ્ત્રીને કે તેના કુટુંબને નિંદીને વિદ્યાર્થીઓ પાસે તેની પ્રતિષ્ઠા ઓછી કરાવવાનાં. નાતના ગૃહપતિની સ્ત્રી બોર્ડિંગમાં બ્હીની બ્હીની રહેવાની.

નાતનો ગૃહપતિ રાખવાના આ લાભાલાભ. ગૃહપતિ પરનાતીલો હોય તો નાતની નાડ તેને જલદી હાથ ન આવે એટલે તે નાતના આચાર-વિચારને પોષણ ન પણ આપે. નાતના માનમનો અભ્યાસ કરતાં તેને થોડી વાર લાગે. દરમ્યાન જ્ઞાતના મોટા સમૂહને ન રુચે તેવું કંઇક ભલે નિર્દોષ પણ કાર્ય તેનાથી થઇ જાય અને નાતમાં હો હો થાય. આવો ગૃહપતિ નાતના નાના મોટા પ્રસંગોમાં જાય ત્યારે ઓછો ભળી શકે.

છતાં પરનાતીલો ગૃહપતિ વધારે પ્રતિષ્ઠા પામે, વિદ્યાર્થીઓ તરફ વધારે તટસ્થ રહી શકે, સ્વતંત્ર વિચારની અને ઉદાર આચારની હિમાયત કરી શકે, નાતના કજીયાથી બોર્ડિંગને ઉંચી રાખે અને લોહીનો સંબંધ ન હોય છતાં આખી નાતમાં સુધારાની સુંદર ફ્રાંમ તરીકે બોર્ડિંગને ચલાવે.

આટલા પરનાતીલા ગૃહપતિના લાભાલાભ. મને લાગે છે કે જ્યાં નાત બહુ નાની હોય અને ખૂબ સ્થિતિચુસ્ત હોય ત્યાં નાતનો જ ગૃહપતિ રાખવો એ વધારે સલામતી ભરેલું છે. આવી બોર્ડિંગોમાં તો આવો ગૃહપતિ જે વિશાળ દૃષ્ટિ આપે તે જ બસ છે એમ સંતોષ રાખવો. કેટલીક નાતો એવી રીતે ગોઠવાએલી છે કે પરનાતીલો ગૃહપતિ ફાવે જ નહિ. જૈન કોમને ગરાસિયો ગૃહપતિ આજે ન ફાવે. ગરાસિયા બોર્ડિંગમાં કણબી ગૃહપતિ આજે નહિ ચાલે. પ્રશ્નોરા બ્રાહ્મણની બોર્ડિંગમાં વીશાશ્રીમાળી વાણિયો ગૃહપતિ આજે ટકી ન શકે. એટલે જે જે નાતોમાં નાતની

અસ્મિતા ખૂબ જોસબંધ હોય તે નાતની બોર્ડિંગમાં નાતનો જ ગૃહપતિ રાખીએ અને નાતના ગૃહપતિની સંકુચિત દૃષ્ટિ ઓછી કરવા માટે અથવા તો તેની વિશાળ દૃષ્ટિને અનુકૂળતા આપવા માટે પરનાતના થોડાએક ઉચ્ચ વિચારકોને બોર્ડિંગની કમીટી પર મૂકીએ. આપણે એક બીજું પણ કરી શકીએ. નાતનો ગૃહપતિ શોધવાને માટે નાતના માણસો પોતાના ગામની બહાર જાય. જેમકે ભાવનગરની લોહાણા બોર્ડિંગ માટે, કચ્છના લોહાણાભાઇને આપણે ગૃહપતિ બનાવીએ કે રાજકોટની મોઢ બોર્ડિંગ માટે ગોંડલના મોઢભાઇને ગૃહપતિ બનાવીએ.

પરંતુ જ્યાં પરનાતીલો ગૃહપતિ સમાસ કરી શકે તેવી સ્થિતિ આવી હોય ત્યાં તેવાને પસંદ કરવો એ જ યોગ્ય છે. એવા પરનાતીલા ગૃહપતિની ઉણપો પૂરી કરવા માટે નાતના માણસોને આવા ગૃહપતિની આસપાસ ગોઠવી શકાય અને એ રીતે નાતના મમત્વનો તથા આચાર વિચારનો તેમજ પરનાતીલાની વિશાળ દૃષ્ટિનો એમ બંને લાભો મેળવી શકાય. ભાવનગરમાં શ્રી મનહરકુંવરબા રાજપૂત વિદ્યાલયમાં આવા પ્રકારની ગોઠવણ છે તેમાં આ સવાલનો નિર્ણય દેખાય છે.

નાનાભાઇ

## કાર્યાલય તરફથી:—

### મંડળ સાથે જોડાએલી સંસ્થાઓ:—

| | |
|---|---|
| ૨૧ કપોળ બોર્ડિંગ હાઉસ | મહુવા |
| ૨૨ મહીરેવા લોહાણા બોર્ડિંગ | વડોદરા |

ગુજરાત કાઠિયાવાડની લોહાણા બોર્ડિંગોને આ "છાત્રાલય" માસિક વિના લવાજમે મળી શકે એ માટે મુંબઇથી શેઠ અમૃતલાલ માણેકલાલ ઠક્કર; તરફથી છાત્રાલયના પચીસ અંકોનું લવાજમ ભરવામાં આવ્યું છે, એ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઈ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા: ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૧ લું ૧૯૨૭

અંક ૫ મો ઑગસ્ટ

પેમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ ... ચાવડા
તરફથી સાહિત્યની સપ્રેમ ભેટ.
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

---

મારે તો મનની બધી મનમાં જ રાખવાની. મોટાભાઈ પાસે જાઉં તો કહેશે: "નાને મોઢે વેરો રાખતાં તો શીખ." બા પાસે જાઉં તો કહેશે: "રોયા, આવું તે પૂછાતું હશે?" બાપાની પાસે જાઉં તો મ્હોં ખોલાય જ નહિ, અને શિક્ષક પાસે જાઉં તો કહેશે: "શિષ્ટતા શીખવા જેવડા હજી નથી થયા શું?" મારે તે કોને કહેવું? બધા જ આવો જવાબ આપે એનું તે કારણ શું હશે?

"તરુણ"

# ઠંડું મગજ

સ્ટીમરે ભરદરિયે ઝુકાવ્યું હોય; પ્રચંડ વાયુ વાઇ રહ્યો હોય; પર્વત જેવડા મોટા લોઢ આખા જહાજને આમનેમ ડોલાવી રહ્યા હોય; ઉતારૂઓમાં ગભરાટ અને બૂમાબૂમ વર્તી રહ્યાં હોય; ખલાસીઓની બુદ્ધિ કામ કરતી ન હોય–આવે વખતે કપ્તાન, આખા જહાજનો કપ્તાન ઠંડું મગજ રાખી સુકાનને ઝાલીને બેસી રહે છે. કપ્તાન દરિયાને ઓળખે છે, પવનને ઓળખે છે, પોતાના જહાજની તાકાત તેના ખ્યાલમાં છે; પોતાની શક્તિમાં તેને પૂરો વિશ્વાસ છે.

બે લશ્કર ભેટભેટિયાં થઈ ગયાં હોય; તરવાર અને ભાલાનાં તેજ ઝળહળી રહ્યાં હોય; હાથીઘોડા હણહણી રહ્યા હોય; 'મારો મારો' અને 'કાપો કાપો' ગાજી રહ્યાં હોય; ધડથી માથાં જૂદાં પડતાં હોય; મામા, કાકા, સાળા ટપોટપ લોહીમાં આળોટતા હોય; સનનન કરતાં બાણો ખુદ પોતાના કાન પાસે થઈને વહ્યાં જતાં હોય; પણ કુશળ સેનાપતિ ઠંડું મગજ રાખી લશ્કરને હુકમો આપ્યે જાય છે ને વ્યૂહો રચ્યે જાય છે. સેનાપતિ લડાઈને ઓળખે છે, શસ્ત્રાસ્ત્રને ઓળખે છે, દુશ્મનના બળાબળને ઓળખે છે, પોતાના યોદ્ધાઓની તાકાત જાણે છે; ખુદ પોતાના સામર્થ્યને તે બરાબર પિછાને છે.

ઘરમાં પતિ મિજાજે ચડ્યો છે; નાનાં નાનાં છોકરાં અનેક પ્રકારની મસ્તી જમાવી રહ્યાં છે; જમાઇ દીકરીને તેડી જવા આવીને બેઠા છે; બહેનનો ભાણો હોનારતમાં મરી ગયાનો તાર આવ્યો છે; પાડોશીએ નળેથી પાણી ભરવાની ના પાડી છે અને કામવાળી બાઇને અંતરાય હોવાથી આવી નથી. છતાં કુશળ ગૃહિણી ઠંડું મગજ રાખી ઘર ચલાવ્યે જાય છે. તે પતિની સેવા કરી જાણે છે, છોકરાંની મસ્તીને વાળી-વધાવી શકે છે, જમાઇરાજના મિજાજને ઓળખે છે, પાડોશીને પહોંચી વળે તેમ છે; પોતાની તાકાતની તેને બરાબર પારખ છે.

વરસાદના દિવસો હોય; એકીસાથે દસ પંદર બિછાનાં પડી ગયાં હોય–કોઇને ટાઇફોઇડ તો કોઇને મેલેરિયા, કોઇનો પગ તો કોઇનો સાથળ, કોઇનું ગળું તો કોઇનું પડખું દુખતું હોય; એકે બીજાને બટકું ભરીને લોહી કાઢ્યું હોય તો ત્રીજાએ ચોથાને મા સામી ગાળ દીધી હોય; કોઇ મોટા વિદ્યાર્થીએ નાનાને થપાટ ધરી દીધી હોય તો કોઇ નાનાએ મોટાનાં દાંતિયાં કર્યાં હોય; પટ્ટાવાળો ચોરી કરીને નાસી ગયો હોય અને રસોયાએ ઘી સંતાડીને શીરો

કરી ખાધો હોય; છાત્રાલયની રસોઇમાં ઇયળ ઘણીવાર આવે છે એ બાબત છાપામાં રિપોર્ટ આવ્યો હોય; હિસાબના ગોટાળા માટે ઠપકો આપનાં વિદ્યાર્થી ગુમ થયો હોય; વિદ્યાર્થીઓ પાસે ઘરનું કામ કરાવવા માટે માબાપોના ઠપકાના કાગળો આવ્યા હોય; વિદ્યાર્થીઓ માત્ર કંડિક્ષ લઇને રખડી જાણે છે પણ એક અક્ષર આવડતો નથી એવો શાળા તરફથી ઠપકો આવ્યો હોય; વિદ્યાર્થીઓમાં ધર્મનો છાંટો નથી એવી સેક્રેટરી સાહેબની ફરિયાદ હોય; છતાં કુશળ ગૃહપતિ ઠંડુ મગજ રાખી છાત્રાલય ચલાવ્યે જાય છે. માંદાની તે સારવાર કરે છે, વિદ્યાર્થીઓના ટંટા પતાવે છે, નોકરોને હાથ રાખી જાણે છે, માબાપોને પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવે છે અને સેક્રેટરી સાહેબને ધર્મના આવિર્ભાવ માટે ધીરજ રાખવા વિનવે છે. આવો ગૃહપતિ તરુણ વિદ્યાર્થીઓને ઓળખે છે, પોતાના પેગામને ઓળખે છે, પોતાના શાસ્ત્રને ઓળખે છે; ખુદ પોતાની તાકાતને તે બરાબર ઓળખે છે.

આ ઠંડું મગજ કપ્તાનને તોફાનમાંથી પાર ઉતારે છે, સેનાપતિને વિજય અપાવે છે, ગૃહિણીનું ઘર શાંત રાખે છે અને ગૃહપતિના માથાને અનેક નાનાં મોટાં મોજાંની ઉપર ટટ્ટાર રાખે છે

છતાં દરિયામાં કાંઇ હંમેશ તોફાન નથી હોતું; સેનાપતિને કાંઇ આખું જીવન ઠંડુ મગજ નથી જોઇતું; ગૃહિણીને પણ આડે દિવસે તો અનાયાસે શાંતિ રહે છે. પણ છાત્રાલયમાં તો રોજ તોફાન: દરરોજ નાની મોટી ટપાટપી; દરરોજ નાના મોટા ગોટાળા; દરરોજ વિદ્યાર્થીઓ તરફથી નાનો મોટો નિયમભંગ; દરરોજ એ અવસ્થાનાં નાનાં મોટાં છમકલાં; દરરોજ ન્યાય અન્યાયની કકળાટ; દરરોજ કોઇ કોઇને કડવા થવાનો પ્રસંગ; દરરોજ ફરિયાદોનો અસ્ખલિત ધોધ; દરરોજ કોઇ ને કોઇ ભૂલ દેખાડે. આ બધા પ્રસંગોમાં હાડચામવાળા માણસનું મગજ સહેજે તપી જાય છે અને એ તપેલું મગજ આસપાસના તોફાનમાં નવું તોફાન ઉભું કરે છે. ગૃહપતિનું મગજ એક વાર તપી ગયું એટલે તે ડાચિયાં વડચકાં કરવા લાગશે; નિર્દોષ ગમ્મતને તોફાન ગણશે; ફરીને કોશો ડામ દેવા દોડશે; વિદ્યાર્થી ફરિયાદ કરવા આવશે તો થયેલી તકરારમાં પોતે થપાટ લગાવી નવી ફરિયાદ ઉભી કરશે; કોઇ છોરે ઉભા વાતો કરતા હશે તો વહેમાશે અને આખા છાત્રાલયના વ્યવહારમાં કેમ જાણે દુનિયા આખી બગડી ગઇ છે અને વિદ્યાર્થીઓ બધા સડેલા છે એ ધોરણ પર ચાલીને જીવવાનો પ્રયત્ન કરશે.

આવું તંગ મગજ છાત્રાલયમાં ન જોઇએ. એ તંગ મગજની પાછળ વિદ્યાર્થીઓમાં અશ્રદ્ધા છે, તરુણ આત્મામાં અશ્રદ્ધા છે, ખુદ પોતામાં અશ્રદ્ધા છે. આવા તંગ મગજને ઢીલું કરવું હોય તો આપણે વિદ્યાર્થીઓમાં શ્રદ્ધા કેળવીએ, તરુણ આત્મામાં શ્રદ્ધા કેળવીએ, આપણા કેળવણીના પેગામમાં શ્રદ્ધા કેળવીએ, ઇશ્વરમાં શ્રદ્ધા કેળવીએ, ખુદ આપણી જાતમાં શ્રદ્ધા કેળવીએ.

નાનાભાઇ.

## મેં નો'તું કીધું?

રવિશંકર અને મહેન્દ્ર ગૃહપતિની ઓફીસમાં દાખલ થાય છે. રવિશંકરના મ્હોં ઉપર ગુસ્સો છે અને મહેન્દ્રની આંખમાંથી આંસુ ટપકે છે.

મહેન્દ્રઃ—(ડુસકાં ભરતો ભરતો) "સાહેબ, આ રવિશંકરે મને માર્યો."

ગૃહપતિઃ—"ક્યાં?"

મહેન્દ્રઃ—"છાતીમાં. ઇદીશો પીટીશોની રમતમાં વાંસામાં જ માર મરાય છતાં એણે મને છાતીમાં બે ચાર ધુંસ્તા લગાવી દીધા."

ગૃહપતિઃ—"સાચી વાત, રવિશંકર?"

રવિશંકરઃ—"હા જી. એને જ મેં અનેક વખત કહ્યા:છતાં જ્યારે ને ત્યારે મને માથામાં જ માર્યા કરે છે. મેં એને કીધું હતું હતું કે હવેથી જો તું નહિ સમજે તો પછી હું તને છાતીમાં મારીશ. તો પણ એ ન સમજ્યો. પછી તો મેં એને છાતીમાં ધુંસ્તા માર્યા."

ગૃહપતિઃ—"સાચી વાત, મહેન્દ્ર? ના કહ્યા છતાં તમે એને માથામાં માર્યું હતું કે?"

મહેન્દ્રઃ—"ના જી, એ ખોટું બોલે છે. મેં એને માર્યો જ નથી."

રવિશંકરઃ—(મહેન્દ્ર સામે આંખો કાઢતો) "હું જૂઠું બોલું છું કે તું?"

મહેન્દ્રઃ—(રોતો રોતો) "તું તું."

ગૃહપતિઃ—"જો રવિશંકર, એ તમારાથી નાના છે. એને તમારાથી ન મરાય. અને જો મહેન્દ્ર રવિશંકર જેવા સાથે તમારે ન રમવું એમ મેં તમને નો'તું કીધું? જાઓ."

રવિશંકર કરડી આંખે ગૃહપતિ તરફ તથા મહેન્દ્ર તરફ જોતો જોતો પગ પછાડતો ચાલ્યો જાય છે, અને મહેન્દ્ર ધીમે પગલે આંખો લુછતો લુછતો જાય છે.

* * *

જદુ અને માધુ ગુણવંતને ઉંચકીને આવે છે. ગુણવંતના નાકમાંથી લોહી નીકળતું હોય છે, બન્ને ખભા ઉપર ઉઝરડા છે, જમણો પગ મરડાઇ ગયેલો હોવાથી સોજો આવેલો છે અને કપાળમાં જબરૂં ઢીમણું થયું છે. જદુ અને માધુનાં પેરણ લોહીવાળાં થયાં છે અને ગુણવંતને તેડવાના શ્રમને લીધે પરસેવે ઝેબઝેબ થઇ ગયા છે. ગૃહપતિ સાહેબ ઓશીસમાં રસોયા સાથે રોટલીનો હિસાબ કરતા હોય છે ત્યાં બધા આવે છે.

ગૃહપતિઃ—(ચશ્માંમાંથી સહેજ ત્રાંસી આંખે જોતાં) "કેમ જદુ શું છે?"

જદુઃ—"સાહેબ, આ ગુણવંતને બહુ લાગ્યું છે. તેના નાકમાંથી લોહી નીકળે છે, તે શું કરીએ?"

માધુઃ—"અને તેનો જમણો પગ પણ મરડાઇ ગયો છે, સાહેબ."

નાકમાંથી ચાલતા લોહીને લુછવા જતાં ગુણવંત સમતોલપણું ખોઇ બેસે છે અને નીચે પડી જાય છે. જદુ તથા માધુ એકદમ નીચે બેસી જઇ તેને સંભાળી લે છે.

ગૃહપતિઃ—(છીંક ખાતાં) "પણ એને થયું છે શું?"

જદુઃ—"સાહેબ, ઓલ્યા વડ ઉપર અમે ઓળાંબડોળાંબ રમતા હતા તેવામાં વડની ડાળ ઉપરથી તે પડી ગયો."

ગૃહપતિઃ—"પણ કેમ કરતાં પડી ગયો?"

જદુઃ—"ડાંડીયો લેવા માટે ડાળ ઉપરથી તે નીચે પડવા જતો હતો તે વખતે તેની પાછળ જ ઉભેલા હર્ષદના પગ નીચે તેનું પેરણ દબાણું, અને તે અદ્ધર લટકી એક આંચકો ખાઇ નીચે પડ્યો. હર્ષદ પણ લથડ્યો તે પડ્યો ગુણવંતની ઉપર!"

ગૃહપતિઃ—"તે હર્ષદ ક્યાં છે?"

જદુઃ—"સાહેબ, તેને કંઇ બહુ લાગ્યું નથી. એ તો પાછો રમવા લાગ્યો છે.

ગૃહપતિઃ—"જોઉં ક્યાં લાગ્યું છે?"

જોસમાં ઉભા થવા જતા ગૃહપતિ સાહેબ ટેબલ ખસેડે છે અને ટેબલનો પાયો નીચે સુતેલા ગુણવંતના જમણા પગ સાથે અથડાય છે. મરડ ઉપર લાગતાં ગુણવંતથી એક જબરી ચીસ પડાઇ જાય છે.

ગૃહપતિઃ—"પણ છે શું? મોટું પરાક્રમ કરી આવ્યો છે તે આટલી બધી રાડો શાની પાડે છે?"

ગુણવંતઃ—"સાહેબ, બહુ દર્દ થાય છે."

ગૃહપતિઃ—"તે ઓળાંબડોળાંય રમવા તારે ન જવું એમ મેં નો'તું કીધું ? જાઓ દવાખાનામાં, હું પાછળ આવી પહોંચું છું."

જદુ અને માધુ ગુણવંતને ઉપાડીને ઢીલે પગે ચાલ્યા જાય છે ગૃહપતિ સાહેબ રસોયા સાથે રોટલીની માથાકૂટમાં ફરીથી પડે છે.

* * *

ગૃહપતિઃ—"કેમ નટવરલાલ, તરી આવ્યા ?"

નટવરઃ—"હા જી."

ગૃહપતિઃ—"બધા પાછા આવી ગયા કે ? કોઇને કશો વાંધો તો નથી આવ્યોને ?"

નટવરઃ—"ના જી. માત્ર પેલો તનસુખ થોડુંએક પાણી પી ગયો હતો."

ગૃહપતિઃ—"પછી ?"

નટવરઃ—"પછી તેને ઉંધે માથે કરી પેટમાંથી પાણી કાઢી નાખ્યું."

ગૃહપતિઃ—"હવે તેને કેમ છે ?"

નટવરઃ—"હવે તો મજા કરે છે. તળાવેથી ચાલીને જ આવ્યો. લ્યો આ રહ્યો એ."

ગૃહપતિઃ—"કેમ, તનસુખ, પાણી પી ગયો હતો કે ?"

તનસુખઃ—"હા જી. એમાં તો કંઇ નહિ પરંતુ ધૂબકો ખાતાં આ છાતીમાં પાણી વાગ્યું તે હજી દુઃખે છે. શું કરવું તે આપને પૂછવા જ આવ્યો છું."

ગૃહપતિઃ—"રાત્રે ચુલા પાસે બેસીને શેક એક કરજે."

તનસુખઃ—"પણ સાહેબ, અત્યારે જ બહુ દુઃખે છે."

ગૃહપતિઃ—"તે તને કોણે ઉંડા પાણીમાં ઉતરવાનું કહ્યું હતું ? તારે તો તળાવે ન્હાવા જ ન જવું એમ મેં તને નો'તું કીધું ?"

તનસુખ નીચું ઘાલીને ચાલ્યો જાય છે. **હરભાઇ.**

## ચુપાચુપ

મારા એક મિત્ર ધર્મચુસ્ત છે. તેઓ......જ્ઞાતિના ગૃહસ્થ છે. તેઓ કુંડલાના રહીશ, અને ધર્મ ઉપર આસ્થા સારી. તેઓ બોર્ડિંગમાં મને મળવા આવ્યા, અને મીઠો ઠપકો આપવા લાગ્યાઃ—"વેણીભાઇ ! તમારા વિદ્યાર્થીઓમાં આચાર જ નહિં અને ધર્મ પણ નહિ ! તમારા વિદ્યાર્થીઓ ઝાડે જઇને આવે છે ત્યાં દાતણ સાથે લઈ જાય છે, અને પાછા ફરતાં દાતણ કરે છે."

મેં કહ્યું: "ભાઇ, એ તો એમ જ ચાલે. વિદ્યાર્થીઓને પરીક્ષાનો સમય એટલે શું કરે ?"

અમો બંને સાથે ગામ તરફ ચાલ્યા. રસ્તામાં તેમની જ્ઞાતિની બોર્ડિંગનો એક વિદ્યાર્થી ખાડ્યમાં ઝાડે જવા બેઠો હતો, અને ત્યાં બેઠો બેઠો દાતણ કરતો હતો. મેં કહ્યું: "ભાઇ, પેલો વિદ્યાર્થી જોયો ? બસ તે કોણ ? તે તમારી બોર્ડિંગનો વિદ્યાર્થી !"

બસ. તે તો ખડખડ હસી પડ્યા પણ ચુપાચુપ. બસ. ચુપાચુપ. બધું એમ જ ચાલે.

વેણીશંકર ગોવર્ધનરામ

## ખસ

ખસ એ છાત્રાલયનો ત્રાસદાયક રોગ. રોગ કાંઇ આવકારદાયક હોતો નથી પણ જે રોગ ચેપી ન હોય તેનો ત્રાસ વ્યક્તિ પુરતો જ રહે. છાત્રાલય તો અનેક વિદ્યાર્થીઓનું મોટું ઘર. વિદ્યાર્થીઓની ઉંમર પણ એવી કે એક બીજા સહેજે એક બીજાના સંબંધમાં આખોય દિવસ આવ્યા કરે. આવા સંયોગોમાં કોઇ પણ ચેપી રોગ ત્રાસદાયક નીવડે તેમાં નવાઇ નથી.

ઘણી વાર નવા દાખલ થતા વિદ્યાર્થીઓ ખસને છાત્રાલયમાં લેતા આવે છે. અને ગમે રીતે પણ એક વાર ખસ દાખલ થઇ ગઇ એટલે તેને સદંતર હાંકી કાઢવી બહુ જ મુસ્કેલ પડે છે. એટલે નવા વિદ્યાર્થીઓને દાખલ કરતા પહેલાં છાત્રાલયના ડાક્ટરે તેમને બરાબર તપાસવા જોઇએ, તેમની ચામડીને બારીકીથી જોઇ જોઇએ. કોઇને ગડગૂમડ હોય કે નાની ફોડકી હોય તો તે ખસ છે કે બીજું કાંઇ તે નક્કી કરવું જોઇએ અને ખસ હોય તેને હરગીજ દાખલ ન કરવા જોઇએ.

આ તો સૌથી પહેલો ઉપાય–ખસને દરવાજેથી જ પાછી વાળવાનો.

પણ બોર્ડિંગમાં રહ્યા પછી ખસ ન થાય એવો કાંઇ નિયમ નથી. સાધારણ રીતે ખસ એ ચામડીનું દર્દ છે. જે વિદ્યાર્થીઓની ચામડી ચોકખી ન રહે તેમને ખસ થાય. એટલે બોર્ડિંગના વિદ્યાર્થીઓને ખસ થાય જ નહિ તેટલા માટે તેમની ચામડી ચોકખી રહે તેવું કરવું જોઇએ. આજે આપણા સમાજમાં આરોગ્યના સામાન્ય નિયમો સંબંધે મોટું અંધારું છે, એટલે નહાવાનો મહિમા ભૂલાયો છે અને ભૂલાતો જાય છે. દરરોજ એક વખત નાહ્યા પછી જ વ્યવહારનું બીજું કામ કરવું એવી જોગી પણ સાચી સમજ આપણે ગુમાવી છે, અને તેને બદલે નહાવાની શાસ્ત્રીય સમજ હજી આપણે

ઉભી કરી નથી. એટલે તો સમાજમાં કેટલાયે માણસો આજે રોજ નહાતા નથી; અને શરીરને મેલું રાખવાની જે સૂગ રોજ નહાનારને હોય છે તે ધીમે ધીમે ગુમાવતા જઇએ છીએ. પણ આથીયે વધારે ભયંકર ભૂલ તો રોજ નહાવાવાળા જ્યાં દરરોજ વધારે મેલા થતા જતા ભાઇઓ કરે છે. ન્હાવું એટલે શરીરનો મેલ કાઢી ચોકખા થવું એવો આ ભાઇઓનો અર્થ નથી; તેમને મન ન્હાવું એટલે શરીર પર પાણી ઢોળવું—ઘણી વાર તો શરીરની ચામડી પણ પુરી ભીની ન થાય તેટલું, એવો અર્થ હોય છે.

આજે જ મારા એક ખસવાળા વિદ્યાર્થી મને કહે છે કે "હું ઘેર અઠવાડિયે એક વાર નહાઉં છું." આવા સમાજમાંથી આવતા વિદ્યાર્થીને છાત્રાલયમાં આપણે ન્હાતાં શીખવવું જોઇએ. દરરોજ નહાવું, પુષ્કળ પાણીથી નહાવું; શરીરને બરાબર ચોળીને નહાવું; સાથળનો ભાગ, બગલ, આંગળીઓની વચ્ચેના ભાગો, કોણી વગેરેને ખૂબ જ ઘસવા અને ચામડીનાં રૂંવાડાંનાં મૂળ ચોકખાં દેખાય એવી રીતે ન્હાવું. આ બધું વિદ્યાર્થીઓને સમજાવવાની અગત્ય છે અને એ સમજાવટ રોજના સ્નાનમાં ઉતરે છે કે કેમ તે જોવાની જરૂર છે. છાત્રાલયના વિદ્યાર્થીઓમાં ખસ ઉભી ન થવા દેવાનો આ રામબાણ ઉપાય. બેશક, કોઇ વિદ્યાર્થીનું લોહી જ ખરાબ થયું હોય અને તેથી ખસ થાય તે આથી ન અટકે પણ એવી ખસ તો અપવાદ રૂપ જ હોય છે; અને લોહીબગાડ દૂર કરવાથી જ તેનો નિકાલ આવે છે.

ચામડીની આ સ્વચ્છતા ઉપરાંત છાત્રાલયમાં પાણી, અન્ન, હવા, આસપાસના રહેવાના ભાગો, વિદ્યાર્થીઓનાં કપડાં વગેરે બધું સ્વચ્છ હોય તે પણ એટલું જ જરૂરનું છે. નહિતર આ બધી અસ્વચ્છતા ચામડીને બગાડ્યા વિના રહેવાની જ નથી.

પણ ધારો કે છાત્રાલયમાં કોઇ પણ રીતે ખસ દાખલ થઇ ગઇ. પછી શું? પછી તો કેડ બાંધીને તેની પાછળ પડો, અને તે જાય નહિ ત્યાં સુધી જંપો નહિ.

ખસવાળા વિદ્યાર્થીને બીજાઓથી અળગો કરો. જરાયે સ્પર્શનો સંબંધ ન રહે એવી રીતે ખસવાળો વિદ્યાર્થી અળગો રહે; સાવ જૂદો. તેનાં કપડાં તદ્દન અલગ, તેનો થાળી વાટકો ને પ્યાલો અલગ, તેનું બિછાનું અલગ, તેને વાપરવાની બધી ચીજોને બીજો કોઇ જરાએ સ્પર્શ ન કરે. આ એક પગલું.

આવા ખસવાળા વિદ્યાર્થીને દરરોજ ઉંચા કારબોલિક સાબુથી ન્હવરાવવો.

જોઇએ. સામાન્ય રીતે વિદ્યાર્થી પોતાની મેળે ન્હાય તો ઘસતાં દુખાય એટલે બરાબર ઘસે નહિ. માટે આવા વિદ્યાર્થીને ખાસ ગૃહપતિએ કારબોલિક સાબુથી ખૂબ ચોળીને ન્હવરાવવો અને ન્હવરાવીને તરત જ દવા ચોપડવી. આ વિદ્યાર્થીનાં ચેપવાળાં તેમજ મલમવાળાં કપડાં દરરોજ ઉના પાણીમાં બાફીને ધોવાય એવી સગવડ કરવી જ જોઇએ. આ બીજું પગલું.

આ બે પગલાં બરાબર લેવાય તો ખસ જલદીથી નાબુદ થવાની. કેટલીક વાર આ ઉપચાર લેતા લેતામાં ખસનું જોર વધી જતું લાગે તો વિદ્યાર્થીને એક બે રેચ પણ આપી દેવા.

આ ઉપાયોની સાથે ભોજનમાં થોડોક ફેરફાર મદદગાર થતો હોય એમ લાગે છે. ખસવાળો વિદ્યાર્થી તેલ મરચું ન જ વાપરે તો વધારે ઠીક. છાત્રાલયમાં આવા વિદ્યાર્થીને ભાત, રોટલી, દૂધ અને સાકર જેવા પદાર્થો વધારે આપીએ તો ખસ દૂર થવામાં અનુકૂળતા મળતી જણાય છે. આ પ્રમાણે ન બને તો પણ બહુ તેલ કે બહુ મરચાંવાળા પદાર્થો તો આ વખતે ન જ વાપરવા.

આવો વિદ્યાર્થી જરૂર જેટલાં કપડાં પહેરી આખા શરીર પર સૂર્યનો તડકો વધારે પડવા દે, અને ખુલ્લી હવામાં જ રહે તે ખાસ ઉપયોગી છે. તેની ઓરડીની સ્વચ્છતામાં તડકાને અને ખુલ્લી હવાને ખૂબ સ્થાન મળવું જોઇએ.

આપણી ગૃહપતિઓની નજર તો ખસ થવા જ ન પામે એવી સ્વચ્છતા પર જવી જોઇએ. તેમ છતાં ખસ થઇ તો તેનો પ્રચાર થતો અટકાવી જેને થઇ હોય તેને સાજો કરવો એ આપણી ફરજ.

નાનાભાઇ.

## ચોરી

રાતના દશ થઈ ગયા હતા. હું મારી ટેવ પ્રમાણે આકસ્મિક મુલાકાત માટે એક નિવાસગૃહની આસપાસ ધીમે પગલે ફરતો હતો. નિવાસગૃહની ઓશરીના ઇશાન ખૂણામાં વાતો થતી હોય તેવું લાગવાથી હું સહેજ છુપાઇને ઉભો રહ્યો. વાતો નીચે પ્રમાણે હતી.

મોહનઃ—"પણ શાંતિ, આજનું છોટુભાઇ (ગૃહપતિ)નું ભાષણ સાંભળ્યું ?"

શાંતિઃ—"હા, હા. સાંભળ્યું. એમને તો એવી ધમકીઓ આપવાની ટેવ જ પડી છે.

મોહનઃ—"પણ આ વખતની ધમકી ન હોય. અમસ્થી જ તારી છાપ સારી તો નથી જ, અને તેમાં જો આ સુતરની ચોરીની ખબર પડીને,

તો તો તારા બાર જ વાગી ગયા સમજ્જે !"

શાંતિ:—"તો શું થઈ જવાનું હતું ? ઘેર જઈને ગામની નિશાળમાં ભણશું ! પણ એમ બંદા પકડાય એવા ક્યાં છે ?"

મોહનઃ—"છોટુભાઇને તારા ઉપર વહેમ તો ગયો જ છે. હવામાં ઘુર ઘુર વાતો પણ થાય છે કે સુતરની ચોરીમાં મોટો હાથ શાંતિનો છે."

શાંતિઃ—"એ તો હું હમણાં જ છોટુભાઇ પાસે જઈ આવ્યો. વાત કરતાં કરતાં એવો તો ગળગળો થઇ ગયો અને બે ચાર આંસુ પણ એરવી લીધાં. છોટુભાઇને એમ તો થયું જ છે કે આ સુતરની ચોરીમાં શાંતિનો હાથ તો ન જ હોય."

મોહનઃ—"અરે ! પણ ઓલ્યા કાંતિને ઓળખે છે ? ઇ માખણીયો બધું જ છોટુભાઇને કહી આવે છે. ઇ તને ઉઘાડો પાડ્યા વિના નહિ રહે."

શાંતિઃ—"એની પણ ચિંતા ન કર. એનો જ ભાઇ નંદલાલ સુતર ચોરવામાં મારી સાથે જ છે ને ? એ કાંતિ મારી વાત ઉઘાડી કરે તો હું એના ભાઇને જ પકડાવું ને ? મેં એને આ કહી પણ રાખ્યું છે અને મારી ખાત્રી છે કે એના ભાર નથી કે એ મારું નામ લઇ શકે."

મોહનઃ—"પણ એલા, નંદલાલ તો બહુ સારો છે. ઇ સુતર ચોરવામાં તારી સાથે ક્યાંથીઃ?"

શાંતિઃ—"તે બિચારો શું કરે ? કાંતવામાં હજી હાથ બેઠો નથી અને મહિને દિવસે હજાર વાર સુતર આપવું એમાં કંઇ મીનમેખ થવાનું ? મહિને દિવસે સુતર ન ભરી દે તો કાઢી મૂકે !"

મોહનઃ—"હા સાચું, ઈ પણ જુલમ તો છે જ ! જો ખબર પડશે તો બિચારો નંદલાલ મરી જવો છે."

શાંતિઃ—"પણ એની ખબર જ નથી પડવાની ને ! તું ખાત્રી રાખજે."

મોહનઃ—"અરે આપણા છોટુભાઇ ખાપરા કોડીયા જેવા છે ! ચોર પકડાયા વિના રહે જ નહિને !"

શાંતિઃ—"તો વળી જોશું ! આગે આગે ગોરખ જાગે."

મોહનઃ—"પણ, એલા તેં સુતર ચોર્યું જ શા માટે ? તને તો કાંતતાં આવડે છે."

શાંતિઃ—"વાત તો એમ બની કે પરમ દિવસે બપોરે નંદલાલ મારી પાસે આવીને રોવા લાગ્યો. તે કહે કે સુતર કાંતતાં આવડે નહિ અને હજાર

વાર તો આપવું જ પડશે. હવે શું કરવું? મેં કહ્યું કે એમાં મુંઝાય છે શું દોસ્ત! વણાટશાળામાં ઘણાનાં સુતરના કાળકા પડ્યા છે. લઇ લેને જોઇએ તેટલું! પણ એતી બિચારાની હિંમત શે ચાલે? પછી તો હું જ તેને સાથે લઈને છાનોમાનો ત્યાં ગયો, અને એના માટે લેતાં લેતાં સાથે સાથે મારા માટે પણ લઇ લીધું. આપણી પણ એટલી મહેનત બચી!"

મોહનઃ—"બાજુ ભારે કરી. પણ હવે બધું હીમખીમ પાર ઉતરે તો સારૂં."

શાંતિઃ—"અરે ઉતરી ગયું સમજજે. મને તો જરાયે ફીકર નથી. લે હવે સુઇ જઇએ, ઉંઘ આવવા લાગી છે."

વાતો બધ થઈ અને હું એક નિશ્વાસ મૂકી મારા ઘર તરફ ચાલ્યો. મારો રોગડો ઉકેલવાને બદલે બેવડો ગુંચવાયો. **હરભાઇ.**

## ન ભણવાના ચાળા

મોહનઃ—"કેમ વેણીભાઇ, ઉતાવળા ઉતાવળા ક્યાં જાઓ છો?"

વેણીઃ—"આ વળી એક નવી હોળી ઉભી કરી છે તે? રોજ નવાં નવાં ઉંબાડિયાં કરવાં, બીજો કાંઇ ધંધો છે?"

મોહનઃ—"પણ છે શું? વાત તો કરો?"

વેણીઃ—અમારી શિક્ષકોની મિટીંગ છે."

મોહનઃ—"પણ તમે તપેલા દેખાઓ છો."

વેણીઃ—"ન તપે? આવ્યો માધીઓ, હજી પાટીદાર બોર્ડિંગમાં રહ્યાં છ માસ નથી થયા ત્યાં મૂખનો ન રહ્યો!"

મોહનઃ—"એણે શું કર્યું?"

વેણીઃ—"ઈ માધવજીભાઇએ અમારા હેડમાસ્તર ઉપર એક કાગળ લખ્યો છે. તેમાં પાટીદાર બોર્ડિંગના બધા વિદ્યાર્થીઓને ડુંગરે ચડાવવા છે એટલા માટે આઠ દિવસની રજા માગી છે."

મોહનઃ—"તે તમે રજા આપોને?"

વેણીઃ—"ઇ કયો ભાઇ ના પાડે છે? આઠ દિવસની શું, આઠ મહિનાની માગે નહિ? ઇ ડોબાં નહિ શીખ્યે દુનિયા ક્યાં ઉંધી વળવાની છે?"

મોહનઃ—"તો પછી તકરાર શી છે?"

વેણીઃ—"એણે રજા તો માગી તે માગી પણ 'આઠ દિવસ શાળા બંધ રાખી બધા વિદ્યાર્થીઓને મુસાફરીએ મોકલો' એવો હેડમાસ્તરને આગ્રહ કર્યો છે."

મોહનઃ—" એમ ? એણે તો ભારે કરી ! પણ બધાને મોકલવા ન મોકલવા એ તો હેડમાસ્તર નક્કી કરે ના ? હેડમાસ્તર ના પાડે નહિ ?"

વેણીઃ—" માએ એટલું મીઠું નાખ્યું હોય તો તો પૂછવું શું પડે ? મારો બેટો માથીઓ પણ મોળો નહિ. હેડમાસ્તરે આજ સુધીમાં નવીન કેળવણીનાં જે જે વ્યાખ્યાનો આપેલાં તેમાંથી ઉતારા કરીને કાગળમાં ટાંક્યા છે અને આવી મુસાફરીમાં ઉચ્ચ કેળવણી સમાયેલી છે એમ ઠોકી બેસાડ્યું છે."

મોહનઃ—" હેડમાસ્તર સાહેબનો શો મત છે ?"

વેણીઃ—" એ તો બિચારા સૂડી વચ્ચે સોપારી થયા છે. પોતે ભાષણો આપ્યાં છે એટલે ના પણ કહી શકતા નથી અને અમને બધાને પણ માઠું લગાડી શકતા નથી."

મોહનઃ—" ત્યારે તમારે આમાં વાંધો લાગે છે !"

વેણીઃ—" By all means." આખી નિશાળ એકલા કણબીની હત તો ચોમાસામાં ખૂબ ખડ ઉગ્યું હશે એટલે ચાસ્વા છોડી મૂકત. પણ અહીં તો બ્રાહ્મણ વાણિયાના છોકરા છે, તેમને ભણવું છે. એમનો દિ નથી ફર્યો."

મોહનઃ—" તમારા જોશી માસ્તરનો શો અભિપ્રાય છે ?"

વેણીઃ—"અરે યાર જવા દેને. જોયા બધા જોશી ને બોશી. મને પૂછો તો આ બૉયસ્કાઉટે વિદ્યાર્થીઓને વાટ ઉઠાડ્યા છે. એક દિ ડ્રિલ તો બીજે દિ રેલી; ત્રીજે દિ કોઈ માંદો તો ચોથે દિ કોઈનો પગ ભાંગ્યો. રોજ ઉઠીને કાંઈ ને કાંઇ નવી નવી લપ્પામણ હોય ને હોય જ."

**હું ગૃહપતિ થાઉં તો ?**

ફરજીઆત પ્રાર્થના બંધ કરું.
લેશનના સમયમાં રમવાની છૂટ આપું.
રોજ ફરતું ફરતું ભોજન કરાવું.
વિદ્યાર્થીઓને નાટકસીનેમા જોવા લઇ જાઉં.
છાત્રાલયમાં સંગીતના જલસા કરાવું.
રાત્રિની હાજરીનું કામ બંધ કરું.
જમતી વખતે વાતો કરવાની છૂટ આપું.
ઊંઘ ન આવતી હોય તો પથારી છોડી બહાર જવા દઉં.
વિદ્યાર્થીઓ ઉપર રોફ તો બીલકુલ ન મારું.

મોહનઃ—" પણ બૉયસ્કાઉટથી તો તરુણોને સેવાની તાલીમ મળે છે. એટલાં પોથાં શું કરવાનાં છે ?"

વેણીઃ—" જોઇ હવે એ સેવાની તાલીમ ! ફેંસો પહેરવા, રૂમાલો ગળે બાંધવા, ઉઘાડે માથે ગમે ત્યાં રખડવું અને ખાવાપીવામાં વર્ણાશ્રમનો પાકો ઉચ્છેદ ! આ તમારી બૉયસ્કાઉટ. આ મુસાફરી બૉયસ્કાઉટનું બચ્ચું સમજજો."

મોહનઃ—" તમે બૉયસ્કાઉટનું સાહિત્ય વાંચ્યું છે ? "

વેણીઃ—" એમાં વાંચવાનું શું છે ? આપણે ત્યાં બૉયસ્કાઉટ કયાં ન હતું ? છોકરાઓ માબાપની સેવા કરે, ચીંધ્યું કરે, નાતજાતમાં પીરસવા રહે અને રોજ પોતાનાં લેસન કરે. આ દેશી બૉયસ્કાઉટ, બાકી બધાં ધાંધલ છે."

મોહનઃ—" એમ હોય ? "

વેણીઃ—" મોહનભાઇ, સાચું કહું છું. આ બૉયસ્કાઉટના વિદ્યાર્થીઓને પ્રમાણો ખોળો આવડે છે શું ? જેને ચોપડી સાથે બાપે માર્યાં વેર એ બધા સ્કૉઉટ. લોને આ માધવજી; બી.એ.માં બે વાર નો નાપાસ થયો. "

મોહનઃ—" એ નો હુશિયાર વિદ્યાર્થીઓ પણ નાપાસ થાય. "

વેણીઃ—" અને આજે હજી શું આવડે છે ? પાટીદાર બોર્ડિંગમાં ભાઇએ પક્ષીઓ પાળ્યાં છે અને છોકરાઓ પાસે ઇંડાં ઉછેરાવે છે. કણબીની જાત કાંઇ છાની રહે ? બૉયસ્કાઉટવાળા પણ ઇંડાંઓ શોધવાની તાલીમ આપે છે ત્યાં પછી ભક્ષ્યાભક્ષ્યનું ક્યાં રહેવું છે ? "

મોહનઃ—" પણ વેણીભાઇ, આ રીતે પક્ષીઓ ઉછેરવાં, ગાય જેવાં પ્રાણીઓ ઉછેરવાં, વનસ્પતિને ઓળખવી ને ઉછેરવી, કુદરતની સાથે વધારે પરિચય સાધવો એ સૌ નવીન કેળવણીકારોને મન સૌથી વધારે અગત્યનું છે. ભાઇ માધવજી લખે છે તેવી મુસાફરી આપણા વિદ્યાર્થીઓ કરે તો આ ઋતુનાં મનોહર દશ્યો તેમને જોવા મળે, શાળાની ચાર દીવાલો વચ્ચે ભરાઇ ગયાથી લાગેલો થાક દૂર થાય, સૃષ્ટિસૌંદર્યનું પ્રત્યક્ષ ભાન થાય, શરીરને અનાયાસે કસરત મળે, પોતાની મેળે પોતાની વ્યવસ્થા કરવાની તાલીમ મળે અને જીવનના ખાડા ટેકરામાં ચાલતી વખતે જે તોલનની જરૂર પડે છે તે તોલન પામવાની સુંદર તક મળે. "

વેણીઃ—" મને આ બધી ખબર છે. પણ એ બધા ન ભણવાના ચાળા છે. હું પોતે તો આગ્રહથી કહું છું કે *આ બધાં ધાંધલ નિશાળમાંથી* રદ કરવાં જોઇએ. "

મોહનઃ—" મારે કાંઇ છોકરાઓને ભણાવવા નથી પણ મને તમારા વિચારો ખૂબ સાંકડા લાગે છે. "

વેણીઃ—" તમે બધા પહોળા પહોળા થઇને ફરો એટલે મારા વિચારો સાંકડા લાગે. હું કહું છું તે આજે સાચું નહિ લાગે પણ વીસ વર્ષ પછી લાગશે. "

મોહનઃ—" અથવા તો તમને જતે દિવસે તમારી ભૂલ સમજાશે."

વેણીઃ—" આશાયે ન રાખતા."

મોહનઃ—" પણ હવે આ વખતે તો આપણી નિશાળના વિદ્યાર્થીઓને મુસાફરીએ મોકલો."

વેણીઃ—" છો ને જતા. આપણે તો આઠ દિવસની રજા!"

મોહનઃ—" તમારે શિક્ષકોએ સાથે જવાનું."

વેણીઃ—" જાય જેને ઘરબાર ન હોય તે. આપણે તો બળેવ, શીળસાતમ, ગોકળ આઠમ વગેરે તહેવારોમાં ખાશું, પીશું, શંકરનાં દર્શને જશું ને નવરાશ મળશે તો ગીતાજીનો પાઠ કરશું."

મોહનઃ—" ભલે. પણ તમે મુસાફરીએ મોકલવાના સંબંધમાં વિરોધ ન દર્શાવો એમ ઈચ્છું છું. તમો સાચું કહું. પાટીદાર બોર્ડિંગમાં આ મુસાફરીની યોજના કરવાનું મેં જ ભાઇ માધવજીને સૂચવ્યું હતું અને આખો કાગળ પણ મે જ લખાવ્યો છે."

વેણીઃ—" ઓર નમ્બોદ!"

મોહનઃ—" એમાં કંઇ નહિ. તમે તમારા વિચારમાં સ્વતંત્ર છો. એક દિવસ આ સંબંધી વિગતવાર ચર્ચા હું તમારી સાથે કરીશ. પણ આજે તો તમે આ યોજનાનો વિરોધ ન કરો એટલું માગી લઉં. એવી મુસાફરીના લાભો તમે અનુભવ્યા તો નથી પણ કલ્પી પણ શકતા નથી એટલે લાચાર!"

વેણીઃ—" લ્યો હવે રામરામ. ભેડનો વખત થઇ ગયો છે."

મોહનઃ—" પણ જો જો હો. આ વખતે શાળા બંધ રાખીને પણ મુસાફરી થવી જ જોઇએ."

વેણીઃ—" ઠીક ઠીક, હું યોજનાની સામો નહિ થાઉં. વધારે શું કરું?"

**નાનાભાઇ.**

## રામબાણ ઇલાજ

" આવો, આવો ગૌરીભાઈ, તમે ક્યાંથી?"

" હું કાલે સાંજે આવ્યો."

" ક્યાં ઉતર્યા છો?"

" ગામમાં."

" તે તમારે તો અહીં જ ઉતરવું જોઇએ ને! ભાનુનું ઘર એ જ તમારો ઉતારો હોય."

"હા જી, વાત સાચી, પરંતુ મારી ફેઇનો દીકરો મારી સાથે ગાડીમાં હતો તે આગ્રહ કરીને પોતાને ત્યાં તેડી ગયો."

"વારુ, હવે સાંજે અહીં આવજો. બે દિવસ રોકાશોને ?"

"હા જી, બે દિવસ રોકાવાનો છું. અને આજે સાંજે તો નહિ પરંતુ કાલે સાંજે અહીં આવીશ, અને ચોવીશ કલાક આપના છાત્રાલયમાં જ ગાળીશ."

"બહુ સારું. ભાનુને મળ્યા ?"

"ના, પરબાર્યો આપની પાસે જ આવ્યો છું."

"ત્યારે લ્યો, ભાનુને બોલાવું ?"

"ના જી, એ તો હું મળી લઇશ. પરંતુ આપને એક અગત્યની વાત કરવાની છે."

"ભલે, ખુશીથી કહો."

"આ ભાનુ આ વર્ષે નાપાસ થયો એ તો જાણે કે ઠીક. હજી એની ઉંમર ક્યાં વધી ગઇ છે તેમ માનીને મનને મનાવ્યું. પરંતુ તેનું તોફાન ખૂબ વધતું જાય છે; અને ચારિત્ર્ય બીલકુલ સુધરતું નથી તેનો તો કંઇક ઉપાય કરવો જ જોઇએ."

"તમને કોણે કહ્યું કે તે બગડતો જાય છે ?"

"પેલા ભવાનીશંકર મારા સાળા છે ને, તેમને મેં ભાનુની દેખરેખ રાખવા કહ્યું છે. તે અહીં વારંવાર આવી જાય છે અને ભાનુ પણ ત્યાં વારંવાર જાય છે. કાલે રાત્રે મને મળ્યા ત્યારે તેમણે પહેલી વાત આ જ કરી."

"વારુ, તે તેમણે કંઈ ઉપાય બતાવ્યો ?"

"ઉપાય બીજો શો હોય સાહેબ ! હું અને તે એક બાબતમાં એકમત થયા છીએ અને તેથી જ આપની પાસે તે વાત મૂકવા આવ્યો છું."

"શું ? કહો જોઇએ."

"ચૌદમું રત્ન !"

"એમ કે ?"

"હા જી, તેને હું મૂકવા આવ્યો ત્યારે મેં આપને રૂબરૂમાં કહેલું હતું; અને પછી પત્રો દ્વારાએ પણ આપને જણાવ્યું છે કે ભાનુ જેવા બગડેલા છોકરા માટે ચૌદમું રત્ન એ જ એક રામબાણ ઇલાજ છે. આપના છાત્રાલયમાં શારીરિક શિક્ષાને સ્થાન નથી તે હું જાણું છું; પરંતુ ભાનુ જેવા છોકરા માટે અપવાદ રૂપે તે હોવું જોઇએ એમ પણ માનું છું."

"તેનો પ્રયોગ કરવાથી ભાનુ સુધરી જશે એમ તમે માનો છો?"

"જરૂર. તે રખડતો બંધ થઈ જશે, તેનું ચારિત્ર્ય સુધરશે અને અભ્યાસમાં દિલ પણ જોડશે."

"તમારી ખાત્રી છે?"

"મેં પોતે એ પ્રયોગ તેના ઉપર અજમાવી જોયો છે, અને મારો અનુભવ છે કે તે સફળ નીવડે છે."

"બહુ સારું. મારે અત્યારે તો રમતમાં જવાનો સમય થઈ ગયો છે તેથી જાઉં છું. આપણે આ વિષય પર કાલે તમે આવશો ત્યારે વધારે વાતચીત કરશું. ચાલોને, અમારી રમતો જોશો? ભાનુ પણ આજે તો અમારી ટુકડીમાં રમવાનો છે."

"માફ કરો સાહેબ, મારે હજી શહેરમાં ઘણું કામ છે તેથી ઉભાં ઉભાં ભાનુને મળીને હું તો જઈશ. કાલે ફુરસદે મળશું, પણ મારી વાત યાદ રાખજો, સાહેબ."

"કઈ વાત?"

"પેલો 'રામબાણ ઇલાજ'!"

"હા, હા સમજ્યો."

ગૌરીભાઈ ગયા. હું અને ગૌરીભાઈ એક જ હાઈસ્કૂલમાં મેટ્રિક ભણતા. પછી તેઓ ડાક્ટર થયા છે અને આજે વીરમગામમાં તેમનો ધંધો સારો ચાલે છે. ગૌરીભાઈ શિક્ષામાં ખૂબ માને છે. તેમના ભાનુને અમારા છાત્રાલયમાં મૂકવા આવ્યા ત્યારે મેં તે વખતે થોડાએક પ્રશ્નો પૂછેલા તેના જવાબમાં આ 'રામબાણ ઇલાજ' વિષે તેમણે બહુ જ અભિમાનપૂર્વક મને કહેલું. ત્યાર પછી ભાનુ સાથેની વાતચિતમાંથી પણ મને જાણવા મળેલું કે દવાખાનેથી આવી ભાનુને નજીવા કારણ માટે પણ મારવો એ તેમનો રોજનો ક્રમ હતો. તેઓ અંતઃકરણપૂર્વક માનતા કે શિક્ષા કરવાથી બાળક સુધરે છે. નૈતિક ગુન્હાઓ માટે તો શિક્ષા જેવો એકેય રામબાણ ઇલાજ નથી તેમ તેઓ વારંવાર મારા ઉપરના પોતાના પત્રમાં લખતા. અને નૈતિક ગુન્હાઓ અટકાવવા માટે શારીરિક શિક્ષા અમારા છાત્રાલયમાં હોવી જ જોઈએ તેમ આગ્રહભરી માગણી કરતા. તેમનો ભાનુ સુધરતો નથી એનું કારણ ભાનુને શિક્ષા કરતી વખતે તેમનું પિતૃહૃદય આડું આવતું તે જણાવતા; અને તેથી જ 'પારકી મા કાન વીંધશે' એ ન્યાય તેમના પત્રોમાં વારંવાર વાંચવા મળતો. પોતાની પૂરેપૂરી શિક્ષા કરવાની અશક્તિ (પિતૃહૃદય હોવાથી)નો

બદલો મારી દ્વારા વાળવા તેઓ ઇચ્છતા.

ગારીભાઇ જેવા પિતાઓ તો આપણા સમાજમાં ઘેર ઘેર છે. ભાનુઓને કેળવવાની સાથે સાથે જ ગૌરીભાઇઓની કેળવણીનો પ્રશ્ન છાત્રાલયોએ હાથ ધરવાનો રહે છે. ભરવાડ

## વિદલ તંદુલ

છાત્રાલયના કાર્યવાહકો અવાર નવાર પોકાર કરે છે: "અમને સ્વાર્થત્યાગ કરે તેવા ગૃહપતિઓ આપો."

આ ત્યાગ એટલે દ્રવ્યનો ત્યાગ.

ત્યાગ કોણ માગી શકે ? કોની પાસેથી માગી શકાય ?

એક વાત છે.

કોઇ એક ગામડામાં એક બ્રાહ્મણને શરીરે ગૂમડાં ફૂટી નીકળ્યાં. એક વાર શહેરના એક રાજવૈદ્ય ચડી આવ્યા. બ્રાહ્મણે તેને નાડ દેખાડી. નાડ જોઇને વૈદરાજ બોલ્યા: "તમારે વિદલ તંદુલનો પ્રયોગ કરવો પડશે."

"એ પ્રયોગમાં શું કરવું પડે ?" બ્રાહ્મણે નમ્રતાથી પૂછ્યું.

પાસે એક ડોસો બેઠો હતો તેણે કહ્યું: "મગનું પાણી અને ભાત બે વાનાં જ ખાવાં."

વૈદરાજે આંખ માંડીને કહ્યું: "બરાબર છે. તમારા આખા શરીરે ગરમી થઇ ગઇ છે. વિદલ તંદુલના પ્રયોગ વિના તે મટે તેમ નથી. મગનું પાણી અને ભાત બે જ લેવાશે. જો જો હો, મરચાંની નાડે જતા ! છ બાર માસ બરાબર કરી પાળશો તો કાયા કંચન જેવી થઇ જશે."

"ઠીક, મહારાજ !"

વૈદરાજે ઉઠવાની તૈયારી કરી ત્યાં પેલો ડોસો બોલ્યો: "વૈદરાજ, રજા આપો તો એક વાત પૂછું."

"બે પૂછો ને, એક શા માટે ?"

"મારા સમજવા પ્રમાણે આ તમારો ઉપાય ખોટો છે."

વૈદરાજે આંખ ચડાવીને કહ્યું: "એમ. તમે ચરકસુશ્રુત વાંચ્યા છે ?"

"મને શાસ્ત્રો વાંચતાં જ આવડતું નથી. પણ મને ખબર છે કે જેને દરરોજ થાળીમાં પાંચ દશ શાક આવતાં હોય, ત્રણ ચાર ચટણીઓ આવતી હોય, અથાણાં પાપડ વિના તો જે આરોગતો જ ન હોય અને આ ઉપરાંત પાકુનીઓ વગેરે જેને ચાલુ જ હોય એવા રાજમહારાજાને કે શ્રીમંતને માટે

સંસ્કૃત, વિજ્ઞાન આદિ કોઇ પણ એક વિષય વિદ્યાર્થીને પાકો કરાવવા તરફ છે, ખુદ વિદ્યાર્થીને જીવનમાં પાકો કરાવવા તરફ નથી. એટલે શાળાઓ તેમજ છાત્રાલયો, આજે તો વિદ્યાર્થીઓને લેસન પાકાં કરાવવાનાં કારખાનાં થઇ પડ્યાં છે. એટલે જ્યાં છાત્રાલયોએ શાળાના એકતરફી વલણની સામે ઝંડો ઉઠાવવો જોઇએ અથવા તો તેની પૂર્તિ રૂપે બીજી પ્રવૃત્તિઓ આદરવી જોઇએ ત્યાં આજે તો છાત્રાલયો શાળાને કેવળ અધીન વર્તી વિદ્યાર્થીના જીવનને વધારે નીરસ અને વધારે નિષ્પ્રાણ બનાવે છે.

આ વસ્તુસ્થિતિ દૂર કરવી હોય તો ગૃહપતિઓને છાત્રાલય ચલાવવાનું શાસ્ત્રીય જ્ઞાન મળવું જોઇએ. માણસ ગ્રેજ્યુએટ થયો એટલે કોઇ પણ કેળવણીની સંસ્થા માટે તે લાયક બની ગયો એમ માનવાનું કારણ નથી. હા, ગ્રેજ્યુએટ થાય એટલે પોતાની શક્તિથી આવી સંસ્થા ચલાવવાની લાયકાત મેળવવાનો તે અધિકારી છે; પણ તે માટે તેણે કેળવણીનું શાસ્ત્ર જાણવું પડે, વિદ્યાર્થીઓના માનસનો અભ્યાસ કરવો પડે વ્યવહારદક્ષતા મેળવવી પડે, સંજવારી વાળવાના કામથી માંડીને આધ્યાત્મિક વિકાસ સુધીના પ્રશ્નો તેની નજરમાં આવી જવા જોઇએ અને સમગ્ર જીવનના પ્રશ્નો ઉપર એક ચોક્સ પ્રકારની દૃષ્ટિ ઉઘડી જવી જોઇએ.

આવા કાર્યને માટે ગૃહપતિઓનો એક ટ્રેનિંગ ક્લાસ નીકળે તો ઉત્તમ. પણ એ ક્લાસ કાઢે કોણ ? તેમાં અભ્યાસ કરવા આવે કોણ ? એ ક્લાસ ચલાવવાની યોગ્યતા આજે કોનામાં છે ? વગેરે વિચારો કરીએ છીએ ત્યારે મન પાછું પડી જાય છે. ગુજરાત–કાઠિયાવાડમાં આજે એક પણ એવી વ્યક્તિ નથી કે જે આવો ટ્રેનિંગ ક્લાસ કાઢવાની હા પાડે અને જેને ચરણે ગૃહપતિઓ આવું ટ્રેનિંગ લેવા માટે આવવાનું મન કરે. એક પગલું આગળ ચાલીને બોલીએ તો આવા ટ્રેનિંગની જરૂર છે કે કેમ એ જ હજી તો ઘણાઓને મન પ્રશ્ન હશે. કારણ કે છાત્રાલયો આજે કાંઇ વિચારપૂર્વક ચાલતાં નથી. દુનિયામાં જેમ આવ્યું કાર્ય ઉકેલવાની આપણી પ્રથા છે તેમ છાત્રાલયમાં પણ કામ ઉકેલવા તરફ આપણું મન હોય છે. હજી આજે તો 'છાત્રાલય ચલાવવામાં વળી અડચણો શી હોઇ શકે' એમ જ ઘણા તો પૂછે છે: "છોકરાઓ રહે, ખાયપીએ, ઉઠેબેસે, લેસન કરે અને રજામાં ઘેર જાય એમાં આટલી બધી ભાંજગડ શાની કરો છો ?" એવો જ અવાજ ચારે તરફથી આવે છે. આવી પરિસ્થિતિમાં આપણા સમાજનું માનસ ધ્યાનમાં લઇને બોલીએ તો એક મુખ્ય સ્થળે ટ્રેનિંગ ક્લાસ કાઢવાના સ્વપ્નને

હજી વાર છે. આપણી તપશ્ચર્યા હજી એટલી પાકી નથી.

પરંતુ શ્રી. ઓધવજીભાઇનો બીજો વિચાર વધારે વ્યવહારૂ જણાય છે. જ્યાં જ્યાં એક કરતાં વધારે છાત્રાલયો હોય ત્યાં ત્યાં તે તે છાત્રાલયના ગૃહપતિઓ સાથે મળીને છાત્રાલયના પ્રશ્નો પર પ્રકાશ નાખે એવાં પુસ્તકનો અભ્યાસ કરે, એ અભ્યાસમાં પોતાના અનુભવની મીલાવટ કરે, જૂદા જૂદા પ્રશ્નો પર ચર્ચા કરે અને એ રીતે છાત્રાલયના જીવનનો અનેક દૃષ્ટિથી વિચાર કરે. ભાવનગર, રાજકોટ, અમરેલી, વડોદરા, અમદાવાદ, મુંબઇ વગેરે સ્થળોમાં આવાં અભ્યાસમંડળો સ્થાય એ ખાસ ઇચ્છવા જેવું છે. એમ થશે તો છાત્રાલયની અસ્મિતા પણ વધારે જાગ્રત થશે, છાત્રાલયના પોતાના ઘણાયે વિશિષ્ટ પ્રશ્નો છે એવું સૌને જ્ઞાન થશે, પરસ્પરના અનુભવની આપ લે થશે, પોતાનું માટે ખરૂં એવી માન્યતાને સ્થાને શાસ્ત્રસિદ્ધ માટે ખરૂં એવી માન્યતા બંધાશે અને તરુણ કેળવણીના પ્રશ્નોના ઉકેલમાં છાત્રાલયનો જે સુંદર ફાળો મળવો જોઇએ તે મળશે.

અમને તો એમ પણ કહેવાનું મન થઇ જાય છે કે આપણું છાત્રાલયમંડળ આવાં નાનાં નાનાં અભ્યાસમંડળો સ્થાપવાની કોઇ સક્રિય યોજના હાથ ધરે તો આ કાર્ય વધારે સંગીન થાય. શ્રી મોતીભાઇ અમીન અને કલ્યાણજીભાઇ જેવા ભાઇઓને ટ્રેનિંગ ક્લાસ ચલાવવાનું આપણાથી કહી ન શકાય પણ આવાં અભ્યાસમંડળોમાં પ્રસંગે હાજરી આપી તેઓ પોતાનો અનુભવ ગૂજરાતને આપે એટલો તો ગુજરાતનો તેમના પર હક્ક છે જ.

શ્રી. ઓધવજીભાઇના આ વિચારને અમે ખરા અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

**નાનાભાઇ.**

### કાર્યાલય તરફથી:—

મંડળ સાથે નીચેની સંસ્થાઓ ચાલુ માસમાં જોડાઇ છે.

| | |
|---|---|
| ૨૩ શ્રી કપોળ બાળાશ્રમ | વીલેપારલે |
| ૨૪ શ્રી લોહાણા બોર્ડિંગ હાઉસ | રાજકોટ |
| ૨૫ શ્રી કપોળ બોર્ડિંગ સ્કૂલ | અમરેલી |

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. લીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૧ લું
૧૯૨૭

અંક ૬ ઠ્ઠો
સપ્ટેમ્બર

: તંત્રી :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

વાત 'મારા' જીવનને લગતી હોય; હાંસલ ખોટ 'મને' થવાનાં હોય; લાભ ગેરલાભ 'મને' અસર કરવાનાં હોય; છતાંયે ન કોઇ 'મને' પૂછે, ન 'મારો' અભિપ્રાય લે, ન 'મને' વિચાર કરવાની તક આપે; અને બા, બાપા, દાદા, મોટા ભાઈ, શિક્ષક, ગૃહપતિ અને મોટેરાં પાડોશી સુદ્ધાંએ સીધા હૂકમો છોડે અને એ હૂકમોના તાત્કાલિક અમલની મારી પાસેથી અપેક્ષા રાખે. આ અંતરનું દુઃખ તે મારે કોને કહેવું?

"તરુણ"

# છાત્રાલયોનું ચારિત્ર

**भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ।**

જે પોતા પૂરતું જ રાંધે છે તે પાપ ખાય છે, એવું વચન મોઢામાંથી કાઢતી વખતે ભગવાન શ્રીકૃષ્ણની મુખમુદ્રા પર કેવો ભાવ છવાયો હશે? વ્યક્તિ, કુટુંબ, ન્યાત કે રાષ્ટ્ર પોતા પૂરતો જ વિચાર કરે તે પાપી છે, તેનો અધઃપાત છે. આપણે ત્યાં કેટલીક ન્યાતો દાનને લગભગ ભૂલી ગઇ છે.

જીવનકલહમાં સરસાઇ ભોગવવાની ઇચ્છાથી જ્યારે ન્યાતનાં ફંડો અને બોડિંગો સ્થાપીએ છીએ ત્યારે ગરીબ, પદ્દાત અને હડધૂત એવી સેવક ન્યાતો પ્રત્યે પોતાનું કંઇક કર્તવ્ય છે એ ન્યાતના અગ્રણીઓના ધ્યાનમાં હોય છે ખરું? ગમે તેવો જૂનો રિવાજ ટકાવવા ખાતર શાસ્ત્રવચનો આગળ કરનાર લોકોએ યાદ રાખવું ઘટે છે કે ગૃહસ્થધર્મ પ્રમાણે દેવપિતરોને ભોગ ચઢાવ્યા પછી, અતિથિઓનો સત્કાર કર્યા પછી અને વર્ણગુરુઓ અને નોકરોને જમાડ્યા પછી જે રહે તે જ ગૃહસ્થધર્મીએ જમવું ઘટે છે. કાગડાને તેમજ કુતરાને બલિ આપ્યા પછી જમનાર ધાર્મિકોએ, જેમની હમેશ સેવા લઇએ છીએ એવા અંત્યજોને જમાડ્યા વગર ન જ જમવું જોઇએ.

આ નિયમ જેટલો કુટુંબ માટે છે તેટલો ન્યાતને માટે પણ છે. ન્યાતને માટે છાત્રાલયો ખોલતી વખતે અંત્યજોની કેળવણી માટે આપણે શું કર્યું છે, એમને માટે કંઇ શિષ્યવૃત્તિઓ રાખી છે કે નહિ એનો વિચાર કરવો ન ઘટે? જો દરેક ન્યાતનું છાત્રાલય પોતાના ફંડમાંથી અને વાર્ષિક આવકમાંથી વીસમો ભાગ પોતાના અંત્યજ ભાઇઓ માટે અર્પણ કરવાનું નક્કી કરે તો તે ન્યાતનું અને ન્યાતના યુવકોનું ચારિત્ર જરૂર કાંઇક સુધરશે.

भरणं पोष्यवर्गस्य प्रशस्तं स्वर्गसाधनम् ।
नरकः पीडने तस्य तस्माद् यत्नेन तं भरेत् ॥

કાકા કાલેલકર

# નોકર, સેવક કે લેણદાર?

પ્રેમશંકર વસુલાતી ઓફિસમાં કારકુન. બપોરના બરાબર સાડા અગીઆર વાગે ઓફિસમાં જાય તે સાંજના સાડા પાંચ સુધી કામ કરે. દિવસના એ ૭ કલાક પ્રેમશંકર તો ખાતાને ચરણે. ઉપરી જાને ખુરશી પર હો વા ન હો, પ્રેમશંકર પોતાના ટેબલ પર કામ જ કર્યા કરે. ન તેને ગાદી પર લાંબા

ટાંગા કરીને બગાસાં ખાવાં, ન તેને પેશાબ કરવાને બહાને બજારમાં આંટા મારવા, ન તેને કલાકે કલાકે તમાકુ પાન ખાવામાં ટપલા ટીપવા, ન ચા પીવાને બહાને કલાક બે કલાક ઘેર આંટો મારી આવવો. એ તો છ કલાકનો નોકર તે નોકર. પગારની ભારોભાર કામ આપવું જ. સાચો નોકર.

છબિલરાય હાઇસ્કૂલના શિક્ષક. બપોરના બરાબર બાર વાગે પ્રાર્થનામાં હાજર. છબિલરાયની ઘડીયાળ ભાગ્યે જ પાછળ હોય. રસોઇ મોડી થવાને બહાને કે સાઈકલના પંકચરને બહાને તેમને કદિ હેડ માસ્તર પાસે માળા ચાવવા નદિ પડેલા. વર્ગ ચાલતો હોય ત્યારે પોતાના શીખવવાના કામમાં તલ્લીન. તૈયારીના અભાવે છબિલરાય વર્ગમાં ગલિયાંતલિયાં ન કરે તેમ વિદ્યાર્થીઓને ટેલટપ્પે ચડાવી જાતને ખોટી ન ટાંકે. કયે દિવસે રજા છે એ તો નોટીસ આવે ત્યારે જ છબિલરાયને ખબર પડે. સાડા અગીઆરથી સાડા પાંચ તો છબિલરાયે કેમ જાણે શાળા માટે જ અવતાર ધર્યો હોય નહિ! સાંજે ઘંટ વાગે એટલે માથા પર પાઘડી મૂકી ચાલતા થાય. સાચા નોકર.

પ્રાણશંકર છાત્રાલયના એક સ્વયંસેવક. ઘરની સ્થિતિ બહુ સારી નહિ એટલે છાત્રાલયમાંથી માસિક પગાર લે, પણ જ્યારે જુઓ ત્યારે છાત્રાલયમાં જ હોય. બીજા નોકરોને છ કલાકની duty (ડયુટી) ત્યારે પ્રાણશંકરને નવ દશની—એથીયે વધારે. બીજાઓ ઉપાધિવશાત્ અનિયમિત થઇ શકે, પ્રાણશંકરથી ન થવાય: બીજાઓ સહેજ માંદા થાય ત્યારે રજા પર રહે, પ્રાણશંકર ન રહી શકે. બીજાઓ છાત્રાલયની બહાર નીકળે ત્યારે છાત્રાલયને ભૂલી શકે, પ્રાણશંકરથી ન ભૂલાય.

નોકરી એટલે કંત્રાટ. જેટલો પગાર મળે તેની ભારોભાર કામ આપવું. કંત્રાટની શરતોમાં જરાયે દગો ન કરાય. કંત્રાટ ન પાલવે તો લે જ નહિ. પાછળથી ન પાલવે તો ખુલ્લી રીતે છોડી દે પણ કંત્રાટ ચાલુ રાખીને માલમાં કે કામમાં દગો કરે એ સાચો કંત્રાટી નથી.

સેવા એ કંત્રાટથી ચડિયાતી વસ્તુ. સેવામાં સમર્પણ હોય, કંત્રાટ નહિ. સેવક નોકર જેટલું કામ તો આપે જ પણ વધારે આપે; સેવક નોકરની શરતો તો પાળે જ પણ એથી વધારે પાળે. સેવક સામા પક્ષની વધારેમાં વધારે શરતો સ્વીકારે પણ પોતાના તરફથી ઓછામાં ઓછી શરતો રજુ કરે.

આ બે વર્ગની વચ્ચે એક ત્રીજો વર્ગ છે. તેનામાં સેવકનું સમર્પણ પણ નથી તેમ નોકરની કંત્રાટી પ્રામાણિકતા પણ નથી. તે નોકરનો પગાર

લે છે અને સેવકની પ્રતિષ્ઠા લે છે; તે નોકરનું નચિંતપણું ભોગવે છે અને સેવકની દિલસુઝી ઉચ્ચારે છે. નોકર અને સેવકની વચ્ચેના આ સંકર વર્ગને આપણે લેણદાર વર્ગ કહીએ.

બોડિંગ-પરોપકારી સંસ્થાઓમાં આવા લેણદાર વર્ગ ઘણી વાર ઘુસી જાય છે. આપણે સૌ ગૃહપતિઓ આપણા હૃદય ઉપર હાથ મૂકીને આપણી જાતને પૂછી જોઇએ: "આપણે નોકર છીએ, સેવક છીએ કે લેણદાર છીએ ?"

નાનાભાઇ

## આંખ ઉઘડી

હું મારા ઘરની ઓશરીમાં બેઠો બેઠો વાંચતો હતો ત્યાં ધીરજલાલના પિતાશ્રી અચાનક આવી ચડયા. તે ખૂબ ઉતાવળમાં હોય તેમ જણાતું હતું અને તેમના મોઢા ઉપર આછો ગુસ્સો અને વધારે ગભરાટ જણાતાં હતાં.

"આવો, આવો નરભેરામભાઈ, અત્યારમાં ક્યાંથી ?"

મેં આસન પાથરી આપ્યું અને તેઓ બેઠા. બેસતાં બેસતાં જ તેઓ બોલવા લાગ્યા: "ચિ. ધીરૂ સંબંધેના આપના અહેવાલથી હું તો દિગ્મૂઢ બનીને આવ્યો છુ. ધીરૂ ઘેર હતો ત્યાં સુધી તેના ઉપર મારી, તેની બાની અને તેના મોટા દાદાની સખ્ત દેખરેખ રહેતી. તેને બહાર કયાંઇ જવા દેવામાં પણ નહોતો આવતો અને શેરીના છોકરા જોડે રમતો દેખાય તો માર ખાતો. આમ છતાં તમે તો અહેવાલમાં લખો છો કે તેને કુટેવ છે અને તે કુટેવનો ચેપ ઘરની બેદાળજીને પરિણામે શેરીમાંથી લાગ્યો છે. ભારે નવાઇની વાત!"

"નરભેરામભાઇ જરા શાંત થાઓ તો બધી હકીકત કહું. મેં તેના અહેવાલમાં લખ્યું છે તે સાવ સાચું છે."

"અરે પણ તેના ઉપર ઘેર તો સખ્ત જાપતો હતો, મારા મહેરબાન!"

"માટે જ તે આવી બદીમાં ઘસડાયો."

"અરે તમે આ શું બોલો છો સાહેબ? શેરીમાં તો તેને જવા દેવામાં પણ નહોતા આવતો તો પછી શેરીમાંથી ચેપ તે ક્યાંથી ચોંટે ?"

"તેના ઉપર એવું ખોટું દબાણ હતું માટે જ તે ચોરી છૂપીથી નાસતો અને પછી આવા કુમાર્ગે વળતો."

હવે નરભેરામભાઇ ખૂબ ખીજાયા.

"મહેરબાન સાહેબ, આવું બધું બીનજવાબદારીવાળું બોલતા પહેલાં

ખુબ વિચાર કરો. આપના જેવી સંસ્થાના આગેવાને પોતાની બેદરકારીનો ને પોતાની ઓછી સંભાળનો પોટલો માબાપને શીરે ઓઢાડતા પહેલાં ખૂબ વિચાર કરવો ઘટે. આપના છાત્રાલયના આ રેઢીઆર છોકરાઓની સોબતમાં જ તે બગડ્યો છે અને આપનાથી તેનું બરાબર ધ્યાન રખાયું નથી. માફ કરજો સાહેબ, આપને ખોટું તો લાગશે, પરંતુ આપની ભૂલનો આરોપ હવે તમે માબાપ ઉપર ઢોળવા માગો છો. ડુંગર દૂરથી રળીયામણા એ ઉક્તિ મને આજે સાચી લાગે છે. ખરે જ પાણી તપાસ કર્યા વગર છોકરાને અહીં મોકલવામાં મેં ભૂલ જ કરી છે."

કોણ જાણે, નરભેરામભાઇ ખૂબ તપી ગયા હતા. ગુસ્સામાં ક્યાં સુધી બોલ્યા જ કરત. પરંતુ હું એકદમ ઉભો થયો અને "જરા બેસજો, હમણાં જ આવું છું" કહીને ઓરડામાં ગયો.

થોડી વાર પછી બહાર આવી તેમના હાથમાં મેં એક 'ખાનગી પત્ર' મુક્યો ત્યારે તેઓ અડધા પડધા તો શાંત થયા હતા. કંઈ પણ બોલ્યા સિવાય મારી જગ્યા ઉપર બેસી હું મારૂં પુસ્તક વાંચવા લાગ્યો અને મારા તરફ એક અર્થસૂચક દૃષ્ટિ ફેંકી નરભેરામ ભાઇ પત્ર ખોલીને વાંચવા લાગ્યા.

આ રહ્યો તે પત્ર.

"મુ. હરભાઈ,

"ગઇ કાલે રાત્રે મને તમે બોલાવીને જે કહ્યું તે મને બરાબર સાચું જ લાગ્યું છે. મારી કુટેવના પરિણામે મારૂં શરીર ખૂબ જ ઘસાઇ ગયું છે અને હજી પણ ઘસાતું જાય છે. જો કે હું ખૂબ લાચાર બની ગયો છું પરંતુ હવેથી હું મારાથી બનતા સઘળા પ્રયત્નો કરી આ કુટેવમાંથી છુટવા મહેનત કરીશ. આપે બતાવેલા બધા નિયમો આજથી જ પાળવા શરૂ કર્યા છે.

"હવે આપે જે પ્રશ્નનો જવાબ આપવાને મને આગ્રહ કર્યો છે તેના જવાબમાં લખવાનું કે આ કુટેવ મને બે વર્ષ પહેલાં મારી શેરીના ખરાબ છોકરાઓની સોબતથી પડેલી છે. મારાં માબાપ મને બહાર જવાની ના કહેતાં તોયે હું તો છાનોમાનો ઘરમાંથી ન્હાસી જતો તેમજ નિશાળેથી પણ ભાગી આવતો, અને શેરીના છોકરાઓની આવી ખરાબ રમતોમાં ભળતો. શરૂ શરૂમાં તો જે ઘરમાં તેઓ આવાં કુકર્મો કરતા તેના બારણા પાસે ચોકી ભરવા મને તેઓ ઉભો રાખતા. આ ચોકીદારના કામમાંથી મને ધીમે ધીમે તેઓએ પોતા ભેગો ખેંચ્યો અને પછી તો શું કહું? હું પણ તેમાં ખૂબ સપડાયો. આ

ઘરમાં ગઇ રાત્રે આપે પૂછ્યું હતું તે મુજબ બન્ને પ્રકારનાં કુકર્મો થતાં અને એ બન્નેમાં હું સંડોવાયો હતો. અહીં આવ્યા પછી તેના કોઇ સાથીના અભાવે એક કામ તો બની શકે તેમ છે જ નહિ તેથી મારૂં હસ્તદોષનું કામ વધારે જોરથી આગળ ચાલેલું. મારી આ કથની આપને શી રીતે લખી સંભળાવું ? હું ખરેખર હેરાન હેરાન થઇ ગયો છું. આમાં હું કોઇનો દોષ કાઢવા નથી ઇચ્છતો. દોષ મારા નસીબનો કે કોઇએ તેમાંથી વાર્યો નહિ કે દોર્યો નહિ. હવે તો મને આપની અમૂલ્ય સલાહ મળી છે અને મળતી રહેવાની છે તેથી હું મારૂં નસીબ ઉઘડ્યું સમજું છું. હવે તો આપે કહ્યું તેમ 'જાગ્યા ત્યાંથી સવાર.' રોજે રોજનો મારો રિપોર્ટ આપને રોજ રાત્રે કહી જવાનો અને આપની પાસે સલાહ સૂચના લઇ જવાનો મેં નિશ્ચય કર્યો છે. આપનો કેટલો ઉપકાર માનું ?

લિ. અભાગી બાળક ધીરૂના પ્રણામ."

પત્ર વંચાતો જતો હતો અને નરભેરામભાઇની આંખમાંથી ડબ ડબ આંસુ પડ્યે જતાં હતાં. પત્ર પૂરો કરી તેમણે નીચે મૂક્યો, પોતાના ખેસને છેડે આંખો લૂછી, મને બે હાથ જોડી નમન કર્યા અને ગળગળાને અવાજે બોલ્યાઃ "માફ કરજો સાહેબ, અજ્ઞાનમાં અને ગુસ્સામાં મારાથી આપનું ખૂબ અપમાન થઈ ગયું છે. મારી તો ખરી રીતે આજે જ આંખ ઉઘડી. અરેરે, મારા જેવા કેટલાયે પિતાઓ આમ અંધારામાં અડવડીયાં મારતા હશે ? ધીરૂ આપનો જ છે અને આપનો જ રહેશે. તેને યોગ્ય માર્ગે દોરવા માટે આપનો કેટલો અહેસાન માનું ? બીજું તો કંઇ નહિ પરંતુ ક્રોધમાં મારાથી આપને જે કહેવાઇ ગયું છે તેથી મને બેહદ પસ્તાવો થાય છે. મને માફ કરશો ?"

"તેમાં કંઇ નહિ નરભેરામભાઇ, આપને ખબર ન હોય તો તેમ બોલાય પણ ખરૂં. આ ધીરૂ સબંધે આપ નિશ્ચિંત રહેજો. હવે તે આ વળગાડમાંથી છૂટ્યો સમજો"

"મારી આંખ ઉઘાડવા માટે આપનો ઉપકાર, સાહેબ." કહી તેઓ ઉઠ્યા. બહાર તેમના સ્નેહીઓ ગાડીમાં બેઠા તેમની રાહ જોઇ રહ્યા હતા તેથી તેઓ ઉતાવળમાં હતા. ફરીથી વારંવાર મારી પાસે આવવાનું કહી તેઓ ઉઠ્યા, અને અરસ્પરસ નમસ્કાર વિધિ થયા બાદ તેઓએ રજા લીધી.

હું મારૂં પુસ્તક આગળ વાંચવામાં ગુંથાયો.

હરભાઇ

# દયા કે ડિસીપ્લીન ?

અષાડની મેઘલી રાત હતી. ઘટાટોપ વાદળાંમાંથી વિજળી ઝબુકતી હતી. અગિયારનો સુમાર હતો. છાત્રાલયમાં સર્વત્ર શાંતિ પથરાએલી હતી. એક ગરીબ ભરવાડ બે ત્રણ નાનાં છોકરાં અને એક માંદી બૈરીને લઇ અમારી ઓસરીને એક છેડે સુતો હતો.

"ઉઠો, બહાર જાઓ; આ શું ધર્મશાળા છે ?" સુમંતના પહાડી સ્વરથી છાત્રાલય ગાજી ઉઠયું.

"બાપા, શેઠ સાબ; આજની રાત સુવા દ્યો." ગભરાઇ ઉઠેલું એક નાનું છોકરું રડતું રડતું બોલ્યું.

"ચાલો ! ઉઠો છે કે નહિ ?" સુમંતે ભરવાડ પાસે જઇ લાકડી પછાડી.

ભરવાડે રડતાં છોકરાંને ઉપાડ્યાં. ફરી સુમંતને કરગરવા લાગ્યો. પણ ઉત્તરરામચરિત વાંચતાં રડેલો સુમંત અત્યારે ન પીગળ્યો. તેણે તો ઉલટું લગાવ્યું: "ચાલ, આ બૈરીને લઇ જાય છે કે નહિ ?"

ભરવાડ ડૌંચતાં અને રડતાં છોકરાંને લઇ ખેતર ભણી રવાના થયો. કાચી ઉંઘમાંથી ઉઠેલાં છોકરાંની મર્મવેદી ચીસોના ભણકારા સુતેલાઓના કાનમાં અથડાયા.

સુમંતે બૈરીને ઉઠાડવા ખૂબ હોકારા કર્યા. પણ તે તો અર્ધગાંડાની સ્થિતિમાં હતી. મુંગી, બેરી અને વેદનાથી ઉંહકારા કરતી એ સ્ત્રીને તેણે ઘસડીને બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો.

* * *

હવે પ્રેમશંકરનો પિત્તો ગયો. અત્યાર સુધી પથારીમાં પડ્યાં પડ્યાં આ બધું તેણે જોયા અને સાંભળ્યા કર્યું હતું. સુમંતને પેલી ગાંડી અને અપંગ ડોસી ઉપર દયા કરવા સૂચના કરી હતી, પણ સુમંતે તેને ગણકાર્યો ન હતો. પણ જ્યારે તેણે પેલી ડોસીને ઘસડવા માંડી ત્યારે તો......

"સુમંત ! સુમંત ! તને કેટલી વાર કહેલું ? કહું છું કે એ ડોસી માંદી છે, અપંગ છે. તેને ઘસડતાં શરમ નથી આવતી ? તને ઘસડવાનો શું અધિકાર છે ? ચાલ,...સાહેબ પાસે. જો હવે તેને હાથ લગાડ્યો છે તો હું છું ને તું છો !" પ્રેમશંકરે પથારીમાંથી દોડતાં આવી ક્રોધથી લાલચોળ ડોળે, એકશ્વાસે જેટલું કહેવાય તેટલું કહી દીધું.

થોડીવાર સ્તબ્ધ ઉભા રહ્યા પછી સુમંત બોલ્યો: "...સાહેબે કહ્યું છે

કે છાત્રાલયની ડિસીપ્લીનનો ભંગ ન થવો જોઈએ. તેમણે જ મને આ લોકોને કાઢવાનું કહ્યું છે. તું વળી દયાનું પૂંછડું ક્યાંથી નીકળ્યો ?"

પ્રેમશંકર અને સુમંતની તકરાર ભયંકર સ્વરૂપ પકડે તે પહેલાં તો આખું છાત્રાલય એકઠું થઈ ગયું અને બન્નેને છૂટા પાડ્યા.

સુમંત કહેઃ " ડિસીપ્લીન "

પ્રેમશંકર કહેઃ " દયા "

દયા કે ડિસીપ્લીન !

આખરે તે ડોશી તો ત્યાં જ સૂતી રહી. 'કોલેજીઅન'

## ધર્મની પરીક્ષા

ગંગાઃ " પણ એમાં આટલા બધા વઢો છો શું કામ ? હોય, છોકરું છે તે નપાસે થાય."

નંદશંકરઃ " પણ એવું નપાસ થાવું કેમ પાલવે ? તેં જ આમ કહી કહીને નખ્ખોદ વાળ્યું ! બાર વર્ષનો ઢાંઢો, હવે નાનો છે ? ગુજરાતીમાં કે ગણિતમાં નપાસ થયો હોય તો જાણે કે કાંઈ નહિ; પણ ધર્મની પરીક્ષામાંયે નપાસ થાય !"

નટુઃ " અમને ખોટા ખોટા ઘેર રોકે અને પછી ભણાવવું ખવરાવે."

નંદઃ " કોણે રોક્યો'તો ?"

નટુઃ " મારી બાએ."

નંદઃ " અલિ, તેં રોક્યો'તો ?"

નટુઃ " હા. કીકીને મરડો થયો'તો ત્યારે રોક્યો'તો."

નંદઃ " ત્યારે અત્યાર સુધી બોલતી શું નથી ?"

ગંગાઃ " એમાં બોલવું'તું શું ? તમે કંઈ ઘોડિયામાં સૂતા છો ? તમને મેં પૂછ્યું ત્યારે તમે તો મને ને કીકીને ભાંડવા મંડ્યા !"

નંદઃ " એ તો બાઈને માંદાં પડો ત્યારે ગુસ્સો તો થાય. પણ એમાં નટુને શા માટે રોક્યો ?"

ગંગાઃ " ન રોકું ત્યારે શું કરું ? મારે ઘરનું કામ કરવું કે કીકીને સંભાળવી ? તમે રજા હતી તોયે ઘરમાં ક્યાં હતા ? પછી નટુને ન રોકું ત્યારે શું, મરું ?"

નંદઃ " પણ એનું ધર્મશિક્ષણ પડે એનું શું ? જો આ નર્મદાનો દીકરો ધર્મની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો અને વીસ રૂપિયાનું ઇનામ

મળ્યું તે જૂદું."

ગંગાઃ "બળ્યું એ ઇનામ. એ તીકમો શેરીની છોડીઓને કેવી પજવે છે તે કાંઈ ખબર છે? આ ઘડી મારી જીભ ક્યાંઇ જાય છે!"

નંદઃ "પણ પહેલું ઇનામ તો એને મળ્યું અને નાતના મેળાવડામાં હારતોરા મળશે. આપણું ઘર નાત આખીમાં ધર્મી ગણાય અને નટુ ધર્મની પરીક્ષામાં નપાસ થાય તો મારે નીચું જોવાનું તો ખરું જ ના!"

ગંગાઃ "એ, ના ના. નીચું જોવે નીચા ધંધા કરનારા. આપણે શા સારૂ નીચું જોઇએ? નાતમાં ચોરી કરનારા, છીનાળાં કરનારા, દીકરીના પૈસા લેનારા, રાંડીરાંડને પજવનારા, એ બધા નીચું ન જુવે ને મારો નટુ પરીક્ષામાં એક વાર નપાસ થાય તેમાં તમે શા માટે નીચું જુઓ? તમારે એવું નીચું જોવું પડતું હોય તો તમે ધર્મની પરીક્ષા આપવા જજો. મારો નટુ નહિ જાય. ચાલ્ય બેટા, જમી લે."

નંદઃ "ઠીક, લે ત્યારે હવે જમી લે. તારી શી શી ભૂલો પડી એ માસ્તરે કહ્યું?"

નટુઃ "એક તો માતૃ દેવો ભવ। પિતૃ દેવો ભવ। એનો અર્થ કરવાનો હતો."

ગંગાઃ "મોઢામાં કોળિયો મૂકીને પછી વાત કર."

નંદઃ "એ તો સાવ સહેલું!"

નટુઃ "હા. સાવ સહેલું. મેં તેનો અર્થ તો લખ્યો પણ માસ્તર કહે 'પિતાને દેવ ગણ' એમ લખવાને બદલે 'પિતાને દેવ ન જ ગણ' એમ તેં લખ્યું હતું."

નંદઃ "તેં તો સાવ ઉંધો અર્થ કર્યો! પછી માસ્તર નપાસ ન કરે? બીજી કાંઈ ભૂલ કરી?"

નટુઃ "હા. આચાર્ય દેવો ભવ। એનો અર્થ પણ મેં ખોટો કર્યો."

નંદઃ "શો કર્યો?"

નટુઃ "આચાર્યે દેવ જેવા થવું જોઇએ એવો કર્યો."

નંદઃ "એ પણ ખોટો."

ગંગાઃ "શા રે આચાર્યે દેવ જેવા ન થવું જોઇએ?"

નટુઃ "અર્થ તો એવો છે કે વિદ્યાર્થીએ આચાર્યને દેવ જેવા ગણવા જોઇએ."

ગંગા: "આચાર્ય ઢેઢ જેવો હોય તોયે?"

નટુ: "હારતો."

નંદ: "બરાબર બરાબર. ગીતામાંથી કયા કયા શ્લોકો મૂક્યા'તા?"

નટુ: "ફોઈને મરડો થયો તે દિ જે ખાસ શ્લોકો શીખ્યા હતા તે બધા આવ્યા ને મને એકેય ન આવડ્યો."

નંદ: "જીવ ઇશ્વરનો એકેય સવાલ હતો?"

નટુ: "હા. 'જીવ અમર છે તે સિદ્ધ કરો' એવો સવાલ હતો."

નંદ: "એનો જવાબ આવડ્યો'તો કે નહિ?"

નટુ: "એ તો કાંઇ માસ્તર બોલ્યા નથી પણ માણસ રોજ મરે છે, તે અમર ક્યાંથી હોય?"

નંદ: "એ જ તત્ત્વ છે; એમાં જ ખુબી છે; એમાં જ પ્રભુની લીલા છે. એનું નામ જ માયા. તને એ સવાલ નહિ આવડ્યો હોય."

ગંગા: "હવે તમારી લપ મૂકીને નટુને નિરાંતે જમવા દ્યો તો પાડ! મારે ફોઈને ધવરાવવી છે."

નંદ: "ઠીક લે, ત્યારે તને આ ધડ લાગે છે તો પડતી મૂકું. પણ ધર્મ વિના મુક્તિ નથી એ યાદ રાખજે."

ગંગા: "હું તે કેટલુંક યાદ રાખું? તમને યાદ રાખું કે નટુને યાદ રાખું કે ફોઈને યાદ રાખું? પરમેશ્વર ભલે તમને બધાને મોક્ષ આપે ને મને આ જન્મારે ભલે ન મળે. એમ મોક્ષ મળતો હત તો તો બ્રાહ્મણે હાથ ઘસવા પડત. ગીતાના એ અરથ કર્યે મોક્ષ મળતો હત તો તો પરમેશ્વરને ઘેર બધા માત નહિ. લે બેટા જમી રહ્યો? નિરાંતે તું તારે ખા. ઇ તો ધરમનું પૂંછડું થઇ ગયા છે તે ભલે બોલ્યા કરે. ખાઠશ તો ડીલે લોહી આવશે."

નટુ: "હવે ભૂખ નથી."

નંદ: "ઠીક, હવે હું ગામમાં જાઉં છું."

નટુ: "બા હું રમવા જાઉં?"

ગંગા: "હા. બેટા જાવ. હું ને મારી ફોઈ ઘડીક લેશું. રમે એવી તોય બાઇડીની જાત!"

**નાનાભાઈ**

## છાત્રાલયમાં સ્ત્રી કાર્યવાહક

જમનાબેન મારાં ફોઈનાં દીકરી થાય. સિનીયર થયા પછી ત્રણ વર્ષ તેમણે સરકારી શાળામાં નોકરી કરેલી અને પછી મનમાં ધૂન આવતાં આવું

નોકરી છોડી, મળતો હતો તેથી પણ ઓછો પગાર સ્વીકારી અમદાવાદની એક સ્ત્રી સંસ્થામાં જોડાયાં. ત્યાં કામ કરતાં તેમને બીજાં ત્રણ વર્ષો થઇ ગયાં છે. મારા આગ્રહથી તે અમારી સંસ્થા જોવા આવેલાં અને છાત્રાલયનું કામકાજ પૂરા બે દિવસ રહીને જોયેલું. અમદાવાદ પાછા ફરવાના દિવસની આગલી સાંજે તેમણે મારી સાથે વાત છેડી: "છાત્રાલયમાં તમે સ્ત્રી કાર્યકર્તા રાખવાનો અખતરો કરી જુઓ તો?"

"તમારી વાત ઠીક છે બહેન, પણ એ શક્ય નથી."

"કેમ? આજે તો પ્રાથમિક શાળાઓમાં તેમજ માધ્યમિક શાળાઓમાં સુદ્ધાં સ્ત્રીશિક્ષિકાઓ કામ કરે છે તો પછી આવાં છાત્રાલયોમાં કેમ ન કરી શકે? આ પણ એક શિક્ષણસંસ્થા જ છે ને!"

"શાળા અને છાત્રાલયમાં ફરક છે. શાળામાં પાંચ કલાક નિયત કરેલું કામ કરીને ચાલ્યા જવું, તે બને; પરંતુ અહીં તો ચોવીશે કલાકનું કામ અને તે પણ અનિયમિત."

"તે અમારા જેવી સંસ્થાઓ પણ છાત્રાલયો ચલાવે છે ને? ત્યાં શું અમે સ્ત્રીઓ કામ નથી કરી શકતી?"

"સાચું છે. પણ આ છોકરાઓનું છાત્રાલય અને એ છોકરીઓનું: એટલો ફરક."

"માફ કરજો ભાઇ, પણ તમારો આ ભેદ મારે ગળે ઉતરી શકતો નથી."

"પણ બહેન, તરુણ અવસ્થાના પ્રશ્નોના ઉકેલ માટે એકલો શિક્ષક-ગૃહપતિ નહિ ચાલે. ત્યાં તો શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, કેળવણીશાસ્ત્ર, પ્રજનન-શાસ્ત્ર વગેરેથી વાકેફ હોય એવો કુશળ નિષ્ણાત ( expert ) જોઇએ."

"તે તરુણાવસ્થાના પ્રશ્નો અમારે છોકરીઓનાં છાત્રાલયોમાં નહિ હોય એમ? પણ જવા દો એ વાતને. ધારો કે અમે સ્ત્રીઓ તમારા જેવી નિષ્ણાતો ન હોઇએ તો પણ ગઇ કાલે તમે જ નહોતા કહેતા કે 'આવાં સુંદર છાત્રાલયોમાં પણ સ્ત્રીતત્ત્વ ખૂટે છે ને માની ખોટ નથી પૂરાતી?' તો પછી તમે પુરુષો નિષ્ણાતોનું કામ કરજો અને અમને સ્ત્રીઓને તે ખૂટતું 'મા' તત્ત્વ પૂરવા દેજો. એમ આપણા સ્ત્રીપુરુષના સહકારથી છાત્રાલયની ઊણપ પૂરાશે."

"તમારી વાત વ્યાજબી છે બહેન, પણ તેવી સ્ત્રી કાર્યવાહકો ક્યાં જડે છે? અને જડે તો પણ આપણાં વ્યવસ્થાપક મંડળો એટલી ઉદારતા ક્યાં બતાવે તેમ છે?"

"તમારી પાસેથી એવા જવાબની આશા હું નથી રાખતી. તે બાબતમાં તો તમારે ઝુંબેશ ઉઠાવવી જોઇએ-અને છાત્રાલયોમાં સ્ત્રીતત્ત્વ દાખલ કરાવવું જ જોઇએ."

"પણ ધારો કે ઝુંબેશ કરીને તત્ત્વ સ્વીકાર્યું. પછી સ્ત્રી કાર્યવાહક ન જ મળે તો?"

"તો પણ તત્ત્વની ખાતર તમે છાત્રાલયમાં સ્ત્રી કાર્યવાહક રાખી શકો છો. જુઓને તમે તો કોઠારમાં પણ સ્ત્રીઓ નથી રાખી શકતા. ધાર્યું હોત તો આજદિન સુધીમાં સ્ત્રી કોઠારીઓ તો તમે જરૂર રાખી શક્યા હોત. મારો મુદ્દો તો એટલો છે કે છાત્રાલયમાં સ્ત્રી કાર્યવાહકોને અવકાશ આપો; પછી તે કોઠારનું કામ હો, ગૃહપતિનું કામ હો કે મુખ્ય ગૃહપતિનું કામ હો. સ્ત્રી-પુરુષના સહકારથી છાત્રાલયનું કામ વધારે સંગીન બનશે તેમ મારૂં માનવું છે."

"તમારી વાત વ્યાજબી લાગે છે, અને તે દિશામાં હું મારાથી બનતું જરૂર કરીશ."

"તો એક સૂચના. આગામી છાત્રાલય સંમેલનમાં તમે આ સ્ત્રી કાર્યવાહકોનો પ્રશ્ન જરૂર ચર્ચા ઉપર લ્યો અને તેમાંથી કંઇક વ્યવહારૂ નિર્ણય ઉપર આવો. તેમ થવાથી બધા છાત્રાલય સંચાલકો એ દિશામાં જાગૃત થશે અને પ્રશ્ન ખૂણામાં પડી રહેવાને બદલે સાર્વત્રિક બનશે."

"ભલે બહેન. આગામી છાત્રાલય સંમેલનમાં હું જ તે પ્રશ્ન ચર્ચા ઉપર મૂકીશ. અને મારો આગ્રહ છે કે તમે પણ તે વખતે જરૂર હાજર રહો."

"બનતાં સુધી જરૂર રહીશ."

બહુ મોડું થઇ જવાથી અમે છૂટાં પડયાં અને જમનાબેન પોતાને ઉતારે ગયાં.

હરભાઇ

## બોર્ડિંગોના આદર્શ

### ૧

કરાંચી મ્યુનિસિપાલિટીનું આલેશાન મકાન. નીચેના મનોહર બગીચામાં માળી પાણી પાય. હેલ્થ ઓફિસર, સ્કૂલ્સ કમીટીના પ્રેસિડન્ટ, મ્યુનિસિપલ ઓફિસર, કોર્પોરેશન પ્રેસિડન્ટ બધા પોતપોતાની ઓફિસમાં કામે લાગેલા.

નીચે ઓફિસમાં એક ટેબલ પર મોહનલાલ લખ લખ કરે. તેના ટેબલની આસપાસ કેટલાયે લોકો વીંટળાઇ વળ્યા છે. આજે બેન્ડ ગાર્ડન્સની ઘાસનો કંત્રાટ અપાય.

એક વ્હોરાજી પોતાના ટેન્ડરનું પાકીટ આગળ ધરતા બોલ્યાઃ "સાહેબ, દર વર્ષે મને કંત્રાટ અપાય છે."

"હા, અગાઉનો હશે. હું તો હજી નવો છું."

"એ તો નવા છો તેથે કામમાં ઓછા જ નવા રહ્યા છો સાહેબ! કંત્રાટ આ વર્ષે પણ મને મળવો જોઇએ."

"તમે તમારો ભાવ આપો. સાહેબને ગમશે તેને આપશે."

"એ તો સાહેબ કે બાહેબ, અમારે તો જે કહો તે આપ. અમે ઓછા જ સાહેબને ઓળખીએ છીએ?"

* * *

સવારનો પહોર હતો. મોહનલાલ ઓટલે બેઠા બેઠા દાતણ કરતા હતા. બારણું ખખડયું.

"કોણ એ? ઉઘાડો, ખુલ્લું છે."

"જી, એ તો હું."

"આવો મુલ્લાંજી, સાહેબે હજી છેવટનો નિર્ણય કર્યો નથી."

"જી, એ તો બરાબર. હું કાંઇ એ માટે આવ્યો નથી."

વ્હોરાજી દરવાજાથી આગળ વધ્યા. મોહનલાલ ઓટલા પર બેઠા હતા તેની નજીક ગયા અને તેમના હાથમાં એક કવર મૂક્યું.

"શેનો, મારો કાગળ છે?"

"જી, એ તો કાંઇ નથી. બધું આપનું છે."

મોહનલાલે કવર ફોડયું અને જુએ છે તો એક હજારની નોટ. મોહનલાલનો હાથ ખિસ્સા તરફ વળ્યો.

"સાહેબ, આપ ભાવનગરમાં બોર્ડિંગમાં ભણેલા કે? મારો નવો મ્હેતો કહેતો હતો કે ભાઇ ને હું એક બોર્ડિંગમાં ભણેલા."

'બોર્ડિંગ!' બોર્ડિંગ શબ્દ કાન પર પડતાંની સાથે તેની આંખ આગળ અનેક ચિત્રો ખડાં થયાં. એ મોવડીઓ, એ મીઠી પ્રાર્થના, એ બાલા શિક્ષકો, ચોકની એ ચાંદની, રાતના બાર બાર વાગ્યા સુધી કરેલી અંતરની વાતચિતો, બધાં તેને સાંભર્યાં. દૂર એક ખૂણામાં બોર્ડિંગનો કોઠારી હાજર થયો. તેના હાથમાં ઘીની ટબુડી હતી અને તેના પર કાગળ ઢાંકેલ હતો. વિદ્યાર્થિમંડળની સભામાં મોહનલાલે આ કોઠારીને રદ્દ કરાવવા માટે ઠરાવ ઉપાડેલો ને સભાનો ચિતાર આંખ આગળ આવ્યો. ઓટલાની કોર પર

જન્મશંકરને બેઠેલા જોયા. અનામત ખાતાના પૈસા સોડા વૉટરમાં વાપરીને એ રકમ ખોવાયા ખાતે માંડી હતી તે એ જન્મશંકર. કોઠારી અને જન્મશંકર બન્ને મોહનલાલની સામા નીચું મોઢું ઘાલીને ઉભા રહ્યા. બન્ને વચ્ચે વચ્ચે આંખો ઉંચી કરી મંદમંદ હસતા હતા.

એવામાં પાછળ ખુસપુસ બોલ્યું. પ્રાર્થનાનો ઘંટ થયો અને ગીતાનો અધ્યાય શરૂ થયો. પ્રાણભાઈ સાંભર્યા, મહાભારતની૦બે ઋષિભાઈઓની વાત સાંભરી અને હાથ ખિસ્સાના મ્હોં આગળ અટક્યો. ખિસ્સાના મ્હો આગળ તો જાણે મોટું કુરુક્ષેત્રનું યુદ્ધ!

મલ્લાંજી પૂછતા હતાઃ "જી, હું રજા લઉં છું."

કોણ સાંભળે?

"જી, હું રજા લઉં છું."

"આવજો." મોહનલાલના હોઠે રોજની કસરત કરી.

વ્હોરાજી ગયા. મોહનલાલ વિચારમાંથી વધારે જાગૃત થયા, અને જાગૃત થતાં જ પગમાં ચંપલ નાખી વ્હોરાજીની પાછળ થયા.

"મુલ્લાંજી! મુલ્લાંજી!"

"કોને, મને બોલાવો?"

"આ કાગળ પાછો લેતા જાઓ."

"કોને આપવાનો છે?"

"જેણે તમને આપ્યો હોય તેને!"

"અરે સાહેબ, આ શું કરો છો? એ તો મારાં બેનને આપું છું."

"એ લઇ જાઓ."

"અરે સાહેબ, એમા શું આપી નાખ્યું છે?"

"તમે મને જાણતા નથી. હું આવી લાંચો લઉં તો મારી બોર્ડિંગ લાજે, મારા ગુરુઓ લાજે."

"સાહેબ, આ લાંચ ઓછી જ છે? આ તો બક્ષીશ છે."

"હું તમારો દિલોજાન દોસ્ત બનું અને મને આફતમાંથી ઉગારવા માટે તમારો જાન આપશો તે વખતે હું વિચાર કરીશ. આજે તો મ્યુનિસિપાલિટીની ખુરશી પર હું બેઠો છું અને તમારે ઘાસનો કંત્રાટ લેવો છે એટલે મને આ આપો છો. તેને લાંચ કહો કે લાંચનો ભાઈ કહો, એક જ છે. હું જે બોર્ડિંગમાં ભણ્યો છું તે બોર્ડિંગની પ્રતિષ્ઠા મારા જેવા અનેક વિદ્યાર્થીઓ પર છે. મારા જેવા માણસો લાંચિયા બને તો અમે બોર્ડિંગના ગૃહપતિ

ઓનું ખૂન કર્યું ગણાય. હું મારા પોતાના તેમજ મારી પાછળ બોર્ડિંગની કેટલીયે પેઢીઓ પાડવાની છે તેને વિચાર કરું છું. જાઓ. મોહનલાલ કાંય કહી શકે તેમ નથી."

વ્હોરાજી દિલગીર થતા પણ અંતરથી રાજી થતા વિદાય થયા.

૨

કલ્યાણસિંહ ટેનીસ રમીને ચાલ્યા આવે. ઉજળી ચોરણી, માથે જર-બતી મકમલનો સાફો અને પગમાં ટેનીસ બૂટ. હાથમાં રેકેટ ઉછાળતા કલુભા ચાલ્યા આવે.

તળાવની પાળ પરથી કંઇ અવાજ આવ્યો. "કાણ એ?" કરીને જુએ તો એક સુંદરી બેભાન પડેલી અને બે આદમીઓ તેને બધાવીને ગાડીમાં નાખે.

"અલ્યા કોણ છે એ?" કલુભાએ પડકારો કર્યો.

અંગ્રેજી ટોપી પહેરીને ચત્રભુજ કલુભા સાથે હતો. તે બોલ્યો: "આપણે તેનું શું કામ છે? તમે કેટલા લવસેટ આપ્યા?"

"અલ્યા કોણ છે એ બદમાશ?"

"તારા બાપ!" અવાજ આવ્યો.

કલુભાનું મગજ ફાટ્યું.

"ચત્રભુજ, આ રેકેટને થોભી રાખ તો."

"દરબાર ઉતાવળા ન થાઓ."

દરબારે રેકેટ હેઠું ફેંકી ખિસ્સામાં હાથ નાખ્યો અને મોટો છરો કાઢી દોટ દીધી: "આવ, મારા બાપ, આવ."

× × ×

"કલુભા, એ તો ઠીક હતું કે તેમની પાસે ડાંગો જ હતી, નહિતર તમને બો ભારે થાત. આવા મામલામાં ગણત્રી કરીને ચાલવું જોઇએ."

"ચત્રભુજ, તું વાણિયો છો વત્તા ઓછાના હિસાબ અમને ન આવડે. બોર્ડિંગમાંયે અમારે હાથ હિસાબ હોય તો મેળ ન મળે. પણ અમે રજ-પૂત છીએ, તે વેતરણ વિના માથું ઉતારવામાં સમજીએ."

"પણ વેતરણ વિના ચાલે કેમ?"

"એ વેતરણ કરવી હશે ત્યારે તમારા જેવા વાણિયાને રાખીને ચોપડો લખાવશું."

"ત્યારે બોર્ડિંગમાં શીખ્યા શું?"

"લીલાછમ માથાં કેમ ઉતારી દેવાં તે શીખ્યા. કાલની જેમ સ્ત્રીજાત

પર જુલમ ગુજરતો હોય અને હું પડખે થઇને ચાલ્યો જાઉં તો અમારી બોર્ડિંગ લાજે."

"પણ મરી ગયા હત તો નાની બાળક બાયડી રાંડત એનું કેમ?"

"બાયડી તરફનો એવો નામરદ સ્નેહ રજપૂત બચ્ચામાં ન ઘટે. એવા લવ (સ્નેહ) તો બ્રાહ્મણ-વાણિયા પથારીમાં પડ્યા પડ્યા નોવેલો વાંચીને કેળવે એટલું જ બસ છે!"

"એટલે જ તમારી બોર્ડિંગ આટલા વર્ષથી છે તોય તેમાં કલાનું શિક્ષણ દાખલ નથી થયું. તમે લોકો અજડ જ રહ્યા!"

"મને એમ નથી લાગતું. તમારાં સંગીત, નાચ, ચિત્રકામ, એ બધાંના કરતાં મરવાની કલા વધારે મોટી તો ન હોય? હોય કે ન હોય, મને તો એ જ ખરી કલા લાગે છે અને અમારી બોર્ડિંગે એ જ કલા બરાબર ખીલવવી જોઇએ. રજપૂત બચ્ચો મરી જાણે એટલે બસ. તેની કેળવણી સાર્થક." કલુભા બેઠા થઇ ગયા.

"કલુભા, હવે વધારે ન બોલો. તમારો ઘા વધારે દુખશે." ચત્રભુજે કલુભાને સુવાડી દીધા.

"ચત્રભુજ, સાચું કહું. મને એ બદમાશોના ઘા જેવા વાગ્યા નથી એવાં તારાં આ વેણ વાગે છે. અમે રજપૂતો પણ તારા જેવા વાણિયાની સાથે ભણીને અમારી રજપૂતાઇ ગુમાવશું એવી બીક મને લાગે છે. હવે બસ કર. મેં મને ઠીક લાગ્યું તે કર્યું." કલુભાએ પડખું ફેરવ્યું. **નાનાભાઇ**

## રસોયો

રસોયો છાત્રાલયનું એક મુખ્ય માણસ. કેટલાંક છાત્રાલયોમાં તો આજે ગૃહપતિ હોતો જ નથી ત્યાં રસોયો કુલ અધિકારી બને છે. છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓની ઉમર જોતાં ખોરાક એ છાત્રાલયમાં તેમને મન એક મુખ્ય વસ્તુ છે. છાત્રાલયમાં બીજું બધું ગમે તેટલું સારું હોય પણ ખોરાકમાં દરરોજ ત્રાસ રહે તો વિદ્યાર્થીઓ કંટાળી જવાના. આ રીતે બોર્ડિંગોમાં રસોયાઓ કેટલાયે વિદ્યાર્થીઓનાં જીવન કડવાં કરી શકે છે; કેટલીયે દેશવિખ્યાત સંસ્થાઓમાં રસોયાની અવ્યવસ્થાને લીધે વિદ્યાર્થીઓ ચાલ્યા જાય છે. વિદ્યાર્થીઓને મન ગૃહપતિના કરતાંયે વધારે ઉપયોગી એવા આ રસોયાનો આપણે વિચાર કરીએ.

રસોયો કેવો જોઇએ?

આ પ્રશ્નને ત્રણ રીતે વિચારવો જોઇએ: એક રસોયાનું અંગત જીવન, બીજું રસોયાની આવડત અને ત્રીજું રસોયાનો બીજાઓ સાથેનો સંબંધ.

રસોયાના આખાયે જીવન સાથે છાત્રાલયને બહુ સંબંધ નથી પણ રસોયા પાસેથી આપણે બે વસ્તુ પ્રામાણિકતા ને સ્વચ્છતા જરૂર માગીએ.

રસોયો હોય અને પ્રમાણિક હોય એ બે આજે મળતાં મુશ્કેલ થઇ પડ્યાં છે. રસોયાઓ કેવા પ્રમાણિક હોય છે તેનો ખરો અનુભવ તો કોલેજની ક્લબો ચલાવનારા વિદ્યાર્થીઓને જ હોય છે. જ્યાં ચીજ વસ્તુ ખરીદ કરવાનું રસોયા હસ્તક હોય છે ત્યાં શાકપાંદડામાંથી ચોરી ખાવું એ રસોયા માટે સુલભ છે. કોલેજની ક્લબોમાં સેક્રેટરીઓ મોટે ભાગે બેઠેલાં હોય છે એટલે સેક્રેટરીઓનું ભાણું સાચવીને કેમ ખાઇ જવું એ રસોયાઓને શીખવવું પડતું નથી. ઉપરાંત આપણા મોદી લોકો વગેરેની સાથે ખાનગી દલાલીની ગોઠવણ કરી લેવી, દલાલી ન મળે તો માલને રદ્દી જાહેર કરવો વગેરે યુક્તિ પ્રયુક્તિઓ પણ આજે તો હવે ઉઘાડી થઇ ગઇ છે.

આવી અપ્રામાણિકતા અટકાવવાના બે માર્ગો છે. એક તો રસોયાને પૂરતો પગાર આપવો અને બીજું તેના હસ્તક કોઇ પણ માલની ખરીદ રાખવી જ નહિ. ઘણી વાર છાત્રાલયોમાં રસોયાની અપ્રામાણિકતા ઉઘાડી આંખે ચલાવી લેવામાં આવે છે તેથી છાત્રાલયનું નૈતિક ને ધાર્મિક વાતાવરણ દૂષિત થાય છે. છાત્રાલયના ચાલકોએ પ્રમાણિક રસોયા મેળવવા માટે અને સાથે સાથે સંસ્થામાં રસોયાની પ્રામાણિકતા જળવાઇ રહે તે માટે જાગતા રહેવું ઘટે છે.

રસોયા પાસેથી બીજી આપણે સ્વચ્છતા માગીએ. આપણાં રસોડાંઓ આજે ગંદકીના પ્રદર્શન રૂપ બની ગયાં છે, અને રસોયા આ પ્રદર્શનનો મુખ્ય નાયક છે. ગંદું શરીર, મેલી પોતડી, કાળી મશ જનોઇ, ગંધાતી ખાળ, જ્યાં ત્યાં થૂંક અને બડખા: આ બધાં આજે તો આપણાં રસોડાંમાં એવાં તો સ્વાભાવિક થઇ ગયાં છે કે આ ગંદું ગણાય એવું પણ આપણને ભાન ઘણી વાર થતું નથી.

આજે આપણા આખા દેશમાં જો કોઇ વસ્તુ ભગીરથ પ્રયત્ને ઉભી કરવાની હોય તો તે સ્વચ્છતા છે. Cleanliness is next to Godliness એ સૂત્ર આપણે જીવનમાં ઉતારવું જોઇશે અને બોર્ડિંગોમાં તેનો અમલ શરૂ કરી દેવો જોઇશે. આપણા રસોયાઓ રસોડાની ખાળે પેશાબ ન જ કરે, રસોડામાં જ્યાં ત્યાં ન જ થૂંકે, રાંધતાં રાંધતાં પાન કે તમાકુ ન જ ખાય, વાળ હમેશાં સ્વચ્છ રાખે, દરરોજ સાબુથી ન્હાય, કપડાં અત્યંત સાફ રાખે

વગેરે આપણે તેની પાસેથી અવશ્ય માગીએ, અને તેને માટે જે જે સગવડોની જરૂર હોય તે તેની છૂટથી પૂરી પાડીએ.

રસોયાઓ પ્રમાણિક મળે અને સ્વચ્છ મળે તો છાત્રાલયનો અડધો કોયડો તો આપોઆપ ઉકલી જાય.

હવે રસોયાની આવડત.

ઘેર રસોયો રાખવો અને છાત્રાલયમાં રાખવો તેમાં તફાવત છે. ઘરના રસોયાને બે ચાર કે દસ માણસની રસોઇ કરવાની હોય અને ઘરની સ્ત્રીની દેખરેખ હોય એટલે રસોયાની આવડત ઓછી હોય તો પણ નભ્યું જાય છે. છાત્રાલયોમાં એક તો સંખ્યા મોટી, કોઇ સ્ત્રીની દેખરેખ નહિ અને જમનારા બધા વિદ્યાર્થીઓ એટલે રસોયાઓ સારી રસોઈ બનાવતા નથી યા તો બનાવી શકતા નથી. ટંકે મણ લોટને ગુંદી રોટલીઓ બનાવવી હોય તો આવડતવાળા રસોયાની આવડત પણ ઘડીભર થંભી જાય. છતાં કેટલીક વાર રસોયાઓ માત્ર બેદરકારીથી રસોઇને બગાડે છે. સામાન્ય રીતે બોર્ડિંગનો ચાલુ ખોરાક સ્વાદીષ્ટ બનાવી શકે તેટલી આવડત તો રસોયામાં જોઇએ જ. રોટલી કાચી પાકીની સમજ, દાળ શાકમાં હંમેજ મશાલાના પ્રમાણનું ભાન, વસ્તુ ક્યારે દાઝાઈ જાય, ક્યારે બેસી જાય, ક્યારે ન ચડે વગેરેનું જ્ઞાન, વસ્તુઓને જુદી જુદી રીતે મેળવીને નવી નવી વાનીઓ કરવાનો શોખ: આ બધું રસોયામાં ન હોય તો તેની બધી પ્રામાણિકતા અને સ્વચ્છતા નિરર્થક છે.

આપણે ઉપર જણાવ્યું તેમ રસોયામાં પ્રામાણિકતા અને સ્વચ્છતા હોય અને તેનામાં રસોઇની આવડત હોય તો પણ એક ત્રીજી વાત છાત્રાલયમાં ધ્યાન રાખવા જેવી બાકી રહે છે. કેટલાંક છાત્રાલયોમાં રસોડાનો એંઠવાડ વગેરે કાઢવા માટે બાઇઓ કામ કરે છે. આવી કામ કરનારી બાઇઓ અને રસોયાના સંબંધ ઘણી વાર વાંધા ભરેલા હોય છે અને એવા સંબંધો છાત્રાલયની આખી આબોહવાને ગંધવી મૂકે છે. રસોયો ગમે તેવો પ્રમાણિક ને સ્વચ્છ હોય તેમજ ગમે તેવી સુંદર વાનીઓ બનાવી શકતો હોય તો પણ જો તેનો બાઇઓ સાથેનો સંબંધ વાંધા ભરેલો હોય તો તેને એક મિનિટ પણ આપણે છાત્રાલયમાં ઉભો ન રાખીએ.

આ છાત્રાલયનો રસોયો.

આવો તૈયાર રસોયો આપણને મળી જાય તો તો આપણાં અહોભાગ્ય! આજે આપણાં સૌનાં એવાં અહોભાગ્ય નહિ હોય. મારા મુરબ્બી ગોધવજીભાઈ જણાવે છે તેમ આજે તો જેમ આપણે વિદ્યાર્થીઓને તાલીમ આપીએ

છીએ તેમ રસોયાઓને પણ તાલીમ આપવી જોઇએ. દરેક છાત્રાલયે રસોયાઓને સંસ્કારી બનાવવા માટે તેમનો નાનો એવો વર્ગ ચલાવવો જોઇએ અને તેમાં સ્વચ્છતા, આરોગ્ય, પદાર્થના ગુણધર્મ વગેરેનું તેમને જ્ઞાન મળે એવો બંદોબસ્ત કરવો જોઇએ.

રસોયો ગંદો રહે કે રસોઇ બગાડે તે માટે દરરોજ તેના પર ગૃહપતિ ઘુરકે તેથી તેની ગંદી ટેવ મટવાની નથી, તેમ રસોઇ સારી થવાની નથી. એ તો રસોયાને પોતાને સ્વચ્છતાની દિશા સૂઝે કે આવડત આવે ત્યારે જ દિ વળે. આ માટે રસોયાઓને રીતસર શિક્ષણ આપવાની જરૂર છે.

જ્યાં સુધી મેલા અને ચોરીચાટીને ખાવાના જીવન કરતાં વધારે ઉચ્ચ બીજું જીવન છે એવું તેને ભાન ન થાય ત્યાં સુધી છાત્રાલયના અનેક નિયમો, સેક્રેટરીની અનેક ધમકીઓ, કોઠારીના અનેક બળાપા અને ગૃહપતિના હાથે કરાયેલા દંડ રસોયાના જીવનમાં એક તસુ ભાર ફેરફાર કરી શકશે નહિ.

રસોયા એ રસોયા છે. આજે તેમનો આખો વર્ગ અમુક જ રીતે ઉછરેલો છે. તેમનાં મંતવ્યો, ટેવો, વિચારો બધાં અમુક રીતે ઘડાયેલાં છે. આપણે તેના માનસમાં ફેરફાર કરવો હશે તો છાત્રાલયમાં તેને યોગ્ય સ્થાન આપવું પડશે. રોજ તાપને સેવનારા મગજને સંભાળવું પડશે; તેને ખાવા પીવામાં વિદ્યાર્થીના જેટલી જ ઉદારતા દેખાડવી પડશે; તેની નાની નાની માગણીઓ વગર માગ્યે સંતોષવી પડશે; અને પોતે માત્ર ઉભડીયો નથી પણ સંસ્થામાં પોતાજોગું કરનારો આદમી છે એટલી ખુમારી તેને મળવી જોઇશે. નાનાભાઇ

## એક સમાલોચના

**ભાવનગર છાત્રાલય કમીશનનો અહેવાલ. પ્રગટકઃ શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. કિંમત ૭ આના.**

આજે ઘણાં ખરાં છાત્રાલયો ગામડાંના વિદ્યાર્થીઓ શહેરમાં ભણવા આવે તેમને રહેવાની અને ખાવાપીવાની સગવડ આપવા ખાતર જ ચાલે છે. કાચા માલમાંથી અચેતન ભોગ્ય પદાર્થો બનાવવાનાં કારખાનાંઓમાં જે ચીવટ, એકાગ્રતા, લાગણી અને વ્યવસ્થાશક્તિ આપણે જોઇએ છીએ તેનું નામનિશાન પણ ચૈતન્યમય બાળકોના ઘડતરને માટે સ્થપાએલાં આવાં છાત્રાલયોમાં ન દેખાય એ પરિસ્થિતિ કયો સહૃદય વિચારક સહન કરી શકે ? શિક્ષણના ક્ષેત્રમાં અનેક વર્ષોના અનુભવી એવા ભાવનગરના કેટલાક વિચારકોએ મળી પોતાનું એક છાત્રાલય કમીશન બનાવ્યું અને ગયે વર્ષે ભાવનગરનાં અનેક છાત્રાલયોના નિરીક્ષણને પરિણામે સમાજ આગળ તેમણે

પોતાનો ઉપર લખ્યો અહેવાલ રજુ કર્યો.

આ અહેવાલ વાંચવાથી છાત્રાલયના બંગીથી માંડીને તે ગૃહપતિ સુધી બધા નાના મોટા કાર્યવાહકોને ઘણો પ્રકાશ મળે તેમ છે. શિક્ષણનું કેન્દ્ર શિક્ષક નથી પણ બાળક છે અને શિક્ષક માત્ર સાક્ષીભૂત મદદગાર છે એ મહાન્ સત્યનું વિવરણ 'વિદ્યાર્થીઓના પ્રશ્નો' અને 'વિદ્યાર્થિસ્વરાજ' એ બે પ્રકરણમાં વાચકને મળે છે. બાળક એટલે કેવળ બુદ્ધિ નથી; તે ઉપરાંત તે શરીર, અંતઃકરણ અને આત્મા પણ છે એ ભુલાઈ ગએલા સત્યનું દર્શન 'શરીરવિકાસ' 'બૌદ્ધિક કેળવણી' અને 'આધ્યાત્મિક વિકાસ' એ ત્રણ પ્રકરણમાં વાચક કરી શકશે. વિદ્યાર્થીનાં જન્મદાતા માબાપો અને જ્ઞાનદાતા શિક્ષક અન્યોન્ય પૂરક એ સત્યનું મહત્ત્વ 'છાત્રાલયો અને માબાપો' વાળા પ્રકરણમાં વાચક જોઇ શકશે. ટૂંકામાં છાત્રાલયને લગતા દરેક સિદ્ધાંત કે વ્યવહારનો ઉકેલ આપવાનો પ્રયત્ન લેખકોએ આ પુસ્તકમાં કર્યો છે.

પુસ્તક વાંચતાં જ વાચકના મન ઉપર બે વસ્તુઓ એકદમ અસર કરે છે. લેખકોએ વિષયની યોજનામાં તેમજ તેના આવિષ્કરણમાં લીધેલી મહેનત. પરિશિષ્ટ ક અને ખ માં આપેલી પ્રશ્નોની યાદી તેમજ આખા પુસ્તકની પ્રમાણબદ્ધ રચના એ એક, અને બીજી અસરકારક વસ્તુ તે વિચારોની અનુભવજન્યતા છે. દરેક વિચારોનો સાનુભવ સાક્ષાત્કાર લેખકોએ કર્યો હોય એમ પુસ્તક વાંચતાં વાંચતાં લાગે છે.

સાચે જ આ પુસ્તક ગુજરાત–કાઠિયાવાડનાં બધાં છાત્રાલયોને માર્ગદર્શક થઇ પડશે.

ગો. રા. કુળકર્ણી

**કાર્યાલય તરફથીઃ—**

**મંડળ સાથે નીચેની સંસ્થાઓ ચાલુ માસમાં જોડાઇ છે.**

૨૬ શ્રી મોઢ બોર્ડિંગ હાઉસ. દાદર—મુંબઈ

૨૭ શ્રીદક્ષિણામૂર્તિગૃહ. ભાવનગર

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખોઃ વ્યવસ્થાપક છાત્રાલયઃ શ્રીદક્ષિણામૂર્તિ ભવનઃ ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—થી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૧ લું ૧૯૨૭ | અંક ૭ મો ઑક્ટોબર

: તંત્રી :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ


અમારા છાત્રાલયમાં કોઈ મોટા મહેમાન આવે એટલે વિદ્યાર્થીઓની સભા બોલાવાય જ; કારણ કે અમારા કાને શીખામણના બે શબ્દો પડવા જ જોઈએ ને ! અમારી શાળામાં કોઈ પ્રતિષ્ઠિત વિદ્વાન આવે એટલે તેમને એક વ્યાખ્યાન આપવાની વિનતિ થાય જ; અમને જે થોડી ઘણી શીખામણ મળી તે ! લાંબા વખતે કોઈ મોટેરું સગું સંબંધી મળે એટલે અમારા જ ભલા ખાતર તેમની થોડીએક શીખામણ અમારે શાંતિથી સાંભળવી જ જોઈએ ! અમારી ચારે કોર તો એક જ વાતઃ શીખામણ, શીખામણ, બસ શીખામણ ! મોટેરાંઓને તે શીખામણ સિવાય બીજું કશું આપવાનું જ નહિ હોય શું ?

"તરુણ".

# ફિક્કો ગૃહપતિ

ફિક્કું કલેવર, ઉંડી ઉતરી ગયેલી આંખો, અંદર ઉતરી ગયેલી છાતી, વળી ગયેલી કેડ, બેસી ગયેલા ગાલ અને આ બધાની પાછળ તેનું ફિક્કું લોહી–આવા ગૃહપતિને કયો તરુણ વરે ? તરુણાવસ્થા એટલે ઉછળતા લોહીનો યુગ. એ લોહી થનગનાટ માગે છે. એ લોહીને પહાડી કલેવર પસંદ છે. એક દૃષ્ટિમાં આખી આલમ પર ફરી વળે એવી આંખનો તેને મોહ છે. ભરાવદાર છાતી અને લાલ ચહેરો જ તેને આકર્ષી શકે છે. તરુણાવસ્થાનું લોહી તો ચણોઠી જેવું લાલ; તેમાં નબળાઈનાં રજકણો શોધ્યાંયે ન જડે. આ લોહી મોળાં પગલાંથી ચાલનાર ગૃહપતિને સાંખી શકતું નથી. એ તો મોટા પર્વતો પર ચડનારને અને સાત સમુદ્ર ઓળંગનારને શોધે છે. એને તો ઉંચે આકાશમાં ઉડનાર અને નીચે પાતાળ ફોડનાર જોઈએ છીએ. માત્ર જમીન પર ચાલનાર અળશિયાને તો તે ચગદી મારે છે.

આવો ફિક્કો ગૃહપતિ કેમ ચાલે.

વ્યવસ્થાની અણઆવડત, ચકલું ફરકયું કે ધ્રુસકી ઉઠવાનો સ્વભાવ, જ્ઞાનના કોઈ એક પણ ક્ષેત્રનો ઠીક ઠીક પરિચય સુદ્ધાંત નહિ, જીવનના અનેક પ્રશ્નોમાં સાદી સમજણનો પણ અભાવ અને છતાંયે બડાઈનો પાર નહિ– આવા ગૃહપતિને કયો તરુણ વરે ? તરુણાવસ્થા એ તો બુદ્ધિપ્રાગલ્ભ્યનો યુગ. એ બુદ્ધિ દુનિયાને નવાં ચશ્માંથી જોવા નીકળી છે. એ બુદ્ધિને જગતના અનેક નાના મોટા પ્રશ્નો પર આંક મૂકવાની ધગશ છે. એ બુદ્ધિ મસ્તી માગે છે, એ બુદ્ધિ તોફાન કરે છે, એ બુદ્ધિ ખુદ ઈશ્વરનો પણ અસ્વીકાર કરે છે. એને આલ્પ્સ પર્વત પર ચડવુંયે ગમે છે અને પાસિફિક મહાસાગરના તળિયે ડુબકી મારવી પણ ગમે છે. એ બુદ્ધિ નિર્જીવમાં નિર્જીવ ગણાતા પથ્થરોનું અંતર પણ ચીરીને જોવા માગે છે અને સજીવમાં શ્રેષ્ઠ ગણાતા મનુષ્યના હૃદયનો તલસ્પર્શ કરવા પણ માગે છે. પોતાના આ માર્ગમાં જે વ્યક્તિ વાવટો લઈને ચાલી શકે તેને જ આ બુદ્ધિ સ્વીકારી શકે છે. બીજાનાં ચશ્માંથી જેણે દુનિયા જોઈને સંતોષ માન્યો છે અને જેને હવે જીવનમાં નવું જોવા જાણવાનું રહ્યું નથી એવા ફિક્કા ગૃહપતિથી આ તરુણબુદ્ધિ વિમુખ રહે છે.

કદાચ આવો ફિક્કો ગૃહપતિ પણ ચાલે.

દુનિયાના કહેવાતા ધર્મ અધર્મમાં સ્થિતિ, બીજાઓ શો વિચાર કરશે તેના પર અનિમિષ આંખ, ચોરી કરવામાં વાંધો નહિ એટલો ચોરી કરીને

પડવાવામાં વાંધો, જીવનના આદર્શો ઉપર હોડની પ્રીતિ, અંતરના તારો એટલા બધા નહોર કે હલાવ્યા હલે જ નહિ અને હલે ત્યારે બસૂરા હલે– આવા ગૃહપતિને કયો તરણ વરે ? તરુણાવસ્થા એ તો આદર્શોને માટે તલસતી અવસ્થા. તરુણ અવસ્થા એ તો હાથમાં લીધાં માથાં લઈને ફરવાની અવસ્થા. આ અવસ્થા ઝવેરીને કાંટે લાભ ગેરલાભનો, સુખ દુઃખનો કે જય પરાજયનો તોલ નથી કરતી. એ તો તોપના ગોળા છૂટતા હોય ત્યાં ઉઘાડી છાતીએ સામી જાય છે અને મોતના જડબામાંથી જીવનના આદર્શોને પકડે છે. તરુણને ભય નથી. પડ્યા પછી ધૂળ ખંખેરીને ઉઠનાં તેને આવડે છે, પણ પડવાની બીકથી જે કદિ ચાલે જ નહિ એવાં પાંગળાંઓનો તેને ખૂબ તિરસ્કાર છે. જેણે જીવનમાં અનેક ચડ ઉતર જાને આદરી નથી, જે કોઇ એકાદ આદર્શ પાછળ માથું ડૂલ કરવા મથતો નથી, જે ડહાપણને જ દુનિયાની સર્વશ્રેષ્ઠ ચીજ માને છે અને જે દુન્યવી ચીજોના સરવાળા બાદબાકીમાં કદિ નાની સરખી પણ ભુલ કરતો નથી એવા ફિક્કા–લુખા ગૃહપતિને તરુણોનાં હૈયાં શી રીતે સંઘરે ?

આવો ફિક્કો ગૃહપતિ તો હરગીજ ન ચાલે.

નાનાભાઇ.

## ૪ તમને કોણે કીધું'તું !

( રાત્રિએ સુવાના સમય પહેલાં વિદ્યાર્થીઓ સાથે ગૃહપતિ શંકરલાલ વાતો કરી રહ્યા છે. )

૧ લો વિદ્યાર્થીઃ " એ ગમે તેમ કહો સાહેબ, પણ આ રોજ ને રોજ એક જ ખાવાનું હવે ગમતું નથી. ફરતું ફરતું થવું જ જોઇએ. "

૨ જો વિદ્યાર્થીઃ " ખરી વાત છે સાહેબ. અને તમે પણ તે દિ' નડીઆના કહેતા કે રોજ ફરતું ફરતું જમવાનું હોય તેમાં જ મજા આવે ? "

ગૃહપતિઃ " પણ તેમ કરવા જતાં ખરચ વધી જાય તો શું કરવું ? "

૩ જો વિદ્યાર્થીઃ " તો એટલી વધારે મંજુરી વ્યવસ્થાપક સમિતિ પાસેથી મેળવવી, સાહેબ. "

ગૃહપતિઃ " એ મારા હાથની વાત નથી. એ સેક્રેટરી સાહેબની સત્તા. "

૨ જો વિદ્યાર્થીઃ " તે સેક્રેટરી સાહેબને તમે સમજાવો. આ રોજની રોજ એકની એક વસ્તુથી તો હવે કંટાળો આવે છે. "

૧ લો વિદ્યાર્થીઃ " હા સાહેબ. અને હવે જો તેમાં ફેરફાર નહિ થાય તો પછી અમે સત્યાગ્રહ કરશું ! "

ગૃહપતિઃ "તે સત્યાગ્રહ કરીને શું કરશો ?"

૧ લો વિદ્યાર્થીઃ "જમવાનું બંધ, અપવાસ !"

ગૃહપતિઃ (હસીને) "વાહ, આ તો વાત બહુ આગળ ગઈ લાગે છે ને શું ?"

૧ લો વિદ્યાર્થીઃ "હા સાહેબ. તે એ બધા પાઠો આપે જ શીખવ્યા છે ને ! હવે પસ્તાવો શા કામનો ? હવે તો અમારૂં સાંભળવું જ પડશે !"

ગૃહપતિઃ "જરૂર સાંભળવાનો, જરૂર સાંભળવાનો. પસ્તાવો નહિ પણ આનંદ થાય છે."

૪ થો વિદ્યાર્થીઃ "પણ સાહેબ, એમ કરીને વાત કાં ઉડાવી દો ? કાલે સવારના ભોજનમાં દાળભાત રોટલી નહિ પણ પૂરી દૂધ ને શાક. આપો મંજુરી એટલે રસોયાને વરધી આપી દઉં."

ગૃહપતિઃ "આ કરતું ફરતું ભોજન કબુલ, પરંતુ સરવાળે ખર્ચ ન વધે એ શરત કબુલ હોય તો. બોલો કોણ માથે લે છે ?"

૧ લો વિદ્યાર્થીઃ "હું માથે લઉં છું સાહેબ. મહિના આખરે માથા દીઠ ખર્ચ એટલું ને એટલું જ આવે એની જવાબદારી મારે શીર. મારા મિત્રોની સહાયથી રોજ ને રોજ હિસાબનો મેળ મેળવતો રહીશ."

ગૃહપતિઃ "તો પછી કબુલ છે, જાઓ. આ બાબતમાં રતિલાલની સાથે કામ કરવામાં હું મોહનલાલ અને કેશવલાલને મૂકું છું. તે ત્રણ જણની સમિતિ જે ક્રમ નક્કી કરે તે પ્રમાણે ભોજન થાય અને ખર્ચના હિસાબ માટે પણ તેઓ જ જવાબદાર."

('કબુલ, કબુલ'ના પોકારો સાથે વિદ્યાર્થિમંડળ વીખેરાય છે અને રતિલાલ ઉત્સાહભેર સીધા રસોયાની ઓરડીમાં વરધી આપવા માટે દોડે છે.)

* * *

(બીજા દિવસની સવાર. છાત્રાલયની ઓફીસમાં સામસામી ખુરશી ઉપર બેસીને ગૃહપતિ તથા સેક્રેટરી સાહેબ વાતો કરે છે.)

ગૃહપતિઃ 'પણ સાહેબ, તેમાં ગભરાવાનું કશું કારણ જ નથી. માસિક ખર્ચમાં એક પાઈ પણ વધારે નહિ આવે તેની ખાત્રી રાખજો."

સેક્રેટરીઃ "આમાં ગભરાવાનો સવાલ નથી, મી. શંકરલાલ ! વિદ્યાર્થીઓ તો બાળકો ગણાય. તેમની ગણતરીમાં ભૂલ ન આવે તેવું બને જ નહિ. અને મહિના આખરે થોડોક પણ ખર્ચ વધારે આવે તો પછી વ્યવસ્થાપક સમિતિને મારે જવાબ શો દેવો ?"

ગૃહપતિ: "પણ સાહેબ, તેમ બનવા નહિ જ પામે. જે વિદ્યાર્થીઓના હાથમાં મેં આ કામ સોંપ્યું છે તે ખૂબ ચોક્કસ છે. બાકી આ પ્રયોગના દિવસોમાં હું તેમની સાથે જ રહેવાનો છું."

સેક્રેટરી: "નહિ, નહિ, મી. શંકરલાલ, આમાં તમારી ભૂલ થાય છે. પાછળથી મારે ને તમારે બન્નેને પસ્તાવાનું કારણ ન રહે માટે પહેલેથી જ ચેતવું સારૂં છે. તમે એ ખટપટ છોડી જ દ્યો."

ગૃહપતિ: (જરા અકળાઈને) "એમાં ખટપટ ક્યાં છે સાહેબ ? વિદ્યાર્થીઓને ભોજનમાં વિવિધતા મળે તેમાં ખોટું શું છે ? તેમણે જ એ વાત ઉભી કરી અને મેં તેમાં સંમતિ આપી."

સેક્રેટરી: "ત્યારે તો તમે ઘણા જ નબળા ગૃહપતિ ગણાઓ, મી. શંકરલાલ ! વિદ્યાર્થીઓ દોરે તેમ દોરવાશો તો તો આ સંગ્રામમાં કામ કરવું તમારે માટે મુશ્કેલ પડશે. વિદ્યાર્થીઓ તો કાચી બુદ્ધિના ગણાય. તેમના કહેવાને તો જરાયે વજન ન આપવું જોઇએ, નહિતર તેઓ ચડી જવાના. તેમના જ હિતની ખાતર તમારે તેમનો આ ઠરાવ ઉડાવી દેવો જોઇતો હતો."

ગૃહપતિ: "પણ સાહેબ, હવે તો એમાં કશું ન જ બની શકે. ખર્ચ ન વધવાની શરતે આપે મને આ પ્રયોગ કરવાની પરવાનગી આપવી જ પડશે અને વળી હવે તો આમાં મારી પ્રતિષ્ઠાનો પણ સવાલ છે. મેં આપેલો કોલ હું ફોક ન કરી શકું. તેમ કરવાથી તો મારી સ્થિતિ નૈતિક દૃષ્ટિએ પણ ઘણી જ કફોડી થઇ પડે."

સેક્રેટરી: (ખીજાઇને) "એ તમારી નીતિની ફીલસુફી આગળ ધરો છો તો પહેલાં વિચાર કરીને કામ કરવું હતું ને ? મી. શંકરલાલ, આવું સ્વચ્છંદી વર્તન આ છાત્રાલયમાં નહિ ચલાવવા દેવામાં આવે, સમજ્યા ? તમારૂં કામ વિદ્યાર્થીઓની દેખરેખ રાખવાનું અને તેમને અભ્યાસમાં મદદ કરવાનું છે. છાત્રાલયના આંતર વહીવટમાં આવું ખોટું ડહાપણ કરવાનું તમને કોણે કીધું 'તું ? ભોજનના આ ફેરફારને મારી મંજુરી નથી જ."
(ઉભા થઇને ગુસ્સામાં ચાલ્યા જાય છે.)

હરભાઇ.

## ગૃહપતિનું સ્વાતંત્ર્ય

પ્ર૦—તમારે ત્યાં સામાન્ય રીતે ઉઠવાનું ક્યારે ?
ઉ૦—સવારના પાંચ.
પ્ર૦—કોઇ ન ઉઠે તો ?

ઉ૦—બેલ વાગે એટલે ઉઠવું જ જોઇએ.
પ્ર૦—પણ ધારો કે ન ઉઠ્યો.
ઉ૦—તો પછી તેને ઉઠાડીએ.
પ્ર૦—છતાં ન ઉઠે તો ?
ઉ૦—તો તેની આંખે પાણી છાંટીએ.
પ્ર૦—પછી શું કરો ?
ઉ૦—પછી અમારી પ્રાર્થના શરૂ થાય.
પ્ર૦—પ્રાર્થનામાં કોણ કોણ આવે ?
ઉ૦—બધા વિદ્યાર્થીઓ.
પ્ર૦—કોઇ ન આવે તો ?
ઉ૦—ત્યાં હાજરી પુરાય એટલે કોણ નથી આવ્યો તે પકડાઈ જાય.
પ્ર૦—તમારે પણ પ્રાર્થનામાં જવું પડે કે ?
ઉ૦—મારે માથે બંધન નથી પણ હું રોજ જાઉં છું ખરો.
પ્ર૦—તમે તો ગૃહપતિ તરીકે જતા હશો.
ઉ૦—ના, ગૃહપતિ તરીકે નહિ પણ એક વ્યક્તિ તરીકે.
પ્ર૦—તમારા મુખ્ય ગૃહપતિ આવે ખરા ?
ઉ૦—ના.
પ્ર૦—ન આવે ?
ઉ૦—ના.
પ્ર૦—એ તો વિચિત્ર ગણાય.
ઉ૦—એનું કારણ છે.
પ્ર૦—શું ?

ઉ૦—અતિપરિચયાદવજ્ઞા એ સૂત્રનો વિચાર કરીને મુખ્ય ગૃહપતિ પ્રાર્થનામાં આવતા નથી. ”

પ્ર૦—તે પ્રાર્થનામાં હાજર રહીને બીજે પ્રસંગે એ સૂત્રનો અમલ કરે તો ?

ઉ૦—એનું બીજું પણ કારણ છે.
પ્ર૦—શું ?

ઉ૦—પ્રાર્થનામાં હાજર રહેવું ન રહેવું એ ગૃહપતિની સ્વતંત્રતાનો સવાલ છે.

પ્ર૦—જરૂર ! પ્રાર્થનાનું આ સ્વાતંત્ર્ય વિદ્યાર્થીઓને આપો ખરા કે?

ઉ૦—એમને તો હજી વિકાસ સાધવો છે એટલે કેમ અપાય ?

પ્ર૦—મુખ્ય ગૃહપતિનો વિકાસ તો પૂરો થયો હશે.

ઉ૦—એ હું કહી શકતો નથી.

પ્ર૦—તમારે છાત્રાલયમાં રોજનું કેટલા કલાકનું કામ ?

ઉ૦—એવું કાંઇ ધોરણ નથી.

પ્ર૦—તમે કેટલા કલાકનું કામ આપો છો ?

ઉ૦—હું તો આખોય દિવસ ત્યાં જ રહું છું.

પ્ર૦—તો ઓછામાં ઓછું કેટલા કલાક કામ કરો ?

ઉ૦—એમ નક્કી કર્યું નથી.

પ્ર૦—નક્કી કર્યું હોય તો ઠીક ખરું ?

ઉ૦—ના. ગૃહપતિને માથે અમુક કલાકના કામનું બંધન શા માટે જોઇએ ?

પ્ર૦—એ બંધનથી શું નુકસાન થાય ?

ઉ૦—એથી ગૃહપતિના સ્વાતંત્ર્યમાં બાધ આવે.

પ્ર૦—તમને માસિક પગાર શો મળે છે ?

ઉ૦—ચાળીશ રૂપિયા.

પ્ર૦—એ પગાર કોણ આપે છે ?

ઉ૦—સેક્રેટરી સાહેબ.

પ્ર૦—તમે જેમ સ્વતંત્ર છો તેમ સેક્રેટરી સાહેબ પણ સ્વતંત્ર છે એમ તમે માનો છો ?

ઉ૦—જરૂર.

પ્ર૦—બંધનથી જેમ તમારા સ્વાતંત્ર્યને બાધ આવે છે તેમ દર માસે ચાળીશ રૂપિયા આપવા જ જોઇએ એવા બંધનથી તેમના સ્વાતંત્ર્યને બાધ ન આવે ?

ઉ૦—બોર્ડિંગ ચલાવવી હોય તો આપવા જોઇએ.

પ્ર૦—તમારે બોર્ડિંગમાં રહેવું હોય તો બંધન સ્વીકારવું જોઇએ એમ નહિ ?

ઉ૦—ના, ના. સેક્રેટરીએ અંદરના કામકાજમાં માથું ઘાલવાની જરૂર નથી.

પ્રં૦—હું દિલગીર છું. હું સેક્રેટરી હોઉં તો તમને તરત જ ડિસમિસ કરૂં.

ઉ૦—તમે તો સ્વાતંત્ર્યના મોટા હિમાયતી છો અને તમારા લેખોના જોરે તો હું કૂદું છું ને તમે ઉલટા કહો છો કે હું ડિસમિસ કરૂં ! એમ કેમ બને છે ?

પ્રં૦—એમ જ બને. તમે સમજો છો એવા સ્વાતંત્ર્યનો અમે પ્રચાર કર્યો જ નથી. એનું નામ સ્વાતંત્ર્ય નથી પણ સ્વચ્છંદ છે. તમે કેળવણીના થોડાએક શબ્દો લઇને ચાલી નીકળ્યા છો અને એ શબ્દોથી તમારા સેક્રેટરી વગેરેને ડરાવતા પણ હશો, એમ મને લાગે છે. તમારા કરતાં તો માત્ર ગઢાવૈતરૂં કરી જાણનાર ગૃહપતિ સારો કે પોતાની અક્કલ પ્રમાણે મહેનત કરે ને કેળવણી ખેળવણીની ખોટી માથાકૂટ કરે જ નહિ. આ તો કેળવણીના લેબાસમાં જૂઠ ગણાય.

ઉ૦—ત્યારે ગૃહપતિને કોઇ સ્વતંત્રતા જ નહિ ?

પ્રં૦—ગૃહપતિની સ્વતંત્રતા એ અલગ વિષય છે. આજે તો જે કામને માટે તમને બોર્ડિંગમાં રોકવામાં આવ્યા છે અને જે કામને માટે તમને રીતસર પગાર આપવામાં આવે છે તે કામ ન કરીને તમે ઉલટા તમારો બચાવ કરો છો, અને કેમ જાણે તમે ફાવે તેમ કરવાનો હક્ક ધરાવો છો. એની સામે મારો સખ્ત વાંધો છે. ગૃહપતિને પોતાના કેળવણીના કામમાં વારંવાર ટોક ટોક થવી ન જોઇએ, તેના અને વિદ્યાર્થીઓના વિશ્વાસભર્યા સંબંધમાં કોઇએ આડા ન આવવું જોઇએ, ખર્ચની મર્યાદામાં રહીને કામ કરવામાં તેને સંપૂર્ણ છૂટ હોવી જોઇએ, કેળવણીની દૃષ્ટિથી નવા નવા અખતરાઓ કરવામાં કોઇએ તેને અડચણ ન કરવી જોઇએ એ બધામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. પણ સ્વતંત્રતા એટલે ગૃહપતિ સેક્રેટરીને ગમે તેમ ઉંડા ભણાવી જાય એમ નહિ. આ તો આપણાં નવાં મંદિરોમાં સ્વાતંત્ર્યનું પાખંડ ગણાય.

ઉ૦—પણ મારે કહેવાનું છે.

પ્રં૦—આજે હવે વખત થઈ ગયો છે. વળી કોઇ વાર વિગતવાર વાર્તાચીત કરશું. આજે તો મને લાગ્યું તે કહ્યું છે. મને આશા છે કે તમને તેથી માઠું નહિ લાગે.

ઉ૦—ના, ના. માઠું શું લાગે ? પણ તમે મને સમજ્યા લાગતા નથી.

પ્રં૦—એમ પણ હોય. હવે ફરી કોઇ વાર વાત.

નાનાભાઈ.

# સ્વરાજની તાલીમ

મારા એક શિક્ષકમિત્રે અમારા છાત્રાલયને આંતરબાહ્ય ઝીણવટથી તપાસ્યું. જતાં જતાં તેઓ કહેતા ગયાઃ "આ મુતરડીઓ સાફ કરવી કે હાથે વાસણ માંજવાં કે કપડાં ધોવાં અને વિદ્યાર્થિમંડળો ચલાવવાં વગેરે નાની નાની રમત જેવી પ્રવૃત્તિઓને 'સ્વરાજની તાલીમ' જેવું મોટું નામ આપવું એ અતિશયોક્તિભર્યું બોલવાના તમારા સ્વભાવનું દર્શન કરાવે છે. મહેરબાની કરીને આવી નાની વસ્તુઓને મોટું નામ આપીને લોકોને ભમાવો નહિ."

મિત્ર તો ગયા. તેમને આ બાબતમાં મારી સાથે કશી જ ચર્ચા કરવાનો કે મારો જવાબ સાંભળવાનો વિચાર જ ન હતો તેથી તો તેઓ જતાં જતાં આટલું શીખામણ રૂપે મને કહેતા ગયા.

અને ઘણા સારા માણસો પણ આવો જ વિચાર કરતા હોય છે—આવો જ મત ધરાવતા હોય છે. ત્યારે છાત્રાલયોના વિદ્યાર્થીઓની આવી નાની પ્રવૃત્તિઓને 'સ્વરાજની તાલીમ'નું નામ આપવું એ ખરેખર અતિશયોક્તિ ભરેલું છે શું ? વિચારીએ.

સ્વરાજની તાલીમનું મૂળ છે સ્વતંત્રતામાં—સ્વાધીનતામાં. જે માણસ સ્વતંત્ર છે, જે માણસ સ્વાધીન છે તે કોઈ પણ કાળે પારતંત્ર્ય સ્વીકારતો નથી તેમજ પરને આધીન કોઈ પણ કાળે, કોઈ પણ પરિસ્થિતિમાં રહી શકતો જ નથી. માણસને સ્વતંત્રતામાં ઉછેરો, સ્વાધીનતાની તાલીમ આપો અને પછી જુઓ કે પારકાનું તંત્ર તે કદિ પણ સાંખી શકવાનો નથી; તેમજ પારકાને આધીન રહેવું એ તેને માથાનો ઘા થઈ પડે છે. એટલે કે જે માણસ પરાધીન નહિ પણ સ્વાધીન છે, જે માણસ પરતંત્ર નહિ પણ સ્વ-તંત્ર છે તે માણસ જ ખરેખરો સ્વરાજ ભોગવનારો હોય છે. આવી સ્વ-અધીનતામાં, આવા સ્વ-તંત્રમાં તે જેમ બહારની અધીનતા કે બહારનું તંત્ર સ્વીકારતો નથી તેમજ અંતરની બાબતોમાં પણ તે સ્વતંત્ર જ એટલે કે પોતાના શુદ્ધ સ્વ-રૂપની અધીનતા જ સ્વીકારે છે, અશુદ્ધ સ્વ-રૂપની નહિ, અને શુદ્ધ સ્વ-રૂપનું જ તંત્ર અંગીકાર કરે છે અશુદ્ધ સ્વ-રૂપનું તંત્ર નહિ. આ રીતે સ્વાધીન અને સ્વતંત્ર માણસ જ સાચા અર્થમાં સ્વ-રાજ્ય ભોગવનાર સંભવી શકે છે.

હવે હાથે મુતરડી સાફ કરનાર કે હાથે કપડાં ધોનાર કે વાસણ માંજનાર તેમજ વિદ્યાર્થિમંડળો ચલાવનાર વિદ્યાર્થીઓની સ્થિતિ તપાસીએ. મુતરડી

કાઢનાર કે હાથે કપડાં ધોનાર અને વાસણ માંજનાર વિદ્યાર્થી ખરી રીતે સ્વાશ્રયી બનતો જાય છે. સુતરડી કાઢવી કે કપડાં ધોવાં વા વાસણ માંજવાં એ સ્વરૂપે અત્યંત નાની વાત છે; પરંતુ તે કાર્યોની પાછળ સ્વાશ્રયની જે તાલીમ રહેલી છે તે આગળ જતાં જ્યારે મોટું સ્વરૂપ પકડે છે ત્યારે માણસને સ્વભાવથી જ સ્વાધીન બનાવી મૂકે છે. હાથે સુતરડી કાઢનાર કે હાથે લુગડાં ધોનાર કે હાથે વાસણ માંજનાર વિદ્યાર્થી મોટી ઉંમરે ભલે મોટો અમલદાર થાય કે મોટો પૈસાદાર થાય, ભલે તેને ત્યાં સંખ્યાબંધ નોકરો કામ કરતા હોય; પરંતુ નાનપણમાં સ્વાશ્રયની જે તાલીમ તેને મળી હોય છે—સ્વાધીનતાના જે પાઠો તેને પ્રત્યક્ષ સાંપડ્યા હોય છે તે તાલીમ, તે પાઠો તેને પોતાના નોકરોનો ગુલામ બની જવા જેવી સ્થિતિમાં લાવતા જ નથી આજના અમલદારો કે આજના શેઠીયાઓની જે સ્થિતિ તેમના નોકરોની ગેરહાજરીમાં થાય છે તે તેમની કદિ પણ થતી નથી. આજના અમલદારો કે આજના શેઠીયાઓ તેમના નોકરોના ખરી રીતે કહીએ તો ગુલામો છે. તેઓ એટલા બધા પરાધીન વૃત્તિના હોય છે કે નોકરોની ગેરહાજરીમાં ગભરાઈ જાય છે, મુંઝાઈ જાય છે, હતાશ બની જાય છે. તેમની આ પરાધીન દશા તેમને કાયમના ગુલામી વૃત્તિના બનાવી મૂકે છે. અને આ ગુલામી વૃત્તિને પરિણામે પોતાના જ નોકરોની ખુશામત કરતા શેઠીયાઓ આપણે ક્યાં નથી જોયા? નાનપણમાં સ્વાશ્રયની તાલીમ લીધેલો વિદ્યાર્થી મોટપણે કદિ પણ પરાશ્રય શોધતો નથી એટલે કે પરાધીનતા સ્વીકારતો નથી. નોકરોની ગેરહાજરીમાં એ ગભરાશે નહિ કે હતાશ થશે નહિ; પરંતુ પોતે જ પોતાનો નોકર બની જશે. આ રીતે આ સ્વ-અધીન માણસ જ સ્વરાજનો અધિકારી લેખાય. પરાશ્રય કે પરાધીનતાને નહિ સ્વીકારનાર માણસ પર રાજ્ય પણ નથી જ સ્વીકારવાનો તે નિઃસંશય.

હવે નાનાં નાનાં વિદ્યાર્થિમંડળો મારફતે પોતાનું આખું તંત્ર ચલાવનાર વિદ્યાર્થીઓ પણ ખરી રીતે બોલીએ તો સ્વ-તંત્રની જ તાલીમ લઈ રહ્યા હોય છે. પોતાના નાનકડા રાજ્યના દરેકે દરેક કામને પોતાની જ જવાબદારીથી ઉકેલવું અને નાના મોટા અધિકારી વર્ગની સત્તાને કે દોરને પોતાની બુદ્ધિની કસોટીએ ચકાસ્યા પછી જ સ્વીકારવાં એમાં સાચા બુદ્ધિવાદની, સાચા સ્વાતંત્ર્યની જ તાલીમ છે. આવી રીતે જવાબદારીવાળા સ્વ-તંત્રથી કામ કરતાં શીખેલ વિદ્યાર્થી મોટપણે કોઇનો પણ ખોટો અધિકાર, ખોટો દોર, જોહુકમી કે મતાગ્રહ સાંખી શકવાનો જ નથી. તેનો ખવાસ જ એવો બની ગયો હોય

છે કે એ પર–તંત્રને સ્વીકારી શકે જ નહિ. ન્યાય બુદ્ધિથી ચાલના સહનશીલોને એ પોતાનો સહકાર, પોતાનો સાથ જરૂર દેવાનો. પરંતુ કોઇ પણ પરિસ્થિતિમાં એ પારકું તંત્ર તો પોતા ઉપર નથી જ લાદવા દેવાનો. વિદ્યાર્થિમંડળની પ્રવૃત્તિ દ્વારા તેને પર તંત્ર ફગાવી દેવાની અને સહકારી પ્રવૃત્તિઓને અપનાવવાની જે તાલીમ મળી હોય છે તે મોટપણે પૂર જોસમાં વિકસી નીકળે છે અને એ રીતે જો વિદ્યાર્થી ખરા અર્થમાં સ્વ–તંત્રી અને સહકારી બની રહે છે પર તંત્ર એ એને માટે અસહ્ય વસ્તુ હોય છે. આ રીતે જોઇએ તો સ્વ–તંત્રતાની તાલીમ લેતો વિદ્યાર્થી જ સાચા અર્થમાં સ્વ–રાજની તાલીમ લઇ રહેલો માણસ છે.

એટલે કે સ્વાધીનતા કે સ્વાશ્રય અને સ્વાતંત્ર્યની તાલીમ લઈ રહેલો વિદ્યાર્થી સ્વરાજની તાલીમ લે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી, પરંતુ જમીનમાં ગોટલી વાવનાર માણસ 'હું આંબો વેનાર કરું છું' તેમ કહે તેમાં જેટલી સત્ય ઉક્તિ રહેલી છે તેટલી જ સત્ય ઉક્તિ હાથે સુતરડી કાંતનાર કે હાથે લુગડાં ધોનાર કે વાસણ માંજનાર તેમજ વિદ્યાર્થિમંડળો ચલાવનાર વિદ્યાર્થીઓ સ્વરાજની તાલીમ લઇ રહ્યા છે તેમ બોલવામાં છે.

હરભાઇ.

## પેટમાં દૂખવું

પેટમાં દૂખવું એ બોર્ડિંગોનો પેટન્ટ રોગ. ખસ જેવા રોગો અમુક કાળે જ આવી ચડે છે; તાવ વગેરે મોટે ભાગે ચોમાસાને અંતે ફાટી નીકળે છે. પેટમાં દૂખવું એ તો બારે માસનો ચાલુ રોગ છે. બોર્ડિંગોમાં કોઈ પણ એક દવા વધારે વપરાતી હશે તો તે પાચન કે કુંટસોલ્ટ.

કારણ?

વિદ્યાર્થીઓ ઘેર ખાય છે તેના કરતાં બોર્ડિંગમાં વધારે ખાય છે. બોર્ડિંગમાં ઘરના કરતા વધારે ખુલ્લાં હવાપ્રકાશ મળે તેને લીધે, કે બોર્ડિંગમાં નિયમિત કસરત રમતનો લાભ મળે તેને લીધે, કે સરખેસરખા વિદ્યાર્થીઓ સાથે જમવા બેસે સારે ચડે તેને લીધે, કે ઘરના રોટલાની મીઠાશ આ વીશીશાઇ ભોજનમાં ન મળે એ અનુમિતે લીધે, કે ઘરની સ્નેહે પીરસનારી મા બોર્ડિંગમાં ન જડે તેને લીધે, કે ઘેર વધારે ખાવા ઉપર માબાપનું જે ટાકણું હોય છે તે બોર્ડિંગમાં ન હોય તેને લીધે કે બીજા કોઇ પણ કારણથી શરૂઆતનો વિદ્યાર્થી ઘેર ખાતો હોય છે તેથી જરૂર બોર્ડિંગમાં વધારે ખાય છે

"એ મજા ન આવે. હું જાતે કરવું પણ મારા દિલમાં એમ થાય છે કે કંઇક ઉણપ રહી જાય."

"એટલી ઉણપ રહેવા દેવી."

"તો પછી ગામમાં નીશીઓ ક્યાં થોડી છે?"

"આ તો લોટ ખાવો ને ભસવું એવી એ વાત કરે છે. વૈતરું કરવું નથી ને ઉણપ રહી જાય તે પણ ચાલવા દેવું નથી. તું તો અજબ ભાઇ!"

"બીજું બધું તો ઠીક. નાનાભાઇ હુકમ કરે એ તો મુખ્ય ગૃહપતિ એટલે માનીએ પણ આ સુદ્ધાંત કામ ચીંધિને ન કરીએ તો નાનાભાઇને કહી દે ત્યારે માથું ફાટી જાય છે."

"એ માટે નાનાભાઇએ તને કદિ ઠપકો દીધો છે?"

"ના."

"ત્યારે શું?"

"ઠપકો ન આપે પણ મનમાં તો મારા દોકડા કાપી લે ના?"

"એમ શા માટે ધારવું? પણ મારે તને એક બીજી વાત કહેવાની છે."

"શી?"

"આપણે નાનાભાઇને કટકા કટકા કરીને જોવા કરતાં આખા નાનાભાઇને જોવા જોઇએ."

"એમ કેમ!"

"ગીતાનું પ્રવચન કરનાર નાનાભાઈ, દવાખાનામાં આપણા પગ ચાંપનાર નાનાભાઇ, ઉત્સવમાં આપણને ચંદન કરનાર નાનાભાઇ, હીંચકાવતાં હીંચકાવતાં રમૂજ વાતો કરનાર નાનાભાઈ અને બાના પતિ નાનાભાઇ એ બધા એક જ નાનાભાઈ છે. નાનાભાઇને બાની મર્યાદા છે. બા, બાપુભાઇ વગેરેથી મર્યાદિત નાનાભાઇ આપણા ગૃહપતિ છે. જો ચીના નાનાભાઇ કે કાળા નાનાભાઇને આપણે ચલાવી લઇએ છીએ તો બાવાળાં નાનાભાઇને આપણે ચલાવી લેવા જોઇએ એમ હું માનું છું."

"ત્યારે તો બા પણ આપણાં ગૃહપતિ એમ?"

"એમ નહિ. બા સાથે પરણેલા નાનાભાઈ આપણા ગૃહપતિ; એકલા નાનાભાઈ આપણા ગૃહપતિ નહિ."

"મને તારાં આ વાક્યો બરાબર સમજાતાં નથી. મારે નાનાભાઇની આજ્ઞા માનવી એમ તારે કહેવું છે ના?"

" ના. તને માનવી ગમે તો માનવી, સામા થવું ગમે તો સામા થવું. જે કરવું હોય તે નાનાભાઇના રહીને કરવું. હુકમ ન માનવો હોય તો નાનાભાઇના થઇને ન માનવો."

" આવું બધું અટપટું હું નથી સમજતો. મને તો કહી દે કે માનવી કે ન માનવી."

" માનવી ગમે તો માનવી ને ન માનવી ગમે તો ન માનવી; પણ નાનાભાઇ આપણા મરતા નથી એ ચોક્કસ રાખવું."

" હશે, ચાલો હવે બહુ વખત થઇ ગયો. આ ઘડીએ ગીતાનો ઘંટ વાગશે. ચાલોને આજે નાહ્યા વિના જશું."

" નાહ્યા વિના ?"

" નાહવા રહેશું તો ગીતા ખોશું. એ કરતાં ન્હાવાને જ જવા દેને ?"

" ઠીક, ચાલો."

૨

" બીજી કોક મળી હત તો ખબર પડત. આ તો હું બધુ સાંખું છું તે આમ ફરવા ફરવા કરો છો. બીજે ઘેર જોઇ આવો !"

" એમાં જોવાનું શું હતું ?"

" આ તે બોર્ડિંગ છે કે આખલાઓની ધર્મશાળા ? મારી સામે ઉંચે મોઢે બોલાય કેમ ? પણ તમે જ બધાને માંગરા કરી મૂક્યા છે."

" પણ તું સમજતી નથી."

" આ બધાને તમે સમજણ આપો છો તેવી કાં મને સમજણ આપતા નથી ? આખા દિમાં થોડું એમ થાય છે કે હાવ એ બાપડી પાસે પગ વાળીને બેસું ! એ તો ખાતાં પીતાં સૂતાં બેસતાં છોકરા, છોકરા ને છોકરા. આ છોકરા તો આ કરવાના છે ને ? જો બાપડો ! હું કહું છું કે મારે પાણી ભરી લેવું છે તે ભરી લેવા દે, તો કહે મારે પ્રાર્થનાનો વખત થઇ ગયો છે એટલે નાહી લઉં. અને હક લેતોક ન્હાવા બેઠો. જાણે કે હું બોલું છું એ તો કૂતરું ભસે છે."

" કોઇ વિદ્યાર્થીએ એવી ભૂલ કરી એમાં આટલી બધી રીસ શેની ?"

" રીસ કેમ ન કરું ? તમને પરણી છું માટે રીસ કરું છું. તમારે ઘરમાં રહેવું નહિ અને મારે એમને કામ ચીંધવું. કાલે રમણિકલાલ દડે રમતા હતા ને મેં કીધું કે બાપુ જરા નળ બંધ કરી આવો, તો કાન

તળે દાટી નાખ્યું. પેલે દિ' શાંતિલાલને કીધું કે મારે કામ છે તે જરા બટુકને લઇ જાઓ તો ગયા એવા જ લઇને આવ્યા. આજે મારે જવારણુ જોઇતું હતું પણ કોણ લાવી દે? અને પાણી ભરવા ગઇ ત્યાં તો મારી ફજેતી જ. છોકરા બધા છાનામાના હસે એ શું સારૂં છે? ગામ આખું આ તમારી બોર્ડિંગનું કહે છે કે છોકરા વંઠી ગયા છે, ને હાથમાં નહિ રાખો તો માનખામાંથી જશે."

"હવે જરા શાંત થઇને હું કહું તે સાંભળીશ?"

"હૈયામાં હોળી ઝગની હોય ને શાંત તે શી રીતે થાઉં! કહો જે કહેવું હોય તે, આ બેઠી."

"આપણને બોર્ડિંગમાં આવ્યાં કેટલાં વર્ષ થયાં?"

"બોર્ડિંગને થયાં એટલાં."

"એ વર્ષોમાં કોઇ વિદ્યાર્થીઓએ તારૂં ચીંધ્યું કામ કર્યું છે ખરૂં?"

"હઅ. પહેલાં તો વિદ્યાર્થીઓ કેવા વિવેકવાળા અને સારા હતા? એ બાપડાક નો પડયું વેણ ઝીલે. તે દિ તો તમારો પગ ભાંગ્યો હતો ત્યારે સવારના ચારથી રાતના દશ સુધી બધા ખડે પગે હતા અને આખો મહિનો કેમ ગયો તેની ખબર પણ ન પડવા દીધી. ઇ છોકરા કયાં ને આ કયાં! આ તો બધી વેજા એકઠી કરી છે."

"તે વખતે પણ છોકરા તો આવા જ હતા. આજે આ બધું તાજું છે એટલે વધારે લાગે છે. પણ એને જરા દઇએ. આજે કોઇ વિદ્યાર્થીઓ તારૂં કામ કરે છે!"

"કરે છે, એવું સરખું!"

"આ બંગાળી?"

"હા, બંગાળી તો સારા."

"વાલજી?"

"વાલજીની જાત કોણ?"

"આ લલિત?"

"એમ તો બધા કરે છે. નહિ તો તો અહીં રહેવાય શી રીતે?"

"જો હવે ઠેકાણે આવી. ચોવીશ કલાકમાં મારાં તારાં કેટલાં કામ કર્યાં ને કેટલાં ન કર્યાં તેનો તોલ કરીએ તો કયું ભાગડું વધે!"

"એ બધું તો ઠીક."

"ના, ઠીક નહિ; એ જ મુદ્દાની વાત છે. મળ્યું એટલું ગણી જઇએ ને ન મળ્યું એનો સંતાપ કરીએ તો કેમ ચાલે ?"

"ત્યારે છોકરાઓ આવું બધું કરે તે સારું છે ?"

"જરૂર નહિ. પણ એ બધા બાળક છે. તારો બાળુયે તારું ચીંધ્યું ઘણી વાર નથી કરતો."

"તો પછી મારે કાંઇ બોલવું જ નહિ ના ? થતું હોય તેમ થવા દેવું ?"

"આનો અર્થ એવો નથી. છોકરાઓ જ્યાં જ્યાં ભૂલ કરે ત્યાં આપણે જરૂર તેમને વારીએ, ફરીથી એવી ભૂલ ન થાય તેનો માર્ગ પણ વિચારીએ; છતાં રીસ કરીને છોકરાની સામે છોકરાં ન થઇએ. તેમાંયે તું . તો મને ગૃહપતિને પરણીને વિદ્યાર્થીઓ સાથે આવું ઉન્મન કર તે આપણને શોભે કે ? એ તો બધાં છોકરાં થવાને છે."

"પણ તમારે આ વિદ્યાર્થીઓને કંઇક કહેવું તો ખરું કે આટલું થાય ને આટલું ન થાય ?"

"એ જરૂર કહું; અને એ તો તું પણ કહી શકે."

"ઇ તમે કહેજો ને. મને તમારી જેમ બોલતાં ન આવડે. લ્યો આ નાનાલાલ આવ્યા."

"કેમ નાનાલાલ ?"

"જી, કાંતિલાલે મને છાતીમાં બટકું ભર્યું"

"ચાલો હું આવું છું."

"મારેય નળ આવવાનો વખત થયો છે."

નાનાભાઈ.

## મારૂં કોણ ?

"હૈયું ખળભળી ઉઠ્યું હોય, મન મુંઝાતું હોય, રોઉં રોઉં થઇ રહ્યો હોઉં ત્યારે મારૂં કોણ ?

"ઘેરથી માબાપે બોર્ડિંગમાં કાઢ્યો: બોર્ડિંગમાં ગૃહપતિનો તિરસ્કાર ઉતર્યો; વિદ્યાર્થીઓને અમુક ટેવો ન ગમી; ત્યારે મારૂં કોણ ?

"બુદ્ધિમત્તાને લીધે શિક્ષકને પ્રિય થયો: મોટો હોવાને લીધે વિદ્યાર્થીઓમાં સન્માન્ય બન્યો; તેઓની મારી ઉપર ખુશી ઉતરી; પણ મારૂં કોણ ?

"કૃપા કરે પણ હેત ન બતાવે: અનુભવ આપે પણ સહાનુભૂતિ ન બતાવે; સન્માન બતાવે પણ અળગા રહે, ત્યારે મારૂં કોણ ?"

છેક જ બાલપણથી તરુણાવસ્થાના મધ્યકાળ સુધી છાત્રાલય જીવન જેણે ગાળ્યું છે તેવા એક તરુણના અંતરના ઉભરાના ઉપરના શબ્દો છે. પોતાના કામથી તે કંટાળ્યો હતો અને એક નાનકડી બારીમાં બેઠો બેઠો કંઇ ઉંડા વિચારમાં ઉતરી પડ્યો હતો. તેના મનમાં ભારે મન્થન ચાલી રહેલું દેખાતું હતું. સ્પષ્ટ જ હતું કે તે છાત્રાલયના વિચારોમાં મશગુલ હતો. આવી વિચાર કરવાની એકાંત પળોમાં તેની કલમમાંથી ઉપરના વિચારો સરી પડ્યા અને આસપાસ નજર નાખતાં તે વંચાવવા જેટલો વિશ્વાસ તેને મારામાં પડ્યો. તેણે તે મારી પાસે રજુ કર્યા અને વિદાય લીધી.

છાત્રાલયમાં વસતા સેંકડો અને હજારોના મનમાં હરરોજ બનતા નાના મોટા પ્રસંગોએ આ ' મારૂં કોણ ' એ પ્રશ્ન ઉઠયા જ કરતો હશે. જ્યારે જ્યારે પણ સૂક્ષ્મ દષ્ટિવાળો પ્રેમભર્યો ગૃહપતિ આવા કોઈ વિદ્યાર્થીને ઓળખે ત્યારે ત્યારે ' તારો હું ' એવા ઉમળકાથી તેને અપનાવે તો છાત્રાલયના આંતર જીવનમાં કેટલો પલટો થઇ જાય ?

" મારૂં કોણ " ના અંતરના આર્તનાદને " તારો હું " ના અંતરના ઉમળકાથી વધાવનાર આપણે બન્યા છીએ ? આ પ્રશ્ન આપણે દરેકે આપણા અંતરાત્માને પૂછી જવા જેવો છે. **હરભાઇ**

---

**આવકાર:** ગૃહપતિઓ માટે એક અભ્યાસમંડળ હોવાની આવશ્યકતા વિષે શ્રી. ઓધવજી હીરજી બધેકાના પત્રમાં ( દા. પાનું ૯૮ ) અગાઉ જણાવ્યા મુજબ ભાવનગરમાં તેઓ, શ્રી. વ્રજલાલ ઓધવજી ઠક્કર અને શ્રી. નૃસિંહપ્રસાદ કા. ભટના પ્રયત્નોને અંગે એવું એક અભ્યાસમંડળ રચાવા માંડયું છે. એ મંડળની પ્રાથમિક બે બેઠકો થઇ છે, અને સંભવ છે કે આવતા સત્રમાં એ મંડળ સ્થિરતાનું રૂપ પકડે. અમે એ મંડળને આવકાર આપીએ છીએ અને રાજકોટ, અમદાવાદ કે વડોદરા જેવાં ઘણાં છાત્રાલયોવાળાં શહેરોમાં પણ આવાં મંડળો સ્થપાય એમ ઇચ્છીએ છીએ.— **તંત્રી.**

---

' છાત્રાલય ' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવનઃ ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી ' સરસ્વતી ' છાપખાનામાં પારી: ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૧ લું
૧૯૨૭

અંક ૮ મો
નવેમ્બર

: તંત્રી :
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

ઘરમાં નાનાં મોટાં નુકશાનો તો બીજાઓને હાથેય થાય છે અને મારે હાથે પણ થાય છે; પરંતુ જે દિવસે મારે હાથે તેવું કંઇ થયું કે તરપીડીયા જ પડે! મારા છાત્રાલયમાં હું ઘણાં સારાં કામો કરૂં છું અને ઘણી ભૂલોયે કરૂં છું; સારૂં કોઇને નજરે પણ ન ચડે અને નાની સરખી ભૂલ માટે તરપીડીયા પડે! ત્યારે મારા મનમાં સહજ પ્રશ્ન ઉઠે છે કે મોટેરાંની નજરમાં એકલી અમારી ભૂલો જ વસતી હશે શું ?

"તરુણ"

# અવલોકનની મર્યાદા

આજ કાલ નવી કેળવણીનો યુગ ચાલે છે. કેળવણીના દરેક અંગ ઉપર નવો પ્રકાશ પાડનારા વિચારો કેળવણીની દુનિયામાં આજે વિચરતા દેખાય છે. તેમાં એક મહત્ત્વનો વિચાર કેળવણીમાં અવલોકનનું સ્થાન એ વિષેનો છે. શાળામાં કે છાત્રાલયમાં વિદ્યાર્થીઓ ભણતા હોય, રમતા હોય, સૂતા હોય કે બીજી કોઇ પણ પ્રવૃત્તિ કરતા હોય, ત્યારે તેમનું અવલોકન કરી તેમની દરેક પ્રવૃત્તિની પાછળ રહેલી વૃત્તિઓનું પૃથક્કરણ કરવું આજે શિક્ષણશાસ્ત્રમાં મહત્ત્વનું ગણાય છે. અને સાથે જ તે મહત્ત્વનું છે પણ આ અવલોકનની મર્યાદાઓ વિચારવાની જરૂર છે.

ઉપનિષદમાં લખ્યું છે કે આત્મૈષી માણસને આત્મા કંઇ પ્રવચનથી મળવાનો નથી અથવા ઘણાં પુસ્તકોના વાચનથી પણ મળવાનો નથી. અવલોકનની બાબતમાં પણ આ જ વચન અક્ષરશઃ લાગુ પડે છે. અવલોકનની આ દૃષ્ટિ કંઇ માનસશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાથી નથી આવવાની; અથવા બીજાનાં પ્રવચનો સાંભળવાથી નથી આવવાની. તે તો પોતાની મેળે જાગૃત થવાની છે.

જે શિક્ષક કે ગૃહપતિ આત્મલક્ષી છે, અંતર્મુખ છે તેને જ આ અવલોકનની દૃષ્ટિ આવવાની છે. જે માણસ દર ક્ષણે પોતાની વૃત્તિઓનું પૃથક્કરણ કરે છે; જે માણસ પોતાના દરેક કર્મની પાછળ રહેલા અનેકવિધ ઉદ્દેશોને પારખી શકે છે; જે માણસ પોતાના અગાધ અંતઃકરણના ઉંડાણમાં ડુબકી મારી તેના તળીયામાંથી અનેકાનેક રત્નો શોધી શકે છે—તે જ માણસમાં આ અવલોકનની દૃષ્ટિ પ્રગટ થવાની છે. જે પોતાને જોઇ નથી શકતો તે બીજાનું અવલોકન શી રીતે કરી શકે ?

આજ કાલ એવો સંભવ છે કે કેળવણીના નવા યુગના નવા શબ્દ-સમૂહને પકડી લઈ તેને વિના અધિકારે અમલમાં મૂકવાનો પ્રયત્ન દરેક ગૃહપતિ અને શિક્ષક કરે. પણ આમ કરવામાં જોખમ રહેલું છે. વિદ્યાર્થી એક અદ્‌ભુત પ્રયોગશાળા છે; અને વિદ્યાર્થીનું માનસ એક અગમ્ય કોયડો છે. તેમજ બાહ્યતઃ એક જ દેખાતા કર્મની પાછળ જુદી જુદી વ્યક્તિઓમાં જુદા જુદા ઉદ્દેશો હોય છે. વિદ્યાર્થીના મનનું પૃથક્કરણ કંઇ રસાયણશાસ્ત્રનાં નિયમોની માફક અક્કડ નિયમોથી બંધાયેલું નથી હોતું. તે તો ચૈતન્યમય આત્માના અકળ વિલાસ ઉપર રચાયેલું હોય છે. જે માણસ પોતાના આત્મા

સાથે થોડો ઘણો પરિચિત છે તે જ બીજાના આત્માને ઓળખવાનો પ્રયાસ કરી શકે. પોતાના મનના કેવળ પૂર્વ ભાગ ઉપર જ હમેશાં જે માણસ રહે છે, તે બીજાના અવલોકનમાં અચૂક ભૂલો કરે એવો સંભવ છે. પુસ્તકમાં વાંચેલી માહિતીના બળ ઉપર બાળકની પ્રવૃત્તિઓ તપાસવા જતાં અવલોકનમાં હમેશાં ભૂલ જ થવાની છે; અને આવા ભૂલ ભરેલા અવલોકન ઉપર લેવાયેલાં પગલાં બાળકને નુકશાનકારક નીવડવાનાં છે. બાળક ચૈતન્યમય ઇશ્વરનો અંશ છે. ગમે તેવાં ભૂલ ભરેલાં અવલોકનો ઉપરથી તેના ઉપર ગમે તેવા પ્રયોગ થાય તે શિક્ષકજીવનનું એક મહાપાતક છે.

કેળવણીના નવા યુગના શબ્દાડંબરને ઉત્સાહથી પકડી લેનાર ગૃહપતિઓ અને શિક્ષકોએ ચેતવાની જરૂર છે. જે આત્મલક્ષી છે તેને જ અવલોકનનો અધિકાર છે.

ગોપાળરાવ કુળકર્ણી.

## કેળવણીશાસ્ત્રનું ઇંગ્રી લેટર રાઇટર

"કેમ મણિભાઇ, તમે ક્યારે આવ્યા?"

"કાલે રાત્રિના આવ્યો છું."

"અભ્યાસ પૂરો થઇ રહ્યો?"

"છ માસનો જ અભ્યાસ હતો ના?"

"કેવોક લાગ્યો? વાત તો કરો."

"ભલા માણસ, એમાં કાંઇ મણા નહિ એટલામાં સમજી જાઓ."

"ના ના, પણ મૂળચંદભાઇએ આટલા ઉત્સાહથી તમને અધ્યાપનમંદિરમાં મોકલ્યા તે શું લાવ્યા એ તો કહો! છોટુભાઇ પણ આવી ગયા કે?"

"છોટુભાઇ તો એક માસ પહેલાં નીકળી ગયા છે."

"એમ કેમ? એમને ઠીક ન પડ્યું?"

"એમાં ઠીક શું પડવું'તું? પણ છોટુભાઇ બી.એ.માં ગણિત લઇને પાસ થયેલા એટલે તેમને બરાબર ન ફાવ્યું. હું તો સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓ લઇને પાસ થયેલો એટલે મને તો સાવ સહેલું લાગ્યું."

"પણ કહે છે ને કે આ શાસ્ત્ર તો બહુ જ અઘરું છે ને શીખવું હોય તો ભારે જહેમત ઉઠાવવી પડે!"

"એ તો પૂજારીઓ દેવનો મહિમા ન વધારે તો કોઇ આંગણે ઢૂકે નહિ. આ હું તો શીખીને આવ્યો છું ને કહું છું કે 'સાવ સહેલું' છે. બીજાને

અઘરું લાગતું હોય તો પ્રભુ જાણે."

"પણ તેમાં ખાસ શું શું કરવાનું?"

"મૂળ તો થોડાએક નવા શબ્દો અને વાક્યો પકડી લેવાનાં."

"એવા તે કયા નવા શબ્દો છે?"

"જુઓ, નવીન કેળવણી, કેળવણીની દૃષ્ટિ, નવીન પ્રકાશ, દિશા-પરિવર્તન, પેગામ, આત્મવિકાસ, self-realisation આવા આવા શબ્દો આપણા બોલવા ચાલવામાં અવાર નવાર આવવા જોઈએ."

"આવા શબ્દોથી શો ફેર પડે?"

"ફેર પડવાનો સવાલ જ ક્યાં છે? આજે આ નવા નવા શબ્દો વાપરો તો જ લોકો કાન દેવાના છે."

"પણ એથી બોર્ડિંગના પ્રશ્નોનો નિકાલ આવે?"

"બોર્ડિંગના પ્રશ્નો છે જ નહિ અને હોય તો કોઇ ઉકેલવાનું નથી. કહો જોઇએ કયો પ્રશ્ન છે બોર્ડિંગમાં?"

"બોર્ડિંગમાં સજા કરવી કે નહિ?"

"ઓહોહોહો! સજા કરવી એમાં પૂછો છો શું?"

"આપણે સજા કરીએ છીએ ને આ નવા લોકો સજા કરવાની ના પાડે છે."

"ના આ કોઈ પડતું નથી. એમનો મત તો એવો છે કે સજા કરવી હોય તો ભલે હરખથી કરો, પણ perverted mentality અગર cane mentality નો કેમ કરવો પડે છે માટે દિલગીર પણ થાઓ ને કર્યે રાખો."

"ત્યારે સજાની મનાઇ નહિ?"

"ના રે ના. એવું તમને કોણે ભરાવી દીધું?"

"અમે તો પુસ્તકો વાંચીને એમ સમજ્યા હતા."

"તમે તો પુસ્તકો વાંચ્યાં પણ હું તો જાતે જઇને શીખી આવ્યો છું. એવું તેવું કાંઇ નથી."

"ત્યારે ડિસીપ્લીન જાળવવા માટે શું કરવાનું?"

"આજે જે કરીએ છીએ તે જ કરવાનું. ફક્ત ફેર એટલો કે છોકરાઓની સાથેની વાત કરતી વખતે સ્વતંત્રતાની ખૂબ જ વાતો કરવી. આજે તમે સ્વાતંત્ર્યના શબ્દો નહિ બોલો તો જૂના ગણાશો. પછી તો કોને સ્વાતંત્ર્ય આપવું છે ને કોને લેવું છે?"

"ત્યારે એક ગંભીર સવાલ પૂછું?"

"આવી જાને, દોસ્ત."

"ત્યારે આપણે છાત્રાલયમાં ધર્મશિક્ષણ આપવું કે નહિ?"

"આ લોકોએ આ બાબતનો ઠીક તોડ કાઢ્યો છે. આપણે ગીતાના રાગડા કાઢી ગળાં ખેંચીએ છીએ તેમ કરવાની જરૂર નથી. ધર્મશિક્ષણને છાત્રાલયમાંથી રદ કરવું."

"ધર્મશિક્ષણ રદ કરીએ તો મંત્રી ધૂળ કાઢી નાખે ને?"

"મંત્રીને કહીએ કે ધર્મ તો વાતાવરણમાંથી મળે છે ને શિક્ષણથી તો ઢોંગ આવે છે; માટે અમે શિક્ષણ બંધ કર્યું છે ને વાતાવરણ જમાવીએ છીએ."

"પણ એવું વાતાવરણ શી રીતે ઉત્પન થાય? એનો કોઇ રસ્તો છે?"

"એ બધાં વાતાવરણ બાતાવરણનાં ગપ્પાં છે. વાતાવરણ શું હોય રાખ? વાતાવરણ એટલે ગોટાળો."

"ત્યારે આપણા પોતાના ચારિત્ર્ય વિષે તમારા શાસ્ત્રમાં શું કહ્યું છે?"

"એ બધો ઢોંગ છે. ચારિત્ર્ય જેવી વસ્તુ કાંઈ છે જ નહિ. માણસ પશુ છે ને રહેવાનો જ છે. ચારિત્ર્ય તો ઉપરનો ઢોળ છે."

"પણ આપણામાં ચારિત્ર્ય ન હોય તો વિદ્યાર્થીઓ ચારિત્ર્યહીન બને તેનું શું?"

"એ વાત પણ ખોટી છે. વિદ્યાર્થીઓને સૌને પોતપોતાનું વ્યક્તિત્વ છે, અને દરેક પોતાની રીતે ખીલે છે. એમાં આપણું ચારિત્ર્ય સારું ન હોય તેટલા માટે વિદ્યાર્થીને નુકશાન થાય છે એમ માનવું અશાસ્ત્રીય છે."

"તો તો પછી ગમે તેવો ગૃહપતિ ચાલે ખરો કે?"

"જરૂર ચાલે. ઉલટો એવો ગૃહપતિ હોય તો વિદ્યાર્થીઓ જીવનમાં વધારે પગભર થશે ને આજે ચારિત્ર્યનું જે પાંગળાપણું આવી જાય છે તે તો જરૂર દૂર થશે."

"ત્યારે એક પૂછું. છોકરાઓને આપણે પરાણે વાંચવા બેસાડીએ છીએ તે બેસાડવા કે નહિ?"

"જરૂર નહિ."

"ત્યારે ગમે તેમ રખડે?"

"હા, હા, છોને રખડે! આપણા બાપનું શું જાય છે?"

"સાચેસાચ કહો છો? તમારી નવી વિદ્યા તો ભારે ભાઇ!"

"છોકરાઓને ફાવે તેમ કરવા દેવું. આડે આવવું જ નહિ. કોઇ પૂછે તો કહેવું કે વિદ્યાર્થી પોતાનો આત્મવિકાસ સાધે છે."

"તો પછી આપણું બોર્ડિંગમાં કામ શું ?"

"હા, એનો ખુલાસો છે. આપણે વિદ્યાર્થીઓ રમતા હોય, લડતા હોય, ઠઠ્ઠા મશ્કરી કરતા હોય ત્યાં બધામાં સામેલ રહેવું, અને કોઈ પૂછે તો કહેવું કે અમે અવલોકન કરીએ છીએ."

"અવલોકન ?"

"હા, હા. હાથમાં નોટ રાખીને અવલોકન કરવાનું હોય છે."

"આવી બોર્ડિંગ ચલાવીએ તો માબાપો રાડ પાડી નાખે ?"

"માબાપ શું સમજે ? માબાપોને તો 'નાનપણમાં તમે છોકરાઓને સડવી નાખ્યા છે' એ એક જ વાત ભાર દઈને કહેવી, એટલે માબાપ હાથ જોડીને ભાગી જશે, એવું મેં ત્યાં જોયું છે."

"તું તો ભાઈ અજબ ! જે પૂછું તેનો ખુલાસો આપતાં વાર નથી લાગતી !"

"હું નહોતો કહેતો કે મને સાવ સહેલું લાગ્યું છે !"

"ત્યારે મારા જેવાને આ બધું આવડે એવું કંઈક અહીં આપણે ત્યાં કરો તો મારે ભાવનગર જવું મટે."

"હા, મારો એવો વિચાર છે કે આ આખા કેળવણીશાસ્ત્રનું એક Easy Letter Writer ( ઇઝી લેટર રાઇટર ) છપાવી બહાર પાડવું."

"એમ ? તો તો ઠીક મજા આવે. ક્યાંકસોરૂં બહાર પાડશો ?"

"મેટર તૈયાર છે. તમે આજે બપોરના આવશો તો બતાવીશ."

**નાનાભાઇ.**

## રાત્રે દશ વાગે

સુરેશ: "એલા સણુર. જો પણે ઓશરીમાં ફાનસ ફરે છે. કાં તો કોઇ જાગે છે, અને કાં તો સાહેબ ફરવા નીકળ્યા લાગે છે."

મહેશ: "હવે ચાલ, ચાલ બીકણ ! દશ વાગે તે સાહેબ કેવા ? એ તો નવની હાજરીય મૉનીટર પાસે લેવરાવે છે. બહુ ખાધું હશે તે કોઈ ઝાડે ફરવા નીકળ્યો હશે. કાં તો રમણ જ હશે."

સુરેશ: "ના, ના. જો બત્તી અટકી. જો કોઇનો અવાજ આવે."

મહેશ: "બેસ ત્યારે આ ખાડામાં ઘડીક. પા કલાક પછી જશું."

સુરેશ: "એલા, રમણે હાજરી તો પૂરાવી હશે ને ? નહિ તો પછી સવારે જોઇ લે તમાસો !"

મહેશ: "અરે, એમાં ફેર પડે જ નહિ. રમણે તો ત્યાં સુધી નક્કી

કર્યું છે કે મારું તો નામ પણ ન બોલાય. વગર નામે હાજર."

સુરેશઃ "પણ મારી હાજરી પૂરી હશે કે?"

મહેશઃ "હા હા, જરૂર. તું તારે નચિંત રહેને?"

સુરેશઃ "પણ એલા, મૉનીટર સાથે આવી ભાઇબંધી કેમ કરીને બાંધી? એ તો બહુ કડક છે. આમ તો કોઇનો જ મિત્ર નથી અને તું ક્યાંથી ફાવ્યો?"

મહેશઃ "ગાંડા, નાસ્તા કરવા અને સીનેમા નાટક જોવાં કોને ન ગમે?"

સુરેશઃ "પણ એ ક્યાં નાસ્તો કરે છે? અને નાટક સીનેમા પણ ક્યાં જુએ છે?"

મહેશઃ "ઈ શું એનો બાપ પણ નાસ્તો કરે અને નાટક સીનેમા જુએ!"

સુરેશઃ "પણ એમ બને જ શી રીતે?"

મહેશઃ "શી રીતે શું વળી? રવિવારે સગાને મળવા જવું છે એ બ્હાને એ પહેલો નીકળે અને પછી હું તેને બાગ આગળ મળું."

સુરેશઃ "પછી?"

મહેશઃ "પછી નાસ્તા પાણી અને સીધા સીનેમામાં."

સુરેશઃ "પણ રાત્રે મોડું ન થાય?"

મહેશઃ "પહેલા શોમાં જઇએ એટલે મોડા ન જ થઇએ. અને ભોજનમાં તો કોને ખબર પડે છે કે ખાધું કે ન ખાધું? ખીચડી રોટલા ઓડવાડના ટીપ ભેગા!"

સુરેશ. "પણ નાટકમાં જઇએ ત્યારે શું?"

મહેશઃ "ત્યારેયે શું? કહેવું કે સગાને ઘેર ગયા ત્યાં એકાએક રાત્રે પેટમાં દુઃખવા આવ્યું. મામા બિચારા સારા કે ડાક્ટરને તુરત જ બોલાવ્યા અને દવાદારૂ કર્યો. બે કલાકે આરામ થયો. પછી રાત કંઇ મામાને ઘેર રોકાવાય? સાહેબ તો ખુશ ખુશ થઇ જાય અને મૉનીટરને ગોળાનો વ્યાધિ છે એ તો તેઓ જાણે છે."

સુરેશઃ "ત્યારે એનો ગોળો તે આ કે?"

મહેશઃ "ના. એને ગોળો ચડે છે તે વાત સાચી પરંતુ આવો ગોટા-ગોળો પણ ચડે ખરો! લે ચાલ, હવે જશું?"

સુરેશઃ "ના ભાઈ, આપણને તો હજી બીક લાગે છે. જો હજી બત્તી પણ ફરે છે. બધું શાંત થઈ જાય પછી આપણે તો જવાના. પા કલાક મોડા સહી."

મહેશઃ "ઠીક ત્યારે બેસો. તારા જેવા બ્હીકણ સાથે તે ક્યાં કામ પાડ્યું? હું એકલો હોત તો પાછળની બારીમાંથી ક્યારનો ચડીને પંથારી

ભેગો થઇ ગયો હોત. પરંતુ હવે તને કંઇ એકલો પણ મૂકાય ?"

સુરેશ: "આજે મારી ખાતર પા અડધો કલાક મોડું, ભાઇસાબ!"

**હરભાઇ.**

# ચોર

## ( એક સત્ય ઘટના )

ભાઇલાલ અમારી બોર્ડીંગનો વિદ્યાર્થી. ઉમર વરસ ૧૩. માબાપ નાનપણમાં ગુજરી જવાથી સગાંવહાલાંમાં ઉછરેલો. ભોજનમાં માતાનો સ્નેહ કદિ જોએલો નહિ. પોષણ પણ શરીરને બરોબર નહિ મળ્યું હોવાથી એકવડી શરીરની બાંધણી. બાલ્યાવસ્થામાં બાળકને વધવાનું કુદરતી હોય છે. શરીરવિકાસ એ આવશ્યક હોય છે અને તેથી ખોરાકની પણ બાલશરીરને ઘણી જરૂર હોય છે. દરેક જાતના જુદા જુદા રસ કુદરત એની મેજે માગી લે છે. તેમાં ભાઇલાલને તો પોષણ મળ્યું જ નહોતું તેથી તેને કાંઇક ખાવાની ઇચ્છા થાય તે સહજ હતું.

એક દિવસ મારી પાસે ફરીયાદ આવી કે નવ નંબરની રૂમમાં ચોરી થઇ છે. હું વિચારમાં પડી ગયો. અત્યાર સુધીના મારા પરિચયમાં આવેલા છોકરાઓમાં કોઇ ચોર હોય એમ મારૂં અંતઃકરણ માનવાની ના પાડવા લાગ્યું.

"આપણા છોકરાઓમાંથી કોઇ ચોરે તે હું માની શકતો નથી."

"છતાં ચોરી થઇ છે એ વાત નક્કી છે. પુરષોત્તમના પાંચ આના ગયા તે વાત ચોક્કસ છે." ગોરડીયાએ કહ્યું.

"કોઇ નોકર તે વખતે રૂમમાં ગયો હતો ?"

"ના, સાહેબ !"

"ક્યારે ચોરી થઇ ?"

"જમવાનો ઘંટ થયો ત્યારે અમે સૌ રસોડામાં ગયા. જતી વખતે પુરશોત્તમે પાંચ આના ખીસામાં મુક્યા હતા; અને જમીને આવીને જોયું તો પૈસા ગેપ !"

"એટલે છોકરાઓ જમતા હતા તે દરમીયાન ચોરી થઇ, એમ ?"

"હાં, સાહેબ. તે વખતે રૂમમાં કોઇ હોય નહિ એટલે ઠીક ફાવે." અમરશીએ, કહ્યું.

"તમારી રૂમનો સુપરવાઇઝર કોણ ?"

"નારણદાસ ગોરડીયા."

"નારણદાસ, તમારી રૂમમાં બીજા કોણ કોણ છે?"

"પુરુષોત્તમ, ભાઇલાલ, મસ્તરામ ને ટપુ."

"જમવાનો ઘંટ થયા પછી સૌ સાથે જ જમવા બહાર નીકળ્યા હતા?"

"હા જી."

"પણ સાહેબ, જમવા બેસતા પહેલાં વાટકા ધરતા હતા, ત્યારે વાટકો ગોતવા ભાઇલાલ રૂમમાં આંટા મારતો હતો." છગન પાદશાહે કહ્યું.

"ત્યારે ભાઇલાલ ઉપર તમને શક ખરો?"

"હા."

"ઠીક, અત્યારે એ વાત બંધ રાખો. રાત્રે વાત."

દરમીયાનમાં કર્ણોપકર્ણ ભાઇલાલને વાત પહોંચી ગયેલી કે તેના ઉપર શક છે. રાત્રે ભાઇલાલને મેં એકાંતમાં મારી પાસે બોલાવેલો. આવતાં વેંત જ તેણે રડવાનું શરૂ કરી દીધું. કેમેય શાંત રહે નહિ. ચોધાર આંસુ ચાલ્યાં જાય અને ડુસકાંનો તો પાર જ નહિ.

"કેમ ભાઇલાલ, રડવાનું શું કારણ છે? તમને કોઇએ કાંઇ કહ્યું?"

જવાબ ન મળ્યો.

"ભાઇલાલ, તમે પુરુષોત્તમના પાંચ આના લીધા છે?"

"હા."

"શા માટે એમ કરવું પડ્યું?"

જવાબ ન મળ્યો.

"પૈસાનું શું કર્યું?"

"સાહેબ, બે આનાનાં જામફળ ખાધાં અને ત્રણ આના મારી પાસે આ રહ્યા. તે તમને પાછા આપવા આવ્યો છું."

"શાબાશ ભાઇલાલ, તમે સાચું બોલી હૃદયબળ દેખાડ્યું તેથી હું બહુ ખુશ થયો છું. જુઓ, હવેથી આ હકીકત કોઇને કહેશો નહિ, અને હું પણ આ હકીકત કોઇને કહીશ નહિ. હવેથી આવું કોઇ દિવસ કરશો નહિ. અને જ્યારે કાંઇ ખાવાની અથવા વાપરવાની ઇચ્છા થાય ત્યારે મને કહેજો એટલે હું સગવડ કરી આપીશ."

ત્યાર પછી આજ દિવસ સુધીમાં કોઇ પણ દિવસ ભાઇલાલ વિરુદ્ધ ફરીયાદ આવી નથી, એટલું જ નહિ પણ ભાઇલાલે પોતાના વર્તનથી વિદ્યાર્થીઓમાં માન ઉત્પન્ન કર્યું છે. ભાઇલાલના જીવનમાં પરિવર્તન થયું છે.

વિશ્વનાથ માધવજી ભટ્ટ

## ૬ મગનલાલ

મગનલાલ ચોર વિદ્યાર્થી. પેન્સીલ ચોરે, કાગળ ચોરે, ચેવડો ચોરે ને રૂપીઆ ચોરે. બીજા વિદ્યાર્થીઓ શાળામાં જાય ત્યારે મગનલાલનું માથું દૂખવા આવે. દરરોજ કોના કોના મનીઓરડર આવે છે, તેના પર મગનલાલની નજર ખરી. રવિવાર સૌને આરામનો દિવસ; બધા ન્હાય, ધુએ, ગીતાના વર્ગમાં આવે અને બપોરના નાસ્તાપાણીના વિચારોની ધુનમાં આનંદ કરે. મગનલાલને રવિવાર એ જ કામનો દિવસ; કોણે કોણે નાસ્તા માટે ગૃહપતિ પાસેથી પૈસા લીધા, ક્યાં ક્યાં મૂક્યા, કોણ કોણ ક્યાં છે ને શું કરે છે, બધાની આંખો ક્યારે અદૃશ્ય બને છે વગેરેની બારીક તપાસ રાખવી એ રવિવારનું તેનું ખાસ કામ.

પણ મગનલાલ પકડાઇ ગયો. ચુનીલાલની ચાર પેન્સીલો તેના કબાટમાંથી નીકળી; નાથાલાલનો ટુવાલ તેણે રંગી નાખ્યો છતાં નાથાલાલનું નામ ન ભુસાયું; બંગાળીના આઠ રૂપીઆમાંથી નાસ્તાપાણી કરેલાં એ વાત બહાર આવી ગઈ, ટેકરાઓમાં દિશાએ જાય ત્યાં ખાડામાંથી પૈસા નીકળ્યા; એક વાર રેવડીના ભાગ પાડતાં ઇશ્વરલાલને અને મગનલાલને તકરાર થઇ એટલે ઇશ્વરલાલે પોકળ જાહેર કર્યું અને મગનલાલ પકડાઇ ગયો.

વિદ્યાર્થીઓ બધા ઉકાળે ચડ્યા. ચુનીલાલ કહેઃ "ઘુસ્તા મારીને પેન્સીલો ઓકાવી કાઢું." નાથાલાલ તો જે આવે તેને પોતાનું ઝાંખું પડી ગએલું નામ જ બતાવે. બંગાળી કહેઃ "આવા ચોર વિદ્યાર્થીને ડિસમીસ જ કરવો ઘટે." એક મગનલાલ કહેઃ " આ બધાં કામાં નિમકહરામ ઇશ્વરીયાનાં છે. પણ હવેથી નહિ કરૂં."

હું વિચારમાં પડયો. હવે કરવું શું ? સોટી લઇને મારૂં તો ? પણ શિક્ષણશાસ્ત્ર આડું આવે છે. પાસે બોલાવીને પ્રેમથી સમજાવું તો ? પ્રેમથી ચોરીને લાઇસન્સ મળે છે. એક ટંક ખાવાનું બંધ કરૂં તો ? વિદ્યાર્થીને ભૂખ્યો રાખીને મારાથી જમાય કેમ ? હું પોતે પ્રાયશ્ચિત્ત કરૂં તો ? લોકો વેદીયો કહેશે. ડિસમીસ કરૂં તો ? મગનલાલનો બાપ આવીને કહેશે કે ડિસમીસ કરવાથી તમે પ્રશ્નનો ઉકેલ નથી કરતા; માત્ર પ્રશ્નને થોડો દૂર હડસેલો છો એટલું જ. બોર્ડિંગમાં ચાલુ રાખું તો ? વિદ્યાર્થીઓ કહેશે આપણા ગૃહપતિ સાવ ઢીલા છે, નમાલા છે.

મારે શું કરવું ? પૂછવું પણ કોને ? જેને પૂછું તે એકનકરી સલાહ આપે.

નાનાભાઇ.

# કોઇ ડાક્ટર ?

સત્તર વર્ષનો એક જુવાન વિદ્યાર્થી એક પત્રમાં લખે છેઃ—

"......મેં તો તમને કહેલું કે જ્યારે હું......હતો ત્યારે જ મને હસ્તદોષનો રોગ લાગુ પડયો હતો. આ વાતને લગભગ ચાર વર્ષ થઇ ગયાં. તમે આ વખતે અહીં આવ્યા ત્યારે પણ મેં તમને આ વાત કહી હતી. તમે મને......ભાઇ ડાક્ટર પાસે જવાનું કહ્યું. હું તેમની પાસે ગયો, પરંતુ તેમણે મને સંતોષકારક જવાબ આપ્યો નહિ. હું પોતે કાચમાં જોઉં છું તો મારો વાંસો મને વળી ગયેલો લાગે છે, પણ ડાક્ટરને પૂછતાં તો તેમણે ના પાડી હતી. આ હું કેવી રીતે માની શકું ? ...ભાઇ ડાક્ટર તો પોતે જ માંડમાંડ ડાક્ટર થયા છે; પોતાનું જ શરીર સારું નથી, પોતાના જ વાંસાનો ભાગ વળી ગયેલો છે તે બીજાનો રોગ શી રીતે દૂર કરી શકે ? આ લખવું મને યોગ્ય નથી લાગતું પણ મનમાં લાગી આવ્યું છે માટે લખ્યું છે. તેમણે મને ત્રણ રૂપીઆની દવાની બાટલી લઇ પીવાનું કહ્યું છે, પણ તેવી આઠ દશ બાટલી પીઉં તોયે ફાયદો થાય તેવું મને જણાતું નથી.

"મને થાય છે કે કોઇ માણસ ગમે તેવું ભયંકર પાપ કરે, છતાં તેને પશ્ચાત્તાપ થાય તો પછી તે માણસ પાપમાંથી બચી જઇ ધર્માત્મા થઇ જઇ શકે છે. તો પછી આ રોગવાળો માણસ આ રોગમાંથી મુક્ત થઇ શું એક ખરેખરો બ્રહ્મચારી ન થઇ શકે ? અને આ રોગથી જેટલું જેટલું તેણે ગુમાવ્યું હોય તે પાછું ન મેળવી શકે ? લખતાં શરમ આવે છે પણ ન છૂટકે લખું છું કે આ રોગથી હવે હું બહુ જ કંટાળી ગયો છું, અને તેને અંગે ખૂબ જ ચિંતા થયા કરે છે. તેને ખસેડવા માગું છું પણ ખસતો નથી. અમારી બોર્ડિંગના......ને પણ આ જ રોગ લાગુ થયો છે. તેનો ભત્રીજો......અહીં રહે છે તેને પણ આ રોગ લાગુ થયો છે. બન્નેનાં શરીરો ઘસાવા લાગ્યાં છે. વળી અહીં ઘણા વિદ્યાર્થીઓ રાત દિવસ ભેગા મળીને ખગભ વાતો જ કર્યા કરે છે.

"શું એવા કોઇ સારા ડાક્ટર આ દુનિયામાં નહિ હોય કે જે આ રોગને દૂર કરી શકે ?"

× × ×

જાતીય રોગો છાત્રાલયોમાં ધીમે ધીમે કેવો પગપેસારો કરતા જાય છે તેનો આ પત્ર એક સબળ પૂરાવો છે. આ રોગના યોગ્ય ચિકિત્સક અને યોગ્ય વૈદ્યના અભાવે જુવાન વિદ્યાર્થીઓ ખૂબ જ મુંઝાતા હોય છે, અને

પછી ન છૂટકે ગમે તેવા ઉપાયો તરફ વળે છે. જુવાનોને આજે જો સૌથી વધારે જરૂર કોઇની હોય તો તે આ રોગોના ડાક્ટરની છે. દરેક છાત્રપતિ આવો ડાક્ટર નહિ થાય ત્યાં સુધી આ રોગ હટવાનો નથી જ. ગૃહપતિ-ભાઇઓ, સાંભળશો ?

હરભાઇ.

## બે પ્રસંગો

### ૧

કોઠારી આવેઃ "સાહેબ, આપને માટે કાંઇ શાકબાક લેતો આવું ?"

હું કહુંઃ "કંઇ નહિ. હું હમણાં જ બજારમાં જઇ આવું છું. તમે તમારે બોર્ડિંગનું લઇને ચાલ્યા આવોને."

બાયડી કહેઃ "એ એમને તો એવી ટેવ પડી. તમે શાક લાવો ને મ્હામાં નાખવાની સાકર પણ થઇ રહી છે એટલે તે પણ લાવો !"

"ના, ના, હો. એ તો અમસ્થી કહે છે. રસ્તામાં સેક્રેટરી સાહેબ મળે ને પૂછે તો આપણું કેવું દેખાય ?"

"એમાં દેખાવું તે શું વળી ? શું આપણે ચોરઓર છીએ ? બીજી બોર્ડિંગમાં જોઇ આવો !"

"ઠીક ત્યારે, લેતા આવો."

### ૨

વિદ્યાર્થીઓ આવેઃ "સાહેબ, આજે ફીસ્ટ છે એટલે આપ અમારી સાથે જમજો."

હું કહુંઃ "એમ કરવાની કશી જરૂર નથી. ફીસ્ટમાં કે સાદા ભોજનમાં શો તફાવત છે ? મારે ભોજનની તપાસ કરવી હોય તો આડે દિવસ ક્યાં નથી થતી ?"

બાયડી કહેઃ "એ એમને લઇ જજો. જો આપણા ભાવથી કહેવા આવે છે ત્યારે ના પાડે છે. તમે જમવામાં સાથે હો તો એ બધાને મજા પડે ના ? એમ શું આપણે આખી બોર્ડિંગ ખાઇ જવાનાં હતાં ? કામ કરીને ખાવું છે ના ? ક્યાં અમસ્તું ખાવું છે ? બાબુનેય લઇ જજો."

વિદ્યાર્થીઓ કહેઃ "બાબુભાઇને પણ લેતા આવવાના."

હું કહુંઃ "ના ના, એ તો ઘેર જમશે. એને મારે ઘેર લાડવા કરશે."

બાયડી કહેઃ "એક મારો બાબુડો ભારે પડનો હશે તો નહિ આવે.

એમાં શું? નહિ તો તો અડધે લાડવે બોર્ડિંગ મરી જાય છે? બાપડોક આવે તો જુવે તો કે ખરો બોર્ડિંગમાં કેમ બોલાય, કેમ ખવાય, કેમ રહેવાય, કેમ બેસાય! હા, હજીયે હું આવતી હોઉં ને ના પાડો તો ઠીક; એયે તમારે ઘેર. બીજી બોર્ડિંગોમાં જોઇ આવો?"

"ભલે, બાણુ આવશે."

* * *

આવા આવા તો અનેક કિસ્સાઓ બન્યે જાય છે. એ બને છે તેનું મને બહુ દુઃખ નથી; અકાળે બને છે તેનું દુઃખ છે. પણ ઘરનું માણસ ન સમજે ત્યાં કોનો દોષ?

કેટલીયે બોર્ડિંગોના ગૃહપતિઓને મારી માફક પોતાની મરજી વિરુદ્ધ સ્ત્રીઓની અણસમજણને લઇને અપ્રામાણિક થવું પડતું હશે!

સ્ત્રીઓ તો સ્ત્રીઓ છે. મારા હૃદયને હું ઓળખું છું તે કરતાં એ વધારે ઓળખતી હોય એમ લાગે છે. છતાંયે તે ભૂલ કરે છે એમ તો મને જરૂર લાગે છે.

નાનાભાઇ.

## વિદ્યાર્થીની દૃષ્ટિએ

૧

મોડી રાતે નિવાસગૃહમાં મોટા વિદ્યાર્થીઓ ખૂબ અવાજ કરતા હતા. મંત્રી સહેજ નાની ઉમરના હોવાથી કોઇ તેને ગાંઠતું ન હતું. બે ત્રણ વાર કહેવા છતાં કોઇએ તે ઉપર લક્ષ ન આપ્યું. ફરી એક વાર મંત્રી મોટાઓ પાસે ગયા અને તેમને આજીજીના ભાનમાં કહ્યું: "ભાઈ, ત્યાં બહાર ઓશરી પર સૂતેલા વિદ્યાર્થીઓને ઊંઘમાં ખલેલ પહોંચે છે. અવાજ ન કરો તો સારું."

"કોને ખલેલ પહોંચે છે?" હિંમતલાલ તાડુક્યા. "એનું નામ તો મને જણાવ કે ઇ કયો છે?" તેમણે આગળ ચલાવ્યું.

"આ ખાંતિલાલ." નાની વયના મંત્રીએ કહ્યું.

"ઇ માખણીયો પરમ દિવસ રાતના બાર વાગ્યા સુધી તડાકા મારતો'તો તે દિ' કોઇને ખલેલ નહોતી પહોંચતી? આજે શું જોઇને કહે છે? પોતાનું તો સંભાળવું?"

ત્યારે બહાર સૂનાર વિદ્યાર્થીઓનું શું?

"પાકા લરે ત્યાં ઝાડનો ઓ."

૨

ભોજનના નેતા કળશો ભર્યા વિના જમવા બેઠા હતા. અચાનક હરસુખ ત્યાં આવી ચઢ્યો. તેણે નેતા પાસેથી કામસર કળશો માગ્યો. નેતાએ સહેજે કહ્યું: "કળશો ભરેલો નથી."

"આ તો ઠીક છે પણ મણિલાલ, જો કાળીદાસ અને સ્નેહશંકરની નજરમાં ચઢ્યા તો તમને છાપે ચઢાવશે. 'વિદ્યાર્થી'માં એકાદ કડક નોંધ તમારી ઉપર લખી નાખશે."

"હવે જાણીએ છીએ જાણીએ, ઇ બધાને! કોઠારમાંથી તો ચોરી ચોરીને જલેબી લાડવા ખાય છે તે મારી ઉપર શું લખતા'તા? લખે તો રોકડું ન પરખાવું?"

અન્યની નાલાયકીથી આપણી નાલાયકીને ટેકો મળે છે એમ માણસ કેમ માનતો હશે?

૩

રાતના દશ વાગ્યા હતા. મોટા વિદ્યાર્થીઓ દુનિયાના અનેક વિષય પર ફેંકયે રાખતા હતા. પાસે જ થોડા અંતર પર સૂતેલા એક નાના વિદ્યાર્થીને ઊંઘમાં ખલેલ પડતી હતી. મોટાઓને તો કહેવા જેટલી હિંમત ન મળે. ગયા ગૃહપતિ પાસે. ગૃહપતિ પાસેના જ મકાનમાં રહેતા હતા.

"જી, આ ભાસ્કરભાઇ અને ચીમનલાલભાઈ ખૂબ વાતો કરે છે તે અમને ઊંઘ નથી આવતી."

"હું હમણાં આવું છું હો. તમે સૂઇ જાઓ"

થોડીવારમાં ગૃહપતિ આવ્યા.

"કેમ ભાસ્કર, ચીમનલાલ, ગણપત અત્યાર સુધી વાતો કેમ કરો છો? જુઓને આ મનસુખ મારી પાસે ફરિયાદે આવ્યો કે તેને તમે લોકો સુવા જ નથી દેતા. જાઓ, હવે સૂઈ જાઓ."

ગૃહપતિ ચાલ્યા ગયા.

"તને સુવાની ના કોણે પાડી'તી?" ગણપત તાડૂક્યો.

"આનુંડો ચેતિયો ને વળી ફરિયાદે ગયો? કાલ વાત છે, કાલ!" ચીમનલાલે ડોળા કાઢ્યા.

"અરે યાદ તો રાખ!" ભાસ્કરે હોઠ ભીંસ્યા.

મનસુખ ડરીને પડ્યો રહ્યો.

* * *

ઉપર આલેખેલા કેટલાક પ્રસંગો મોટી ઉંમરના અને ઉપલા ધોરણમાં અભ્યાસ કરતા એક વિદ્યાર્થીની ખાનગી ડાયરીમાંથી લીધેલા છે. આવા પ્રસંગો તો દરેક છાત્રાલયમાં હમેશાં અનેક બન્યા કરે છે. કેટલાક તો ગૃહપતિની નજરે પણ ન ચડતા હોય! વળી આ પ્રસંગો પહેલી નજરે છાત્રાલયજીવન માટે સાવ નજીવા પણ લાગે તેવા છે, પરંતુ તરુણોના સમૂહજીવનમાં રોજ કેવા કેવા પ્રસંગો બને છે અને જૂદી જૂદી ઉંમરના વિદ્યાર્થીઓ ઉપર તે કેવા કેવા પ્રકારની અસર કરે છે તે જાણવા માટે આવી ડાયરીઓ ગૃહપતિને ખૂબ ઉપયોગી થઈ પડે છે. કેળવણીશાસ્ત્રનો એક નિયમ છે કે વિદ્યાર્થીના આખા જીવનને અને જીવનમાં બનતા અનેક પ્રસંગોને વિદ્યાર્થીની દૃષ્ટિથી જોવા. આવી વિદ્યાર્થીની દૃષ્ટિ સ્વતઃ નથીજ મળતી. તે મેળવવા માટે તો વિદ્યાર્થીના આંતર્ જીવનમાં ઉંડી ડુબકી મારવાની જરૂર રહે છે. આવા આવા તો કેટલાયે પ્રયાસો પછી આવી દૃષ્ટિ સાંપડે છે. વિદ્યાર્થીને વિદ્યાર્થીની દૃષ્ટિથી જોવામાં આ પ્રસંગો કઇક અંશે સાધનભૂત થશે તેમ ધારીને ઉતાર્યા છે.

હરભાઈ.

## બાળમનોદશા

ત્રણ દિવસ પહેલાં ગુરુકુલમાં એક તાર આવ્યો છે. અંબાલામાં તા. ૩૦-૯-૨૭ નો મહાસભાનો જલસો છે. ગુરુકુલના વિદ્યાર્થીઓને તે માટે નિમંત્રણ આવ્યું છે. જલસામાં જવું કે નહિ, કોને કોને લઇ જવા, ક્યારે જવું, ત્યાં શું શું દેખાડવા જેવું કરી શકાય તેમ છે, વગેરે વિચાર અધિષ્ઠાતાજી અને નિયામકજી કરી રહ્યા છે. એક મોટા વિદ્યાર્થીને આ વાતની કાંઇક જાણ થઇ ગઇ. બસ! નિવાસગૃહ ને ભોજનાલય, વિનયમંદિર અને સાહિત્યમંદિર, અધ્યાપકગણ અને નોકરો સુધી વાત પહોંચી ગઇ અને વાતો થવા લાગીઃ "અમે તો જવાના જ." ડ્રામાવાલા કહેવા લાગ્યાઃ "અમારી વિના ચાલેજ નહિ." સંગીતપાર્ટી બોલી ઉઠી, ડાંડીવાવાલા નાચવા લાગ્યાઃ "અમે પણ ખરા." આસનવાલા કુદવા લાગ્યા. "આસનો તો સમાજ માટે નવી ચીજ છે. અમેએ જવાના! અને આજે બપોરના ગુરુજી લાહોર સંગીત-માસ્ટર લેવા ગયા છે. બસ કાલે બધી ખબર પડી જશે." એવામાં તો સાંજે બાબાજીએ જણાવી દીધું કે અંબાલાથી ગુરુકુલને આમંત્રણ આવ્યું છે. કોને કોને લઇ જવા તે નક્કી કરવાનું છે. પણ તમે તમારી તૈયારી શરૂ કરી દ્યો. બસ, આટલીજ વાર હતી! ગુરુકુલનું વાતાવરણ પલવારમાં બદલાઇ ગયું.

એક તરફ સંગીતપાર્ટી બેસી ગઇ છે, અને તૈયારી કરી રહી છે. ડાંડીયા પાર્ટી ખૂણે ખૂણેથી વિદ્યાર્થીઓને રમવા માટે કરી રાખેલ મોઇ ડાંડીયા ગોતી રહી છે. આસન પાર્ટીએ આસનની તાલીમ શરૂ કરી દીધી છે. 'પ્રભાત' કાર્યાલય મહિનાઓની નિદ્રા પછી રાત દિન એક કામ કરી રહ્યું છે. કાગળો શાહી અને રંગ તૈયાર થઇ ગયા છે, ને લેખો માટે એક બે અધ્યાપક અને મોટા વિદ્યાર્થીઓ પાસે તકાદા થઇ રહ્યા છે. લેખો અનુવાદિત થઇ રહ્યા છે અને ચિત્રો ચિતરાઇ રહ્યાં છે. એક તરફ ડ્રામા પાર્ટી પોતાના પાઠ કરી રહી છે ને પંડિતજી એક એકને બેસારી પાઠ સાંભળી રહ્યા છે, અને ગૃહપતિજી કપડાં સંભાળી રહ્યા છે. ગુરુકુલના એક એક તાર ઝણઝણી રહ્યા છે અને બધેય કર્મણ્યતા છવાઈ રહી છે.

સવારે પ્રાર્થનાનો ઘંટ બજ્યો ને પ્રાર્થના શરૂ થઇ ગઇ. આજે એક એક હૃદય અંબાલા જવા સંબંધીનો નિર્ણય સાંભળવા ઉત્સુક જણાય છે. પ્રાર્થના પૂરી થઇ અને બધા એક કાને થઇ ગયા. બાબાજીએ શાંતિથી શરૂ કર્યું: "અંબાલાથી ૩૦ વિદ્યાર્થી માટે લખાઇ આવ્યું છે. જે વિદ્યાર્થી અંબાલા જવા ન ઇચ્છતા હોય તે ઉભા થઈ જાય." થોડી વાર તો કોઇ ન ઉઠયું. બાબાજીએ જણાવ્યું: "જે વિદ્યાર્થી સંગીત, ડ્રામા કે ડાંડીયા યાનો આસનમાં ન હોય તેનું ત્યાં શું કામ છે? જેને કોઇ મળવા આવનાર ન હોય તેનું પણ ત્યાં શું કામ છે?" તરત જ બે ચાર હાથ ધીમે ધીમે ઉપર આવ્યા ને પાછા અદૃશ્ય થઇ ગયા.

હું લાહોરથી મોડી રાત્રે આવેલો. પ્રાર્થનામાં નહોતો જઇ શક્યો. નિદ્રા પૂરી નહોતી થઇ. પ્રાર્થના થઇ રહ્યા બાદ ઉઠયો. ટટ્ટી જવા લોટા લીધો અને ચાલ્યો ગાશાળા તરફ. બે બાળકો સુઆ (નાની નહેર) ની પેલી તરફ જઈ રહ્યા હતા. ગુપચુપ વાતો કરતા જતા હતા. હું ધીમે ધીમે પહોંચ્યો. બન્નેને બોલાવ્યા: "કેમ શું વાતો કરો છો?"

"કાંઇ નહિ."

મેં કહ્યું: "નહિ? કાંઇક તો છે. મને તો કહેવી જોઇએ. સાચું કહો; તેમાં સંકોચાશો નહિ."

કાયવાને મને તેઓ બોલ્યા: "ગુરુજી! અમે તો અંબાલાની વાતો કરતા હતા. સૌ કહે છે અમે જઇશું, અમે જઇશું; અને અમને કોણ લઇ જાય તેમ છે? અમારે જલસો જોવાનું ભાગ્ય નહિ હોય બીજું શું?"

મેં તેમની મનોદશા જાણવા પૂછ્યું: "કેમ, કોણે તમને અંબાલા લઈ જવાની ના કહી ?"

તેઓ બ્હીમાં બ્હીતાં બોલ્યા: "ના તો કોણ કહે? એ તો આજ પ્રાર્થનામાં બાપાજીએ જ પૂછ્યું હતું કે અંબાલા ન જવું હોય તે ઉભા થાઓ. ને અમે તો નથી ડ્રામામાં કે નથી સંગીત પાર્ટીમાં; નથી આવડતા ડાંડીયા કે આસન. વળી ત્યાં અમને કોઈ તેડવા આવે તેવાં સંબંધી પણ નથી તો પછી કોણ લઈ જાય ?"

તેઓના મનની દુઃખદ સ્થિતિ હું મોઢા પર વાંચી શકતો હતો. મેં પૂછ્યું: "તમારે અંબાલા આવવું છે ?"

"હા, શા માટે નહિ ? ત્યાં તો ખૂબ મજા પડશે. ડ્રામા જોશું, મુસાફરી થશે, અંબાલા અમૃતસર જોવાશે. પછી અમે ક્યારે અંબાલા અમૃતસર જોવાના હતા ?"

બસ તેઓ બોલી ન શક્યા. બે આંસુનાં બિંદુઓ ખરી પડ્યાં. મેં વાંસો થાબડી આશ્વાસન આપ્યું: "તમને બધાને લઈ જવાનું નક્કી થઈ ગયું છે, સમજ્યા ? એ તો બાપાજીએ તમારો ઉત્સાહ જાણવા પૂછ્યું હતું. હવે મોજ કરો !"

બસ, હસતા દોડતા બન્ને શૌચ ચાલ્યા ગયા.

મને આ બાળકોએ તેઓના મનોભાવનો પાઠ આપ્યો. અને બાળકોની ભાવના વિચારતો વિચારતો હું પણ શૌચ ગયો. પણ એ બાળકોનું દુઃખ ભૂલી ન શકાયું.

ગૃહપતિઓ અને સંસ્થાના અધિકારીઓ આ બાળમનોદશા વાંચતાં શીખે તો ?

કુલચંદ હરિચંદ દોશી

## સ્મરણો

મેં આશરે થોડાએક જૂના વિદ્યાર્થીઓને છાત્રાલયજીવનનાં પોતાનાં ખાસ ખાસ સ્મરણો લખી મોકલવા કહેલું, તેમાંથી થોડાએકે જે સ્મરણો લખી મોકલ્યાં છે તેમાંથી તારણ કરી આ નીચે મૂકું છું.

વેપારી બની ગયેલ વિદ્યાર્થી લખે છે:—

"........ઘણું લખ્યું, આપને વાંચતાં કંટાળો આવે એટલું બધું

લખ્યું. પરંતુ છેવટે એક વાત લખ્યા વિના આ સ્મરણો પૂરાં કરી શકું તેમ નથી. હું પાંચમા ધોરણમાં હતો ત્યારે અમારા આખા વર્ગને તમે વણાટશાસ્ત્ર શીખી લેવાની સલાહ આપેલી. મેં તે વખતે મારો અંગત અભિપ્રાય જણાવી તેની સામે મારો નમ્ર વિરોધ જાહેર કરેલો, પરંતુ તમે તો રહ્યા મોટા ભણેલા અને વિદ્વાન! દલીલો કરી મને મુંગો કરી નાખ્યો અને મારે પણ તે કામમાં જવું પડે તેમ કર્યું. હું વણાટશાસ્ત્ર તો શીખ્યો પરંતુ તેની સામેનો મારો વિરોધ દશગણો વધ્યો. આજે તે દિવસો યાદ કરું છું ત્યારે મને તિરસ્કાર છૂટે છે, અને તમારા ઉપર ક્રોધ ચડી આવે છે. હજી પણ કોઈને વણતાં જોઉં છું ત્યારે ખૂબ ચીતરી ચડે છે. આપણે ત્યાં એ પરિસ્થિતિમાં કંઈ ફેરફાર થયો કે નહિ તે જાણવા ઉત્સુક છું......"

એક શિક્ષક બનેલ વિદ્યાર્થી લખે છે:—

"ઘણુંયે લખવાનું મન છે પરંતુ આજની મારી મનોદશા તેમ કરવા દે તેમ નથી. ઘણી મુંઝવણમાં આવી પડ્યો છું. આપના પત્રના ઉત્તરમાં એક સ્મરણ લખી આપની આજ્ઞાના ઋણમાંથી હમણાં તો મુક્ત થાઉં?

"આપને યાદ હશે. એક ઉનાળાના વેકેશનમાં અમે દશ બાર જણા ત્યાં રહેલા ત્યારે કેવળરામનો જાહેર બનેલો કીસ્સો! વાત ખૂબ ચાકડે ચડેલી અને અનેક અનુમાનો બંધાવા મંડાયેલાં. ઘણા દુભાયા, ઘણા સાચા માર્યા ગયા અને ખોટા છટકી ગયા. તે દિવસોમાં પેલી યાદગાર રાત્રે મને આપને ઘરે એકલો બોલાવી હું નિર્દોષ છું તેમ કહ્યા છતાં મારે મન હડહડતો અન્યાય ગણાય તેવો જે ન્યાય ચૂકવેલો તે મારી સ્મૃતિમાંથી કદિ પણ ખસતો જ નથી. આપ તો અંધારામાં હતા તેથી અમારા ભલા માટે જ એટલા કડક થયેલા, પણ જીવનનાં સુંદર સ્મરણોમાં આ અળખામણું સ્મરણ પણ વારંવાર ડોકીયું કરી જાય છે."

એક કોલેજમાં ભણતો વિદ્યાર્થી લખે છે:—

"આ પત્રમાં એક જ સ્મરણ લખું તો મને માફ કરશો. અત્યારે પરીક્ષાનો સમય ચાલે છે તેથી વધારે નથી લખી શકતો.

"અમે જ્યારે જ્યારે પણ રસોઈ બગાડતા ભોજનની રસોયા સામે અમારી ફરિયાદો રજુ કરતા ત્યારે ત્યારે અમને ધમકાવીને અથવા તો મુક્કીઓ વેઠવા જેટલી તાકાત મેળવવાની સલાહ આપીને આપ કાઢી મૂકતા, અને 'અમારું

ખાણું એ તો જાણે કે લક્ષ્ય આપવા જેવી બાબત જ નથી તેમ માન્યા કરતા તે વાત મને તો ખૂબ સાલતી. આપની ઉજ્જ્વલ કારકીર્દીમાં મને આ કાળો ડાઘ લાગતો. સ્પષ્ટ લખવા માટે માફ કરશો; પણ આપની પાસે તો સ્પષ્ટ જ બોલવાની અમને ટેવ છે ને !"

એક આફ્રિકા કમાવા ગયેલ વિદ્યાર્થી લખે છેઃ—

"સારાં નરસાં ઘણાં ઘણાં સ્મરણો લખવાનો છું, માટે કૃપા કરી કંટાળશો નહિ.

"અહીં તો અમારે જીવ હાથમાં લઇને ફરવાનું છે એટલે હું ભવનમાં હતો ત્યારે મારા તરફ પુત્રવત કાળજી રાખીને મને સાહસો ખેડતાં આપે જે અટકાવેલો તે મને અહીં ખૂબ આડે આવે છે. તે મારૂં પહેલું સ્મરણ. વરસના વરસાદમાં રખડવા નીકળું તો કહોઃ 'માંદો પડીશ. તારા બાપને શું મોઢું બતાવશું ?' તેમ ધમકાવી પાછો બેસારી દેતા ને આજે તો હવે ધોધમાર વરસાદ પડતો હોય તેવા પંદર પંદર દિવસો લાગલાગટ જંગલમાં જ કાઢવા પડે છે, તે જાણો છો ? અજવાળી રાત્રે ભવનથી દૂર ફરવા જવાની રજા લેવા આવીએ તો અનેક બીક બતાવી અમારો ઉત્સાહ ભાંગી નાખતા, ને આજે તો હવે ઘોર અંધારી રાત્રિઓમાં હિંસક પશુ પ્રાણીઓનો ખૂબ ભય હોય તેવાં સ્થળોમાં એકલા રખડવું પડે છે તેનો આપને ખ્યાલ હશે ?"

હરભાઇ.

## આગામી છાત્રાલય સંમેલન

ગયા જાન્યુઆરી માસમાં આપણે પહેલું છાત્રાલય સંમેલન ભર્યું. એ સંમેલન વખતે ગુજરાત કાઠિયાવાડનાં જૂદાં જૂદાં છાત્રાલયો તરફથી ઘણા અનુભવી ભાઇઓએ હાજરી આપી હતી, અને આખા સંમેલનને દીપાવ્યું હતું. સંમેલનના ઉપસંહાર વખતે અમરેલી કપોળ બોર્ડિંગ તરફથી દ્વિતીય છાત્રાલય સંમેલન માટે નિમંત્રણ જાહેર કરવામાં આવ્યું હતું. આપણને સૌને જાણીને આનંદ થશે કે અમરેલીમાં એ દ્વિતીય છાત્રાલય સંમેલનની તૈયારીઓ આજે ચાલી રહી છે.

પહેલા છાત્રાલય સંમેલનમાં આટલા બધા ભાઇઓ ભાડાં ખર્ચીને આવ્યા, ખાવાપીવાનો આટલો મોટો ખર્ચ થયો ને એટલા બધા ભાઇઓએ તનતોડ કામ કર્યું તેનું કાંઇ પરિણામ ? પરિણામો ગણાવવા બેસીએ તો ઘણાંયે

ગણાવાય, પણ આપણે એક જ પરિણામને ધ્યાનમાં લઇએ. લોકો 'બોર્ડિંગ, બોર્ડિંગ' બોલે છે તે બોર્ડિંગ ખરેખર ધ્યાન આપવા જેવી વસ્તુ છે અને તેની પાછળ અમુક ચોક્કસ વિચાર છે એટલી વાત આર્વનાર ભાઇઓના મનમાં ઠસી અને પ્રજામાં પ્રસરી એ કાંઇ સંમેલનનું નાનું પરિણામ નથી.

એ સંમેલનના એક પરિણામરૂપે છાત્રાલયોની ડિરેક્ટરી થોડા જ વખતમાં આપણા સૌના હાથમાં આવશે. એ સંમેલનના બીજા પરિણામરૂપે આપણું 'છાત્રાલય' માસિક આજે ચાલે છે.

આપણું બીજું સંમેલન આપણને એક પગલું આગળ લઇ જશે. પહેલા સંમેલન વખતે આપણો સૌનો પરિચય નવોસવો હતો, આપણી કાર્યદિશા પણ નવી હતી, આપણા પ્રશ્નોની આપણને સૌને સૂઝ ન હતી, આપણી ચર્ચાઓ ઓછી વ્યાપક હતી અને આપણી દૃષ્ટિ બરાબર સ્થિર ન હતી. આ બીજા સમેલનમાં આપણે આ બધી ઉણપોને પહોંચી વળશું, આપણાં મંતવ્યો વધારે સ્પષ્ટતાથી મૂકી શકશું, આપણી મર્યાદા વધારે ચોકસાઇથી આંકશું અને આપણા ધ્યેય તરફ વધારે સ્થિરતાથી તેમજ વધારે ઝડપથી પહોંચવાનો માર્ગ કાઢશું.

અને આ કાર્ય માત્ર અમરેલીના કાર્યકર્તાઓનું નથી. એ કાર્યમાં તો આપણે સૌએ તેમને મદદ કરવાની રહે છે. છાત્રાલયોમાં કામ કરનારા ભાઇઓ માત્ર સંમેલનના દિવસોમાં હાજરી આપે એટલું જ બસ નથી. આપણે સૌએ આપણા અનુભવોને ખીસામાં લઇને સંમેલનમાં જવું અને ત્યાં એ અનુભવો રજુ કરવા. અમને ખાત્રી છે કે આ રીતે સક્રિય ભાગ લઇને આપણે આવતા સમેલનને ફતેહમંદ ઉતારશું અને છાત્રાલયો મારફત તરુણોના જે પ્રશ્નોને આપણે ઉકેલવા મથીએ છીએ તેની વધારે નજીક પહોંચી જશું.

તંત્રી.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલયં

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૧ લું — અંક ૯ મો

૧૯૨૭ — ડીસેમ્બર

: તંત્રી :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

મનમાં થાય કે આજે તહેવાર છે એટલે જલેબી લાડુ થાય તો ઠીક, ત્યારે ગૃહપતિ ચુરમેશ્વર કરાવે. મનમાં થાય કે આજે ચાંદની છે ને રાતના બાર વાગ્યા સુધી ટેકરામાં ફરીએ તો ઠીક, તો ગૃહપતિ કહે કે સૂઇ જાઓ; હવા ખરાબ છે ને શરદી થશે. મનમાં થાય કે આજે રજા છે ને સવારમાં ચાલોને ગેડીદડા રમીએ, ત્યાં ગૃહપતિ કહેશે કે આજે જન્માષ્ટમી છે એટલે ગીતામાં ચાલો. મનમાં થાય કે આ....ને રૂપાળો ધોધ પડે છે ને ચાલોને ધૂબકા દઈએ ત્યાં ગૃહપતિ કહેશે કે સૌ કાંઠે બેસીને નાહી લ્યો; અંદર કંઈક હશે. મનનો અને ગૃહપતિનો આ સનાતન ઝગડો કોઈ ટાળે ? અમારૂં મન વર્તી જાય એવો ગૃહપતિ કોઇ ઘડી શકે છે?

"તરુણ"

## ૬ આત્મપરીક્ષા

"કેમ વેણીભાઈ, આજે આ તરફ ક્યાંથી?"

"ઘણા દિવસથી ભીડભંજનનાં દર્શને આવ્યો ન હતો એટલે થયું કે ચાલને આજે તો જાઉં."

"કેમ તમારી બોર્ડિંગ ઠીક ચાલે છે કે?"

"બોર્ડિંગ! અરે ભાઈ એ તો વાત મૂકી દોને."

"કેમ શું થયું છે તે?"

"હું ગૃહપતિ થયો નહોતો ત્યાં લગી તો આમ કરી નાખું ને તેમ કરી નાખું એમ લાગતું હતું. પણ કેટલી વીશે સો થાય છે તેની ખબર તો હવે પડે છે."

"હજી પૂરા બે મહિના નથી થયા ત્યાં કંટાળી ગયા? પ્રતાપરાય તો બાર વર્ષ સુધી ગૃહપતિ રહ્યા છતાં કાંઈ કંટાળ્યા નહોતા. અને તમે ન ફૂટ્યા હોત તો બીજાં બાર વર્ષ પણ ખેંચી કાઢત."

"એ પ્રતાપરાયની માને રંગ છે. એણે તો મારે વાલે એક ઘોકો સમણે રાખ્યો અને એ ઘોકાએ હાંક્યે રાખ્યું. એક ઘોકે પાંસરું દોર."

"ત્યારે તમેય એનો ઘોકો રાખોને?"

"એનો ઘોકો ખરાબ લાગ્યો એટલે તો તેને હડસેલી હું દાખલ થયો. ઘોકો કાઢીને ઘોકાને સ્થાને હૃદયબળ સ્થાપવું એવા વિચારથી મેં આ કાર્ય ઉપાડ્યું."

"તો હૃદયબળ સ્થાપો. એ તો વધારે સારી વાત છે."

"વાત તો વધારે સારી છે પણ થતી નથી."

"કેમ શું અડચણ આવે છે?"

"હું ગૃહપતિ થયો તે પહેલાં મેં વાંચેલું કે ગૃહપતિ એ તો વિદ્યાર્થીઓના માબાપને સ્થાને છે."

"હા, એ તો બરાબર છે."

"ત્યાર પછી વિદ્યાર્થીઓના માબાપ થવાના અનેક વિચારો મનમાં ઘણા અને એ વિચારમાં ને વિચારમાં ગૃહપતિ થયો."

"તે એમાં શું બગડી ગયું?"

"બગડી શું જાય? હું પોતે બગડી ગયો."

"એમ કેમ?"

"આ બે માસના અનુભવે મને લાગ્યું છે કે માબાપ થવું સહેલું છે; ગૃહપતિ થવું તેથીયે અઘરૂં છે."

"એમ કેમ?"

'બિલાડીને પોતાનાં બચ્ચાં તરફ સ્નેહ કરવામાં જરાયે પ્રયત્ન કરવો પડતો નથી. માને પોતાના બચ્ચાને માટે જહેમત ઉઠાવતાં ઉલટો આનંદ થાય છે, અને એ ગુસ્સું અણસમજથી માની સામે થાય અને માનું દિલ દાઝે ત્યારે પણ માનું હૃદય એ બચ્ચાનું અકલ્યાણ ઇચ્છી શકતું નથી. આટલું માના હૃદયને સ્વયંસિદ્ધ છે, વગર મહેનતે મળેલું છે."

"તમે કહો છો તે બરાબર છે."

"ગૃહપતિનો વિદ્યાર્થીઓ તરફનો સ્નેહ આવો હોવો જોઇએ એવો મારો આદર્શ છે. પણ આજે બે માસથી મહેનત કરૂં છું તો યે મારા જીવનમાં એ આબાદ આવતું નથી. વિદ્યાર્થીઓ સાથે સ્નેહ રાખવાના બધા વિચારો કરૂં છું પણ જ્યારે કોઇએક વિદ્યાર્થી કહ્યું નથી માનતો અથવા તો સામો થઇ જાય છે ત્યારે બધા વિચારો ધોવાઇ જાય છે અને એકદમ એ વિદ્યાર્થીને જાણે શું યે કરી નાખું એમ થઇ આવે છે."

"એમ તો સગી માનેય થાય!"

"એમાં તફાવત છે. સગી માને ઘડીભર કાળ ચડે ત્યારે એમ થતું હશે પણ તેના અંતરના ઉંડા પ્રવાહને જોશો તો ત્યાં દીકરાના કલ્યાણના જ વિચારો વહેતા હશે."

"ને તમને શું થાય છે?"

"મારાથી તો એ વિદ્યાર્થી ભૂલ્યો ભૂલી શકાતો નથી. મારી બુદ્ધિ તેની પાછળ પડે છે, તેનાં છિદ્રો શોધી લાવે છે, તેની નિર્બળતાઓ ખુલ્લી કરે છે અને કોઇ પણ રીતે મારી સામે થવામાં એ વિદ્યાર્થીની ભૂલ જ હતી એમ સિદ્ધ ન થાય ત્યાં સુધી હૃદય જંપી શકતું નથી"

"એ તો ભારે કહેવાય."

"છે જ ભારે."

"પણ તમને તો બધા લોકો ખૂબ જ વખાણે છે. તમારા સેક્રેટરી તો કાલે કહેતા હતા કે સંસ્થાનાં નશીબ ઉઘડી ગયાં છે."

"સેક્રેટરી તો કહેજ ના! એને તો પ્રતાપરાયના ધોકાની સરખામણીમાં હું સારો લાગું જ. વળી મારી પાસે વિદ્વત્તા રહી એટલે પણ તેને ફાંકડું લાગે. પણ મારા અંતરની આ વેદના સેક્રેટરી શી રીતે વાંચી શકે?"

"ત્યારે તમે શું કરશો ?"

"જો આ સ્થિતિ વધારે વખત ચાલુ રહેશે તો અહીંથી નીકળી જઇશ. હું ચોક્કસ જ માનું છું કે જેના હૃદયમાંથી વિદ્યાર્થી તરફનો દ્વેષ ગળી ન ગયો હોય તેણે ગૃહપતિ થવાય જ નહિ. હા, મારામાં વ્યવહારદક્ષતા ઓછી હોય તેનો મને વાંધો નથી. હું બહુ વિદ્વાન ન હોઉં તોયે મને વાંધો ન લાગે, પણ હું કોઇ પણ કાળે અને કોઇ પણ સંયોગોમાં કોઇ પણ વિદ્યાર્થીને મારો દુશ્મન ગણી શકું એ તો મારા માટે અસહ્ય જ છે."

"પણ એવો દૂધનો રાંધેલો ગૃહપતિ કાઢવો ક્યાંથી ? તમે તો બહુ ઝીણું કાંતો છો. બીજા તો તમારો વિચાર પણ નહિ સમજે."

"એ મારે જોવાનું નથી. હું એવો ગૃહપતિ થઇ ન શકું તો મારે મારો માર્ગ શોધી લેવો જોઇએ."

"એવું જોવા જઇએ તો તો એકેય છાત્રાલયમાં ગૃહપતિ રાખવો ન જોઇએ."

"તેમાં ખોટું શું છે ? મારા જેવા ગૃહપતિને રાખ્યાથી ગૃહપતિ રાખ્યાનો સંતોષ મળે એથી વિશેષ બીજો શો લાભ ?"

"પણ હજી જુઓ તો ખરા."

"એની ક્યાં ના છે ? મને આશા તો છે જ કે આ વસ્તુનું મને ઉગ્ર ભાન થયું છે એટલે એ નિર્બળતાને હું છતી શકીશ. એવી ઉતાવળ કરીને હું નાસી જવા નથી માગતો."

"તો તો ઠીક. ભીડભંજન મહાદેવ બધાં સારાં વાનાં કરશે."

નાનાભાઈ.

## વિધાતાનો વાંક

કોઇ પણ કોલેજમાં જઇને પૂછો: "તમારા વિદ્યાર્થીઓને અંગ્રેજી composition બરાબર કેમ નથી આવડતું ?"

જવાબ મળશે: "વિદ્યાર્થીઓ હાઇસ્કૂલમાંથી જ એવા નબળા આવે છે કે તેમના પર કામ કરવું અશક્ય થઇ પડે છે."

હાઇસ્કૂલના હેડમાસ્તરને પૂછો: "તમારા વિદ્યાર્થીઓ compositionમાં કેમ બહુ નબળા છે ?"

કહેશે: "એંગ્લોવરમાં તેમના પર બરાબર ધ્યાન અપાયું નથી તેનાં ફળ અમારે અહીં ભોગવવાં પડે છે."

ઍંગ્લોવરમાં જઇને તપાસ કરો: "આ વિદ્યાર્થીઓ કેમ આટલા બધા કાચા દેખાય છે ?"

જવાબ મળશે: "ગુજરાતી નિશાળોમાં કાંઇ ધ્યાન જ આપતું હોય તો કે ? આટલુંયે અહીં આવીને શીખ્યા છે."

તાલુકા સ્કૂલના મહેતાજીને પૂછો: "કેમ ભાઇ, આ વિદ્યાર્થીઓ કેમ બહુ પછાત છે ?"

તરત કહેશે: "માબાપ જવીજવીને તગડી મૂકે છે એટલે એમનામાં સંસ્કાર જ નથી ત્યાં અમે શું કરીએ ? અમારી મહેનત બર આવતી નથી."

ઘેર જઇને માબાપને પૂછો: "કેમ તમારા છોકરાઓનું તમે બરાબર ધ્યાન રાખતાં નથી ?"

કહેશે: "શું ધ્યાન રાખીએ ? નિશાળમાં બેસાર્યો છે ત્યાં માસ્તરને શી પડી હોય ? માસ્તર પ્રભાતો ઓટયો શીખવે તો કે ? ઘેર ટયૂશનને રાખ્યાં છે તોયે કાંઇ શુક્રવાર વળતો નથી. માસ્તરો બધા મફતનો પગાર ખાય છે ને સરકારની આંખ ઉઘડતી નથી."

* * *

કોઇ છાત્રાલયમાં જઇને પૂછો: "આ વિદ્યાર્થીઓમાં હજી ચારિત્ર્ય કેમ બરાબર દેખાતું નથી ?"

કહેશે: "ચારિત્ર્ય શી રીતે આવે ? હજી તો ઘરના કુસંસ્કાર કાઢવામાં જ અમારો વખત જાય છે. માબાપોએ કાંઇ ધ્યાન જ આપ્યું હોય તો કે ?"

માબાપને જઇને મળો: "કેમ, તમારા છોકરા પર બરાબર ધ્યાન આપો છો કે ?"

કહેશે: "અમે તો ઘણુંયે કરીએ છીએ. અહીં હતો ત્યારે તો બહુ જ સારો હતો પણ બોર્ડિંગમાં જઇને કેટલાયે નવા ધધા શીખી આવ્યો છે. ત્યાં કોઇ ધણી હોય તો કે ?"

વિદ્યાર્થીને પૂછો: "કેમ ભાઈ, તમે સુધરતા જાઓ છો કે ?"

જવાબ મળે: "મને તો સુધરવાનું ઘણુંયે મન છે પણ અમારા ગૃહપતિ ક્યાં ધ્યાન આપે છે ? અમારા ગૃહપતિનું પોતાનું જીવન જ સારૂં નથી એટલે અમને તે શી રીતે સુધારી શકે ? ગૃહપતિ પોતે જ ઉચ્ચ જીવન ગાળે તો અમે એની મેળે સુધરી જઇએ."

ગૃહપતિને પૂછો: "કેમ ભાઈ, આ તમારા વિદ્યાર્થીઓ જીવનમાં આગળ વધતા જાય છે કે ?"

કહેશેઃ "આ બધા નાનપણથી જ એવા કુમાર્ગે ગયેલા છે કે તેમને સુધારવા ભારે કઠણ છે. આ બધા શીંગમાંથી સજેલા છે. આવા વંઠેલા વિદ્યાર્થીઓ પર કામ કરનાર સારામાં સારા ગૃહપતિને પણ જરા મળતો જ નથી."

* * *

આ બધાની પાછળ વાંક તો બહાનો પોતાનો જ છે એમ નહિ ?

નાનાભાઈ

## બાલકૃષ્ણ

બાલકૃષ્ણની ઉંમર પંદર વર્ષની છે. મારા એક નિકટના સ્નેહીનો એ દીકરો. એના ઘરનું વાતાવરણ ખૂબ સ્વચ્છ અને પવિત્ર છે તે હું બરાબર જાણું છું. માતા પિતા બંને સુશિક્ષિત તથા સંસ્કારી છે. પુત્રની કેળવણી પાછળ અત્યંત કાળજીવાળાં છે. હું એમને ઘેર વારંવાર જાઉં છું તેથી બાલકૃષ્ણનો અને મારો સંબંધ પણ ખૂબ મીઠો અને ગાઢ છે.

છેલ્લા બારેક માસથી બાલકૃષ્ણના શરીર ઉપર હું અનેક પ્રકારના ફેરફારો દેખું છું. હમણાં હમણાં તો એ જરા નબળો પણ જણાય છે; અને થાક લાગ્યાની, માથું દુઃખવા આવ્યાની વાતો તો મને અવારનવાર કહી જાય છે. કંઈક ઉંડા વિચારમાં ગરકાવ થઈ એકાદ ખૂણામાં કલાકો પસાર કરતો પણ તે દેખાય છે.

જરા બારીકીથી તેનો અભ્યાસ કરતાં હસ્તદોષ જેવી કોઈ બદીમાં તે સપડાયો હોય તેવો મને વહેમ ગયો. ઘરના ગમે તેટલા સ્વચ્છ વાતાવરણમાં ઉછરતો છોકરો પણ ઘણી વખત કોઈ ખરાબ સોબતના પરિણામે જાતીય બદીમાં ગબડી પડે છે તેવો મારો અનુભવ હોવાથી બાલુ સંબંધે ખાત્રી કરી લેવા અને મારો વહેમ સાચો ઠરે તો તેને વખતસર બચાવવા મેં વિચાર કર્યો.

એક દિવસ મેં તેને બોલાવ્યોઃ "કેમ બાલુ, હમણાં શરીરે નબળા કેમ જણાઓ છો ?"

"સાહેબ, હમણાં શરીરમાં બેચેની ખૂબ રહ્યા કરે છે."

"કારણ ?"

"ખબર પડતી નથી."

"કંઈ કુટેવમાં તો ફસાયા નથી કે ?"

બાલુ સાવ મુંગો રહ્યો.

"બોલો, શરમાવાની કશી પણ જરૂર નથી. મારી પાસે તમારે જરા પણ સંકોચ રાખવાનો હોય જ નહિ."

બાલકૃષ્ણ નીચું જોઇ રહ્યો. મેં ચલાવ્યું: "મુંઝાઓ નહિ. મને કહેવાથી તેનો તુરત જ ઉપાય થઇ શકશે અને શરીરનો ક્ષય અટકાવી શકાશે. ચાલો, હું જ પૂછું. હસ્તદોષ કરો છો કે?"

નીચું જોઇ રોખી અત્યંત ધીમેથી બાલકૃષ્ણ બોલ્યો: "હાજી."

"જુઓ, મારી સામું જુઓ. આમાં શરમ હોય જ નહિ."

બાલકૃષ્ણે કંઇક ધીરજ આવી હોય તેમ મારા સામે જોયું.

"કેટલા વખતથી હસ્તદોષ કરો છો?" મેં પૂછ્યું.

"બારેક માસથી."

"આજ દિન સુધીમાં કેટલી વખત કર્યો હશે?"

"પંદર વીશ વખત."

"છેલ્લી વાર કર્યાને કેટલો વખત થયો?"

"આશરે સવા માસ."

"તમને સ્વપ્નદોષ થાય છે?"

"હા જી."

"પણ બાલુ, તમે આમાં ફસાયા શી રીતે?"

ફરીવાર બાલુ મૂંગો રહે છે.

"કહોને? તમારું જે કંઇ ખાનગી હોય તે મને કહી શકાશે. તે ખાનગી જ રહેશે તેની ખાત્રી રાખો."

"કમળાશંકરે ફસાવ્યો."

"કમળાશંકરે?"

"જી હા."

"હં; પણ તે શી રીતે તે કહેશો?"

"હા જી. બારેક મહીના પહેલાં અમે થોડાએક વિદ્યાર્થીઓ બે દિવસની મુસાફરી ઉપર ગયા હતા. રસ્તામાં એક ગામને પાદર નદીમાં રાત રહ્યા હતા. તે રાત્રે બધા સુઇ ગયા પછી કમળાશંકર મારી પથારીમાં ઘુસી ગયા અને ખરાબ કામ કર્યું!"

"તમે કંઇ વાંધો ન લીધો?"

"હું લઇ ન શક્યો."

"પણ તે પહેલાં કમળાશંકરે તમારી સાથે કંઇ ચાળા કરેલા ખરા ?"

"હા જી, ઘણી વખત હું એકલો પડ્યો હોઉં ત્યારે તે લેસન કરવાને બહાને મારી પાસે આવતા અને કોઇ ન દેખે તેમ પોતાનો હાથ ....."

"તે વખતે પણ તમે વાંધો લીધેલો નહિ કે ?"

"લીધેલો, પરંતુ એ તો ઉલટો......"

"આ કેટલો વખત ચાલેલું ?"

"એકાદ માસ."

"પછી ?"

"પછી તુરત જ પેલો નદીવાળો પ્રસંગ બન્યો."

"હમણાં કેમ ચાલે છે ?"

"હમણાં મેં તેની ભાઇબંધી તો છોડી છે, પરંતુ મારાથી રહેવાતું નથી તેથી ક્યારેક એકલાં તેમ થઇ જાય છે.

"પણ તેનાથી નુકશાન થાય છે તે જાણો છો ?"

"હા જી."

"ત્યારે હવે તેમાંથી છૂટવું પડશેને ?"

"હા જી. આપ જ માર્ગ બતાવો.'

"ઠીક ત્યારે; કાલે આવજો. તમારી સામે વિગતથી વાતો કરીશ."

હરભાઇ.

## હા, છે એક ડાકટર

માગ સ્નેહી દક્ષિણામૂર્તિવાળા ભાઇશ્રી હરભાઇ જેઓ વિદ્યાર્થીઓને અકુદરતી ટેવોમાંથી કેમ બચાવી શકાય તે માટે અનેક રીતે ભાષણો, લેખો, તથા માસિક તેમજ સ્નેહી મિત્રો સાથે ચર્ચા દ્વારા જે સેવા બજાવી રહ્યા છે તે આપણ સહુને અનુકરણ કરવા જેવી છે. શાસ્ત્રીય રીતે તે બાબતનો તેઓ અભ્યાસ કરી રહ્યા છે, એટલે આ બદી–આ રોગ દૂર કરવા તેઓએ એક ડાકટર શોધી આપવા ગયા છાત્રાલય અંકમાં માગણી કરી છે.

આ કુટેવો ખરાબ છે જતાં તે હસી કાઢી દુર્લક્ષ કરવા જેવી નથી. આપણા દેશના શરીરધનનો તે ટેવ હ્રાસ કરી રહી છે. આપણે સહુએ તે બાબતમાં ઝીણવટથી વિચારવાની જરૂર છે.

આ ટેવો જ્યાં એક જગ્યામાં વધારે વિદ્યાર્થીઓને રહેવાની સવડ મળે છે તથા નાની ઉમરના છોકરા છોકરીઓને રમતમાં એક સાથે રહેવાના

પ્રસંગો મળે છે ત્યાં વધારે પ્રમાણમાં માલુમ પડે છે.

હાલની બોર્ડિંગો ( છાત્રાલયો ) આ માટે સારૂં સ્થળ જણાઇ આવ્યું છે તેવો અનુભવીઓનો મત છે.

અત્યારની રહેણીકરણી, ખાણું પીણું, પહેરવેષ ને આસપાસનું વાતાવરણ વાસનાને ઉત્તેજન આપે તેવું છે એ નિર્વિવાદ વાત છે. આ બદીમાંથી તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવા વિના વિદ્યાર્થીઓને કેમ બચાવી શકાય એનાં ઇલાજો શોધવાની આપણી પવિત્ર ફરજ છે. આ બાબત તરફ આપણે ગંભીરપણે વિચાર કરવાની જરૂર છે.

વિચાર કરતાં એ બદીમાંથી છૂટવાના ઇલાજો મને સૂઝ્યા છે તે હું વિદ્યાર્થી આલમ પાસે, તેમના વાલીઓ પાસે, છાત્રાલયના ગૃહપતિઓ પાસે, તેના વ્યવસ્થાપકો પાસે તેમજ વિદ્યાર્થી આલમની બાબતમાં રસ લેનાર મ્હારા દેશ બંધુઓ પાસે રજુ કરવા હું રજા લઉં છું.

આ ઉપાય કંઇ નવો નથી. ઘણા લાંબા વખતનો અનુભવેલો અને આચરાયલો છે. એ ઉપાયના પાલનમાં મુશ્કેલીઓ ઘણી છે પણ ધીમે ધીમે તેથી મનને વશ કરી શકાય તેમ છે.

એ ઇલાજ તે શારીરિક કસરત ( વ્યાયામ ), જાતમહેનત એટલે પોતાનું કામ પોતે કરી લેવાની ટેવ અને પ્રભુસ્મરણમાં એકતાનતા છે. શરીરને શ્રમ આપવામાં આવે, શરીરમાંથી પરસેવો છૂટે તેવી સીઝતી મહેનત કરવામાં આવે તો થાકથી ઊંઘ સારી આવી જશે. અને ઊંઘ આવી જાય એટલે વાસના-વિષયવાસના તરફનું લક્ષ દિનપરદિન ઓછું થતું જશે. અને હરિસ્મરણની તલ્લીનતાથી મનોવિકાર વશ થશે. આ ટેવો જેમ જેમ કેળવવામાં આવશે તેમ તેમ શરીર તેમજ મનની મજબુતી વધતી જશે.

અત્યારના વિદ્યાર્થીને આસપાસના આરામી વાતાવરણને લઇને કામ કરવું હલકું જણાય છે. શ્રમ નામ તરફ શરમ જેવું લાગે છે. આ વૃત્તિઓ વાસનાને પોષે છે. પરિણામે શરીરને હાનિ થાય છે, પ્રજા નબળી બનતી જાય છે અને દેશની દરિદ્ર અવસ્થાનું કારણ બને છે.

શ્રીકૃષ્ણ ભગવાન અને સુદામાજી જેવા સહાધ્યાયી શિષ્યોએ સાંદિપની ગુરુને ત્યાં રહી, એ મુશળધાર વરસાદમાં પણ લાકડાના ભારા લઇ આવી આશ્રમ ને ગુરુની સેવાનું ફળ શરીરસંપત્તિમાં તેમજ માનસિક બળમાં કેવું સરસ મેળવ્યું તે અગાઉના વિદ્યાર્થીઓ અને આશ્રમોનાં સુંદર દૃષ્ટાંત આપણી પાસે રજુ કરે છે.

અત્યારના સમયમાં નથી એવા આશ્રમો, કે નથી એવા ગુરુઓ. છતાં પણ જાતમહેનત, પોતાનું કામ પોતે હાથે કરવાની ટેવ, કસરત તેમજ પ્રભુ-ભજનમાં વિદ્યાર્થીઓ પોતાની વૃત્તિને પોષે અને તેમ કરવામાં તેમને છાત્ર-પતિ અને વાલીઓ સહાનુભૂતિથી તેમની મદદમાં ઉભા રહે તો અત્યારની વધી પડેલી બદી ધીમે ધીમે નાબુદ થશે તેમાં મને જરા પણ શંકા જેવું લાગતું નથી.

આ પ્રયાસો કષ્ટસાધ્ય છે અને પૂજ્ય બાપુજી ગઇ છઠ્ઠી નવેમ્બરના નવજીવનના અંકમાં લખે છે તે આ બાબતમાં ઉપયોગી હોવાથી તેનો ઉતારો આ પ્રસંગે અસ્થાને નહિ ગણાય એમ ધારી આપું છું.

"મને કાયિક બ્રહ્મચર્યના પાલનમાં પણ મહા કષ્ટ વેઠવું પડ્યું છે. અત્યારે એમ કહી શકાય કે તેને વિષે હું નિર્ભય બન્યો છું. પણ મારા વિચારોની ઉપર જે જય મારે મેળવવો જોઇએ તે મને મળી શક્યો નથી. મારા પ્રયત્નમાં ન્યૂનતા હોય એમ મને લાગતું નથી. પણ ક્યાંથી અને કઇ રીતે આપણે ન ઇચ્છીએ તે વિચારો આપણા પર ચડાઇ કરે છે તે હું હજી જાણી નથી શક્યો. વિચારોને પણ રોકવાની ચાવી મનુષ્યની પાસે છે એ વિષે મને શંકા નથી. પણ એ ચાવી દરેકે પોતાને સારૂ શોધવી રહી છે એવા નિર્ણય ઉપર અત્યારે તો હું આવ્યો છું. મહાપુરુષો આપણે સારૂ પોતાના અનુભવો મૂકી ગયા છે તે માર્ગદર્શક છે. તે સંપૂર્ણ નથી. સંપૂર્ણતા એ કેવળ પ્રભુપ્રસાદી છે, અને તેથી જ ભક્તો પોતાની તપશ્ચર્યાથી પુનિત કરેલા અને આપણને પાવન કરનારા રામનામાદિ મંત્રો મૂકી ગયા છે. સંપૂર્ણ ઇશ્વરાર્પણ વિના વિચારોની ઉપર સંપૂર્ણ જય ન જ મળી શકે. આ વચન બધાં ધર્મપુસ્તકોમાં વાંચ્યું છે ને તેનું સત્ય હું આ બ્રહ્મચર્યના સૂક્ષ્મતમ પાલનના પ્રયત્નને વિષે અનુભવી રહ્યો છું."

જગજીવનદાસ ના. મહેતા.

## આવતી કાલથી

સદાશિવ અમારી બોર્ડિંગમાં ખૂબ હોશીયાર ગણાય છે. સારા સંસ્કારી કુટુંબમાં જન્મેલો. તીવ્ર બુદ્ધિ અને સૂક્ષ્મ કલ્પનાશક્તિ વાળો. ચૌદ વર્ષની જ ઉંમર; પણ આટલી નાની ઉંમરમાં જીવનના અનેક સવાલોને લગતા એણે અનેક વિચારો કરી નાખેલા. મારી આગળ એ ઘણી વાર આવે છે. એનું અંતર્નિરીક્ષણ જોઇ ઘણી વાર મને આશ્ચર્ય થયું છે. આટલી નાની

ઉંમરમાં આટલી ઓછીવયથી આ છોકરો જીવનના પ્રશ્નો વિચારી શકે છે, તેનું મને અભિમાન છે. સદાશિવની મારી ઉપર શ્રદ્ધા પણ ઘણી. મારી પાસે પોતાના સવાલો લઇને આવે, પોતાનું પ્રથક્કરણ મને આપે અને અંતે મારી પાસેથી કંઇક પ્રકાશ મેળવવાની ઇચ્છા બતાવે. એની જીજ્ઞાસા જોઇ મને પણ ઉત્સાહ આવે અને એની બધી શંકાઓનું નિરસન કરવાનો પ્રયત્ન હું કરૂં. આ અમારા સંબંધનો કાયમી ક્રમ.

રાતનો સમય હતો. હું પ્રાર્થનામંદિરમાં બેઠો બેઠો મારા જીવનના પ્રશ્નોના વિચારમાં મશગૂલ હતો. મંદિરમાં દીવો હતો પણ વિચારના ઉંડાણમાં સહેલાઇથી જવાય તે માટે મેં દીવો ઝાંખો કરી નાખ્યો હતો. મંદિરની અંધારી શાંતિમાં મારા અંતરમાં ઉતરી તેનું નિરીક્ષણ કરવામાં હું મશગૂલ હતો. એટલામાં સદાશિવ આવ્યો. મારી પડખે બેઠો. હું મારા વિચારમાંથી જાગ્યો. દીવાની વાટ ચડાવી અને જોયું. તેની મુખમુદ્રા ગંભીર હતી. તે કોઇક પ્રશ્નનો ગૂઢ વિચાર કરતો હોય તેમ લાગ્યું. મેં તેની તરફ જોયું. તેણે મારી તરફ જોયું. મેં પૂછ્યું: "કેમ સદાશિવ, શું લાગ્યો છે ?"

સદાશિવ ગંભીરતાથી બોલ્યો: "આવતી કાલથી હું બહુ જ નિયમિત થવા માગું છું. ઘણા દિવસથી હું નિશ્ચય કરીને સુઇ જાઉં છું કે આવતી કાલ બરાબર પાંચ વાગે ઉઠવું છે. પ્રત્યક્ષ ઉઠવાના સમય સુધી નિશ્ચય બરાબર હોય છે. પણ ઉઠવાનો ઘંટ વાગે એટલે થઇ જાય છે કે સહેજ સુઇ લેવા દ્યો. અને સાડા ૭ પહેલાં ઉઠાતું જ નથી. આ સહેજ સુઇ લેવા દ્યોનું ભૂત મને દરરોજ સવારે નડે છે. દરરોજ રાત્રે આવતી કાલથી નિયમિત થવાનો નિશ્ચય કરૂં, પણ સવારે સહેજ સુઇ રહેવાનું મન થાય અને પછી આખો દિવસ બગડે. આમ ૭ મહીનાથી ચાલ્યું છે. હવે આવતી કાલથી તો હું બરાબર નિયમિત થવા માગું છું."

મેં તેનું કહેવું સંપૂર્ણ સાંભળ્યું અને કહ્યું: "વાહ ! બહુ જ સરસ. તમે કરેલા નિશ્ચયને બરાબર વળગી રહેજો." એ જ વિષય ઉપર અમારે થોડોક વધારે સંવાદ થયો. મારા ઉત્તેજનથી ઉત્તેજીત થઇ સદાશિવ સૂવા માટે નીકળી ગયો અને હું પાછો મારા વિચારસાગરમાં ડુબી ગયો.

બીજા દિવસની સવાર પડી. હું ન્હાઇ ધોઇને કાંતવા બેઠો હતો. ત્યાં સદાશિવને આવતાં દીઠો. તેના વાળ વિખરાયેલા હતા. તેની મુદ્રા ઉદ્વિગ્ન હતી. તેણે દાતણ પણ નહિ કર્યું હોય એમ લાગતું હતું. તે હળવે હળવે આવ્યો અને મારી સામે આવીને બેઠો. મેં એના તરફ જોયું એટલે એની

ઉદ્વિગ્નતા વધી. તે ખિન્ન અવાજે બોલ્યો: "આજે પણ હું ઉઠી શક્યો નથી. આજે પણ સહેજ ઊંઘી લેવાનું મન થયું અને હું આજે પણ સાડા ૭ સુધી ઊંઘી રહ્યો. મને બહુ દુ:ખ થાય છે. હું શું કરૂં ?"

હું હસ્યો. મેં એને શાંતવન આપ્યું અને કહ્યું: "ભાઇ, એ તો મેં ધાર્યું જ હતું. આવતી કાલ એ સેતાનની જાળ છે. તેમાં હમેશાં માણસ ફસાઇ જાય છે. 'આજ' ઇશ્વરનો દિવસ છે; 'આવતી કાલ' સેતાનની છે. તારા મનમાં જ્યાં સુધી આવતી કાલથી બધું ઠીક કરીશ એવી વૃત્તિ છે ત્યાં સુધી કશું જ થવાનુ નથી. જે ક્ષણે કંઇ પણ સારૂં કામ કરવાની વૃત્તિ થાય તે ક્ષણે જ તેની શરૂઆત કરવી જોઇએ. તેં 'આવતી કાલ'થી નો નિશ્ચય કરવામાં ભૂલ કરી. હવે આ ક્ષણથી જ નિયમિત થવાનો નિશ્ચય કરી તેને અમલમાં મૂકીશ તો કાલે વખતસર ઉઠતાં તને અડચણ નહિ પડે."

મેં ટૂંકામાં પતાવ્યું અને મારૂં કાંતવાનું આગળ ચલાવ્યું. કંઇક નવું સુઝ્યું હોય તેમ સદાશિવ એકદમ ઉભો થયો. કાંઇ પણ બોલ્યા વગર તે ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારે હસતે મ્હોંએ આવીને મને કહે: "આજે હું બરાબર ઉઠ્યો છું અને હવે કોઇ દિવસ તેમાં વાંધો નહિ આવે."

હું તેના તરફ જોઈ એક વાર હસ્યો.

ગોપાળરાવ રા. કુળકર્ણી.

## જરા ઊંડા ઉતરશું ?

દરરોજ સવારે પથારી વિદ્યાર્થીને છોડે જ નહિ ત્યારે.
ન સમજી શકાએ તેવી રીતે વિદ્યાર્થી સુકાતો જાય ત્યારે.
રૂપાળો વિદ્યાર્થી બહુ વ્હાલસોયો થતો જાય ત્યારે.
વિદ્યાર્થી મોઢે ગૃહપતિનાં ખૂબ વખાણ કરે ત્યારે.
વિદ્યાર્થી દરરોજ ગામમાં નાસ્તાપાણી ઉડાવે ત્યારે.
વિદ્યાર્થી દરરોજ શાળામાંથી નાસી આવે ત્યારે.
વિદ્યાર્થીઓ ગૃહપતિની હાજરીમાં બહુ જ અદબ જાળવે ત્યારે.
ગૃહપતિ તાબાના નોકરોને યોગ્ય ઠપકો પણ ન આપી શકે ત્યારે.
રસોઇઓ અને નોકર બહુ સંપથી ચાલે ત્યારે.
ગૃહપતિ સેક્રેટરીને ત્યાં ઉપરાઉપરી આંટા ખાય ત્યારે.

નાનાભાઇ.

# છાત્રાલયોમાં ખોરાક નિર્ણય

ખોરાક એ છાત્રાલયનો એક વિકટ પ્રશ્ન છે. ખોરાકની બાબતમાં બધા વિદ્યાર્થીઓને સંતોષ આપવો એ તો સારા ગણાતા છાત્રાલયને માટે પણ ભારે વસ્તુ છે. આખા દિવસમાં ખોરાક કેટલી વખત આપવો, કયી કયી વાનીઓ આપવી, વાનીઓ કેવી રીતે તૈયાર કરવી, વગેરે અનેક દૃષ્ટિથી ખોરાકનો વિષય છણી લેવા જેવો છે. આજે તો આપણે ખોરાક નિર્ણયની પાછળ જે થોડાએક આવશ્યક વિચારો છે તે પર સામાન્ય નજર નાખીએ.

ખોરાકના નિર્ણયમાં સાથી પહેલું સ્થાન આરોગ્યશાસ્ત્રને હોવું ઘટે છે. વિદ્યાર્થીઓનાં શરીરનું પોષણ અને વિકાસ એ જ ખોરાકનો મુખ્ય ઉદ્દેશ છે, એટલે જે જે પદાર્થો આ પોષણ તેમજ વિકાસ માટે જરૂરના છે એમ શાસ્ત્રીય દૃષ્ટિથી નક્કી થયું હોય તે તે પદાર્થો વિદ્યાર્થીઓને મળવા જોઇએ અને સાથે સાથે જે જે પદાર્થો આ પોષણ તથા વિકાસ માટે નકામા યા તો વિરોધી હોય તે રદ થવા જોઇએ. આજે તો આપણો આહાર પરંપરાથી નક્કી થઇ ચૂક્યો છે. એ પરંપરાની પાછળ શાસ્ત્રીય વિચાર નહિ હોય એમ ન કહેવાય. છતાં આજના શાસ્ત્રીય વિચારોથી આપણા ખોરાક પર ફરીથી આંક મૂકવાની જરૂર છે. વિદ્યાર્થીઓના શરીરવિકાસ માટે ઘી દૂધ કેટલા પ્રમાણમાં આવશ્યક છે, આજની મીલોના દળેલા ઝીણા લોટની રોટલી આવકારદાયક છે કે જાડા લોટનાં રોટલી રોટલા આવકારદાયક છે, તેલમાં તરબોળ થયેલાં સુરતી શાક અથાણાંને છાત્રાલયોમાં કયાં સ્થાન છે, મરચાં અને મરીમસાલા છાત્રાલયમાં વપરાય તો ઇષ્ટ છે કે કેમ અને હોય તો તેનું પ્રમાણ શું: આ બધા પ્રશ્નો પર આરોગ્યશાસ્ત્રના વિચારોને આપણે સ્વીકારવા જોઇએ અને એ વિચારોને અંગે આપણા પરંપરાગત વિચારોમાં ફેરફાર કરવા તૈયાર થવું જોઇએ.

પણ પરંપરા એટલી સહેલાઇથી તૂટતી નથી. પરંપરાએ આપણાં શરીરોને ઉત્પન્ન કરવામાં અને બાંધવામાં મદદ કરી હોય છે એટલે ખુદ આરોગ્યશાસ્ત્રને પણ પરંપરા શાસ્ત્ર પાસે ખસી જવું પડે છે અને ઘડીભર માર્ગ આપવો પડે છે. લાંબા વખત સુધી ગલીચ હવામાં રહેવાને ટેવાયેલા લોકો ખુલ્લી હવામાં રહેવા જાય છે ત્યારે શરૂઆતમાં માંદા પડે છે અને ગલીચ હવા એ જ સારી વસ્તુ છે એવી માન્યતાને દૃઢ કરીને પાછા જાય છે. એટલે અંધ પરંપરામાંથી પાછા વળી જાગૃત શાસ્ત્રીય જીવન પર આવવું

હોય તો એ બન્નેનો મેળ સાવધાનતાપૂર્વક કરી આપવો જોઇએ. ભાત અને ચીજો ગમે તેટલી સારાં હોય પણ જે એ ચીજોની નાડે પણ નથી ગયો તે તેનો ઉપયોગ કરશે તો છેવટ બીકથી જ માંદો પડશે. વઘારેલા શાકના કરતાં બાફેલું શાક સારૂં છે એમ આરોગ્યશાસ્ત્ર કહે તોપણ વિદ્યાર્થીઓનું માનસ તેને ટેવાયેલું ન હોય એટલે સહેજે વિરોધ કરશે, અને કાંઇ નહિ તો એ માનસ જ ઉલટી ઝાડા વગેરે તો ઉભાં કરશે.

એટલે જેમ આરોગ્યશાસ્ત્રનો વિચાર કરવો અત્યંત આવશ્યક છે તેમજ આ પરંપરાનો વિચાર પણ આવશ્યક છે. પરંપરા અને આરોગ્યશાસ્ત્ર એ બન્નેનો યોગ્ય સમન્વય કરવો અને ધીમે ધીમે આરોગ્યશાસ્ત્રની જ પરંપરા ઉભી કરી દેવી એ વિકટ કામ છાત્રાલયોને માથે નાખી શકાય ?

વિદ્યાર્થીઓના ખોરાકમાં એક ત્રીજી આવશ્યક વસ્તુ તે એ ઉંમરના ભાવાભાવની છે. આજે છાત્રાલયમાં આવતા વિદ્યાર્થીઓ મોટે ભાગે જુવાન વિદ્યાર્થીઓ છે. જુવાની એ તો જીવનમા મસ્તીનો વખત. આ ઉંમરે વિદ્યાર્થીનું શરીર તેમજ મન તોફાને ચડે છે અને તેની બધી ઇંદ્રિયો પણ આ તોફાનમાં સામેલ હોય છે. આ તોફાનમાંથી વિદ્યાર્થીને વિજય સાથે બહાર લાવવો હોય તો એ અવસ્થાના તેના ભાવાભાવને યોગ્ય સન્માન આપવું જ પડશે. જુવાન વિદ્યાર્થી અતિશય ખારા ખાટા પદાર્થો માગશે, ખૂબ ફરસાણ માગશે, ખૂબ મીઠાઇ માગશે અને આરોગ્યની હદ વટીને પણ માગશે. તેવે વખતે તે તે પદાર્થો તેને નહિ મળે તો કાં તો જુવાની ચીમળાઇ જશે અથવા તો ઉગ્રમું રૂપ પકડશે. મસ્તીની આ દશામાં વિદ્યાર્થીઓના ભાવાભાવને સન્માન આપી તે તે પદાર્થો તેમને પૂરા પાડવા અને પૂરા પાડતાં પાડતાં તેની અતિશયતા તરફ લક્ષ્ય ખેંચવું એટલે અતિશયતા આપોઆપ દૂર થશે. જે છાત્રાલયો સાત્ત્વિક ખોરાક કે આરોગ્યવાહક ખોરાકને નિમિત્તે વિદ્યાર્થીઓની આ મસ્ત અવસ્થાનો વિચાર કરવો ચૂકી જાય છે તે છાત્રાલયો ભૂલ કરે છે.

ખોરાકમાં આરોગ્યશાસ્ત્રનો વિચાર કરીએ, આપણા સમાજના ખોરાકની પરંપરાનો વિચાર કરીએ અને જુવાન વિદ્યાર્થીના ભાવાભાવનો વિચાર પણ કરીએ. છતાંયે એક સૌથી મોટો વિચાર તો રહી જ જાય છે અને તે વિચાર અર્થશાસ્ત્રનો. આરોગ્યશાસ્ત્ર કહે સંત્રાં મુસંબીનો ખૂબ ઉપયોગ કરો પણ કોથળી ના પાડે તો? વિદ્યાર્થી ઘેર રોજ ત્રણ શાક ખાતો હોય પણ છાત્રાલયની તિજોરીને ન પોસાય તેનું શું? વિદ્યાર્થીઓના ભાવાભાવને સન્માન આપવું એ બરાબર છે પણ કેવું કરીને? જેમ શરીરના પોષણ

અને વિકાસને માટે યોગ્ય આહાર લેવો એ ધર્મ છે તેમજ પોતાની મર્યાદામાં રહીને ખર્ચ કરવો એ પણ ધર્મ નથી ?

બેશક. પણ આ કોથળીના વિચારનો અને આરોગ્યશાસ્ત્રના વિચારનો સમન્વય આપણને લાગે છે તેવો દુર્ઘટ નથી. માણસ આરોગ્યની દષ્ટિથી ખોરાક લેતો થાય તો તે ખોરાક ખર્ચાળ જ નીવડે એમ માનવાનું કશું કારણ નથી. આજે આપણે કેટલાયે નકામા પદાર્થો ખાઇએ છીએ, કેટલાક પદાર્થોને નકામા બનાવીને ખાઇએ છીએ, તેમજ જોઇએ તેથી વધારે ખાઇએ છીએ. તેનો વિચાર કરીએ તો આપણાં છાત્રાલયો ખોરાકની પાછળ આજે જે પૈસા ખર્ચે છે તેટલા જ પૈસામાં આરોગ્યની દષ્ટિથી સારો ખોરાક આપી શકાય.

પણ સમાજની પરંપરા અને જુવાનીના ભાવાભાવોનો કોથળી સાથે સમન્વય કરવો અઘરો છે. અમારૂં તો એવું માનવું છે જ કે ઘણીવાર કોથળીના ખાલી વિચારથી જ આપણે આ પરંપરાનો અને ભાવાભાવનો તિરસ્કાર કરીએ છીએ. એમ ન થવું જોઇએ. આ સવાલ એટલો નાજુક છે કે તેનો એક તરફનો ચોક્કસ નિર્ણય આપવો મુશ્કેલ છે. પરંતુ આપણે એમ તો કહી જ શકીએ કે ભાવાભાવ અને નાણાભીડ એ બેના યુદ્ધમાં ગૃહપતિએ ભાવાભાવ તરફ વધારે પક્ષપાત રાખવો અને છતાંયે એ કેવું કરીને તો નહિ જ—હરગીજ નહિ.

નાનાભાઈ.

## તૈયારી કરો

બીજું છાત્રાલય સંમેલન આવતા ફેબ્રુઆરી માસની તા. ૨૬–૨૭–૨૮ ના દિવસોમાં અમરેલી મુકામે ભરવાનું નક્કી થઈ ચૂક્યું છે. સત્યાગ્રહાશ્રમવાળા કાકા કાલેલકર સંમેલનનું પ્રમુખપદ લેશે.

પહેલા છાત્રાલય સંમેલનના ભણકારા હજી તો કાનમાં તાજા જ છે; છાત્રાલય માસિકે છેલ્લા આઠ નવ માસ દરમ્યાન છાત્રાલયની અસ્મિતા જાગૃત રાખવાનો પ્રયત્ન કર્યો છે; છેલ્લે છેલ્લે કાર્યવાહક સભાની બેઠકે ગયા દશ અગિયાર માસના પોતાના કામ પર સિંહાવલોકન કરી લીધું છે અને છાત્રાલય સર્વસંગ્રહ બહાર પડું પડું થઇ રહ્યો છે, એવે વખતે આ બીજા સંમેલનની બેઠક થાય છે તે ખરેખર સમયસર છે. આપણે બધાં છાત્રાલયો તરફથી આ સંમેલન પર હાજરી આપી ભાઈ જગજીવનદાસના પ્રયત્નને સાદર વધાવીએ એ જ આપણને શોભે.

ભાઇ જગજીવનદાસ પહેલા સંમેલનના મુખ્ય ચાલક હતા. આ બીજું

સંમેલન એ તો તેમને ઘેર વિવાહ છે. આટલાં વર્ષોથી તેઓ છાત્રાલયની મૂંગી સેવા કરતા આવ્યા છે એ હવે સુપ્રસિદ્ધ છે. કાઠિઆવાડ-ગૂજરાતનાં છાત્રાલયો કેળવણીની નવીન દિશા સ્વીકારે અને તદનુસાર આવતી કાલના જુવાનોનાં જીવન ઘડે એ તેમની મૂંગી મહેચ્છા છે. આપણા સૌની પણ એજ મહેચ્છા નથી?

અમને તો ખાત્રી છે કે આ બીજા સંમેલન વખતે આપણે સૌ સાથે રહી આવતા વર્ષ માટે હજીએ વધારે પ્રાણવાન્ કાર્યક્રમ રચીશું અને છાત્રાલયોના અસ્તિત્વને વધારે ન્યાય આપશું. તંત્રી.

## છાત્રાલય મંડળની કાર્યવાહક સભા

છાત્રાલય મંડળની કાર્યવાહક સભા એટલે

શ્રી૦ રામનારાયણ વિ. પાઠક—પ્રમુખ (પહેલું સંમેલન) અમદાવાદ
,, જગજીવનદાસ ના. મહેતા—મંત્રી, અમરેલી
,, કલ્યાણરાય નથુભાઇ જોશી—દ્વારકા
,, ભીખાભાઇ કુબેરભાઇ પટેલ—આણંદ
,, હરિશંકર દુર્લભજી ત્રિવેદી—ભાવનગર
,, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ—ભાવનગર

આ છએ સભ્યોની એક બેઠક અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠના મકાનમાં તા. ૫-૧૨-૨૭ ના રોજ મળી હતી. બેઠકમાં સભ્યો ઉપરાંત શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન પણ હાજર હતા.

ગયા જાન્યુઆરી માસમાં ભાવનગરમાં છાત્રાલય સંમેલન થયું તે વખતે આ છાત્રાલય મંડળના ચાર ઉદ્દેશો નક્કી થયા હતાઃ—

૧ ગુજરાતી વિદ્યાર્થીઓ માટે ચાલતાં છાત્રાલયોનું સંગઠન કરવું;
૨ છાત્રાલયોના વ્યવસ્થાપકોને માર્ગદર્શક સૂચનાઓ કરવી;
૩ છાત્રાલયના સંચાલનમાં નડતી મુશ્કેલીઓના સંબંધમાં નિષ્ણાત સલાહ મળી શકે એવો પ્રબંધ કરવો.
૪ છાત્રાલયોની સુધારણા કરવાના હેતુથી છાત્રાલય સંમેલનો ભરવાં, છાત્રાલય પત્રિકાઓ પ્રસિદ્ધ કરવી, અનુભવી ગૃહપતિઓ પાસે છાત્રાલયોની મુલાકાત લેવડાવવી, છાત્રાલય સર્વસંગ્રહ તૈયાર કરવો વગેરે ઉપાયો યોજવા.

આ ઉદ્દેશોને પાર પાડવા માટે ચાલુ સાલમાં ત્રણ કામો હાથ ધરવાનો વિચાર કરેલોઃ—

૧ "છાત્રાલય" નામનું માસિક કાઢવું.

૨ ગૂજરાતનાં બધાં છાત્રાલયોનો એક સર્વસંગ્રહ તૈયાર કરવો:

૩ મંડળ સાથે જોડાયેલાં જૂદાં જૂદાં છાત્રાલયોની મુલાકાત લઇ તેમને ઉપયોગી થાય તેવી માર્ગસૂચક સલાહ આપવી.

બેઠકમાં આ ત્રણે કામો પર ખુબ ઝીણવટથી વિચાર કરવામાં આવ્યો હતો.

'છાત્રાલય' માસિક પરની ચર્ચા વધારે રસાકસી ભરેલી તથા ઉપયોગી હતી. 'છાત્રાલય' માસિકની નીતિ ( policy ), તેમાં આવતા લેખોનું ધોરણ, એ લેખોની ગૃહપતિભાઇઓ પર થતી અસર, જાતીય પ્રશ્નના લેખોની યોગ્યાયોગ્યતા વગેરે અનેક પ્રશ્નો પર સુંદર ઊહાપોહ થયો હતો અને આખી ચર્ચામાં શ્રી. કલ્યાણરાય જોશીએ પોતાનો પૂર્વપક્ષ જોસથી રજુ કર્યો હતો. છેવટે છાત્રાલય માસિકના ગ્રાહકોની સંખ્યા વધારવા તરફ સૌનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું

ગૂજરાત–કાઠિયાવાડનાં છાત્રાલયોનો સર્વસંગ્રહ બહાર પાડવા સંબંધમાં નીચેનો ઠરાવ પસાર થયો હતો.

"છાત્રાલય સર્વસંગ્રહને માટે જે જે છાત્રાલયોની હકીકત હજી ન આવી હોય તે હકીકત આપણામાંથી જે જે મેળવી શકે તેમણે મેળવીને તા. ૨૨મી ડીસેમ્બર, સુધીમાં શ્રી. જગજીવનદાસ નારાયણદાસ મહેતાને અમરેલી મુકામે મોકલવી. આ સર્વસંગ્રહને છપાવવાનું કામ તા. ૧–૧–૨૮થી શરૂ કરવું અને આવતા છાત્રાલય સમેલન પર સંગ્રહને બહાર પાડવો."

મંડળ સાથે જોડાયેલાં જૂદાં જૂદાં છાત્રાલયોની મુલાકાત લેવાનું કામ ચાલુ વર્ષમાં અનેક સંયોગોને લીધે બન્યું નથી, તેથી આવતા સંમેલન પહેલાં જોડાયેલાં બધાં છાત્રાલયોની મુલાકાત લઈ શકાય એ હેતુથી જૂદા જૂદા ભાઇઓને મુલાકાતો વહેંચી દેવામાં આવી હતી. તેમાં શ્રી. રામનારાયણ પાઠકને ભાગે અમદાવાદનાં છાત્રાલયો; શ્રી. મોતીભાઇ અમીન તથા ભીખાભાઇને ભાગે પાટણ, આણંદ, વાઘોડિયા, સુરત, કડી, પાલણપુર, બારડોલી તથા વડોદરાનાં છાત્રાલયો; શ્રી. નાનાભાઇ તથા હરભાઇને ભાગે ભાવનગર, લીંબડી, મહુવા ને પાલીતાણાનાં છાત્રાલયો; શ્રી. કલ્યાણરાય જોશીને ભાગે રાજકોટનાં છાત્રાલયો તથા શ્રી. જગજીવનદાસ મહેતાને ભાગે મુંબઇ અમરેલીનાં છાત્રાલયો ગોઠવવામાં આવ્યાં હતાં. છાત્રાલયોની મુલાકાતનો અહેવાલ તે તે ભાઇઓએ કાર્યાલયમાં રજુ કરવો એમ નક્કી થયું હતું.

આટલું કામકાજ ખતમ થયા બાદ છાત્રાલય સંમેલનની બીજી બેઠક ગયે વખતે અમરેલીમાં ભરવા માટે નક્કી થયું હતું તે સંબંધમાં શ્રી. જગજીવનદાસે

અમરેલીના ભાઈઓનો વિચાર જણાવતાં એવું ઠરાવવામાં આવ્યું કે છાત્રાલય સંમેલનની બીજી બેઠક અમરેલીમાં તા. ૨૬-૨૭-૨૮ ફેબ્રુઆરીના દિવસોમાં ભરવી.

આ સંમેલનના પ્રમુખ તરીકે શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકરનું નામ કાર્યવાહક સભા તરફથી સૂચવવામાં આવ્યું અને અમરેલીના ભાઈઓ તરફથી એ નામનો સહર્ષ સ્વીકાર કરવામાં આવ્યો છે. એટલે આવતું છાત્રાલય સંમેલન કાકા કાલેલકરના પ્રમુખપણા નીચે મળશે.

છેવટમાં સંમેલનના કાર્યની થોડી રૂપરેખા, તે વખતે ચર્ચવાના પ્રશ્નો, સંમેલનના દિવસોનો કાર્યક્રમ, સાથે સાથે જ રાખવામાં આવનારા વિદ્યાર્થી-સંમેલનની ગોઠવણ વગેરે બાબતો પર ચર્ચા કરી કાર્યવાહક સભાની બેઠકનું વિસર્જન કરવામાં આવ્યું હતું.

જગજીવનદાસ નારાયણ મહેતા
મંત્રી, છાત્રાલયમંડળ

## છાત્રાલયમાં ગૃહપતિનું સ્થાન

એક ભાઈ મને જણાવે છે:—

"આપના છાત્રાલયમાં જે લેખો આવે છે તે મોટે ભાગે અમને ગૃહપતિઓને લાગુ પડે છે. જરા વધારે કડક શબ્દમાં બોલું તો કેમ જાણે આખા છાત્રાલયમાં સૌથી મોટો ગુન્હેગાર ગૃહપતિ જ હોય એવા એ બધા લેખોનો ઝોક મને જણાયો છે. પણ આપને દક્ષિણામૂર્તિની બહાર છાત્રાલયો કેવાં ચાલે છે તેનો અનુભવ નથી. અમે ગૃહપતિઓ ગમે તેટલા ફફડા મારીએ તોપણ અમને કામ કરવાનો અવકાશ જ ક્યાં છે? છાત્રાલયના ચાલકોએ અને સેક્રેટરીએ અમારા હાથ જકડી લીધા હોય છે. છાત્રાલયનો બધો કારભાર આ ચાલકો અને સેક્રેટરીના હાથમાં હોય છે અને અમે તો માત્ર તેમના હુકમો ઉઠાવનારા કારકુનો જેવા છીએ. આપ તો અમને વિદ્યાર્થીઓના આખાયે જીવનવિકાસ માટે જવાબદાર માની અમને ઉંચે લેવા માગતા હશો પરંતુ જ્યાં અમને વ્યવસ્થાપક મંડળ જેવા મંડળમાં મત આપવાનો અધિકાર નથી, જ્યાં સેક્રેટરી અમને પોતાના હાથ નીચેનો એક નોકર માને છે, જ્યાં એક ટકાના ભંગીને કાઢી મૂકવો ન મૂકવો તે માટે અમારે સેક્રેટરીને વિનવવા પડે છે અને જ્યાં વિદ્યાર્થીઓ ઉઘાડી આંખે અમારૂં સ્થાન જોઈ શકે છે ત્યાં એ વિદ્યાર્થીઓના માબાપની જવાબદારી ધારી કામ કરવાનો પાયો જ અમને શી રીતે ચડે?

"મારૂં તો એવું ચોક્કસ માનવું છે કે જ્યાં સુધી છાત્રાલયના ચાલકો અને સેક્રેટરી અમારા તરફ માનભરી નજરે નહિ જુએ અને અમારી જવાબ-

દારીને શોભે એવું સ્થાન અમને નહિ આપે ત્યાં સુધી વિદ્યાર્થીઓના જીવનમાં આજે છે તેથી વધારે સારૂં પરિણામ આવવાનું નથી જ.”

આ ભાઇનો પત્ર વિચારી જવા હું છાત્રાલયોના ચાલકોને તેમજ સેક્રેટરીઓને વિનતિ કરૂં છું. છાત્રાલયના લેખો માટે ભાગે ગૃહપતિઓને લાગુ પડે છે તેનું કારણ તો એ છે કે ગૃહપતિ એ જ છાત્રાલયનો સૌથી વધારે જવાબદાર માણસ છે, અને છાત્રાલયનું ભાવિ તેના જ હાથમાં છે.

પણ આ જવાબદારીને યોગ્ય તેને સત્તા મળવી જોઇએ એમાં મને શંકા નથી. વ્યવસ્થાપકમંડળમાં ગૃહપતિને સ્થાન ન હોય એ તો ચાલે જ નહિ. જેને આપણે ઉગતા જુવાનોનાં જીવન સોંપવા તૈયાર છીએ તેનાથી વિશ્વાસપાત્ર માણસ આપણે કયો શોધવો? વિદ્યાર્થીઓ ગૃહપતિ તરફ માનભરી દૃષ્ટિથી જુએ એવું આપણે માગતા હોઇએ તો વિદ્યાર્થીઓમાં એવી દૃષ્ટિ ઉભી કરવા માટે સેક્રેટરીએ તેને માન આપવું જ પડશે, તેના વિચારોને ધ્યાનમાં લેવા પડશે, પોતાના મતાગ્રહના કરતાં તેના મતને વધારે વજન આપવું પડશે અને ગૃહપતિ પોતાના હાજ્રકુન જેવો નથી પણ પોતે ગૃહપતિનો સહકારી છે એવો ભાવ કેળવવો પડશે.

જે ચાલકો અને સેક્રેટરીઓ આજે પોતાના દાનથી અને જહેમતથી છાત્રાલયોની સેવા કરી રહ્યા છે તેઓ આટલું કરતાં આંચકો નહિ ખાય એવી આશા છે.

આટલું તો છાત્રાલયના ચાલકોને તથા સેક્રેટરીઓને.

પણ આ સંબંધમાં આપણે ગૃહપતિઓએ પણ થોડુંએક વિચારવાનું રહે છે. છાત્રાલયમાં જે સ્થાન અને પ્રતિષ્ઠા આપણે મેળવવાં છે તે માત્ર ચાલકોનાં આપ્યાં મળી જાય તેમાં મજા નથી. આજે આખા સમાજમાં શિક્ષકનું તેમજ ગૃહપતિનું લોહી હળવું મનાય છે. કેળવણીની સંસ્થામાં ગુરુ તરફની જે પૂજ્ય બુદ્ધિના સંબંધમાં આપણે આટલું બધું વાંચ્યું છે તે પૂજ્ય બુદ્ધિ નથી દેખાતી ચાલકોમાં કે નથી દેખાતી વિદ્યાર્થીઓમાં. આ દશા માટે બીજાઓનો ગમે તેટલો દોષ હોય પરંતુ આપણે આપણા પૂરતો જ વિચાર કરી લઇએ અને આ માન્યતા દૂર કરવા માટે આપણે શું કરીએ તે સમજી લઇએ.

છાત્રાલય એ કેળવણીની સંસ્થા છે, સરસ્વતીનું એક પ્રકારનું મંદિર છે. ચાલકો તેમજ સેક્રેટરીઓએ આ મંદિરનો પાયો નાખવામાં અને તેની ભીંતો ચણવામાં થોડો યા વધારે ભાગ લીધો હોય છે; કોઇએ પોતાના દ્રવ્યથી તો કોઇએ પોતાના શ્રમથી એ મંદિરની સેવા કરી હોય છે. ચાલકો તેમજ સેક્રેટરી પોતાની દૃષ્ટિ પ્રમાણે સંસ્થામાં પોતાનું મમત્વ બાંધીને એના

હોય છે; સંસ્થાનું હિતાહિત તેમના જીવન સાથે થોડું યા વધારે સંકળાયેલું હોય છે. અને તેથી જ તેઓ પરાયા ગણાતા ગૃહપતિને પોતાના જેવો જ એક ગણતાં આંચકો ખાય છે.

આપણે ગૃહપતિઓ આપણા ખુદ જીવનથી એમ દેખાડી આપીએ કે અમે દુનિયામાં બધે રખડીને છેવટ નકામા જેવા આ છાત્રાલયમાં આવ્યા નથી; આપણે એમ દેખાડી આપીએ કે ચાલકોએ તેમજ સેક્રેટરીએ જે સરસ્વતીની એક પ્રકારની સેવા કરી છે તો આપણે પણ બીજા અને ઉચ્ચ પ્રકારની સેવાબુદ્ધિથી પ્રેરાયા છીએ. આપણે એમ દેખાડી આપીએ કે ચાલકોનું મમત્વ ઇંટપત્થર પૂરતું હોય તો આપણું મમત્વ આવતી કાલના ઉગતા જુવાનો પૂરતું છે. આપણે એમ દેખાડી આપીએ કે અમારા અંતરના સહકાર વિના બધા પ્રયત્નો ધૂમાડાના બાચકા છે. આપણે એમ દેખાડી શકીએ કે અમારા અંતઃકરણમાં કેળવણી માટેની ધગશ છે અને તેની પાછળ અમે યથાશક્તિ ખુવાર થવા તૈયાર છીએ. તો એ સ્થાન અને એ પ્રતિષ્ઠા આપણે માગવાં નહિ પડે; ઉલટાં એ સ્થાન અને પ્રતિષ્ઠા આપણને શોધતાં આવશે અને આપણે નહિ જોઇતાં હોય તોપણ આપણા ગળામાં પડશે. **ના.**

## કાર્યાલય તરફથીઃ—

મંડળ સાથે નીચેની વધારે સંસ્થાઓ જોડાઈ છે.

| | |
|---|---|
| ૨૮ બ્રહ્મક્ષત્રિય બોર્ડિંગ | રાજકોટ |
| ૨૯ અનાવીલ વિદ્યાર્થી બોર્ડિંગ | સુરત |
| ૩૦ દશાશ્રીમાળી વણિક વિદ્યાર્થિભવન | મોરબી |
| ૩૧ શ્રી પ્રાણજીવન છાત્રાલય | ઉસ્માનપુર—અમદાવાદ |
| ૩૨ ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ | મુંબઇ |
| ૩૩ સાબરમતી વિદ્યાર્થિભવન | બીજાપુર—ગુજરાત |
| ૩૪ શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડિંગ | અમદાવાદ |
| ૩૫ શેઠ પ્રે. મો. દિગંબર જૈન બોર્ડિંગ | અમદાવાદ |

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખોઃ વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટે ભાવનગરથી પ્રગટકર્યું.

# છાત્રાલય

(છાત્રાલય મંડળ તરફથી)

વર્ષ ૧ લું | અંક ૧૦ મો
૧૯૨૮ | જાન્યુઆરી

: તંત્રી :
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

"હું, જાગજે બાપુ: જોજે, પડ્યો હો !" વ્હાલી માએ કહ્યું.

"મેં ન્હોતું કહ્યું કે હીંચકો તૂટશે? કહ્યું ન કરે ત્યારે વાગે નહિ?" બાપાએ કહ્યું.

"છોકરાઓ, લખો. કેમ એઇ, મગના, હજી ચીતર જ કાઢયા કરીશ કે કાંઇ ભણીશ?" મ્હેતાજીએ કહ્યું.

"silence! કોઇએ બીજાની પાટીમાં જોયું તો કાઢી મૂકીશ." માસ્તરે કહ્યું.

આ બધાંએ કહ્યું અને બીજા પણ અનેક કહેનારાઓ પડ્યા છે. મારા અંતરાત્માએ શું કહ્યું તે કહું? જીભ તો નથી ઉપડતી છતાં યે કહો તો કહું:

"આ બધાંને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી દ્યો."

અને છતાં યે આવું ન બોલાય એટલે સમસમીને બેસી રહ્યો છું.

"તરુણ"

# સંસ્થા : પુરુષપ્રધાન અને યોજનાપ્રધાન

આપણા દેશમાં મંદિરો બે રીતે ઉભાં થાય છે. એકાદ પ્રભાવશાળી પુરુષ લંગોટી મારીને કોઇ ઝાડ નીચે બેસી જાય; ઝાડની છાયામાં ધીની ધૂણી તાપે; ધૂણી પાસે બે ચાર આજારી લોકો દુઃખ શોધતા આવે; ઝાડ ફરતો ચોતરો ઉભો થાય; ચોતરા ફરતું મંદિર બંધાય; મંદિર પાસે ધર્મશાળા ઉભી થાય, લક્ષ્મી આ ફક્કડના પગમાં આળોટવા લાગે; તેની સુવાસ ચારે બાજુ પ્રસરતી જાય અને એક દિવસ એ મંદિર પર સોનાનું ઇંડું ચડે. આ એક રીત.

કેટલીકવાર એકાદ ધનાઢ્ય માણસને કે રાજાને મંદિર ચણાવવાનો રંગ આવે એટલે રંગમાં ને રંગમાં આરસપહાણનું સુંદર મંદિર ઉભું થાય; સોના રૂપાના કિંમતી દેવ ત્યાં પધારે; મંદિરના નિભાવ માટે રાજ્યની તિજોરીમાંથી પૈસા ચાલ્યા આવે; દેવને અપૂજ્ય ન રાખે એવા પૂજારીને રીતસર રોકવામાં આવે અને રાજ્યના દફતર પર આલેખ થયા પ્રમાણે મંદિરનો વહીવટ રીતસર ચાલ્યા કરે. આ બીજી રીત.

પહેલી રીત વ્યક્તિપ્રધાન છે ત્યારે બીજી રીત યોજનાપ્રધાન છે. અને આ કાંઇ એકલાં મંદિરોને જ લાગુ પડે છે તેમ નથી. જીવનની કોઇ પણ પ્રવૃત્તિમાં આપણે આ બે રીતની સંસ્થાઓ જોઇ શકીએ છીએ. વેપારમાં પુરુષપ્રધાન પેઢી અને યોજનાપ્રધાન પેઢી; સેવામંડળમાં ફક્કડપ્રધાન મંડળ અને યોજનાપ્રધાન મંડળ; શાળાઓમાં ફક્કડપ્રધાન શાળા અને યોજનાપ્રધાન શાળા; દવાખાનાંઓમાં વ્યક્તિપ્રધાન દવાખાનાં અને યોજનાપ્રધાન દવાખાનાં.

ફક્કડપ્રધાન સંસ્થા ફક્કડના ઉંડા આત્મામાંથી જન્મે છે અને ત્યાંથી જ પોષણ મેળવે છે. એ સંસ્થાનું અસ્તિત્વ અને સલામતી ફક્કડની નિશામાં છે. જે દિવસે ફક્કડ પોતે ફક્કડ મટી જાય અથવા તેની પાછળ બીજો ફક્કડ મૂકતો ન જાય તે દિવસે તેની લંગોટીમાંથી થયેલો વૈભવ ગેબાનમેદાન થાય છે. પણ પેલો ફક્કડ એવો ચીવટો હોય છે કે એમ એ મરતો જ નથી.

યોજનાપ્રધાન સંસ્થા કોઇ દિવસ અંતરનું આકર્ષણ ઉભું કરતી જ નથી એટલે તેને મરવાપણું શું હોય ? એ તો યોજના પ્રમાણે ધીમી ગતિથી ચાલે છે અને સદ્ભાગ્યે કોઇ દિવસ સારો આદમી મળી જાય તો ઘડીભર પ્રકાશ નાખી લે છે. છતાં યોજના કરનારા દૂરંદેશીવાળા લોકોના ડહાપણથી ઉભી થયેલી આખી સંસ્થા ઘણું લાંબું આયુષ્ય ભોગવે છે અને ધીમી ગતિથી

પણ સ્થિર પગલે સમાજને લાભ કરે છે.

આપણાં છાત્રાલયોમાં પણ ફક્કડપ્રધાન છાત્રાલયો અને યોજનાપ્રધાન છાત્રાલયો એવા બે વિભાગ આપણે કરી શકીએ. જે માણસે છાત્રાલયના પ્રશ્નને પોતાના જીવનનો પ્રશ્ન માન્યો છે અને એ પ્રશ્નની પાછળ જે થોડું ઘણું પણ ગુમાવવા તૈયાર છે તે માણસ પોતે જે છાત્રાલય ઉભું કરે તે ફક્કડપ્રધાન છાત્રાલય કહેવાય. આવાં ફક્કડપ્રધાન છાત્રાલયો આપણે ત્યાં છે?

આપણાં છાત્રાલયો મોટે ભાગે યોજનાપ્રધાન છાત્રાલયો છે. આપણે ગૃહપતિઓ મોટે ભાગે કોઇએ કરેલી યોજનાનો અમલ કરવા માટે નીમાયેલા લોકો છીએ. આપણને પોતાને છાત્રાલયના પ્રશ્નનો સ્વતઃ શોખ હોય તો જુદી વાત છે. પરંતુ છાત્રાલય એ આપણું પોતાનું ફરજંદ ન હોય એટલે પોતાના ફરજંદ તરફ પિતાને જે લાગણી હોય તે આપણને ન હોય એ સ્વાભાવિક છે. વસ્તુસ્થિતિ આવી છે એટલે છાત્રાલયની સંસ્થાના ચાલકો આપણી પાસેથી ફક્કડના જેવી આશા રાખે અને આપણે તે સંતોષી ન શકીએ તેથી ભારે મનદુઃખ થાય છે. યોજનાપ્રધાન છાત્રાલયોમાં કોઇએ આવા ફક્કડોને માટે આશા રાખવી નકામી છે અને અયોગ્ય છે. ઘણી વાર એવી આશા રાખવાથી સારા ગૃહપતિઓને અન્યાય પણ થઇ જાય છે.

યોજનાપ્રધાન છાત્રાલયો ગૃહપતિ પાસેથી શી શી આશા રાખે?

આટલી જ. યોજનામાં ગૃહપતિની જે ફરજ આંકી હોય તે ફરજમાં ગૃહપતિ કદિ ગાફલ ન રહે. આ ગૃહપતિ જેટલો પગાર ખાતો હોય તેની ભારોભાર કામ આપે. યોજનામાં પોતાની જે યોગ્યતા આંકી હોય તે મેળવવાનો નિરંતર પ્રયાસ કરે. યોજનામાં પોતાનું સ્થાન ન દેખાય તે દિવસે વિવેકથી ચાલતો થાય અને પોતાનાથી ચડિયાતા આદમીને માટે જગા કરે. યોજનામાં જેવું પોતાનું સ્થાન છે તેવું જ બીજાં તત્ત્વોનું પણ સ્થાન છે એમ અંતરથી સ્વીકારે પણ નાહક બીજાંઓને શીંગડે ન ચડાવે: પોતે યોજના માટે ત્યાં છે, યોજના પોતાને રાખવા માટે નથી એટલું ચોકખું સમજી લે.

આથી વધારે આશા કોઇથી કેમ રખાય?

નાનાભાઇ

## મુંઝવણ

સેક્રેટરીઃ "પણ મી. શાંતિદાસ, આ બધું સળગ્યું ક્યાંથી તે જાણો છો?"

ગૃહપતિઃ "મને વહેમ તો પડે છે પેલા વેણીલાલનો. સાહેબ, તે દિવસે વિદ્યાર્થીઓની સભા ભેગી હતી અને આપે તેને ધમકાવ્યો હતો ત્યારથી એના

મનમાં આ ધૂન પેઠી છે."

સેક્રેટરી: "મને પણ એમ જ લાગે છે. પણ મને કહેવા દ્યો મી. શાંતિલાલ, આ તમારા સ્વાતંત્ર્યવાદે જ બધી બગાડાણ માંડી છે. તમારો જો આગ્રહ ન હોત તો આ વિદ્યાર્થી મંડળ બંડળ જેવું કશું જ હું તો કરવા દેવાનો ન હતો. આ વાનરાઓને વળી મંડળો કેવાં અને સ્વતંત્રતા કેવી? એ તો ધોકો મારીએ એટલે ચાલે પાંશરા."

ગૃહપતિ: "પણ સાહેબ, આ યુગ જ આત્મનિર્ણયનો આવ્યો છે તેમાં હવે આપણું આડે આવ્યું ચાલે તેમ નથી. આડા આવ્યા એટલે દેખો, બંડ ઉપર બંડ."

સેક્રેટરી: "એ તમારા જેવા નબળા ગૃહપતિની નબળી મનોદશાનું પરિણામ છે. બાકી આવડા છોકરાઓ વળી આવું બોલતાં કે આવું વર્તન કરતાં શીખે જ શી રીતે? અને ખરી રીતે આવું વર્તન એ તેમને અહિત કરનારૂં છે. આ બધાને અક્કલ ઓછી એટલે સમજતા નથી. મને તો લાગે છે કે તમારા મંડળે જ આ બધા ધમરોળ વાળ્યા છે. હવે કોઇ રીતે એ મંડળ ફંડળ બંધ કરશો?"

ગૃહપતિ: "હવે એ શી રીતે બને સાહેબ? એક વખત સ્વાતંત્ર્ય આપી દીધું પછી પાછું લેવું બહુ મુશ્કેલ. તો તો વળી આ છે તેથી પણ વિષમ સ્થિતિ થાય. માટે હવે તો ડહાપણ વાપરીને રસ્તો કાઢવામાં જ સાર છે."

સેક્રેટરી: "તમારા જેવા નબળા મનના માણસને ગૃહપતિપદ આપીને હું ખરેખર પસ્તાયો છું. ઘડીભર તો મને એમ થઇ જાય છે કે તમને ખસેડીને હુ જ ગૃહપતિ થઈ જાઉં! તો તમને બતાવી આપું કે આ વેજા સાથે કામ કેમ લેવાય."

ગૃહપતિ: "તો તો બહુ જ સારૂં સાહેબ. આપ જો ગૃહપતિ થવા તૈયાર હો તો હું અત્યારે જ ખસી જાઉં."

સેક્રેટરી: "એ જ દુઃખ છે ને કે મારાથી એ બને તેમ નથી! આ તો ધર્મ કરતાં ધાડ થઇ. સેવા કરવા મંડળમાં જોડાણા અને મંત્રી થયા તો આ એ બદામના છોકરાઓને હાથે માર ખાવાપણું આવ્યું. મી. શાંતિલાલ, તમને મારી વેદનાની શી ખબર પડે? વ્યવસ્થાપક સમિતિની બેઠકમાં જો આ હકીકત રજુ થાય તો તો મારા બાર જ વાગે! મારે ત્યાં જવાબ પણ શો આપવો?"

ગૃહપતિ: "ચોખ્ખી હકીકત કહી નાખવી અને આપનો મત જાહેર કરવો."

સેક્રેટરી: "એ ન બને મી. શાંતિલાલ. તમે પંતુજી લોકો આવા અટપટા વ્યવહારમાં બીલકુલ ન સમજો. હા, પણ એક રસ્તો સૂઝે છે. તમે કાલ ને કાલ હરામખોર વેણીયાને કાંઇ ને કાંઇ બ્હાનું કાઢીને ડીસમીસ કરોને! એક જ ઘાએ છૂટકો. કશી પંચાત જ ન રહે! મને લાગે છે કે આ રસ્તો સુંદર છે. તમે જરૂર કાલે તેમ કરો."

ગૃહપતિ: "સાહેબ, તેમ તો થઇ શકે તેમ જ નથી."

સેક્રેટરી: "કેમ શું છે તે ન થઇ શકે? બધું જોખમ મારે માથે સમજો. તમે ડરતા હો તો હુકમ નીચે હું સહી પણ મૂકીશ."

ગૃહપતિ: "પણ સાહેબ, એ તો વિદ્યાર્થિમંડળનો મુખી છે. તેને ડીસમીસ કરીએ તો તો ભારે મોટો ખળભળાટ થાય અને વિદ્યાર્થીઓ હો હો કરી મૂકે."

સેક્રેટરી: "તેની દરકાર નહિ. તે બધું શમાવી શકાશે, પણ એ દુષ્ટ વેણીયાને તો કાઢો જ. મને લાગે છે કે એ જ એક માર્ગ છે હવે. ચાલો કાઢો ઓર્ડર."

ગૃહપતિ: "પણ સાહેબ, તેમ કરવામાં એક બીજો પણ વાંધો છે."

સેક્રેટરી: "શું વળી? તમે તો સાવ બ્હીકણ જ રહ્યા મી. શાંતિલાલ!"

ગૃહપતિ: "આ બે દિવસમાં તે વ્યવસ્થાપક સમિતિના દરેકે દરેક સભ્યને ઘેર જઇ આવ્યો છે, અને પોતાની રીતે બધી હકીકત રજુ કરી આવ્યો છે. ઘણાયે વ્યવસ્થાપકોએ તેના તરફ સહાનુભૂતિ દર્શાવી છે તેમ હું જાણું છું અને આવતી બેઠકમાં આપના ઉપર પ્રશ્નોનો રીતસર મારો જ ચાલવાનો છે. વળી આપના વિરોધીઓને પણ આ એક ઠીક બ્હાનું મળી ગયું છે!"

સેક્રેટરી: "ત્યારે થાય શું? આ તો ભારે મુંઝવણ!"

હરભાઈ

## પ્રશ્નોત્તર

"તમારી બોર્ડીંગમાં વિદ્યાર્થીનું ભોજન કાઇન થાય છે?"

"ના. ભોજન તો ફાઇન નથી થતું, પણ કશું જ ફાઇન નથી થતું."

"વિદ્યાર્થીના હાથે ચીમની ફૂટી જાય તો?"

"ફૂટી જાય તો ફૂટી જાય; ફૂટી ગઇ તેને ફેંકી દઇએ ને નવી ચડાવીએ."

"એના પૈસા વિદ્યાર્થી પાસેથી વસુલ કરતા કે નહિ?"

"અમે નથી કરતા."

"પૈસા આપવા પડે તો ફોડતાં પાણી વાળીને જુએ એમ નહિ?"

"વિદ્યાર્થી જાણીને ચીમનીઓ ફોડે છે એમ હું સ્વીકારતો નથી. એના હાથે અનાયાસે ફૂટી જતી હોય તો ભવિષ્યમાં કેમ ઓછી ફૂટે તેનો ઉપાય મારે શોધવો પડે. એને હાથે ચીમનીઓ ઓછી ફૂટે એવો પ્રબંધ હું કરૂં પણ ચીમની ફોડવા બદલ તેને સજા ન કરૂં."

"તમારે ત્યાં તો કહે છે કે વિદ્યાર્થીઓ બધા સ્વતંત્ર છે એટલે કોઈ કોઈનું માને નહિ, કાં?"

"સ્વતંત્રનો અર્થ હું એવો નથી સમજતો."

"હાં સ્વતંત્ર એટલે સ્વતંત્ર! સૌ મનમાં આવે તેમ વર્તે. મારા મનમાં આવે તો એકને લાત ઠોકું અને બીજાના મનમાં આવે તો મને બચકું ભરે."

"જો સ્વતંત્રતાનો આવો અર્થ હોય તો મારી બોર્ડિંગમાં તમે કહો છો તેવી સ્વતંત્રતા છે જ નહિ."

"પણ તમે તો સ્વતંત્રતાના મોટા હિમાયતી છો ને? તમારી હિમાયતને બળે તો આજે આખા ગૂજરાતની બોર્ડિંગોમાં વિદ્યાર્થીઓ ગૃહપતિની સામું બોલે છે, તેનું કહ્યું માનતા નથી અને ઠેકઠેકાણે ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચે હોંસાતુંસી ને ખેંચાખેંચી ચાલે છે."

"હું સ્વતંત્રતાનો હિમાયતી છું એ સાચું. પણ તમે જેને સ્વતંત્રતા કહો છો તેને હું અતંત્રતા કહું છું. મેં એવી સ્વતંત્રતાની હિમાયત કદિ કરી જ નથી. સ્વતંત્રતા એ તો સ્વચ્છંદ અને ગૃહપતિના અયોગ્ય દબાણની વચલી વસ્તુ છે."

"પણ આજે તો વિદ્યાર્થીઓ સ્વતંત્રતાને નામે ગૃહપતિઓ સામે ચાલી નીકળ્યા છે."

"એમ બન્યું હોય તો હું ખરેખર દિલગીર છું! પણ હજી મને એ સાચું લાગતું નથી. આપણે ગૃહપતિઓ નિયમનના ખોટા ખ્યાલો મનમાં રાખી બેઠા છીએ એટલે વિદ્યાર્થી જરા કાંઈ કરે એટલે સ્વતંત્રતાને ભાંડવા નીકળીએ છીએ, એમ તો નથી?"

"વિદ્યાર્થીને અક્કલ હોય ગધેડા જેટલી, પણ ગૃહપતિ કહે તેમ ન કરતાં મનનું ધાર્યું કરે ત્યારે ખીજ ન ચડતી હોય તોયે ચડે!"

"એકાદ દાખલો આપશો?"

"એક કહેતાં એકવીશ. આ કાલે જ પેલા દેવશંને મેં કહ્યું હતું કે સરગવા પર જોજે ચડતો નહિ હો! એ બટકણી જાત છે. પણ એ વાંદરો

રહે ? આજે પંખીનાં બચ્ચાં જોવા ઉપર ચડ્યો ને પગ ભાંગ્યો ત્યારે હેઠો બેઠો."

"એને પંખીનાં બચ્ચાં જોવા સારૂ નીસરણી આપી હોત તો ?"

"એ તો ઘણેય પહેલો નીસરણી લેવા આવ્યો; પણ નીસરણી ભાંગી જાય માટે મેં ઉપડાવી લીધી."

"તમે વિદ્યાર્થીને નીસરણી રાખીને બચ્ચાં જોવાની સ્વતંત્રતા આપી હોત તો પગ ભાંગીને પણ બચ્ચાં જોવાની સ્વતંત્રતા તે ન લેત. હું તો તમને એમ જ કહું કે નીસરણી ઉપડાવી લીધી એ તમે ઠીક ન કર્યું."

"ત્યારે તમે વિદ્યાર્થીને ફાવે તેમ કરવા દ્યો, કેમ ?"

"જરૂર નહિ. વિદ્યાર્થીની જે વાત અયોગ્ય લાગે તેમાં તેમનું ન માનું અને તેમને પણ સમજાવું."

"તો પછી એવી સ્વતંત્રતા તો અમારે ત્યાં પણ ઠેઠ પીટાય છે. અમારે ત્યાં શું વિદ્યાર્થી ભૂખ્યા રહે છે ? તરસ્યા રહે છે ? ઉજાગરા કરે છે ?"

"સાચી વાત એમ નથી. મારે ત્યાં વિદ્યાર્થી જ્યાં સુધી બીજાને અડચણ ન કરે ત્યાં સુધી તે ગમે તેમ રમે, કૂદે, કરે તેમાં મને અડચણ નથી; ઊલટું બીજાને અડચણ ન થાય તેવી રીતે ને ખૂબ સ્વતંત્રતાથી રમે કૂદે એ વાતને હું ઉત્તેજન આપું છું. કારણ કે વિદ્યાર્થી જીવનમાં આ વસ્તુની ઉપયોગિતા હું સમજું છું. તમે ડાહ્યા સમજુ વિદ્યાર્થીના ખ્યાલો મનમાં રાખીને વિદ્યાર્થી રમે કૂદે તેને તોફાન કહો છો, અને એ ન્યાયે તોફાનને દાબવાનો પ્રયત્ન કરો છો, ત્યારે તેની ચાંપ બમણા જોરથી ઉછાળો મારે છે. તોફાન તો મારે ત્યાં પણ કરે છે ને તમારે ત્યાં પણ કરે છે. પણ મારે ત્યાં મારા થઈને તોફાન કરે છે જ્યારે તમારે ત્યાં તમારા મટીને તોફાન કરે છે. મારે ત્યાં હું પણ તોફાનમાં સામેલ હોઉં એટલે તોફાનનું સ્વરૂપ આનંદનું હોય છે, જ્યારે તમારે ત્યાં તમે સામા પક્ષમાં હો એટલે તોફાનનું સ્વરૂપ રંજાડનું હોય છે; ને તમને ચીડવવાનો ગર્ભિત હેતુ પણ હોય છે."

"વારુ. તમારી આ પડ જવા દ્યોને. વાંદરા કીધા એટલે થઇ ચૂક્યું ! તમારે ત્યાં વિદ્યાર્થીઓ માસિક ચલાવે છે ને ?"

"હા, ચલાવે છે ?"

"તેમાં કેવાક લેખો આવે છે ?"

"લેખો તો સરસ આવે છે."

"એ માસિકમાં કોઈ વિદ્યાર્થી તમારી વિરુદ્ધ લખે તો?"

"લખે તો ભલેં લખે. તેને મારી કોઇ વાત અયોગ્ય જણાય તો લખે. તેમાં મને શો વાંધો!"

"પણ એ રીતે તમારી પ્રતિષ્ઠા ઓછી થાય."

"જે પ્રતિષ્ઠાને વિદ્યાર્થીનો એક લેખ હડસેલી પાડે તે પ્રતિષ્ઠા રહી કે ગઇ એ બન્ને સરખુ જ છે તો!"

"ના, ના. પણ તમારી સંસ્થા ઉપર માસિકમાં કોઇ ટીકા કરે તો?"

"સંસ્થા મારી છે તેટલી જ વિદ્યાર્થીઓની પણ છે. સંસ્થાના વહીવટ માટે અમે બધા જવાબદાર છીએ. મારી ફરજમાં હું ગફલત કરતો હોઉં ત્યાં વિદ્યાર્થીઓ મારા પર ટીકા કરે અને વિદ્યાર્થીઓ પોતાની ફરજમાં ગાફલ હોય તો પોતા પર પણ ટીકા કરે. એવી ટીકામાં મને શો વાંધો હોય?"

"પણ ધારો કે તમારા પર ખોટી ટીકા કરી."

"તો બીજો કોઇ વિદ્યાર્થી તેને જવાબ ન આપે?"

"ધારો કે તમારી વિરુદ્ધ બધા વિદ્યાર્થીઓને તે ઉશ્કેરે ને સંસ્થાના અસ્તિત્વને જોખમમાં નાખી દે."

"તો બધાનાં અંતર વાંચીને જરૂર જણાય તો સંસ્થામાંથી હું તેને રાજી હૈયે મુક્ત કરું."

"તો તો મુક્ત કરો ખરાના?"

"મુક્ત કરવો જ પડે તો લોહીભીની આંખે મુક્ત કરું. પણ એ વખત જ ન આવે, મારા મહેરબાન! મારે અને મારા વિદ્યાર્થીને આવી કોઇ બાબતમાં ખેંચતાણ થાય ત્યારે મારું ધાર્યું કરવા કરતાં વિદ્યાર્થીનું ધાર્યું કરવામાં મને હંમેશ મારો વિજય દેખાય છે. આવા વિરોધના પ્રસંગમાં જે ગૃહપતિ વિદ્યાર્થીઓને હાથે પરાજય ખમવા તૈયાર હોય છે તે જ ગૃહપતિની આંખમાં વિદ્યાર્થીઓ સમાઇ જાય છે. અને ઉઘાડી આંખે સ્વીકારેલો પરાજય જીતનારા બધા વિદ્યાર્થીઓનાં માથાં ગૃહપતિના ખોળામાં લાવી મૂકે છે. મહાભારત કહે છે: सर्वत्र जयमन्विच्छेत् पुत्रात् इच्छेत् पराजयं।"

"વિદ્યાર્થીનું ધાર્યું થાય તો તો માથે ચડી જાય."

"તેમને નઠારા દબાવવાથી એ પગમાં પડતા હોય એમ લાગશે પણ વખત આવ્યે આપણા એ ટાંગા ઝાલીને આપણને મ્હોંભર પાડશે. એના કરતાં આ માથે ચડે તે સારા કે ઉતર કહીએ ત્યારે હેઠે કૂદી પડે અને હસતે ચહેરે ઉભા રહીને આપણી સામે ગેલ કરે. નાનાભાઈ

## કેવું મજાનું !

છાત્રાલયના આંગણામાં પગ મૂક્યો ત્યાં પેસતાં જ મજાના રંગબેરંગી સાથીયા પૂરેલા હતા.

આગળ ચાલ્યો ત્યાં બેઉ બાજુ મજાનાં ફુલઝાડ વાવેલાં, અને વચ્ચે આરસી સમાન કેડી બનાવેલી.

મુખ્ય ઓરડામાં પગથિયાં ચઢ્યો ત્યાં પગથિએ પગથિએ સુવાસિત ફુલોનાં કુંડાં અને ઓશરી વચ્ચે સુગંધી ધુપદાની પડેલી. મુખ્ય ઓરડામાં જાઉં છું ત્યાં તો છણુ છણુ છીંક આવે તેવું બધે ચોકખું ચોકખું.

વિદ્યાર્થીઓના નિવાસગૃહોમાં પ્રવેશ્યો અને જોયું તો ધોળાશેતર જેવાં લુગડાં પહેરીને પોતપોતાના અભ્યાસમાં મશગુલ થઇ બેઠેલા દેવનાં ચક્ર જેવા વિદ્યાર્થીઓ નજરે પડ્યા.

રસોડું જોયું. ક્યાંયે એંઠવાડ જ નહિ; અને રસોયાના શરીર ઉપર જરાપણ ગંદવાડ નહિ.

ગૃહપતિ સાહેબની ઓરીમની વ્યવસ્થા તો બસ! અને તેમનાં વિનય અને નમ્રતા પાસે માથું ઝુકાવવું ગમે.

આખાયે છાત્રાલયમાં ક્યાંઇ અવ્યવસ્થા નહિ, ક્યાંઇ ગંદવાડ નહિ, ક્યાંઇ ગડબડ કે નકામો અવાજ નહિ. આખુંયે છાત્રાલય મજાનું, મજાનુ ત્યાંથી નીકળવાનું મન પણ ન થાય. હરભાઇ

## કેવું અળખામણું ?

છાત્રાલયના આંગણામાં પગ મૂક્યો ત્યાં પેસતાં જ આંગણામાં નાનણુની ચીરા પડેલી.

આગળ ચાલ્યો ત્યાં બેઉ બાજુ પૂંજાના ઢગલા પડેલા અને મૂતરના રેલા ચાલેલા.

માંડમાંડ મોઢે હુચો દઇને પગથિયા પાસે આવ્યો ત્યાં પગથિયા ઉપર જ થુંક, બડખા અને શેડા પડેલા, અને ઓશરી વચ્ચે જ બે ત્રણ સાવરણી આથડે.

મુખ્ય ઓરડામાં જાઉં ત્યાં તો ધૂળ ધૂળ થઇ રહેલું ટેબલ અને આખા ઓરડામાં ગમે તેમ ઉડતી પસ્તી.

કંટાળીને વિદ્યાર્થીઓના નિવાસસ્થાનોમાં જાઉં ત્યાં તો હોલ્ડા અને

ઓરડા ! જેનાં પણ ચીતરી ચડે તેવાં ગંદાં તેમનાં કપડાં. શરીરે મેલનો પાર નહિ. માથે મવાળાનાં જાળાં બાઝેલાં અને પાવડા પાવડા જેવા નખ વધેલા. ઘણાની આંખમાં તો ચીપડા પણ દેખાય અને માંહેમાંહે ગાળાગાળી, અને મારામારી કરે.

ત્યાંથી ગયો રસોડા તરફ. રસોડાની બો'થી તો માથું ફાટી ગયું. રસોયો એટલે ઘાંચીનો જ અવતાર. મ્હોંમાં પાનતમાકુનો ડૂચો, ને હોઠ વચ્ચે બીડી. ચૂલો ફૂંકતો જાય, નાક છીંકતો જાય અને કણક બાંધતો જાય.

ગૃહપતિ સાહેબની કચેરીમાં જાઉં ત્યાં ઓરડામાં ક્યાંયે વ્યવસ્થા જ નહિ. પોતે બે છોકરાને ધમકાવતા અને એકને તમાચો મારતા દેખાયા. તેમના ક્રોધ આગળ દુર્વાસા પણ હારે. મ્હોંમાં ન મળે વિવેક કે ચહેરા ઉપર ન મળે શાંતિ.

આખાયે છાત્રાલયમાં ફરી વળ્યો પણ ક્યાંયે વ્યવસ્થા નામે પણ નહિ. ગડબડનો પાર નહિ અને અવાજ તો એટલો બધો કે કાનપડ્યું પણ ન સંભળાય !

આખુયે છાત્રાલય અળખામણું અળખામણું. ત્યાં ઘડીએ ઉભા રહેવાનું પણ મન ન થાય.

હરભાઈ

## હું બોર્ડિંગનો વિદ્યાર્થી હોઉં તો

ઓછામાં ઓછા નિયમોથી બોર્ડિંગ ચાલે એવું ઇચ્છું.
સ્વીકાર્યાં હોય તે નિયમોને બરાબર વળગી રહું.
મારાથી નાના વિદ્યાર્થીઓ પર જોહુકમી વાપરૂં નહિ.
મોટા વિદ્યાર્થીઓની જોહુકમી સાંખું નહિ.
જુવાન અવસ્થામાં ઘરડી ઘરડી વાતો કરૂં નહિ.
કસરત રમતોમાં કદિ ગેરહાજર રહું નહિ.

શરીર નીચોવાઇ જાય એવા અવળા ધંધામાં પડું નહિ; પડી ગયો ને તો કોઇ પણ ઉપાયે બહાર આવું.

ગૃહપતિના ધર્મોનો વિચાર કર્યા પહેલાં તો મારા ધર્મોનો વિચાર કરૂં.
ગૃહપતિને વહાલો થવા કોઈની ચાડીચૂગલી કરૂં નહિ.
મારા સ્વાતંત્ર્ય પર સખત પહેરો ભરૂં.
બોર્ડિંગની સેવામાં માથું ઉતારી આપું.

નાનાભાઇ

# છાત્રાલયમાં સંગ્રહસ્થાન

બાલ અવસ્થા, કુમાર અવસ્થા અને કિશોર અવસ્થા એ બધી ઉંમર જ એવી હોય છે કે જ્યારે તેમને કંઇ ને કંઇ કરવાની ઇચ્છા થયા જ કરે. છાત્રાલયમાં વસતા હરકોઇ વિદ્યાર્થીની–પછી તે નાની ઉંમરનો હોય કે મોટી ઉંમરનો હોય–પેટી, ટ્રંક કે કબાટ તપાસશો તો તેમાં કંઇ ને કંઇ ચીજો સંગ્રહ કરેલી દેખાશે જ. ગૃહપતિએ વિદ્યાર્થીની આ ટેવો ઉત્તેજવા જેવી છે એટલું જ નહિ પરંતુ તેની પાછળ શિક્ષણની દૃષ્ટિ જો દાખલ કરવામાં આવે તો તો કેટલુંયે જ્ઞાન વિદ્યાર્થીને વગર મહેનતે અને વગર શિક્ષકે મળી જાય તેવું છે. વળી સ્વયંશિક્ષણનો સિદ્ધાંત લઇને બોલીએ તો તો જેટલી જેટલી પ્રવૃત્તિઓ પાછળ વિદ્યાર્થીને સ્વયંરસ હોય છે તેટલી બધી જ તેને જ્ઞાન તરફ પ્રેરે છે; અને એ ન્યાયે સંગ્રહ કરવાની વૃત્તિ પાછળ વિદ્યાર્થીમાં આપણે જે રસ જોઇએ છીએ તે જોતાં તો વિદ્યાર્થીને આપણે એ સંગ્રહ દ્વારા કેટલાયે નવા જ્ઞાનના પ્રદેશ તરફ વાળી શકીએ.

પરંતુ સંગ્રહ કરવાની ખાલી વૃત્તિને પોષણ આપવાથી બહુ લાભ નહિ થાય. એ સંગ્રહવૃત્તિમાં વિવેક દાખવવો તે પહેલી જરૂરી વસ્તુ છે. શરૂઆતમાં કામની અને નકામી એવી ઘણી વસ્તુઓ મધરતો આપણે વિદ્યાર્થીને જોઇશું. તેમાંથી કામની અને નકામી કઇ છે તેનો વિવેક કેળવવા માટે ગૃહપતિએ પોતે એ સંગ્રહ માટે ખંતિલા અને અભ્યાસી બનવાની જરૂર પડશે.

સંગ્રહના વિવેક પછી બીજી વસ્તુ તે નવી નવી વસ્તુઓનો તેમાં કરવાનો ઉમેરો. સંગ્રહ કરવાની આપણે તેને નિતનવી તરકીબો પણ બતાવી શકીએ. ઉદાહરણાર્થે જે જે રખડતા કાગળો કે પસ્તીઓ હાથમાં આવે તેમાંથી સુંદર સુંદર ચિત્રો કે આકૃતિઓ કાપી લેવી અને તેને સુશોભિત રીતે ગોઠવીને રાખવી. આમ કરી જોવાથી ધૂળમાંથી પણ રત્નો હાથ લાગવાનો સંભવ છે. તેવી જ રીતે જ્યારે અને જે ઠેકાણે કંઇ પણ નવીન વસ્તુ હાથ લાગે કે તુરત જ તેને પોતાના સંગ્રહસ્થાન માટે ઉઠાવી લેવી. સંગ્રહ કરવાની વૃત્તિને વિદ્યાર્થીની hobby ( છંદ ) કરાવી મૂકવી જોઇએ.

ત્યાર પછી ધ્યાનમાં રાખવા જેવી બાબત તે અનેક જણના સંગ્રહોને એકઠા કરીને તેને માટે અલાયદા કાઢેલા કોઇ એકાદ સ્થળમાં તેની કલામય ગોઠવણ કરવી તે છે. સંગ્રહ કરવાના શોખીન એવા બે ત્રણ વિદ્યાર્થીઓને આ કામ માટે ચૂંટવા અને દરેક વસ્તુને તેના વિભાગ વાર ગોઠવીને

મૂકવાની તેમને તાલીમ આપવી. આમ કરવાથી જે છૂટી છૂટી વસ્તુઓ કશા પણ આકર્ષણ વિના પડી રહે તે તેમને યોગ્ય સ્થાન અને ગોઠવણ મળવાથી ખૂબ જ આકર્ષક બની રહેશે, અને વિદ્યાર્થીઓને તેમાંથી ઘણીયે પ્રેરણાઓ મળ્યા કરશે.

પછીની ધ્યાનમાં રાખવા જેવી બાબત તે દરેક વસ્તુને વિજ્ઞાનની દૃષ્ટિથી ઉકેલી તે તે બાબતનો આવશ્યક-વૈજ્ઞાનિક, તેમજ ઐતિહાસિક ઉલ્લેખ તે તે વસ્તુની સાથે લખીને મૂકવો એ છે. આ કામ કરવા માટે ગૃહપતિએ પોતે તેવો થોડો ઘણો અભ્યાસ કરવો પડશે તેમજ વિદ્યાર્થીઓને પણ તે દિશામાં વાળવા પડશે.

છાત્રાલયમાં સંગ્રહ કરવા કરાવવા તરફ ગૃહપતિ આટલુંશું પણ લક્ષ આપે તો છાત્રાલયે કેળવણીની દિશામા ખરેખર એક સંગીન પગલુ ભર્યું ગણાશે.

હરભાઇ

## દાંત

શરીરના સામાન્ય આરોગ્યમા દાંતના આરોગ્યનું સ્થાન બહુ ઉંચું છે. દાંત એ તો આખા જઠરનો ખાસ અંગરક્ષક. એ સાજો હોય ત્યાં સુધી તો કોને સાહેબ સુધી જવા દેવા, કેવા રૂપમાં જવા દેવા, કોને પાછા કાઢવા એ બધું નક્કી કરે. પણ એ માંદો પડે ત્યારે ખલાસ! ઘણી વાર એ માંદો ન હોય ત્યારે પણ બેઠો બેઠો ઊંઘ્યા જ કરે છે એટલે સાહેબને ભારે પીડા થાય છે તે ખીજાય છે પણ ખરા!

દાંતનું આરોગ્ય જાળવવા માટે આપણે શું શું કરીએ?

દાંત મુખ્યત્વે ત્રણ રીતે બગડે છે: (૧) દાંતમાં પદાર્થો ભરાઈ રહેવાથી; (૨) કોહી ગયેલા પદાર્થો ખાવાથી; (૩) અતિ ઉના, અતિ ટાઢા, અતિ ખાટા, અતિ તીખા એવા પદાર્થો ખાવાથી.

દાંતમાં પદાર્થો ભરાઇ ન રહે તે માટે જમ્યા પછી દાંતને ખૂબ સાફ કરવાની જરૂર છે. વિદ્યાર્થીઓ સવાર સાંજ જમ્યા પછી બધાયે દાંતને ઘસીને બરાબર સાફ કરે, જરૂર પડે તો મીઠાથી સાફ કરે અને પેઢાના ભાગોમાં પણ કાંઇ ભરાઇ ન રહે માટે આંગળી નાખી પેટાંને સાફ કરે એ જરૂરનું છે. જે લોકોને મુખવાસ લેવાની ટેવ હોય તેઓ મુખવાસ લીધા પછી પણ પાણીથી મ્હોને સાફ રાખે તો જ ઠીક છે. જેઓ મુખવાસને નામે આખો દિવસ મસાલેદાર પાનપટ્ટી, તમાકુ, જીનતાન, સેસિનતાન વગેરે ચાવ્યા કરે

છે તેઓ પોતાના દાંતને હાથે કરીને બગાડે છે. વિદ્યાર્થીઓએ આ ટેવોમાંથી બચી જવું જોઇએ.

દિવસમાં ઓછામાં ઓછું એકવાર બધા દાંતોને ઘસીને સાફ કરવાની જરૂર છે. આપણી દાતણ કરવાની રીત આ દૃષ્ટિથી બહુ જ સારી છે. આપણે છાત્રાલયમાં તપાસ કરશું તો માલુમ પડશે કે કેટલાક વિદ્યાર્થીઓ દાતણ બીલકુલ કરતા જ નથી. તેમની આ ટેવને આપણે સુધારી લેવી જોઇએ. કેટલાંક કુટુંબોમાં દાતણ નામનું જ કરવામાં આવે છે. ગમે તેવું સૂકું પાકું બાવળનું લાકડું લઇને તેને મ્હોમાં આમતેમ ફેરવ્યુ એટલે દાતણ થઇ ગયું! આપણે છાત્રાલયોમાં તો વિદ્યાર્થીઓને તાજા, લીલાછમ દાતણનો શોખ જગાડી શકીએ અને દાતણ કેવી રીતે કરવું, તેને કેમ ઘસવું, પેઢાં તથા દાંતને મસળીને તેમને કેવી રીતે કસરત આપવી, ઉળ કેમ ઉતારવી વગેરે શાસ્ત્રીય રીતે સમજાવી શકીએ. જે વિદ્યાર્થીઓના દાંત કોઇપણ કારણથી વધારે ગંદા હોય તે દાતણની સાથે કોલસાની ભૂકી અગર તો મંજન ઘસે તો ગંદા દાંત ચોખ્ખા થઇ જશે. જેના દાંત વધારે ગંદા હોય તેને રાત્રે સૂતા પહેલાં પણ દાતણ કરવાની ટેવ પાડીએ તો ફાયદો થવાનો સંભવ છે.

દાંત બગડવાનું બીજું કારણ કોહી ગયેલા પદાર્થોનું સેવન છે. વાશી શાક અને બગડી ગયેલાં ફળો દાંત બગાડવામાં ભારે મદદ કરે છે. આપણાં છાત્રાલયોએ આ સંબંધમાં બહુ જાગતા રહેવાની જરૂર છે. વાશી શાક કે બગડી ગયેલાં ફળોને છાત્રાલયમાં પ્રવેશ જ ન મળે એટલી સાવચેતી આપણે રાખીએ. એ જ શાક તાજું હોય ત્યારે દાંતનું સંરક્ષણ કરે છે પણ ઉતરી ગયું એટલે તેની સામું પણ ન જોઇએ. આપણે કરકસરની ખોટી દૃષ્ટિથી આવાં હલકાં શાકોને અને ફળોને સ્વીકારી ન લઇએ. હા, આપણી સ્થિતિ ન હોય તો શાક વિના ચલાવી લઇએ પણ સાંજના વખતે આખું ગામ લઇ ગયા પછીનું પડતર શાક સસ્તું લાવીને વઘારઆદિથી તેને સ્વાદિષ્ટ બનાવવાનો વીશીશાઇ મોહ આપણે છોડી દઇએ.

બહુ ઉનું ખાવાથી પણ દાંત બગડે છે. જેઓ ઘરમાં ઉની ઉની ઉતરતી રોટલી ખાય છે તેઓ દાંતને નુકશાન કરે છે. એ જ પ્રમાણે જેઓ બહુ જ ઠંડા બરફ જેવા પદાર્થો ખાય છે તેઓ પણ દાંતને નુકશાન કરે છે. છાત્રાલયમાં બહુ ઉના પદાર્થો તો મળે નહિ પણ બજારમાં મળે તથા ઘેર મળે. બજારનાં ગરમાગરમ ભજીયાં દાંતને બગાડે છે; અમેરિકામાં આઇસક્રીમે પ્રજાના દાંત નબળા કરી નાખ્યા છે. અતિ તીખા મરચાંવાળા પદાર્થો તથા

દાંત અંબાઈ જાય તેવી કાચી કેરી પણ દાંતને નુકશાન જ કરે છે. માટે આવી અતિશયતાઓનો પણ ત્યાગ કરવો જોઇએ.

આ તો દાંતને બગડવા ન દેવાની વાત થઇ. સાથે દાંતને મજબૂત કરવાની સહેલી બે વાતો પણ કાં ન વિચારીએ?

શરીરના બીજા ભાગોને જેમ કસરતની જરૂર છે તેમ દાંતને પણ છે. એટલા માટે ચાવી ચાવીને ખાવું એ દાંતને મજબૂત રાખવાનો મુખ્ય ઉપાય છે. આપણે આજે ચાવીને ખાવું ભૂલ્યા છીએ. ખાસ કરીને, દાંતને જરા કસરત મળે એવા ભાખરી જેવા કઠણ પદાર્થો ભોજનમાં થોડા ઘણા હોવા જ જોઇએ. ખાવાના બધા પદાર્થો સાવ પોચા પોચા હોય એ સારૂં નથી. પ્રસંગોપાત નો શેરડી, ભુંજેલા ચણા, વગેરેની સાથે પણ દાંતને કુસ્તી મળવી જોઇએ. આપણા દાંતને આપણે બેકાર કરી નાખ્યા છે, પણ વિદ્યાર્થીને ચાવીને ખાવાની ટેવ આપણે પાડવી જોઇએ.

તાજાં શાક, તાજાં ફળો, ગોળીઉતાર છાશ, લીંબુ, તલનું તેલ, ને લવીંગ એ પદાર્થો દાંતને મજબૂત બનાવવામાં ઉપયોગી છે એટલે છાત્રાલયોના ભોજનમાં આ બધાને યથોચિત સ્થાન મળવું જોઇએ. બેશક લવીંગ જેવા પદાર્થો તો અત્યંત પરિમિત જ વપરાય.

ક્યા વિદ્યાર્થીના દાંત ખરાબ છે તે બધી વખત એની મેળે ખબર પડતી નથી, એટલે છાત્રાલયમાં ડૉક્ટરી તપાસ કરાવીને આ વસ્તુ પહેલી નક્કી કરવી અને જેના દાંત બગડેલા જ હોય તેને માટે તો ડૉક્ટરની દવા શરૂ કરવી એ જ રસ્તો છે. બાકી જેમના દાંત બગડેલા નથી તેમના હવે પછી બગડે નહિ તે માટે આપણે ઉપર પ્રમાણે છાત્રાલયમાં પગલાં લેવાં જોઇએ.

નાનાભાઇ

## સાચી કેળવણી

એકલવ્ય હિમાલયના એક જંગલમાં રહે. દરરોજ સવાર પડે કે ખભે તીરકામઠું લેતોક એકલવ્ય મેદાન પર જાય અને નિશાનો તાકે.

એ તો એકલવ્યનું તીર. મોટા મોટા બાણાવળીઓ પણ આ ભીલડા પાસે પાણી ભરે. તેનું નિશાન આબાદ. તાક્યું ત્યાં વીંધે જ રહે. કદાચ પૃથ્વી રસાતાળ જાય કે સૂર્ય પશ્ચિમમાં ઉગે પણ એકલવ્ય નિશાન ન ચૂકે.

ભીલડાની જાત! કેડે પોતડી અને માથે ફેંટિયું. કોની પાસે શીખ્યો હશે?

દ્રોણાચાર્ય તેના ગુરુ. આમ તો દ્રોણાચાર્ય પાંડવ કૌરવોના ગુરુ. ત્યાં

એકલવ્યને પેસવાયે કોણ દે ? પણ એકલવ્યે ગુરુના આ ઇન્કાર પર છેદ માર્યો. તેણે પોતાના મનથી દ્રોણને ગુરુ માન્યા; તેમનું એક માટીનું સુંદર પૂતળું બનાવ્યું, પોતાના મનથી તેમની પાસે દીક્ષા લીધી અને પૂતળા સમક્ષ આત્મકેળવણી શરૂ કરી.

એકલવ્યની વાત તો દેશપરદેશમાં ફેલાઇ ગઇ. દ્રોણાચાર્યને કાને પણ આવી. અર્જુન દ્રોણગુરુનો પટ્ટશિષ્ય તેનાથી કોઇ ચડે એ કેમ સંખાય?

દ્રોણ હિમાલયમાં ગયા; ત્યાં એકલવ્યનું જંગલ શોધી કાઢ્યું. એકલવ્યના મેદાનમાં જઇને તેની અદ્ભુત વિદ્યા પણ જોઇ લીધી.

"બિચારો અર્જુન !" દ્રોણે નિસાસો મૂક્યો.

ગુરુએ પૂછ્યું: "અરે એકલવ્ય ?"

"કોણ એ ?"

"તારા ગુરુ કોણ ?"

"મારા ગુરુ દ્રોણપ્રભુ."

"હું પોતે જ દ્રોણાચાર્ય."

ધાવણ વિના તરફડતું બાળક માને દેખીને જેમ દોડી જાય તેમ એકલવ્યે દોટ દીધી. તીર અને કામઠું દ્રોણાચાર્યને ચરણે મૂક્યાં અને સાષ્ટાંગ નમસ્કાર કરી ઉભો રહ્યો. આજે તેના બત્રીશે કોઠે દીવા હતા.

"ગુરો, હું કૃતાર્થ થયો. શી આજ્ઞા છે ?"

"હું ગુરુદક્ષિણા લેવા આવ્યો છું."

"મારાં અહોભાગ્ય ! આપ માગો તે આપવા સેવક તૈયાર છે."

"મારે કાંઇ મોટું માગવું નથી. તારા જમણા હાથનો અંગુઠો મને આપ એટલે બસ." દ્રોણે હુકમ ફેંક્યો.

એકલવ્ય અંગુઠો કાપવા તૈયાર થયો ત્યાં કાનમાં કોઈ ગણગણ્યું: "મૂર્ખો ન થતો. અંગુઠો ગયા પછી તારામાં શું રહેવાનું છે ? એવા તો કૈંક ગુરુ થવા આવે. ભણાવવા ત્યારે ખાસા રાજકુંવરોને અને અંગુઠો લેવો ત્યારે તારી પાસે ! તને એક દિવસ પણ ભણાવ્યો છે ? તારી વિદ્યા તો તારા પોતાના પ્રયાસની છે. એકસો પાંચ અંગુઠા પડેલાં લઇ આવે એટલે ખબર પડે કે અંગુઠા કેમ મળે છે !"

પણ એકલવ્યનું અંતર તરત જ ઉછળ્યું:

"નહિ, નહિ. છાનો ઝખ ન માર. મેં તો દ્રોણને મારા ગુરુ માન્યા

માર્ગોને, આપણાં સાધનોને–આખાયે છાત્રાલયના પ્રશ્નને તપાસી લેશું.

આજે આપણે સૌ પોતપોતાનાં છાત્રાલયો ચલાવીએ છીએ. આપણી પાસે આપણું ખેતર છે, આપણા નિયમો છે, આપણાં સાધનો છે. આપણે બધા છાત્રાલય ચલાવવા અંગેથી અમુક અમુક વિચારો ધરાવીએ છીએ અને એ વિચારોનો આપણા છાત્રાલયમાં અમલ કરીએ છીએ. આપણે સૌ આપણી ઉણપો સમજીએ છીએ, આપણી મર્યાદા પિછાનીએ છીએ અને એ મર્યાદા ક્યાં ક્યાં ખટકે છે તે પણ આપણી જાણ બહાર નથી.

પણ આ બધા પ્રસંગોએ આપણે માત્ર આપણા છાત્રાલયનો વિચાર કરીએ છીએ. આપણી પાસે છાત્રાલયમાં કોઈ પ્રશ્ન ઉભો થાય ત્યારે તેનો નિકાલ લાવવામાં આપણે ઘણી વાર આપણા છાત્રાલય પૂરતો જ વિચાર કરીએ છીએ. અને આ એટલું બધું સ્વાભાવિક બની જાય છે કે આપણો નિકાલ જેમ બધે બધાં છાત્રાલયોનો નિકાલ હોય એમ માનતા આપણે થઈ જઈએ છીએ. આપણો પ્રશ્ન એ બીજા છાત્રાલયોનો પણ પ્રશ્ન છે છતાં એ પ્રશ્નનો ઉકેલ આપણે એક રીતે લાવીએ અને બીજા બીજી રીતે લાવે એ વાત આપણા મનમાંથી ઘણી વાર સરી પડે છે. કોણ જાણે કેમ, પણ આપણો નિકાલ એ જ ખરો નિકાલ એવો દુરાગ્રહ આપણને બંધાઈ જાય છે અને પરિણામે આપણે જડ બની જઈએ છીએ.

આવી જડતા દૂર કરવામાં આવાં સમેલનો ખાસ ઉપયોગી છે. આવાં સંમેલનોમાં ભાતભાતનાં છાત્રાલયો ચલાવનારા ગૃહપતિઓ, સેક્રેટરીઓ, ચાલકો વગેરે એકઠા મળે; છાત્રાલયના પ્રશ્નો પર એ બધા ભાઈઓ પોતપોતાનાં દૃષ્ટિબિંદુઓ રજુ કરે. તેમાંથી આપણને પોતાનેયે નવી દૃષ્ટિ મળી જાય. પોતાના પ્રશ્નને અને તેના ઉકેલને પોતાની દૃષ્ટિથી તો સૌ જુએ જ છે. એ જ પ્રશ્ન ઉપર બીજી દૃષ્ટિ પણ હોય અને મારા કરતાં વધારે તેજસ્વી પણ હોય એટલું માનવાની ઉદારતા આપણે કાં ન કેળવીએ? અલબત્ત, જ્યાં સુધી આપણા ઉકેલ કરતાં બીજાનો ઉકેલ ચોક્કસ વધારે સારો છે એવી અંતરની ખાત્રી ન થાય ત્યાં સુધી આપણે આપણા વિચારમાં મક્કમ રહીએ એ સમજી શકાય તેવી વાત છે. આપણા જેવા જ બીજા કામ કરનાર ભાઈઓ જે રીતે વિચાર કરે છે તે રીત ધ્યાનમાં પણ ન લઈએ તો તો આપણે કોહી જવાના. એટલે આવાં સંમેલનો આપણી પાસે આખાયે છાત્રાલયના પ્રશ્ન ઉપર જૂદાં જૂદાં દૃષ્ટિબિન્દુઓ રજુ કરે, અને એ બધાં દૃષ્ટિબિન્દુઓથી આપણામાંનો દરેક પોતાના દૃષ્ટિબિન્દુને એક વાર ફરીથી તપાસી જાય; તો

આપણી જડતાં ઓછાં દૂર થાય. આજે તો આપણે બીજાનું સાંભળવા તૈયાર નથી; બીજાના નવા દેખાતા વિચારથી આપણે ભડકીએ છીએ; નવા વિચારને નામે સાચા ઉકેલને ઉતારી પાડીએ છીએ; જૂના જમાનાના કથા વાંચનારની માફક નવા બ્રાહ્મણની પોથી આપણે ફેંકી દઇએ છીએ; આપણે જે વર્તુળ નક્કી કર્યું છે તે વર્તુળની બહાર દુનિયા હોય જ નહિ એમ માની લઇએ છીએ; અને આવી અનેક રીતે આપણે છાત્રાલયના વિચારોને આરબના નાડાની માફક પકડી બેઠા છીએ. ઘણી વાર આપણા વિચારોને બહાર પાડશું તો રખેને વિચારો હલી જશે એવી બીકથી આપણે સંમેલનોમાં આવવા છતાં આપણા વિચારોમાં ફેરફાર ન થાય એવી જ તજવીજ રાખ્યા કરીએ છીએ અને આપણા પોતાના વિચારો પર જ ચોકી ભરીએ છીએ.

આપણે સૌ આ બીજા સંમેલનમાં જરૂર હાજરી આપીએ. આપણે સૌ આ બીજા સંમેલનમાં આપણા વિચારો છૂટથી ચર્ચીએ. આપણે સૌ આ બીજા સંમેલનમાં બધા ભાઇઓનાં દૃષ્ટિબિન્દુઓને ધીરજથી આદર આપીએ. આપણે સૌ પોતાનું દૃષ્ટિબિન્દુ જ ખરું છે એમ નક્કી કરીને ન આવીએ પણ જે સત્ય હોય તેને સ્વીકારવા માટે ખુલ્લે દિલે, આવીએ. આપણે સૌ આપણને સત્ય લાગે તેટલું જ સ્વીકારીએ પણ બીજાઓને પણ પોતાને સત્ય લાગે તે સ્વીકારવાનો અધિકાર છે એમ કબુલ કરીએ. એક જ પરમ તત્ત્વની ઉપાસના કરવાવાળા લોકો પોતપોતાની રીતે ઉપાસના કરે તેમાં સૌએ જે સહિષ્ણુતા બતાવવી ઘટે છે તે જ સહિષ્ણુતા આપણે સૌ એકબીજા પ્રતિ બતાવીએ. સંમેલનનો આ સૌથી મોટો લાભ.

આ સંમેલન એક બીજી રીતે પણ વધારે ધ્યાન ખેંચે છે. પહેલા સંમેલનમાં બધાં છાત્રાલયોના વિદ્યાર્થીઓને રીતસર આમંત્રણ આપવામાં આવ્યું ન હતું. અમરેલીના ભાઇઓએ આ સંમેલનની સાથે જ છાત્રાલયોના વિદ્યાર્થીઓનું પણ એક નાનકડું સંમેલન ગોઠવ્યું છે. આ નાનકડા સંમેલનમાં આપણાં બધાં છાત્રાલયોના બે બે પ્રતિનિધિઓ આવશે, તેઓ પોતે પોતાની દૃષ્ટિથી છાત્રાલયના અનેક પ્રશ્નો પર ચર્ચા કરશે અને વિદ્યાર્થીઓ તરીકે તેમને જે કાંઇ સૂઝશે તે મુખ્ય સંમેલનના નેતાઓ પાસે નમ્રતાપૂર્વક રજુ કરશે.

આપણે તો બધા ગૃહપતિઓ, સેક્રેટરીઓ અને ચાલકો રહ્યા. આપણે વિદ્યાર્થીનો વિચાર કરીએ તે મોટે ભાગે આપણી દૃષ્ટિથી. વિદ્યાર્થીઓ આપણા વિષયો અને આપણે તેમને કેળવનારા લોકો એ આજની મનોદશા.

પણ કેળવણી એ જડ ક્રિયા નથી; એ તો જીવનની વસ્તુ છે. માટીના ઢેફાને પલાળીને તમે એક બીબામાં ઈંટ પાડી શકો છો; સીસાના ગઠ્ઠાને લીસો કરીને તેના પર મરજી પડે તે કોતરી શકો છો; લાકડાના કટકાને રંદો મારીને ગમે તેમ છોલી શકો છો. પરંતુ મનુષ્યને તમે આ રીતે કેળવી શકતા નથી. મનુષ્યને આત્મા છે, તેને બુદ્ધિ છે, તેને ભાવાભાવ છે, તેને વ્યક્તિત્વ છે. મનુષ્યને કેળવવો હશે તો જોરજુલમથી નહિ કેળવાય; માત્ર બહારના દબાણથી નહિ કેળવાય; આપણી રીતે નહિ કેળવાય. એને કેળવવો હશે તો એની રીતે કેળવાશે; તે માટે તો તેનો અભ્યાસ કરવો પડશે, એ કેળવણીના નિયમો જાણવા પડશે અને આખા મનુષ્યની અભિમુખતા થશે ત્યારે એ કેળવાશે; એનો અંતરાત્મા શાનો ભૂખ્યો છે તે જાણવું પડશે.

વિદ્યાર્થીઓના અંતરાત્માની આવી પિછાન કરવાના અનેક માર્ગો છે. તેમાંનો એક સર્વ સુલભ માર્ગ આ પ્રકારનું તેમનું સંમેલન છે. અમને આશા છે કે વિદ્યાર્થીઓનું આ સંમેલન આપણા કાર્યમાં આપણને ખૂબ જ મદદગાર થશે; તેમજ ગૃહપતિ અને વિદ્યાર્થીઓ એમ બંને મળીને આખું છાત્રાલય, એ નવીન ભાવના જગાડવામાં સારી એવી પહેલ કરશે. —તંત્રી

**કાર્યાલય તરફથી:**—મંડળ સાથે નીચેની સંસ્થાઓ જોડાઇ છે.

( ૩૬ ) શ્રી કચ્છી દશા ઓસવાળ જૈન બોર્ડિંગ. મુંબઇ
( ૩૭ ) શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડિંગ. લીંબડી
( ૩૮ ) કાઠિયાવાડ મોઢ વણિક બોર્ડિંગ ભાવનગર

આગામી બીજા છાત્રાલય સંમેલનના પ્રચાર અર્થે મુંબઇમાં તા. ૮–૧–૨૮ ના રોજ સ્મોલકોઝ કોર્ટના વડા જડજ શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપણા નીચે મળેલી જાહેર સભાએ સંમેલન પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ પસાર કર્યો હતો.

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય સંમેલન

છાત્રાલય સંમેલનનાં નગારાં વાગી રહ્યાં છે; સંમેલનની પત્રિકાઓ બહાર પડ્યે જાય છે અને અમરેલી મુકામે સંમેલનની તૈયારીઓ ખૂબ જોસભેર ચાલી રહી છે.

પણ સંમેલનની તૈયારી એટલે શું ?

સંમેલનની તૈયારી એટલે આખાયે સંમેલનના કાર્યનો સાંગોપાંગ વિચાર; સંમેલનની તૈયારી એટલે એના આખાયે વિચારને બરાબર મૂર્તિમંત કરવાની ગોઠવણ; સંમેલનની તૈયારી એટલે આખાયે સંમેલનનું ધ્યેય સિદ્ધ થાય એવો કાર્યક્રમ અને એ કાર્યક્રમને અંગે નિબંધોની પસંદગી, ચર્ચાના વિષયોની વિચારણા, મહેમાનોના ઉતારા, પાણી, પાગરણ, રસોડું, મંડપ વગેરેની ગોઠવણ.

સંમેલનો એ આજે આપણા માટે નવી વસ્તુ નથી. આપણા નાતવરા, આપણી જ્ઞાતિપરિષદો, આપણી રાજકીય પરિષદો વગેરેનો આપણને ઠીક ઠીક અનુભવ છે એટલે સંમેલનની બાહ્ય તૈયારીઓ કરવી એ આપણે મન રમત વાત છે.

પરંતુ આવી બાહ્ય તૈયારીઓની પાછળ જે વિચાર અને વ્યવસ્થાશક્તિની ખાસ આવશ્યકતા છે તે આપણે કેળવતા નથી એટલે આપણાં સંમેલનો એક પ્રકારના શંભુમેળા જેવાં બની રહે છે. આપણા સમાજની સભાઓ પાંચ વાગે ભરાવાની હોય તો ૭ વાગે ભરાય, બોલનારાઓ ગમે તે દિશાનાંથી નીકળી આવે અને માત્ર ૭ વાગે પૂરી થવાની સભા નવે માંડમાંડ પૂરી થાય. આપણે જમવા બેસીએ ત્યારે કેમ જાણે મેરાયું ઉતર્યું ! નહિ વખતનું ઠેકાણું, નહિ સ્વચ્છતાનું ઠેકાણું, નહિ પીરસનારનું ઠેકાણું; આપણા ઉતારાઓ એટલે જ્યાં ત્યાં ગાદલાં ગોદડાં રખડે, સંજવારીનું નામ નિશાન નહિ, શેતરંજીઓ પર રજ ચડી હોય અને પાણીના ગોળા તો આરબના ગોળા સમજી લ્યો–જાણે બાવાઓનો અખાડો ! પાયખાનાં તથા મુતરડી માટે કાં તો સગવડ જ ન હોય એટલે બધાં સ્થળો પાયખાનાં તથા મુતરડી તરીકે ચાલે; અને વ્યવસ્થા હોય તો એટલી બધી ખરાબ કે ત્યાં એક મિનિટ બેસવુંયે ન ગમે.

આ બધી બાહ્ય તૈયારીઓની વાતો છે; પણ આ વાતોની ઉપેક્ષા થઇ શકે નહિ. આ ઉપેક્ષા કોઈ પણ સંમેલનમાં ક્ષંતવ્ય તો નથી જ; પણ તેમાંયે કેળવણીની સંસ્થાઓના સંમેલનમાં તો અસહ્ય નથી. છાત્રાલય એ તો કેળ-

વણીની સંસ્થા. આપણે છાત્રાલય મારફત સમાજમાં પરિવર્તન કરવા માગીએ છીએ. આપણા વિદ્યાર્થીઓ આજે આપણી પાસેથી જે લઇને જશે તે આવતી કાલના સમાજમાં દાખલ થવાનું છે માટે આપણાં સંમેલનોમાં આ બાહ્ય તૈયારી માટે આપણે માથે મોટી જવાબદારી છે. આજના નાતવરામાં જમ્યા પછી પતરાવળાં ઉડતાં હોય તેમ આપણે ત્યાં સંમેલનમાં સૌ જમ્યા પછી પતરાવળાં ચારેપાસ ઉડશે તો સંમેલન નકામું ગણાશે; સમાજમાં એક-કોની અવ્યવસ્થા લોકો ચલાવી શકે છે પણ આપણે ત્યાં અવ્યવસ્થા હશે તો સંમેલનના વિચારકો નિરાશ થશે; સમાજમાં લોકો પાયખાનાં તથા મૂતરડી પાસે પણ નાતમાં જમી શકે છે પણ આપણે ત્યાં સ્વચ્છ અને વ્યવસ્થિત વાતાવરણમાં જ જમાડશું તો કોઇક દિવસ સમાજ એ રીતે જમતાં શીખશે. આ બધી વસ્તુઓ પર વિચાર કરીને આપણે સંમેલનનાં બાહ્ય અંગોને પણ પૂરેપૂરાં દીપાવીએ. જરૂર, એક રીતે તો આ બધાં બાહ્ય અંગો છે જ નહિ. છાત્રાલય જીવનમાં આ તો સૌથી પહેલાં આવશ્યક અંગો છે અને તે સિદ્ધ ન થાય ત્યાં સુધી છાત્રાલયની બીજી બધી તાલીમ કેવળ નકામી છે. આપણા આખાયે સંમેલનમાં આપણે આ બાબત ખૂબ કાળજી રાખીએ અને છાત્રાલયોમાં કેવી સ્વચ્છતા, કેવી વ્યવસ્થા, કેવી કલા, કેવી શાંતિ, કેવી સરળતા, કેવી કમસર્તી કરકસર હોવાં જોઇએ તે ભાષણોથી બતાવવાને બદલે સંમેલનની આ બાહ્ય તૈયારીથી જ બનાવી દઇએ.

આટલું બાહ્ય તૈયારી માટે. પણ આ બધું તો બધાં સંમેલનોમાં હોય. છાત્રાલય-સંમેલનની વિશિષ્ટતા તો આપણા પ્રમુખના ભાષણોમાં હશે, આપણા નિબંધોમાં હશે, આપણી ચર્ચાઓમાં હશે. આપણા પ્રમુખનું ભાષણ આપણા માર્ગમાં નવો પ્રકાશ પાડશે. આપણા નિબંધો આપણને જૂદી જૂદી દૃષ્ટિ આપશે અને આપણી ચર્ચાઓ આપણે આજે કયાં ઉભા છીએ અને ક્યાં સુધી જઇ શકીએ તેમ છીએ તે બતાવી આપશે. પણ એથીયે એક પગલું આગળ જઇને બોલીએ તો આપણા પોતાના અંતઃકરણની તૈયારી એ સાચી આંતર તૈયારી છે. સંમેલનમાં અનેક નવા વિચારો આવશે; આખી કેળવણીની આલમમાં આજે જે જે વિચારાઇ રહ્યું છે તે એક યા બીજા રૂપે સંમેલનમાં ખડું થશે; અનેક અનુભવીઓના અનુભવો રજુ થશે; મગજને ગુંચવી નાખે એવા અનેક કોયડાઓ ઉકેલ માગશે; પરસ્પર વિરોધી અનેક વિચારો હાજર થશે. આ બધામાંથી જે સાચું લાગે તે સ્વીકારવા જેટલી આપણા અંતઃકરણની તૈયારી એ જ સાચી આંતર તૈયારી છે. આપણે સૌ ત્રણ દિવસ સુધી

માચડા પર ચડીને ભાપણો ફેંક્યે રાખીએ અને પાંડિત્યની હોંસાતોંસી કરીએ એથી કાંઇ આપણું સંમેલન સાર્થક નહિ ગણાય. આપણે ખાલી ચર્ચા કરવા અને કન્સેશનનો લાભ લઇ એકબીજા સાથે રંગીલો ભાતૃભાવ કેળવવા એકઠા નથી થતા. આપણે તો ભાતૃભાવ કેળવી એકબીજાને વધારે સમજવા છે; એકબીજાના અનુભવોનો લાભ લેવો છે; એકબીજાના જ્ઞાનથી સમૃદ્ધ થવું છે અને એવી અનેક રીતે આપણાં છાત્રાલયો આજે છે તેથી આવતી કાલે વધારે સારાં થાય એ સાધવું છે. એટલે સંમેલનમાં આપણે બધા અંતઃકરણ ઉઘાડાં રાખીને આવીએ, જે કાંઇ નવું સત્ય મળી આવે તેને આવકાર આપીએ અને એ વસ્તુને આપણા છાત્રાલયમાં રીતસર સ્થાન આપીને આપણા આવકારને છાજતો કરીએ.

આ પ્રમાણે બાહ્ય તૈયારી અને આંતર તૈયારી કરવાની જવાબદારી સૌથી વધારે તો અમરેલી પર છે. અમરેલી મહેમાનોની સરભરાના યત્નથી યશ ખાટી જાય અને પોતાનાં છાત્રાલયો આજે ચાલે છે તેવાં જ ચલાવે રાખે તો અમરેલીએ સંમેલન માટે નકામી મહેનત કરી ગણાશે. એવી ખાલી મહેમાનગતી તો બીજા અવસરે પણ થઇ શકે. અમરેલીનું સ્વમાન તો તો જ શોભે જો અમરેલી પ્રમુખનું સ્વાગત કરવાને બદલે પ્રમુખના વિચારોનું સ્વાગત કરે; અમરેલીનું સ્વાગત તો જ શોભે જો અમરેલી મહેમાનોની સ્થૂળ સેવા કરવાને બદલે કેળવણીના નવીન વિચારોની સેવા કરવા તૈયાર થાય; અમરેલીનું સ્વાગત તો જ શોભે જો સંમેલન પછી અમરેલીનાં છાત્રાલયોમાં નવ: પ્રાણસંચાર થઇ જાય.

અમરેલી આવી બાહ્ય તૈયારી અને આવી આંતર તૈયારી કરીને આખા છાત્રાલય સંમેલનને દીપાવે એવી આશા કોણ ન રાખે?

તંત્રી

## સી. આઇ. ડી.

આપણા સમાજને માટે સી. આઇ. ડી. કાંઈ નવી વસ્તુ નથી. થોડાંએક વર્ષો પરના આપણા સંયુક્ત કુટુંબજીવનમાં નણંદ એ સાસુ સરકારની સી. આઈ. ડી. જ હતી. ઉછરતી વહુઓ—આવતી કાલની પ્રજાને જણનારીઓ શું બોલે છે, શું ચાલે છે, શું ખાય છે ને શું પીએ છે તેના પર આ સી. આઇ. ડી. ની આંખ હતી. વહુ પાણી જાય ત્યાં નાનકડી નણંદ ભર્યો ઘડો ડુલીને એ ડગલાં-આગળ ઊભી જ હોય. વહુ ગાંસડી બાંધીને નદીએ ધોવા

જાય, જાણે કે નદી કાંઠે હેવું દ્રસવશું; ત્યાં નાનકડી નણંદ બે લોટા લઇને નીકળે જ નીકળે. વહુ લપાની છુપાની ધણીની સાથે બે વાત કરી લેવા ઉભી રહે ત્યાં આ તરકડી કોણ જાણે ક્યાંથી આવી પડે અને કતરાની કતરાની ચાલે. આ નણંદ આજના ફોનોગ્રાફને લજવે તેવી યથાર્થતાથી સાસુ સરકાર પાસે પોતાનો રિપોર્ટ મૂકતી.

આ સાસુ સરકાર પરદેશી સરકાર જેવી હતી. સાસુનું સ્થાન વહુઓના હૃદયમાં ન હતું, પોતાની જોહુકમીમાં હતું. આ સાસુને સત્તા વ્હાલી હતી. પોતાના દીકરાઓ ગમે તેટલા મોટા થાય તો પણ પોતાને અધીન જ રહે અને સ્વતંત્ર ન થાય એવી તેની અંતરની નેમ હતી. સાસુ સરકાર જ્યાં લાંબો કાળ ચાલતી ત્યાં દીકરાને માવડીયા કરતી અને નહિતર સસરાનુ રાજ ઘરની બહાર નીકળે તે દિવસથી સાસુને ખૂણો અને નણંદને પાશેરિયું મળતાં.

આથી એક બીજા પ્રકારની સી. આઇ. ડી રાજા રામના વખતમાં ચાલતી. સુમંત્ર મહારાજ રામનો સી. આઇ. ડી. ઓફિસર. દરરોજ અયોધ્યામાં ફરીને લોકો ઘરમાં શી શી વાતો કરે છે, રાજા વિષે કેવા કેવા વિચારો ધરાવે છે તે સુમંત્રને જાણવું અને રામચંદ્રને જણાવવું.

લોકો તો શું કહે? ધોબીની જાત! આખા અયોધ્યાનો મેલ ધોનારાં ધોબી લોક! "એ તો રામ એવો તે રાવણના ઘરમાં બેય પછી સીતાને પાછો સંઘરે..." સુમંત્રના કાન સળગી ઊઠ્યા.

બીજે દિવસ ઉગ્યો. રાજાને સુમંત્રનો રિપોર્ટ મળ્યો. તે ક્ષણે તો રામને મૂર્છા આવી: 'અરરર! જેને હું મારી પ્રજા ગણું તે મારાં છોકરાં આ વિચાર કરી શકે છે! પણ નહિ! મારાં બાળકોને જે મા ન ખપે તે સીતા મને શી રીતે ખપે?"

રામે સીતાનો ત્યાગ કર્યો. ત્યાગ પછી તો વર્ષો વહી ગયાં; સીતાના વિયોગે રામનું આખુયે જીવન લુખ્ખું બની ગયું; અયોધ્યાની પ્રજાના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો! પણ સીતા તો ગયાં તે ગયાં જ!

અને તોયે જીવનના અંતે જ્યારે સ્વર્ગમાં જવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ જ પ્રજાને, એ જ ધોબી ધોબણને સાથે લઇ રામચંદ્ર સ્વર્ગે સિધાવ્યા.

આ રામચંદ્રની સી. આઇ. ડી.

વિદ્યાર્થીઓ આપણા માટે કેવા કેવા વિચારો ધરાવે છે, છાત્રાલયની વ્યવસ્થા વિષે વિદ્યાર્થીઓનાં કેવાં કેવાં મંતવ્યો છે, ગૃહપતિના જીવન પર તેઓ કેવી આંખ માંડી રહ્યા છે, ગૃહના નિયમો તરફ તેમની કેવી વૃત્તિ

છે: આ બધી બાબતો જાણવી ગૃહપતિને માટે જરૂરી છે. અને આજે તો આંતર માનસશાસ્ત્ર એટલું બધું આગળ વધી ગયું છે કે આ બધી બાબતો ગૃહપતિઓ આજે ઘણી જ સહેલાઈથી જાણી શકે છે. વિદ્યાર્થીઓને પોતાની માન્યતાઓ પ્રકટ કરવાની છૂટ આપો; તેમને ખાત્રી આપો કે ગૃહપતિના ખોળામાં તેમનાં માથાં તદ્દન નિર્ભય છે એટલે તેમના વિચારો જાણવા સહેલા છે. આવા વિચારો જાણ્યા પછી તે પરથી પોતાનો આંક કાઢવો, પોતે ક્યાં સુધરવાનું છે તે નક્કી કરવું, પણ વિચારો જણાવનાર વિદ્યાર્થીઓ માટે મનમાં જરાયે કુતર્ક ન લાવવો એ ગૃહપતિનું કામ.

આપણે ગૃહપતિઓ છાત્રાલયમાં કેવી સી. આઇ. ડી. રાખીએ છીએ તેને સૌ પોતાના અંતર સાથે વિચાર કરી લે.

નાનાભાઇ

## એ મારી સત્તાની વાત નથી !

૧

મુલાકાત લેનાર: "મેં આપનું છાત્રાલય આખું જોયું. હવે હું આપની સાથે થોડીએક વાતો કરવા ઇચ્છું છું. આપને વખત છે?"

, અમરેલીનું સ્વાગત તર્જ્ . આપણે અત્યારે જ વાતો કરી શકીએ."
કરવાને બદલે કેળવણીના નવીન વિચારોના છાત્રાલયના ગૃહપતિ ઉપરાંત બીજું
લીનું સ્વાગત તો જ શોભે જો સંમેલન પ
પ્રાણસંચાર થઈ જાય. પ્રાઈસ્કૂલમાં ઇતિહાસનો શિક્ષક છું."
અમરેલી આવી બાહ્ય તૈયારી અને આવ્યમજે છે?"
છાત્રાલય સંમેલનને દીપાવે એવી આશ રોજ માટે મકાન.'
વિદ્યાર્થીઓને હમેશાં સાંજે રમવા દેવામાં

## સી. આઇ

વખત ચાલે છે તેથી તેમણે વાંચવું જ
આપણા સમાજને માટે સી. આ ાવે અને છાત્રાલયનું સારું ન દેખાય."
એક વખો પરના આપણા સંયુક્ત કુટુંબથી માનતા કે રમત રમવાથી તો ઉલટી
સી. આઈ. ડી. જ હતી. ઉદ્ વારૂએ અભ્યાસમાં વધારે સરલતા આવે છે?'
શું બોલે છે, શું ચાલે છે, ારીએ ખા છું."
સી. આઇ. ડી. ની આંખ હતી. વહુ પાણના પ્રમાણે અમલ કેમ કરતા નથી?"
કન્નીને બે ડગલાં આગળ ઉભી જ હેસાહેબ કહે તેમ માનવાનું. વિદ્યાર્થીઓએ

અહીં રહીને શું કરવું અને શું ન કરવું એ મારી સત્તાની વાત નથી."

મુ. લે. "સમજ્યો."

૨

મુ. લે. "આપના છાત્રાલયમાં વિદ્યાર્થીઓ પોતે છાત્રાલયનું કંઇ કામ કરે છે ખરા?"

ગૃહપતિ: "જેટલું સોંપીએ તેટલું કરે."

મુ. લે. "હું આપને એમ પૂછવા ઇચ્છું છું કે આપના છાત્રાલયમાં વિદ્યાર્થીઓને તેમની જવાબદારી ઉપર કંઈ કામ સોંપવામાં આવે છે ખરું?"

ગૃહપતિ: "ના જી. વિદ્યાર્થીઓને અમે કયારેક કેટલુંક કામ સોંપીએ છીએ ખરા, દાખલા તરીકે દાતણ લાવવાં, શાક લાવવું વગેરે. પણ એ તો અમે તેમને સોંપીએ તે કરે."

મુ. લે: "આપને ત્યાં વિદ્યાર્થિમંડળ જેવી કાંઇ વિદ્યાર્થીઓને હાથે ચાલતી સંસ્થા છે?"

ગૃહપતિ: "ના જી. તેવુ કશુ જ નથી. થોડાં કાર્ય માટે અમે મેનેજરો નીમી દીધા છે અને તે સોંપેલુ કામ સંભાળે છે. દાખલા તરીકે રસોડાનો મેનેજર ભોજન વખતે ધ્યાન રાખે અને કાંઈ ફરીયાદ જેવું હોય તો મને જણાવે. તે જ પ્રમાણે લેસનનો મોનીટર લેસનનું ધ્યાન રાખે અને જે કોઇ લેસન ન કરે તેને મારી પાસે લાવે."

મુ. લે: "પણ તમે વિદ્યાર્થીની કોઇ પણ પ્રકારની સ્વતંત્ર સંસ્થામાં માનો છો ખરા? તમે જાણો છો કે હવે આ યુગ સ્વાયત્ત શાસનનો અને સ્વનિર્ણયનો છે તે વખતે વિદ્યાર્થીઓ ઉપર ખાલી દોર મૂકયે નહિ ચાલે. તેમને કંઇક પણ જવાબદારી અને સ્વાતંત્ર્ય આપવાં જ જોઇએ. આવું કંઈ તમારા છાત્રાલયમાં હોવું જોઇએ એમ તમે માનો છો ખરા?"

ગૃહપતિ: "હું જરૂર માનુ છુ. અને તેવું ન હોય તે છાત્રાલયને એક મૃત સંસ્થા ગણું છું."

મુ. લે: "તો પછી તમારી સંસ્થાને શા માટે મૃત રહેવા દો છો? તેમાં તો વિદ્યાર્થીઓના સત્ત્વને પ્રગટ થવા દેવાનો કંઇક અવકાશ આપો!"

ગૃહપતિ: "માફ કરજો સાહેબ, હજી પણ તમને મારું સ્થાન સમજાયું નથી. તેમાં ફેરફારો કરવા એ તો સેક્રેટરી સાહેબોનું કામ છે. હું તેમાં કંઈ જ ન કરી શકું. અને એ મારી સત્તાની વાત નથી."

મુ. લે. "સમજ્યો."

હરભાઇ

જ કોણ રહેવા આપે છે ? કામમાં કામ વિદ્યાર્થીઓ સાથે ગપાટા મારવા."
આ વિચારને પરિણામે સેક્રેટરી છાત્રાલયમાં ગૃહપતિને પોતાનો નોકર માને છે, ગૃહપતિના વ્યવસ્થાના હુકમોમાં માથું મારે છે, ગૃહપતિને પૂછ્યા વિના નિયમો ઘડે છે, વિદ્યાર્થી અને ગૃહપતિઓનો સંબંધ બંધાય તેમાં આડે આવે છે અને કોઇ પણ સ્વમાનવાળા ગૃહપતિને માટે છાત્રાલયમાં રહેવું અશકય કરી મૂકે છે.

ગૃહપતિ વિચારે છેઃ "આ સેક્રેટરી અને કમીટીના મેમ્બરો સમજે કાંઇ નહિ, અને નકામા દખલ શા માટે કરતા હશે ? આ અજડ જેવા લોકોને નથી આદર્શો, નથી વિદ્વત્તા, નથી નીતિ અનીતિનો વિવેક; માત્ર વ્યવહારની પ્રતિષ્ઠાથી અહીં આવી ગયા છે. આવાં મોટાં મોટાં પાઘડાંઓથી શું સંસ્થાઓ ચાલતી'તી ? આ તો મારા જેવા કેળવાયેલા માણસનું કામ ! સેક્રેટરી આવે છે ત્યારે રસોડામાં પેસી જાય છે, પાણીની ઓરડીમાં ફરી વળે છે, કોઠારનું બેલન્સ તપાસે છે પણ તેમને ખબર નથી કે આ બધી વસ્તુઓ કેળવણી નથી. એમને બાપડાને બીજું શું જોતાં આવડે ? પોતે હિસાબનો ચોપડો જાણતા હોય તો ના ? બે ઘડી આવ્યા, ઇધર તીધર મને બે વેણ કહ્યાં, નોકરને દબડાવ્યો ને ચાલ્યા ગયા ! આવા સેક્રેટરીઓ હોય ત્યાં કામની મજા જ શેની આવે ? આવી ગુલામી સ્વીકારવી તે કરતાં તો સવારના ત્રણ કલાકના ટયૂશનમાં ત્રીશ રૂપિયા લઇને લ્હેર ન મારીએ ?"

આ અને આવી ખેંચતાણો આખાયે છાત્રાલયમાં ચાલી રહે છે, આ ખેંચતાણ શાથી ઉભી થાય છે ?

દરેક જણ બીજાનો વિચાર કરે છે અને પોતાનો વિચાર નથી કરતો ત્યારે આ ખેંચતાણ ઉભી થાય છે.

વિદ્યાર્થી ગૃહપતિ કેવો હોવો જોઇએ તેનો વિચાર કરે છે, ગૃહપતિએ વિદ્યાર્થી પર પ્રેમ રાખવો જોઇએ એવો વિચાર કરે છે, ગૃહપતિએ માબાપ થવું ઘટે છે એમ વિચાર કરે છે, ગૃહપતિમાં વિદ્યાર્થીઓનું આકર્ષણ કરવાની શક્તિ હોવી જોઇએ એમ વિચારે છે; પણ પોતે કેવા હોવું જોઇએ, પોતાનો ધર્મ શો હોઇ શકે, પોતાનામાં ગૃહપતિનો લાભ લેવાને માટે કેવી લાયકાત હોવી જોઇએ એનો વિચાર કરતો નથી. ગૃહપતિ વિદ્યાર્થીઓનો વિચાર કરે છે. વિદ્યાર્થીઓમાં કેવી ગુરુભક્તિ હોવી જોઇએ તેનો ખ્યાલ કરે છે, વિદ્યાર્થીઓમાં ડિસીપ્લીન કેટલી જરૂરી છે તે વિચારે છે, વિદ્યાર્થીઓના નાના એવા આતાભંગને પણ સહન કરી શકતો નથી અને સુધારવાને બહાને લગાવે છે; પણ પોતાનામાં કેવી

લાયકાત જોઇએ તેનો વિચાર સરખો કરતો નથી; પોતાનામાં બીજાને દોરવાની આવડત છે કે કેમ તેનું તેમને ભાન નથી.' આ જ પ્રમાણે ગૃહપાત સેક્રેટરીની લાયકાતનો વિચાર કરે છે અને સેક્રેટરી ગૃહપતિની નાલાયકી પર ભાર મૂકે છે. દરેક બીજાની નાલાયકી પર ભાર મૂકી અંતરમાં પોતાની જાતને રીઝવે છે અને પોતાની નાલાયકી કેટલી છે તેનો વિચાર કરવાની તસ્દી તો કોઈ જ લેતું નથી.

જ્યાં જ્યાં માણસ કેવળ બીજાઓના ધર્મનો અને બીજાઓના કર્તવ્યનો વિચાર કરે અને તેની સાથે પોતાના ધર્મનો વિચાર ન કરે ત્યાં ત્યાં આવી ખેંચતાણ જરૂર થાય. ખરી રીતે તો માણસ માત્રે બીજાઓના કર્તવ્યનો વિચાર કરતા પહેલાં પોતાના કર્તવ્યનો વિચાર કરવો ઘટે છે. જે માણસ પહેલાં પોતાનો ધર્મ વિચારી લે અને પછી બીજાઓના કર્તવ્યનો વિચાર કરે તે વિકાસને માર્ગે છે. વિદ્યાર્થીઓ ગૃહપતિની ફરજની ચર્ચાઓ કરે તે પહેલાં વિદ્યાર્થી તરીકેની પોતાની લાયકાત મેળવવા મંડી પડે; ગૃહપતિ વિદ્યાર્થીઓને માથે ધર્મો ઓઢાડવા નીકળી પડે તે પહેલાં પોતાની લાયકાત મેળવવા મંડી પડે; સેક્રેટરી ગૃહપતિના દોષો જોવા કરતાં પોતે જ સેક્રેટરી તરીકે પોતાનો ધર્મ સમજી લે અને ગૃહપતિ પણ શિક્ષકના કાંઠામાં તણાઇ ન જતાં છાત્રાલયમાં પોતાનું કેટલું સાચું મમત્વ છે તે આંક્યા પછી જ સેક્રેટરી સાથે લડાઇમાં ઉતરે તો આ બધી ખેંચતાણ આપો આપ દૂર થઇ જશે. આજે છાત્રાલયમાં આપણે બધા આપણા હક્કોનું સંરક્ષણ કરવા ટટ્ટાર થઇ ગયા છીએ પણ જેને માથે જવાબદારી ન હોય તેને હક્કો હોઇ શકે નહિ એ આપણે ભૂલી ન જઇએ.

છાત્રાલયનાં બધાં માણસો આ જવાબદારીઓ પર વધારે ટટ્ટાર થઈ જાય તો આ ખેંચતાણ પોતાની મેળે ઢીલી થઇ જશે એટલું જ નહિ પણ જે બળ આજે આ ખેંચતાણ કરવામાં વપરાય છે તે જ બળ આખાયે છાત્રાલયને ઉંચે ચડાવવામાં જરૂર વપરાશે.

નર્મદાભાઇ

## એક ચિત્ર

આજે નવયુગના પડઘા વાગી રહ્યા છે, નવી સંસ્કૃતિના પાયા રચાવા લાગ્યા છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે ગૃહમાં કે શાળામાં કે છાત્રાલયમાં નિયમન અંદરથી આવવું જોઇએ; વિદ્યાર્થીઓ ઉપર નિયમન લાદવું ન જોઇએ. તેવા સમયમાં આપણાં છાત્રાલયોમાં કેટલીક બાબતોનો વિચાર કરીએ.

આપણા પ્રાંતમાં છાત્રાલયો ચાર પ્રકારનાં છે. એક તો જ્ઞાતિનાં; જેનો હેતુ જ્ઞાતિનાં બાળકોને કેળવણીનાં સાધનો આપવા કરતાં વધારે નહિ હોય. બીજાં શાળાઓ સાથે રાખેલાં હોસ્ટેલો. ત્રીજાં સાર્વજનિક છાત્રાલયો. પરંતુ એકાદ બે એવાં પણ છાત્રાલયો હશે કે જેઓ શિક્ષણના આદર્શ ખાતર જ જીવતાં હોય.

છાત્રાલયમાં એક નોટીસ બોર્ડ હોય છે. તેના ઉપર કાર્યક્રમ ચોડવામાં આવે છે. છાત્રાલયની મુલાકાત લેનારને ગર્વ સાથે તે બતાવવામાં આવે છે. ઉત્થાન સમય ઉન્હાળામાં પાંચ, શિયાળામાં સાડા પાંચ. ગૃહમાં ૧૧ વર્ષનો વિદ્યાર્થી અને ૨૦ વર્ષનો વિદ્યાર્થી હોય; બન્નેએ ઘંટના અવાજ સાથે ઉઠવું જ જોઇએ. પછી તુર્ત પ્રાર્થના હોય છે. આ પ્રાર્થના તો બહુ ભાગે બંધ આંખે ઘણા કરે છે. આ પ્રાર્થના વખતે કેટલેક સ્થળે હાજરી લેવાય છે; ગેરહાજર રહેનારનો શાક, ઘી કે દૂધનો દંડ થાય છે. આ નાટકમાં શું થાય છે? પ્રાર્થના થઈ રહ્યા પછી ગૃહપતિ જાય ઘેર અને વિદ્યાર્થીઓ ટપોટપ સુઇ જાય. વિદ્યાર્થીઓને શા માટે વહેલા ઉઠવું ગમતું નથી, તેમના જીવનમાં શી મુંઝવણ છે, કેળવણીમાં કે ગૃહના જીવનમાં કયા રોગ છે તેના નિદાનની જરૂર નથી?

પછી આવી કસરત. તે પણ ફરજીઆત. કસરતમાં હાજર ન હોય તો તો ઉપાહાર ન મળે. પણ કસરત પણ તેવીજ થાય છે. શરીરની ખાતર કસરત કોઈ કરતું નથી. વિદ્યાર્થીઓને અનુકુળ પડે ત્યારે કસરત કરી લેવાનું તેમના વિશ્વાસ ઉપર મુકવામાં આવે તો? તેમને જરૂરીઆત લાગે ત્યારે કસરત થાય તો?

પછી આવી સ્નાન પછીની પ્રાર્થના. પ્રાર્થના તે ભક્તિમાર્ગનો વિષય છે; બધાં બાળકો ભક્તિમાર્ગનાં હોતાં નથી. અને એકની એક પ્રાર્થના. નહિ વસ્તુ બરાબર; ન સ્વર કે સંગીત બરાબર. આ પ્રાર્થનાને કેટલાએક ધાર્મિક શિક્ષણમાં સ્થાન આપે છે. પ્રાર્થનાઓ કેવી નિષ્પ્રાણ છે? પણ છે કોઇ વિદ્યાર્થીની તાકાત કે વિદ્યાર્થી પ્રાર્થનામાં ગેરહાજર રહી શકે? અને ગેરહાજર રહે તો નાસ્તિક ગણાય!

પછી અમુક સમય પહેલાં બધાએ સ્નાન કરી લેવું.

પછી કેટલાંએક ગૃહોમાં પૂજન-સંધ્યા ફરજીઆત હોય છે. ન સમજે સંધ્યાનો અર્થ, ન સમજે શા માટે કરવી તે, ન સમજે હું શું કરું છું તે. પણ નિયમ છે માટે કરવી. મેં પણ મારા ગૃહપતિ તરીકેના જીવનમાં સંધ્યા નહિ કરનારનો દંડ કરેલો હતો.

ધાર્મિક શિક્ષણમાં કેટલાંએક ગૃહોમાં રુદ્રાધ્યાયના શ્લોકો કે ઉપનિષદના શ્લોકો ગોખાવીને મ્હોંએ કરાવવામાં આવે છે. આ તો પ્રાચીન ભારતનું

વેદનું શિક્ષણ ગૃહમાં અપાય છે તેવું મુલાકાત લેનારાને કહેવામાં આવે છે, અને કેટલાએક સ્થળે તો એવું પણ જોયું કે કોઇ બહારના શેઠીઆઓ ગૃહ જોવા પધારે કે વિદ્યાર્થીઓનું શ્લોકોનું યંત્ર બોલતું થઇ જાય ! આ ધાર્મિક શિક્ષણ નથી. યંત્રવત્ અને નિષ્પ્રાણ શિક્ષણથી કોઈ બાળક ધાર્મિક થઇ જતું નથી. ગૃહપતિમાં જીવન કેવું છે; કમિટિના સભ્યો, અને મંત્રીઓ અને ગૃહપતિઓ ગૃહની વ્યવસ્થામાં ધર્મના સિદ્ધાંતો પ્રમાણે કેવા વર્તે છે; તેમને છાત્રો ઉપર કેવો પ્રેમ છે; તેમના જીવનમાં કેવી નમ્રતા છે; તે બધી રીતે ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવે તો કદાચ વિદ્યાર્થીઓ ધાર્મિક બને. પરંતુ આ બધા ઢોંગ ક્યાં સુધી ચલાવશું ? સમાજને ક્યાં સુધી છેતરીશું ? પૈસા કઢાવવા માટે સમાજની આંખ આડા ક્યાં સુધી પાટા બાંધીશું ?

જુદા જુદા મતો ને માન્યતા ધરાવનારા સંચાલકો તે તે શાળાના વિદ્યાર્થીઓ ઉપર પોતાનો મત લાદતા નથી ? રેંટીઓ કાંતવો જ જોઇએ; થીઓસોફી શીખવી જ જોઇએ; આ બધું વિદ્યાર્થી ઉપર મુકી દેવામાં આવે છે ? વિદ્યાર્થીઓની આસપાસ સ્વતંત્ર વિચારનું વાતાવરણ ઉત્પન્ન કરવું, તેમની પાસે દેશમાં કે જગતમાં ચાલતી બધી હિલચાલો નિષ્પક્ષપાતપણે મુકવી, અને વિદ્યાર્થીઓના અંતરાત્મા જ્યાં ઢળે ત્યાં તેમને જવા દેવા અને તેમાં આનંદથી જોવું તેવું કેટલાં ઓછાં છાત્રાલયોમાં ચાલતું હશે ? સંપ્રદાયોની સંસ્થામાં પણ આવું જ ચાલે છે.

આજની કેળવણીમાં સંગીત, હુન્નર, ઉદ્યોગ, વિજ્ઞાન, ચિત્રકળા, શીવવાનું, કાંતવાનું, વણવાનું, લુહારી કે સુતારી કામને અવકાશ છે ? આ વિષયો કોઇને શીખવા હોય તો શીખવવામાં આવે છે ? તેને ઐચ્છિક બનાવવામાં આવે છે ? જે વિષય તરફ મન વધારે જાય તે વિષયનું બાળકોને ખાસ શિક્ષણ આપવામાં આવે છે ? આજનો બાળક સ્વાશ્રયી થઇને બહાર પડે છે ? કોઇ ધંધો શીખીને બહાર પડે છે ? સ્વતંત્રપણે વિચારક તરીકે બહાર પડે છે ? સારું શરીર લઇને બહાર પડે છે ? દેશસેવક કે દેશભક્ત થઇને બહાર પડે છે ? ધાર્મિક થઇને બહાર પડે છે ? કે ધોબીનો કુતરો નથી રહેતો ઘરનો ને નથી રહેતો ઘાટનો તેના જેવી સ્થિતિ થાય છે !

ગૃહપતિઓ પોતે સ્વતંત્ર છે ? કમિટિઓ કે મંત્રીઓ તેમના કામમાં કેટલી દખલગીરી કરે છે ? ગૃહપતિ હોય શિક્ષણપ્રેમી અને મંત્રીઓ કે કમિટિઓના સભ્યો હોય પૈસા આપનારા. ગૃહપતિ કમિટિનો સભ્ય છે ? વિદ્યાર્થીઓના પ્રશ્નો માટે તેમનો અભિપાય છેવટનો અભિપ્રાય ગણવામાં આવે છે ?

કેટલી સંસ્થાઓમાં ગૃહના નિયમો વિદ્યાર્થીઓ ઘડે છે? ભોજનનો બધો ખર્ચ વિદ્યાર્થીઓએ વહેંચી લેવાનો હોય ત્યાં રસોડું ચલાવવાની સ્વતંત્રતા વિદ્યાર્થીઓને ક્યાં મળે છે?

અને હમણાં હમણાં તો આદર્શની ખાતર જીવનારી સંસ્થાઓમાં પણ એવું જ સંભળાય છે. છાત્રાલય સંમેલનના વ્યાસપીઠ ઉપરથી બોલવું તે એક વાત છે, અને સંસ્થાઓ ચલાવવી તે બીજી વાત છે. માટે જ મી. નેસ કહે છે: "It is difficult to face reality." ઘણેઠામાં સ્વરાજ્યસભાઓ હોય છતાં છેવટે ગૃહપતિની સત્તા જ કામ કરતી હોય છે! આ બધાં નાટકો આપણે જોયા જ કરીએ છીએ અને મ્હોં બંધ કરીને બેસી રહીએ છીએ.

મેં પણ ઉપરની ભૂલો કરી હતી. ઘણાએ કરી હશે. પણ હવે સમાજ જાગ્રત થયો છે, તો શિક્ષણપ્રેમી ભાઈઓએ સાવધ રહેવાની જરૂર છે. કમિટિમાં શિક્ષણને સમજનારા ભાઈઓને સ્થાન આપવાની જરૂર છે. શિક્ષક અને શિષ્યનો સંબંધ કુટુંબ જેવો થાય, ગૃહપતિ તે ન્યાયી પિતા થવાની સાથે પ્રેમાળ માતા બને, "Child, thine the roses, mine the thorn" તે વાત આપણે બાળકને કહી શકીએ—તે પ્રમાણે જીવીએ તેવા દિવસો સત્વર આવે તેવી પ્રાર્થના કરું છું.

વેણીશંકર ગોવર્ધનરામ

## હુકમની અનિશ્ચિતતા

૧

મોહનલાલ: "સાહેબ, આજે સીનેમામાં સરસ ફિલ્મ આવી છે એમ રતિલાલ કહેતો હતો. હવે આજે રજા આપો તો જઈ આવું."

ગૃહપતિ: "કાલે શનિવાર છે તેથી વહેલાં નિશાળે જવાનું હશે, અને સીનેમા જોઈ આવીને મોડા સુશો તેથી વહેલા ઉઠાય નહિ, માટે કાલે જજો. રવિવારે મોડા ઉઠાય તો પણ વાંધો નહિ."

મોહન: "પણ સાહેબ, રવિવારે તો મારે વહેલા ઉઠવાનું છે. અમારા બગીચાનું કામ તે દિવસે વહેલું શરૂ થવાનું છે. આજે જ જવા દો ને?"

ગૃહપતિ: "તમારા બગીચાના કેપ્ટનને હું કહીશ કે રવિવારે તમને બાગકામમાંથી મુક્ત રાખે. કાલે જ જોવા જજો."

મોહન: "પણ સાહેબ, આજે મારા કાકાનો દીકરો પણ ગામમાંથી જોવા આવવાનો છે. અને તેને મેં કહ્યું છે કે હું જરૂર આવીશ; મારી રાહ જોજે."

ગૃહપતિ: "તે મેં ક્યાં કહ્યું હતું કે તમે તેને આમ કહેજો? ભલે

તે વાટ જોઇને ચાલ્યા જાય. આજે ન જાઇ શકો. કાલે ખુશીથી જજો."

મોહન: "પણ સાહેબ, હું કાલે જરા પણ મોડો નહિ ઉઠું તેની આપને ખાત્રી આપું છું. મને જવા દોને મહેરબાની કરીને!"

ગૃહપતિ: "મોહનલાલ તમે બહુ જ હઠીલા છો. હઠ લ્યો તે છોડતા જ નથી. તમને ઉજાગરો થશે. મારૂં શું જાય છે? જવું હોય તો જાવ. પહેલા 'શો'માં જ જઇ આવો. જાઓ, વહેલા જમી લ્યો."

મોહન: "સાહેબ, મારા કાકાનો દીકરો ત્રીજા 'શો'માં આવવાનો છે. ને મેં તેને તે વખતે સીનેમા થીએટર ઉપર મળવા કહ્યું છે."

ગૃહપતિ: "અરે એ તો બહુ જ મોડું થાય. પહેલા 'શો'માં જાઓ તે જ ઠીક નહિતર પછી બીજા 'શો'માં. પણ ત્રીજે 'શો' તો બહુ જ મોડો હોય છે માટે તેમાં તો ન જ જાવ"

મોહન: "હવે આટલી રજા આપી છે ત્યારે આટલી વધારે આપોને સાહેબ? હું જરૂર મોડો નહિ ઉઠું. આપ રજા આપો એટલે જરા વહેલો મારા કાકાને ઘેર જઇને તેમને બોલાવું અને પછી અમે સાથે જ જઇશું."

ગૃહપતિ: "મોહનલાલ, આ પણ એક હઠ જ ગણાય. મારે તો કંઇ નથી પરંતુ તમારૂં શરીર બગડશે અને વખત તથા પૈસા બગડશે તે જૂદું. બીજા 'શો'માં જાઓ તો ઠીક."

મોહન: 'હું તો તેમ પણ કરત. પરંતુ શું કરૂં સાહેબ? મારો ભાઇ ત્રીજા 'શો'માં જવાનું કહે છે તેથી લાચાર છું."

ગૃહપતિ: "જાઓ. ટાઢ છે તેથી પૂરતાં કપડાં પહેરતા જજો અને પાછા વહેલા આવજો."

૨

હિંમતલાલ: "સાહેબ, આજે એક બે રોટલી ખાઉં?"

ગૃહપતિ: "ના, હજી તો તમને તાવ ઉતર્યો બે દિવસ માંડ થયા છે. તેમાં વળી રોટલી ખાવ તો પાછો તાવ ચડવા લાગે. પરમ દિવસે ખાજો."

હિંમતલાલ: "પણ સાહેબ, હવે તો ઇ દાળનો ડખો કે ભાતનો ઓબો નથી ભાવતાં. મ્હોંમાંથી પાછાં વળે છે."

ગૃહપતિ: "તો દૂધ ભાત ખાવ. થોડું શાક જોઇએ તો લ્યો."

હિંમત: "દૂધ પણ નથી રૂચતું. અને શાક તો મ્હોંએ જ લાગતું નથી. હવે તો રોટલી ખાવાનું મન થયું છે તે રજા આપો તો ખાઉં."

ગૃહપતિ: "આજે નહિ. રોટલી ભારે પદાર્થ ગણાય તેથી હોજરીને

પચાવતાં વાર લાગે. જરા ઠીક થાય એટલે પછી જરૂર લેજો. ”

હિંમતઃ “ પણ સાહેબ, આજે રોટલી નહિ ખાવા દો તો ભૂખ્યા જ રહેવું પડશે. દાળભાતદાળ કે શાક મને નથી ભાવવાનાં. ”

ગૃહપતિઃ “ હિંમતલાલ, તાવમાં તમે જરા ચીગા અને ખાઉકડ થઇ ગયા છો. જાવ, કાલે આપશું. ”

હિંમતઃ “ સાહેબ, બે નહિ ખાઉં. એક જ ખાઇશ. પણ આજે રજા આપો. ”

ગૃહપતિઃ “ ઘણા જ દુરાગ્રહી છો. મારે તો કંઇ નહિ. તમને પાછો તાવ આવશે અને હેરાન થશો. ”

હિંમતઃ “ શાને નહિ જમું સાહેબ. ”

ગૃહપતિઃ “ જાવ, કાલે એક રોટલી જરૂર ખાજો. ”

હિંમતઃ “ ના ના, સાહેબ, આજે જ રજા આપો. નહિ વાંધો આવે. ”

ગૃહપતિઃ “ પણ તમે હેરાન થશો હો ? ”

હિંમતઃ “ નહિ થાઉં સાહેબ. ”

ગૃહપતિઃ “ જાવ ત્યારે મારે શું જાય છે ! ખાવ એક રોટલી. ”

હિંમતઃ “ સાહેબ, નાની નાની બેની રજા આપો. ”

ગૃહપતિઃ “ બહુ લોભ ન કરો હો ! માંદા પડશો. ”

હિંમતઃ “ નાની નાની ખાઇશ, ફુલકાં લઇશ. પણ એકથી પેટ શે ભરાય ? બેની હા કહો. ”

ગૃહપતિઃ “ મારે તો કંઇ નથી, તમને નહિ પચે. જાવ, માનતા નથી તો બે લ્યો. ”

* * *

દરેક છાત્રાલયમાં આવા મોહનલાલો અને હિંમતલાલો ઘણાયે હોય છે. અત્યંત ભલા ગૃહપતિઓ વિદ્યાર્થીનું હિત વિચારી ખૂબ ભક્ષમનપ્રાઇ વાપરી તેમનું સારું કરવા લલચાય છે. તેમના હેતુઓ હમેશાં શુદ્ધ અને પરોપકારી હોય છે. પરંતુ ગૃહપતિની અનિશ્ચિતતા ચબરાક વિદ્યાર્થીઓ સમજી ગયા વિના રહેતા નથી. તેઓ જાણે છે કે સહેજ વધારે આગ્રહ કરવાથી સાહેબ ઢીલા પડવાના છે અને આપણે ધાર્યું કરાવવાના છીએ. આથી જ તેઓ ચીકણા થઇને પોતાના આગ્રહને વળગી રહે છે અને આખરે પોતાનું ધાર્યું કરાવે છે પણ ખરા. ગૃહપતિભાઇઓ પોતાના હુકમોની નિશ્ચિતતામાં જો મક્કમ રહે તો તેમના શુભ આશયોથી તેઓ વિદ્યાર્થીઆલમનું ઘણું ભલું કરી શકશે. આપણા હુકમની અનિશ્ચિતતા વિદ્યાર્થીઓને જરૂર હાનિ કરે છે.

હરભાઇ

## બોર્ડિંગમાં શું હોય?

**૧**

સુંદર, સુસંબદ્ધ આદર્શ.
આદર્શને જીવનમાં ઉતારી શકે તેવો ગૃહપતિ.
શરીરશ્રમની પ્રતિષ્ઠા.
ગૃહપતિ અને વિદ્યાર્થીઓમાં પરસ્પરનો વિશ્વાસ.
વિદ્યાર્થીઓનું સ્વાતંત્ર્ય.
સ્વચ્છ, સુંદર અને શાંત વાતાવરણ.
માબાપોનો હાર્દિક સહકાર.
બહારની ઓછી દખલગિરી.
દ્રવ્યની ઓછી ચિંતા.

**૨**

ગોટાળીઓ આદર્શ.
બાહુની ગૃહપતિ.
હરામ હાડકાં.
ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચે રસાકસી.
ગૃહપતિની જોહુકમી યા તો વિદ્યાર્થીઓનો સ્વચ્છંદ.
ગંદુ, ગડમથિયું વાતાવરણ
માબાપોની બેદરકારી.
વ્યવસ્થાપકોનું લાકડું.
ડીંગરી જાય તેવી ગરીબી યા તો સંપત્તિ.

નાનાભાઇ

## કાર્યાલયમાં વાતચીત

નિઃ "તમારી ડાયરી વાંચી મને અસંત દુઃખ થયું. મેં આવું નહોતું ધાર્યું."

કઃ "મારી ત્રણ મહિનાથી મનોદશા બદલાઇ હતી. હું ધીરે ધીરે લપસતો ગયો."

નિઃ "તમને આવ્યે જ હજી તો ચાર મહિના થયા છે. અને મને તો હવે લાગે છે કે તમારી કોશીશ જ એ માટે હતી."

કઃ "મને તેમાં ઉત્તેજના પણ મળી."

નિઃ "ઉત્તેજના? કોના તરફથી?"

કઃ "વિદ્યાર્થીઓના તરફથી."

નિઃ "કે—"

કઃ "હું વિદ્યાર્થીઓને પ્રેમ કરતો હતો."

નિઃ "એટલે?"

કઃ "એટલે કોઇ કોઇ વખત kissing અને embracing કરતો."

નિઃ "વિદ્યાર્થીઓ તો નિર્દોષ હોય છે. તે તમારા દુષ્ટ ભાવો સમજવા જેટલા નથી હોતા."

ક: " હું તો કામમાં પાપ નથી માનતો." ,

નિ: " તમે ન માનો પણ તમારૂં દુષ્ટ કામ જ તેમાં મહાન પાપ પોકારે છે ને ! કેટલાક વિદ્યાર્થી આમાં ફસાયા છે ? "

ક: " હું બધાં નામ વિચારી જાઉં ને પછી બતાવું."

( નામ કાગળ ઉપર લખે છે.)

ક: "બે ત્રણ હશે."

નિ: " વધારે હશે. ફરી જુવો તો ? "

ક: " હા, એક બે વધારે."

નિ: " નહિ, મારી પાસે તેથી વધારે રિપોર્ટ છે. હશે. નં. ૭ નં. ૧૫ નં. ૧૮: આ શાટે શું છે ? "

ક: " તો હશે." ( ચહેરા પર કાળીમા. )

નિ: " ભાઇ, તમને મેં ન્હોતું કહ્યું કે તમે તો કલાર્ક જ છો ? જ્યાં સુધી ભાઇ રજા પરથી ન આવે ત્યાં સુધી આ કામ તમારે કરવાનું. પણ તમે સત્યાનાશ વાળી નાખ્યું ! "

ક: " હું લાચાર બની ગયો."

નિ: " મેં તો સાંભળ્યું છે કે વિદ્યાર્થીઓને તમે આ માટે ખૂબ સતાવ્યા પણ છે."

( ક: મૌન સેવે છે. )

નિ: " તમારી જેવા માણસ આમ દગો દેશે તે સ્વપ્ને પણ નહોતું ધાર્યું. ખાદી ધારી-રાષ્ટ્રીય ભાવ-કામ કરવાની સરસ શક્તિ અને આશ્રમ ( સત્યાગ્રહાશ્રમ નહિ )માં રહેલાની આવી અધમ દશા ? "

ક: " હું આત્મશુદ્ધિ કરી લઉં, વ્રત કરૂં અને મારી જાતને સુધારી લઉં તો ? "

નિ: " હું તે માનતો જ નથી. જે માણસ દંભથી રહે, મનમાં દુષ્ટ ભાવો રાખે, ઉપરથી મહાન ગણાવાનો ડોળ કરે, અંતરમાં હોળી સળગતી હોય, તે માટે જ ધીમે ધીમે ક્ષેત્ર તૈયાર કરે અને પછી વિદ્યાર્થીઓને ફસાવે-તેવા અધમ માણસો સંસ્થામાં તો શું પણ જગતમાંયે ન રહેવા જોઇએ."

( ક: ઉપર કૃત્રિમ શોકની છાયા. )

નિ: " હું તમને વધારે નથી કહેતો. તમે હવે જલદી ચાલ્યા જાઓ. મારે-તમારૂં કામ જ નથી."

ક: "હું શહેરમાં રહું. અથવા મોટા વિદ્યાર્થીઓ સાથે રહું; માત્ર ક્લાર્કનું કામ કરું; વિદ્યાર્થીઓ સાથે સંબંધ જ ન રાખું—તો ?"

નિ: "તો પણ વાતાવરણ કેમ બદલાવી શકું ? અપવિત્ર વાતાવરણને શુદ્ધ કરતાં હજી સમય લાગશે."

ફૂલચંદ હરિચંદ દોશી

## એક પ્રશ્ન

રતિલાલ દશ વર્ષની ઉમરે છાત્રાલયમાં દાખલ થયો. આવ્યો ત્યારે તેને બિચારાને નિયમોની શી ખબર હોય ? જરાક અવાજ કરે એટલે કોઇ કહે: "એય, ચાલ ભાઇ પાસે." મોડું ઉઠાય એટલે કહે: "ચાલો, ફાઇન થશે." ટ્રંકમાં માથું રાખીને પાક ખાય એટલે અવાજ આવે: "સાહેબને કહી દઉં છું, નહિતર ભાગ પાડ."

અને ઉમર નાની. સોળ સોળ વર્ષના ઢાંટા ફરતા હોય ત્યાં રતિલાલનું શું ગજું ? ચીમનલાલને પાણીની તરસ લાગે ત્યારે કળશો લઇને રતિલાલને દોડવું; નટવરલાલને સુઇ જવું હોય તો ઓશીકું લઇ આવે રતિલાલ; ગુણવંતરાયને નોફાન કરવાનું મન થાય ત્યારે બે પગ વચ્ચે રાખવા માટે રતિલાલ કામ આવે; હરિલાલને લેખ લખવો હોય ત્યારે પેન્સિલ છોલવાનું રતિલાલને માથે.

અને નાના રતિલાલનું મોટુંયે નાનું. તેની ફરિયાદ ગૃહપતિ પાસે જઇ શકે જ નહિ; અને જાય તો 'મોટાઓ તરફ તમારે વિવેક રાખવો' એવો ઉપદેશ મળે. રીસનો માર્યો કોઇ વખત સામો થઇ જાય તો એકને બદલે ચાર ખાય ને પથારીમાં આંસુ સારે તે જૂદાં.

આ રતિલાલ પાસે ભાષા નથી નહિતર કહે કે "છાત્રાલયમાં કોઇ નાના ન થશો." આવા અનેક રતિલાલો આપણાં છાત્રાલયોમાં આવે છે, ઉછરે છે, મોટા થાય છે અને રતિલાલ મટીને પોતે જ પાછા ચીમનલાલ કે નટવરલાલ માત્ર બની બેસે છે.

આ રતિલાલ—ચીમનલાલો છાત્રાલયમાં પેદા જ નહિ એવો કોઈ રસ્તો છે ?

નાનાભાઇ

## ચર્ચાપત્રો

### ૧ ગૃહપતિની સત્તા

એક ભાઈ પૂછે છે: "ડગલે ડગલે પોતાની સત્તા જ બતાવનાર ગૃહપતિ સાથે વિદ્યાર્થીઓએ કેવી રીતે દિવસો પસાર કરવા ? સત્તા પર જ

રાચનારને ગૃહપતિ કહી શકાય? "

આ કાગળ એક વિદ્યાર્થીનો છે. કદાચ આ વિદ્યાર્થી જેને માટે આ પ્રમાણે લખે છે તે ગૃહપતિમાં ઉપરના દોષો ન પણ હોય છતાં વિદ્યાર્થીને એ પ્રમાણે લાગતું હોય. મારે તો એ બાઇને તાત્ત્વિક જવાબ આપવાનો રહે છે.

સાચો ગૃહપતિ કદિ સત્તા પર રાચતો નથી. સાચા ગૃહપતિનું સ્થાન તો વિદ્યાર્થીઓના ઉંડા અંતરમાં રહેલું હોય છે, એટલે, એવા ગૃહપતિને પોતાની બાહ્ય સત્તાનો ઉપયોગ કરવાનો વખત ભાગ્યે જ આવે છે; અને એવો વખત આવે ત્યારે તે બીને હૈયે એ સત્તા વાપરે છે. એ વાપરતાં તેને દુઃખ થાય છે; એ વાપરતાં તે રાચી શકતો નથી.

" મારી દૃષ્ટિએ તો ગૃહપતિ અને વિદ્યાર્થીઓનો સંબંધ એ આધ્યાત્મિક સંબંધ છે. એ સંબંધ પરસ્પરના પ્રેમ અને વિશ્વાસ પર બંધાય છે. અને એવા આધ્યાત્મિક સંબંધ વિનાના છાત્રાલયમાં વસવું એ વિદ્યાર્થીઓ માટે તેમજ ગૃહપતિ માટે કલ્યાણકર નથી.

ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચે હારવા જીતવાપણું હોય જ નહિ. ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ સામસામા પ્રતિકાર હોય તો જ તેમની વચ્ચે હારજીતનો સવાલ આવે. હું તો એ બંનેને એક જ કુટુંબના કુટુંબીઓ સમજું છું. વિદ્યાર્થીઓ હજુયે અણસમજથી માને કે ગૃહપતિ આપણો કટ્ટો વેરી છે, પણ ગૃહપતિથી તો તેમ મનાય જ કેમ? ગૃહપતિ તો અણસમજુ વિદ્યાર્થીઓને પણ પોતાના જ માને. એટલે પોતે જીત્યો અને વિદ્યાર્થીઓ હાર્યા એમ તે માને તે દિવસ તેણે ગૃહપતિપણાનું દેવાળું કાઢ્યું સમજવું.

આ પ્રશ્નમાં ચીતર્યો છે તેવો ગૃહપતિ હોય તો તેના વિદ્યાર્થીઓનો ધર્મ છે કે ગૃહપતિની સાથે સંપૂર્ણ વિવેકથી વાત કરી તેને વસ્તુસ્થિતિ સમજાવવી, સંસ્થાના મંત્રીની સાથે પણ છુટથી વાત કરવી અને તે ગૃહપતિથી સંસ્થાને મોકળી કરાવવી. અને છતાંયે ગૃહપતિ ન બદલાય-ન સુધરે તો પછી એવા ગૃહપતિને શરણે સાચી કેળવણી મળવાની નથી એમ મનમાં નક્કી થાય એટલે તેના ચરણનો પોતે ત્યાગ કરવો. કોઇ મોટા વિદ્યાર્થીને એમ જ લાગી જાય કે, આવા ગૃહપતિને શરણે હું તો ન જ બેસું, પણ બીજાઓને બેસવા દઉં તેથી ગૃહપતિના અધર્મને પોષણ મળે છે તો તેણે બીજા વિદ્યાર્થીઓ પાસે પણ સંસ્થા છોડાવવી અને જાહેર ધર્મ તરીકે ઝુંબેશ ઉઠાવવી. વિદ્યાર્થીના અંતઃકરણની ઉંડાઇ જેટલા પ્રમાણમાં હોય તે પ્રમાણમાં પગલાં ભરવા

એ તેનો ધર્મ છે. વિદ્યાર્થીએ માત્ર એટલું જોવું ઘટે છે કે પોતે અંગત વેરથી પ્રેરાયો નથી.

### ૨ કસરત માટે જોહૂકમી

એ જ ભાઇ પૂછે છે: "નાના વિદ્યાર્થીઓને કસરતમાં રસ લેતા કરવા માટે સોટીનો માર મારવામાં આવે તે યોગ્ય ને હિતકર છે?"

'જવાબમાં 'હરગીજ ના.'

વિદ્યાર્થી નાનો હોય કે મોટો; વિષય કસરત હોય કે ધર્મશિક્ષણ હોય; માર સોટીનો હોય કે બીજા કશાનો હોય; કોઇ વિદ્યાર્થીને માર મારવામાં આવે તે યોગ્ય પણ નથી તેમ હિતકર પણ નથી. આજે દુનિયાભરમાંથી લડાઇ અને શસ્ત્રોને નાબુદ કરવાના વિચારો ચાલી રહ્યા છે ત્યારે આ લડાઇ અને શસ્ત્રોનું માનસ પોષનાર શાળાની સજાઓ યોગ્ય છે કે નહિ એ સવાલ જ ન હોય. આજે વૈદકીય જ્ઞાન એટલું આગળ વધી ગયું છે કે ગામડાના હજામ પાસે ડામ દેવરાવીને રોગ નાબુદ કરવાનું કોઇ કહે તો આપણે તેને જંગલી કહીએ. તેમજ આજે કેળવણીશાસ્ત્ર એટલું આગળ વધ્યું છે કે સોટી મારીને વિદ્યાર્થીને સુધારવાના વિચારોને આજે આપણે જંગલી કહી શકીએ. વિદ્યાર્થી સોટી ખાય તો બહુ બહુ તો સીસકારા કરે, કદાચ ચીસ પાડે પણ કસરતમાં રસ શી રીતે આવે? આવી સોટીને અને રસને કશો સંબંધ નથી; અને હોય તો દુશ્મનાવટનો છે. સોટીથી તો થોડો ઘણો શુભ રસ હોય તે પણ સૂકાઇ જાય છે અને કસરત તરફ જીંદગીભરનું વેર બંધાય છે એવો કેળવણીકારોનો અનુભવ છે. નાનાભાઇ

## કાર્યાલય તરફથી:—

ચાલુ માસમાં નીચેની સંસ્થા મંડળ સાથે જોડાઇ છે.

૩૯ શ્રી લોહાણા બોર્ડિંગ ભાવનગર

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫ મી એ પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.

લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—શ્રી 'સરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ ભાવનગરથી પ્રગટ કર્યું.

## ક્ષમાયાચના

ગ્રાહકો જોઇ શકશે કે આ વખતનો અંક ખૂબ મોડો છે. છાત્રાલય સંમેલન પછી તેના રિપોર્ટો, વ્યાખ્યાનો વગેરે તૈયાર થઇને છાપવાનું હોવાથી આ વખતનો અંક ઘણો મોટો પણ છે. આશા છે કે સંમેલનની આટલી વિગતો વાંચ્યા પછી છેવટ એ વિગતોની ખાતર સૌ ભાઇ–બહેનો અમને વિલંબ માટે ક્ષમા આપશે.

: વ્યવસ્થાપક :
"છાત્રાલય" કાર્યાલય
શ્રી દ. મૂ. ભવન : ભાવનગર

## વિનતિ

આ અંક છેલ્લો છે. બીજા વર્ષનો પહેલો અંક રીતસર તૈયાર થઇને સૌને મળશે. જેનાં લવાજમ અથવા તે સંબંધિના ખુલાસા ૧૫મી એપ્રીલ સુધીમાં આવી ગયા હશે તેમને તા. ૧૬મીએ અંક રવાના થશે. બાકીનાં વી. પી. તા. ૧૮મીથી રવાના થશે.

આ વી.પી.ની પ્રથા આર્થિક રીતે બધાને ખૂબ નુકશાનકારક છે એટલે આશા છે કે સૌ પોતપોતાનું લવાજમ મનીઓર્ડરથી મોકલી આપશે.

મ્

)

અંક ૧૨ મો
માર્ચ

૨૮

છે. સંસ્કૃ-
કૃતિ અને
એની મેળે
પ્રયત્નના
રી ધમાલ
કેળવણી
છે અને
અનુત્સાહ
જ સંસ્કૃ-
તી નથી.
કે કળા
નો વિષય

નમાંથી

# બીજું છાત્રાલય સંમેલન—અમરેલી

તા. ૨૭-૨૮-૨૯ ફેબ્રુઆરી ૧૯૨૮

## સ્વાગત પ્રમુખનું વ્યાખ્યાન

બ્હેનો અને ભાઇઓ,

અમારા આમંત્રણને માન આપીને અહીં પધારેલા આપ સૌને હું અમરેલી તરફથી અંતઃકરણનો આવકાર આપુ છું. અમરેલીના ભાઇઓએ સ્વાગત મંડળના પ્રમુખ તરીકે મને પસંદ કરીને અમરેલી તરફના મારા ઋણમાં વધારો કર્યો છે એટલુ જ નહિ પણ અમરેલી કપોળ બોર્ડિંગના વિદ્યાર્થી તરીકે છાત્રાલય તરફનુ મારૂં ઋણ તાજું કર્યું છે. આ દૃષ્ટિથી જોતાં આ સંમેલનનું સ્વાગત કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું તેથી એક બાજુથી જેમ હર્ષ માતો નથી તેમ જ બીજી બાજુથી માન જેવા આદમીઓની આવી સંસ્થા તરફની જે જવાબદારી છે તેનું ભાન થાય છે. આ હર્ષ માટે તેમજ જવાબદારીના આવા ભાન માટે હું અમરેલીના ભાઇઓનો આભારી છું.

હું આજે મારી સન્મુખ આપણાં છાત્રાલયોના ચાલકોને દેખું છું; જે ચાલકોએ પોતાની થાળીમાં પોતાની નાતનાં બાળકોનો હિસ્સો સ્વીકાર્યો છે એવા ચાલકોની ઉદારતાને માટે તો આપણને માન જ થાય. પણ મને ઘણી વાર એમ આવે છે કે આપણે ત્યાં દાનવૃત્તિનું ખૂબ શોધન થવાની જરૂર છે. મુંબઇની ઇસ્પીતાલમાં કોઇ દાનવીર લાખો રૂપિયાની સખાવત કરે તેને આપણે અભિનંદન આપશું, પણ એ દાનવીર સખાવત કર્યા પછી કયા દર્દીને કયા રોગમાં કઇ દવા આપવી ને નક્કી કરવામાં પોતાનો હાથ રાખવા માગે તો આપણે ડાહ્યું પગલું ન ગણીએ. આજે ગુજરાત કાઠિયાવાડમાં જે જે દાનવીરોએ બોર્ડીંગો સ્થાપી છે, તે તે દાનવીરોએ પોતાના દાનની સુવ્યવસ્થા માટે તે તે દિશામાં પ્રવીણ એવા માણસોના હાથમાં લગામ સોંપી દેવી જોઇએ, અને પોતાના દાનના પરિણામથી આત્મસંતોષ કેળવવો જોઇએ. આપણા નસીબે કે કમનસીબે આવા પ્રવીણ માણસોને શોધવામાં હજી આપણે નાતની બહાર જઇ શકતા નથી. કપોળ બોર્ડિંગની એક પણ કમિટીમાં આજે,

કાકા કાલેલકરને સ્થાન ન સંભવે; લોહાણા બોર્ડીંગની આંતર વ્યવસ્થામાં મારા મુ. જગજીવનદાસને સ્થાન નહિ હોય; બ્રાહ્મણ બોર્ડીંગના ચાલકો કોઇ પ્રસંગે મોતીભાઇ કે નાનાભાઇની સલાહ નહિ લે. આ સ્થિતિ જવી જોઇએ—જૈન છાત્રાલયો મેં વિચારપૂર્વક ચાલતી કેળવણીની સંસ્થા થવાનું હોય તો. આ દિશામાં અહીં એકઠા મળેલા ચાલકો વિચાર કરશે અને પોતાના દક્ષિણામૂર્તિ જેવા છાત્રાલયને વધારે સમૃદ્ધ કરવા શું કરવું તે નક્કી કરશે એમ માનું છું.

પૈસા દૂર આપણાં છાત્રાલયોના સેક્રેટરીઓ બેઠા છે. પોતાના ઉદ્યોગી જીવનમાંથી વખત બચાવી છાત્રાલયની પોતાની બુદ્ધિ પહોંચે તે પ્રમાણે સેવા કરનારા આ ભાઇઓને હું અંતઃકરણ પૂર્વક આવકાર આપું છું. આ પ્રસંગે એકઠા મળેલા સેક્રેટરી સાહેબો સંમેલનમાં પોતાના અનેક પ્રશ્નો રજુ કરશે. સેક્રેટરીને સંસ્થાના ખાતા વહીવટને અંગે અનેક મુશ્કેલીઓ ઉભી થાય છે. આ ઘડીએ જ એક સેક્રેટરી કેમ જાણે મારા કાનમાં ગણગણે છે: "સાહેબ, તમે આ બધી મોટી મોટી વાતો કરો છો પણ ગૃહપતિ ક્યાં છે, ગૃહપતિ? હવે તો સારા ગૃહપતિઓ પકવવાની એક ભઠ્ઠી નાખો અને પછી આ બધાં ભાષણો કરો." આ ગણગણાટની પાછળ ઉંડું સત્ય રહેલું છે એમ હું સમજુ છું અને કાકા કાલેલકર જેવા પ્રજાપતિને કહું છું કે "આવી ભઠ્ઠી નાખવી એ તમારો ધર્મ છે." પણ આજે જે ગૃહપતિઓ આપણને મળી શકે છે તેમને જ આપણે વધાવી ન લઇએ? આજના જ ગૃહપતિઓને જરા વધારે માન આપીને, જરા વધારે સ્વતંત્રતા આપીને, જરા વધારે વિશ્વાસમાં લઇને, આપણે વધારે સારા કરી ન શકીએ? આજે ગૃહપતિઓને આપણે નોકર ગણતા હોઇએ તો કાલે મિત્ર ગણીએ; આજે આપણે તેના ઉપરી હોઇએ તો હવે પછી આપણે તેના સહકારી થઇએ; આજે તેની સાથે વિદ્યાર્થીઓની દેખતાં ગમે તેમ બોલતા હોઇએ તો કાલથી તેને માનભર્યા શબ્દોથી બોલાવીએ, તો ગૃહપતિ એ શું એવો હૃદયશૂન્ય પશુ છે કે આપણાં આ વર્તનની તેના પર અસર જ ન થાય? આ અને આવા બીજા અનેક પ્રશ્નો પર આપ સૌ આ સંમેલનમાં અજવાળું પાડશો એવી અમને આશા છે.

ગૃહપતિઓ તો આ આખાયે સંમેલનમાં ઠેર ઠેર નજરે પડે છે અને પડવા જ જોઇએ. સારા ગૃહપતિઓ છાત્રાલયજીવનમાં કેટલા બધા આશીર્વાદ રૂપ છે એનો મને મારા પોતાના જીવનમાં અનુભવ છે. આપણા દેશની જૂની આશ્રમભાવના ભલે આજે એના એ સ્વરૂપમાં ફરીથી લાવી શકાય તેવી ન

યોગ્ય જણાશે તો હુકમનો અનાદર કરશે. સ્વાતંત્ર્યનો આ સિદ્ધાંત આપણી કેળવણીમાં પ્રધાનપદ લેશે ત્યારે જ આ જડ કેળવણીમાં ચેતન આવશે. મારા ગૃહપતિ ભાઇઓને માથે આ મોટી જવાબદારી પણ પડેલી છે. માત્ર વિદ્યાર્થીઓને ખવરાવે પીવરાવે, પણ તેમનાં મન તેમજ આત્માની ભૂખ ન ભાંગે એવો ગૃહપતિ આજની નવી દુનિયામાં ચાલી નહિ શકે એમ મને લાગ્યું છે.

મારા વિદ્યાર્થી બંધુઓએ તો અહીં સાથે જ પોતાનું નાનું એવું સંમેલન જમાવ્યું છે એટલે તેમને હું શું કહું? છતાંયે છાત્રાલયના એક આવશ્યક અંગ તરીકે તેમને એક વાત કહેવાનું મન થઇ જાય છે. વ્હાલા ભાઇઓ, હું પણ તમારા જેવો એક વિદ્યાર્થી જ હતો, અને હજી આજે પણ એ દિવસો યાદ આવે છે ત્યારે મનમાં થઇ જાય છે કે આ લેબાસને ફેંકી દઇ ઘડીભર આ બોર્ડિંગના ચોગાનમાં મોઇદાંડિયા રમવા ઉતરી પડું. તમે આજે જે જીવન ગાળો છો તેની કિંમત તમને આજે નહિ દેખાય પણ મને દેખાય છે. તમે બધા આજે જુવાન છો. આ ઉંમર તમારી ખીલતી ઉંમર છે. આ ઉંમર પર તમારા આખા ભવિષ્યનો આધાર છે. એટલે મારા અનુભવની એક વાત કહી લઉં. છાત્રાલયજીવનમાં ઉદ્યમનો કદિ તિરસ્કાર ન કરતા. છાત્રાલયમાં અનેક વિદ્યાર્થીઓ સાથે રહેતા હોય, સૌ એક સરખા અભ્યાસી ન હોય; નાનાં મોટાં અનેક ચેટક ઉભાં કરે અને ગૃહપતિઓ બિચારા ચાલવા દે એટલે વિદ્યાર્થિજીવનમાં જે ઉદ્યમપરાયણના જમની જોઇએ તે ઘણી વાર જામતી નથી, અને જીવન માત્ર નાની નાની સારી સારી વાતો કરવામાં જ સમાપ્ત થાય છે. તમે છાત્રાલયમાં જીવનના આદર્શો ઘડો છો, ભવિષ્યમાં મોટા થવાની પણ ઉમેદ રાખો છો; પણ એ ખરી મ્હોટાઇને માટે જે પરમ આવશ્યક વસ્તુ-ઉદ્યમપરાયણતા, તે નહિ કેળવો તો તમારા આદર્શ તમારાં મનોરાજ્યો જ રહેવાનાં. જે માણસ પરસેવો ઉતારતાં શીખ્યો નથી, જે માણસ કોઇ-પણ એક વસ્તુની પાછળ ઉજાગરા કરતાં શીખ્યો નથી, જે માણસ કોઇ એકાદ પ્રવૃત્તિની પાછળ રાત ને દિવસ મંડ્યા રહેતાં શીખ્યો નથી, જે માણસ કોઇ એકાદ વિચારની પાછળ ગાંડો થઇને ચોટલી બાંધી કંઇ કરતાં શીખ્યો નથી તે માણસ ગમે તેટલી ડાહી ડાહી વાતો કરે તોપણ તે કદિ મોટો થવાનો જ નથી એમ જરૂર સમજજો. આજ સુધીમાં કોઇ એમ મોટું થયું નથી અને હવે પછી થવાનું નથી. તમને છાત્રાલય-જીવનમાં સ્વાતંત્ર્ય મળે એવી મારી હિમાયત હોય જ. તમને જીવનનો ઉલ્લાસ

મળે એમ હું પણ ઇચ્છું. તમે તમારી ઉંમરને યોગ્ય એવા આનંદો માણો એ મને પણ ગમે. પણ આ બધાને સરવાળે ઉચ્ચ જીવન પામવા માટે માણસને જે શ્રમ ઉઠાવતાં આવડવું જોઇએ તેની તાલીમ તમે ગુમાવી બેસો તો મને ભારે ખેદ થાય. અને મોટી ઉંમરે તમે સમજો તો તમને પણ ખેદ થાય. આ એક જ વાત તમને કહીને હું સંતોષ માનીશ.

પણ આ બધું તો વિષયાંતર ગણાય. મારું કાર્ય તો આપનો સૌનો સત્કાર કરવાનું છે. જનાંયે છાત્રાલયજીવનમાંથી જ ઉગીને ઉભા થયેલા મારે જે જે સ્વાગત વ્યક્તિઓનો મારા પર ઉપકાર છે તેમના સંબંધમાં બે શબ્દો બોલી મારું દેવું પતાવવાનો નમ્ર પ્રયત્ન કરવો ઠીક છે એમ માની અત્યંત વિનીતભાવે આટલું કહ્યું છે. મને એમ પણ લાગે છે કે અહીં એકઠાં મળેલાં આપ સૌનો સાચો આદર અમરેલીએ ત્યારે જ કર્યો કહેવાય કે જ્યારે અમે સૌ અમરેલીનાં છાત્રાલયોના ચાલકો, સેક્રેટરીઓ, અને વિદ્યાર્થીઓ આપના સૌના ઉદાર વિચારો સ્વીકારી તેનો અમલ કરીએ. આ વિચારથી પ્રેરાઇને અમરેલીએ સંમેલનને આમંત્રણ આપ્યું હતું; આ વિચારથી પ્રેરાઇને અમે અમારા જીવનની ઉણપો દૂર કરવા માગીએ છીએ અને આ વિચારથી પ્રેરાઇને આખાયે સ્વાગત મંડળના નમ્ર સેવક તરીકે હું આપને સૌને સ્વાગતમ્ કહી વન્દું છું. આપ સૌ, બ્હેનો અને ભાઇઓ, અમારા અને આખાયે ગૂજરાતના માર્ગમાં પ્રકાશ નાખો અને અમે અમરેલીવાસીઓ એ પ્રકાશને ઝીલવા જેટલો અધિકાર મેળવીએ.

બ્હેનો અને ભાઇઓ, આપ સૌ અમારા આમંત્રણને માન આપીને આટલે દૂર આવ્યાં તે માટે આપનો ફરીથી આભાર માની હું બેસી જાઉં છું.

જીવરાજ નારાયણ મહેતા

---

સંમેલનના પ્રમુખ

## શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનું

**વ્યાખ્યાન અહેવાલને છેડે જોડેલું છે.**

---

# બીજા છાત્રાલય સંમેલનનો અહેવાલ

## તૈયારી

ગયા ફેબ્રુઆરી માસની તા. ૨૭–૨૮–૨૯ સોમ, મંગળ, બુધના દિવસોમાં અમરેલી મુકામે ગૂજરાત કાઠિયાવાડનાં તમામ છાત્રાલયોનું બીજું સંમેલન ભરવામાં આવ્યું હતું.

ગયે વર્ષે પહેલું સંમેલન શ્રીદક્ષિણામૂર્તિને આંગણે ભરવામાં આવ્યું ત્યારે આ આખીયે પ્રવૃત્તિની પાછળ નાનો શો કેવો ઈતિહાસ પડ્યો છે, આ પ્રવૃત્તિથી આપણે શું કરવા માગીએ છીએ, આવાં સમેલનો છાત્રાલયોનું સંગઠન કરી કેળવણીની દૃષ્ટિ શી રીતે ઉભી કરી શકે વગેરે સમાજ પાસે મૂકવામાં આવ્યું હતું. આવાં સંમેલનોને પ્રજાના અંતરમાં સ્થાન આપવા માટે શરૂઆતનાં વર્ષોમાં સામાન્ય જનસમૂહ પણ છાત્રાલયના પ્રશ્નો તરફ આકર્ષાય અને સંમેલનને પ્રતિષ્ઠા આપે એ જરૂરનું હોય છે. આ પ્રમાણે જનસમૂહનું છાત્રાલય તરફ ધ્યાન ખેંચવા માટે આવશ્યક પ્રચારકાર્ય પહેલા સંમેલન વખતે સારી રીતે કરવામાં આવ્યું હતું એટલે આ વખતે એટલા બધા પ્રચારની જરૂર ન હતી. છતાંયે સંમેલનના મંત્રીઓએ સંમેલનનો પડકાર કરવામાં કચાશ રાખી છે એમ કોણ કહી શકે? વાંચો સંમેલન પત્રિકામાંથી થોડાએક ઉતારાઃ—

"આપણાં છાત્રાલયો આજે જ્યાં ઉભાં છે ત્યાંથી તેમને એકાદ ઇંચ ઉંચાં લેવાં, તેમની આજે જે દશા છે તેમાં થોડોએક સુધારો કરવો, એ છાત્રાલયો આજે જે દ્રવ્ય ખર્ચે છે તેટલા જ દ્રવ્યમાં વધારે સારૂં પરિણામ કેમ આવે તે જોવું, છાત્રાલયના વહીવટમાં કેળવણીની દૃષ્ટિથી કેવા કેવા ફેરફાર કરવા વગેરેનો વિચાર કરવો એ આપણા આ સંમેલનનો ઉદ્દેશ છે. જે સ્થાપકોએ પોતાની પરોપકારવૃત્તિથી પ્રેરાઈને છાત્રાલયો સ્થાપ્યાં છે, ને બાંધ્યાં છે તેઓ પોતાનાં ફરજંદ જેવાં આ છાત્રાલયો વધારે સારાં શી રીતે થાય તેના વિચારમાં હાજર રહે એ તેમનો ધર્મ છે.

"બીજી વિનતિ છે સેક્રેટરી સાહેબોને. આપ આ છાત્રાલય જીવનના ઘડનાર આદમી છો. આપ ગૃહપતિને નીમો છો, છાત્રાલયના સામાન્ય નિયમો રચો છો, કાયદાની દોરી ઢીલી કરવું કરી શકો છો અને સ્થાપકની સત્તાથી

આખા છાત્રાલયને અમુક પ્રકારની ગતિ આપો છો. આપના કાર્યમાં અનેક જાતની મુશ્કેલીઓ આવે છે. આપની મહેનત ઘણી વાર આપને નકામી જતી લાગે છે. આપનો માર્ગ કોઈ વાર અંધકારમય બની જાય છે. આપ આ સંમેલનમાં આપના જેવા જ બીજા સેક્રેટરીઓને મળશો, આપના અને તેમના અનુભવોની આપલે કરશો અને આપણે સૌ એક બીજાના અનુભવથી વધારે ડાહ્યા થઈ ઘેર જશું.

"મારા ગૃહપતિભાઈઓને તો મારી વિનતિ ઉભી જ છે. આખા છાત્રાલયનો મુખ્ય આધાર તો આપ ગૃહપતિઓ ઉપર છે. છાત્રાલયના અનેક વિદ્યાર્થીઓનું ભવિષ્ય આપણા હાથમાં છે. છાત્રાલયને માત્ર એક વીશી રાખવી કે આશ્રમ જેવું બનાવવું એ આપણા હાથમાં છે. આવતી કાલના સમાજને કેવો બનાવવો તે આપણા હાથમાં છે. ગુજરાતના તરુણોને જીવનમાં કેવી રીતે ઝંપલાવવા દેવા એ આપણા હાથમાં છે. એક રીતે બોલીએ તો આપણે ગૃહપતિઓ તો આવતી કાલના ગુજરાતના વિધાતાઓ છીએ. પણ આપણું વિધાન આજે નિર્દોષ છે? આપણે આપણી જવાબદારી પિછાની છે? જેને તાબામાં રાખવાનો આપણો દાવો છે તેને આપણે યથાર્થ ઓળખ્યો છે? કેળવણી આપવાનો અધિકાર આપણે મેળવ્યો છે? આ બધી બાબતોનો વિચાર કરવા માટે, આપણી ચાલુ પદ્ધતિમાં નવો પ્રાણસંચાર કરવા માટે, આખાયે છાત્રાલયના પ્રશ્નને અનેક દૃષ્ટિથી જોવા માટે અને પરિણામે જે વિદ્યાર્થીઓ આપણી પાસે પડ્યા છે તેમનું સાચું કલ્યાણ શામાં છે તે સમજી તે પ્રમાણે કરવા માટે આપણે તો જરૂર આ સંમેલનમાં હાજરી આપીએ.

"શિક્ષકોને શું કહું? જે વિદ્યાર્થીઓને શિક્ષક શાળામાં ૭ કલાક વેંઢે છે તેને ગૃહપતિઓ બીજા અઢાર કલાક વેંઢે છે. શાળામાં વિદ્યાર્થી પુસ્તકના પાઠ પાકા કંઠપિંડાંત કરીને આવે છે ત્યારે છાત્રાલયમાં એ જ વિદ્યાર્થી ઉધાડો કરે છે. શિક્ષક માત્ર ચોપડીયું જ્ઞાન ન આપતાં કેળવણી આપવાનો દાવો કરતો હોય તો તો તેણે વિદ્યાર્થીને પણ ઓળખવો પડશે અને આવી ઓળખ માટે તેણે બાળકના જીવનને જાણવું પડશે. આજનાં છાત્રાલયો શાળાઓથી વિખૂટાં પડી ગયાં છે તેથી શાળાઓને તેમજ છાત્રાલયોને પારાવાર નુકસાન જ છે. આ નુકસાનમાંથી થોડુંએક ભરપાઈ કરવા માટે પણ આજે તો શિક્ષકો આવાં સંમેલનોમાં હાજર થાય તો જતે દિવસે એ બે સંસ્થાઓ વધારે નજીક આવી શકે.

"છાત્રાલય એ નીશી મટી હવે કેળવણીની સંસ્થા થતું જાય છે. આવતી કાલના છાત્રાલયને તમે હવે પાંજરાપોળ નહિ કરી શકો. આજે જો તમે ગૌ-શાળાને જ કેળવણીનું સ્થાન ગણતા હો તો તે તમારી ભૂલ છે. છાત્રાલય એ પણ એટલું જ. મોટું કેળવણીનું સ્થાન છે અને તેને એવું સ્થાન બનાવવું હોય તો તમારે તેમાં હાજરી આપેજ છૂટકો છે. માટે ગૂજરાતના કેળવણીકારો, આપ અમારા આ સમ્મેલનમાં પધારો, છાત્રાલયના પ્રશ્નને તમારી કસોટીએ ચઢાવો, તેના વિધાનિષેધો નક્કી કરો અને તમારી શાસ્ત્રીય મર્યાદામાં તેનો અંક મૂકો."

પણ આટલા પ્રચારમાર્ગથી અમરેલી સંતોષ કેમ માને? આ બીજા સમ્મેલનના મુખી ભાઇ જગજીવનદાસે વડોદરા, રાજકોટ, મુંબઇ, ભરૂચ, સુરત વગેરે જગાઓએ જાતે જઇ ત્યાં સમ્મેલનનો ઘોષ કર્યો હતો, જાહેર સભાઓ બોલાવી હતી, છાત્રાલયોના ચાલકોને મળીને તેમની પાસે સમ્મેલનનું સ્વરૂપ ધર્યું હતું અને એ રીતે સમાજને સમ્મેલન તરફ આકર્ષ્યો હતો.

આટલી તો સમ્મેલનની બાહ્ય તૈયારી. અમરેલીને તો પોતાની અંદર અંદર પણ પૂર્ણ તૈયારી કરી લેવી પડે તેમ હતું. અમરેલી ગાયકવાડ સરકારનો કસ્બો. ગૂજરાતમાં જ્યારે અસ્પૃશ્યતાના પ્રશ્નનો ઉચ્ચાર સરખો પણ કોઇએ નહોતો કર્યો ત્યારે શ્રીમંત સરકારે અસ્પૃશ્યતાના કલંકને નાબુદ કરવાનો નિશ્ચય જાહેર કર્યો અને તેમને માટે શાળાઓનાં બારણાં ખુલ્લાં મૂકી દીધાં. આજે અમરેલીની હાઇસ્કૂલમાં અગ્રજો અને અન્ત્યજોનાં બાળકો એક પાટલિયે બેસીને ભણે છે; આજે અમરેલીમાં એક અન્ત્યજ છાત્રાલય પણ ચાલે છે. આ અમરેલીમાં છાત્રાલય સંમેલન વખતે અન્ત્યજોના આમંત્રણ અનામંત્રણનો પ્રશ્ન ઉભો થશે એમ કોઇના ખ્યાલમાં શી રીતે આવે? જે વૈષ્ણવ ભાઇઓના પુત્રો હાઇસ્કૂલમાં અન્ત્યજ બાળકો સાથે ભણી શકે છે તે જ ભાઇઓ સંમેલનમાં અન્ત્યજ ભાઇઓ હાજર થાય તો અભડાઇ જશે એમ કોણ વિચારી શકે? છતાં ગાયકવાડ સરકારના અમરેલીમાં અસ્પૃશ્યતાનો આ પ્રશ્ન ઉભો થયો. એ પ્રશ્ને સમ્મેલનના મહાજન મંડળમાં ભેદ પાડ્યો; એ પ્રશ્ન અમરેલીનાં છાત્રાલયોમાં ખળભળાટ કર્યો; એ પ્રશ્ને મહેમાનોના ઉતારા ઉપર મર્યાદા આંકી; એ પ્રશ્ને ભાઇ જગજીવનદાસ જેવા અન્ત્યજસેવકને આંસુ પડાવ્યાં અને ઘડીભર તો સંમેલનના અસ્તિત્વ વિષે લોકોને શંકા થઇ ગઇ. આવા વિકટ પ્રસંગે અમરેલીના અગ્રગણ્ય શહેરી શ્રી. હરિલાલભાઇની નિડરતા અને તત્ત્વનિષ્ઠાએ સંમેલનનો બેડો પાર ઉતાર્યો છે, એમ કહેવામાં જરાયે

## પહેલો દિવસ

સંમેલનના પહેલે દિવસે સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ, સ્વાગત પ્રમુખની અવેજીમાં શ્રી. હરિલાલભાઇનો સત્કાર અને સંમેલનના પ્રમુખનું ભાષણ એ મુખ્ય કાર્યો હતાં.

જે જે સદ્‌ગૃહસ્થોએ તારથી તેમજ કાગળથી આ સંમેલન તરફ પોતાનો સદ્‌ભાવ દર્શાવ્યો હતો ને તાર કાગળો વગેરે શ્રી. હરગોવિંદદાસ પાઠકે વાંચી સંભળાવ્યા હતા. આવો સદ્‌ભાવ દર્શાવનારાઓમાં સર જગમોહનદાસ વરજીવનદાસ, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, શ્રીમતી સરલાદેવી અંબાલાલ, શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી, શેઠ પરમાણંદદાસ ત્રિભુવનદાસ, શ્રી. વિશ્વનાથ પ્ર. વૈદ્ય, કુમારશ્રી ગણુંજવાળા, શેઠ રામજી હંસરાજ–કલકત્તા, પ્રો. માણિકરાવ, ભાઈ કરશનદાસ ચીનાઈઆ અને શ્રી. મણિલાલ દેસાઇ હતા.

તાર કાગળો વાંચવાનો વિધિ પૂરો થયા બાદ સાધુમના પ્રમુખશ્રી ઉભા થયા અને છાપેલા વ્યાખ્યાનનો પ્રસ્તાવ જેમ જાણે બોલતા હોય તેમ બોલ્યાઃ—

"હું તો મને ઘણા કહે છે તેમ વિચારક છું. વિચારક પોતે પ્રસ્તુતનો વિચાર નથી કરતો પણ એ તો એની દૃષ્ટિ જેટલે સુધી પહોંચે તેનો વિચાર કરે છે; અને તે પ્રમાણે હું પણ મારી દૃષ્ટિ જેટલે પહોંચે તેટલા સુધીનું બોલું છું.

"મારી દૃષ્ટિ આગળ આજે મહત્ત્વનો વિષય અસ્પૃશ્યતાનો છે. સમાજ મને મારા વિચાર માટે ગમે તે કહે પણ મને જે વસ્તુ સાચી લાગી છે તે મારે સમાજ સમક્ષ મૂકી જ જોઇએ; એમાં મને મારો ધર્મ જણાય છે. દાખલા તરીકે મહારાષ્ટ્રમાં હું કોઈ બ્રાહ્મણને ત્યાં જાઉં અને તેની સમક્ષ મારા વિચારો રજુ કરૂં તો એ મને કહે કે તમે કહો છો તે ખરૂં પણ સમાજ અમને તે પ્રમાણે વર્તવાની ના પાડે છે. સમાજ એટલે ચારે વર્ણ. માણસે ચારે વર્ણને દૃષ્ટિમાં રાખીને પોતાનું વર્તન રાખવું જોઇએ. આજે બ્રાહ્મણોએ અદ્ધર દૃષ્ટિ રાખી છે. તેઓએ સમાજ એટલે ત્રણ વર્ણ એમ માન્યું છે. ચોથો વર્ણ છે એમ તેઓ જાણે છે પણ સમાજનો વિચાર કરે છે ત્યારે આ ચોથા વર્ણનો તેઓ જરા પણ વિચાર કરતા નથી. આજે આપણે જેમને અન્ત્યજ ગણીને અસ્પૃશ્ય માન્યા છે તેમની સંખ્યા જો કે નાની છે (૧૦૦ માં ૬ જેટલી) છતાં એમને સાથે લીધા વગર આપણે આગળ ચાલવાનો વિચાર કરીએ તો આખો સમાજ આગળ વધે છે એમ કેમ કહેવાય? હું કાંઇ આપનો શત્રુ નથી. હું તો આખા સમાજનું ભલું

થાય એમ ઇચ્છું છું. પણ જ્યારે હું જોઉં છું કે જે લોકોની સેવા મારે કરવી છે તેમનું અહિત થાય છે ત્યારે તે હું ન જોઇ શકું. છતાં હું તમારો મિત્ર છું. જે કાર્ય એક દિવસ પરપ્રયત્નથી કરવું પડે તે આજે સ્વેચ્છાથી કરવું તે વધારે સારું છે. મારી નમ્ર પ્રાર્થના છે કે તમે સહુ સમાજનું હિત સમજીને આજે સ્વેચ્છાપૂર્વક આ વર્ણનો સ્વીકાર કરો.

"આ સંમેલન ભરાવાનું હતું તે વખતે મેં નાનાભાઇને કહ્યું કે તમે જે કંઇ શરત મૂકશો તે હું સ્વીકારીશ. મારે મારી શરતે કશુંયે કંગવીને વિજય જોઇતો નથી. મારે તો લોકોનાં હૃદય સુધી પહોંચવું છે. ચાતુર્વર્ણ્યની રક્ષા કરવાથી હિંદુસ્થાનની રક્ષા થશે. તમે સૌ ચારે વર્ણની રક્ષા થાય એવો જીવનમાં ફેરફાર કરો એમ હું ઇચ્છું છું.

"જેઓ અન્ત્યજોને સ્પૃશ્ય માનનારા છે તેમને કહું છું કે તમે સામા પક્ષને પ્રેમથી જીતવા પ્રયત્ન કરો. કોઇને મેણું ન મારો. ધીરજ કેળવીને પ્રેમથી જ જીતો એમ ઇચ્છું છું.

"જો મારા વિચાર સારા છે એમ કોઇને લાગે તો તે તેને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરે. મગજ કબુલ કરે પણ જીવનમાં ઉતારવાની જેને હિંમત નથી તે બોજો છે. સારા વિચાર બુદ્ધિથી ગ્રહણ કરવા છતાં જીવનમાં ન ઉતારવાથી આપણો સમાજ નીચે જવાનો છે."

## બીજા અને ત્રીજા દિવસની બેઠકો

સંમેલનના બીજા અને ત્રીજા દિવસના કાર્ય તરફ નજર નાખીએ તો નીચેની ચાર બાબતો તરી આવે છેઃ—

૧ વ્યાખ્યાનો
૨ ચર્ચાઓ
૩ રચનાત્મક કાર્ય—છાત્રાલય મંડળ
૪ ઉપસંહાર

### વ્યાખ્યાનો

સામાન્ય રીતે આવાં સંમેલનોમાં નિબંધો તથા ઠરાવો એ જ મુખ્ય કાર્યક્રમ હોય છે. અમે પણ આ સંમેલનમાં થોડા એવા નિબંધોની માગણી કરી હતી અને અમારી માગણીના ઉત્તર રૂપે અમને નિબંધો મળ્યાં હતા.

પરંતુ અમને વધારે વિચાર કરતાં જણાયું કે આવાં કેળવણી વિષયક સંમેલનોમાં રીતસરના નિબંધોને જેટલું ઓછું સ્થાન અપાય તેટલું વધારે ઠીક છે. આથી કરીને અમે નિબંધોને સમેલનના કાર્યક્રમમાં રાખ્યા જ નહિ. આવા નિબંધોને અભાવે જે વિદ્વાનોએ અમુક ચોક્કસ પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો હોય તે વિદ્વાનોના વિચારો જાણવાની તક આપણે ગુમાવીએ છીએ એટલું તો ચોક્કસ જ છે. આ ઊણપો દૂર કરવા માટે અમે બે ખાસ વ્યાખ્યાનોની ગોઠવણ રાખી હતી: એક ધર્મશિક્ષણ પર અને બીજું યૂરપની નવીન કેળવણીની સંસ્થાઓનાં કેટલાંક તત્ત્વો પર. છાત્રાલયોના અનેક ગુંચવાડા ભરેલા પ્રશ્નોમાં ધર્મશિક્ષણનો પ્રશ્ન આજે ઘણાને મુંઝવે છે. ધર્મશિક્ષણ આજે જે રીતે અપાય છે તે બરાબર નથી એમ ઘણાને જણાય છે અને છતાં કઇ રીતે અપાવું જોઇએ તેનો શાસ્ત્રીય વિચાર ઘણા થોડા લોકો કરી શકે છે. એટલે આવા મહત્ત્વના પ્રશ્ન પર કાકા કાલેલકર જેવા વિચારકના વિચારો રજુ થાય એવી ઇચ્છાથી અમે તેમને એક વ્યાખ્યાન આપવાની વિનતિ કરી. અમારી વિનતિ કેટલી યથાર્થ હતી અને એ વિનતિને પરિણામે આખા સંમેલનને જે મળ્યું તે કેટલું કિંમતી છે એ તો આ અહેવાલ વાંચનાર પોતે છેડે આપેલા એ વ્યાખ્યાન પરથી જોઇ શકશે.

બીજું વ્યાખ્યાન ભાઇ ભોગીલાલ ઠાકરનું હતું. ભાઇ ભોગીલાલ ઠાકર અમદાવાદના શારદામંદિરના એક ચાલક છે. તેઓ તાજેતરમાં યુરપની કેટલીયે નવીન કેળવણીની સંસ્થાઓ જોઇને ચાલ્યા આવે છે. જો આપણે આપણી કેળવણીની સંસ્થાઓને સાચોસાચ જીવનસંસ્થાઓ બનાવવી હોય તો યુરપની આ નવીન સંસ્થાઓ પાસેથી આજે આપણે ઘણું લઇ શકીએ તેમ છે. આ રીતે ભાઇ ભોગીલાલનું વ્યાખ્યાન આખા સંમેલનમાં ભાન પાડે તેવું હતું. નોંધ પરથી તૈયાર કરેલું એ વ્યાખ્યાન અહેવાલને છેડે આપેલું છે.

## ચર્ચાઓ

આ બે સુંદર વ્યાખ્યાનો સિવાયનો સંમેલનનો ઘણો ખરો વખત છાત્રાલયને અંગે ચર્ચાઓમાં જ ગયો હતો. આવી ચર્ચાઓમાં દરેક પ્રશ્નને જૂદી જૂદી દૃષ્ટિથી જોવાનું બને અને એક જ સવાલનાં અનેક પાસાંઓ નજરમાં આવે એટલે છાત્રાલયના પ્રશ્નોની મીમાંસા માટે તો આવી ચર્ચાઓ અત્યંત ઉપયોગી લાગી છે. છાત્રાલયના ક્યા ક્યા પ્રશ્નો ચાલકોને મુંઝવે છે, છાત્રાલયના વહીવટમાં વસ્તુ ક્યાં ક્યાં ખટકે છે તે યથાર્થ જાણી લેવા માટે

અમે અમરેલીનાં છાત્રાલયોને ખટકતા પ્રશ્નોની એક દિશાસૂચક યાદી પ્રેક્ષક-વર્ગમાં વહેંચી હતી અને તે યાદીમાં બીજા ભાઇઓ પોતાના પ્રશ્નો ઉમેરી આપે એવી માગણી કરી હતી. આ પ્રમાણેની સુધારા વધારાની યાદીમાંથી અગત્યના પ્રશ્નો તારવી કાઢવા માટે અને તેને પ્રશ્નો પર જૂદી જૂદી સ્વતંત્ર દૃષ્ટિથી વિચાર રજુ કરનારાઓને ગોઠવી લેવા માટે નીચેના સભ્યોની એક કમિટી નીમવામાં આવી હતી.

પ્રમુખશ્રી

| | |
|---|---|
| શ્રી. રામનારાયણ પાઠક | શ્રી. પુરુષોત્તમ માવજી વકીલ |
| ,, જગજીવનદાસ મહેતા | ,, વેણીભાઈ ભટ્ટ |
| ,, મોતીભાઇ અમીન | શ્રીમતી સુલોચના બહેન |
| ,, નાનાભાઇ ભટ્ટ | શ્રી. ભગવાનજી પ્રેમજી જોશી |
| ,, કલ્યાણરાય જોશી | ,, મણિલાલ માણેકલાલ દવે |
| ,, હરભાઈ ત્રિવેદી | ,, ગોકળદાસ દાવડા |
| ,, ભીખાભાઇ પટેલ | ,, મગનભાઇ |

આ સમિતિએ છાત્રાલયસંસ્થાનો શાસ્ત્રીય વિચાર કરીને તેના આંતર બાહ્ય જીવનને લગતી છ મુખ્ય બાબતો તારવી લીધીઃ (૧) ગૃહપતિ, (૨) સમાજ, (૩) વિદ્યાર્થી, (૪) સંસ્કાર, (૫) શિક્ષણ અને (૬) માબાપો. આ છએ બાબતોને લગતા મુખ્ય મુખ્ય પ્રશ્નોને ચર્ચામાં ગોઠવી લીધા. આપણે હવે આ રસભરી ચર્ચાઓને જોઇએ.

### (૧) ગૃહપતિની આવશ્યકતા, લાયકાત અને અધિકાર

છાત્રાલયનો સૌથી અગત્યનો વિષય 'ગૃહપતિની આવશ્યકતા, લાયકાત અને અધિકાર' છે. આ વિષય ઉપર બોલતાં શ્રી. મોતીભાઇ અમીન બોલ્યાઃ–

"આપણે ત્યાં સંસ્થાઓ બે રીતે સ્થપાય છે. એક તો સામાન્ય રીતે, જે રીતે હમણાં સંસ્થાઓ સ્થપાય છે. ઉર્મિ આવે, પૈસા ભેગા થાય, બંધારણ નક્કી થાય, પૈસા મળે એટલે પછી ગૃહપતિ શોધવા નીકળી પડે. આજેય મુંબઇના ગુરુકુળ માટે માણસ શોધવો પડે છે. એથી બીજો દાખલો કાંગડી ગુરુકુળનો. પહેલો માણસ, પછી પૈસા અને તે પછી કામ કરતાં કરતાં નિયમો ઘડાય. એ જ રીતે કર્વે મહિલા વિદ્યાપીઠ. એમાં એક માણસને અમુક વિચાર સુઝ્યો અને પૈસા એકઠા થયા.

"જ્યાં સંસ્થા એક માણસથી શરૂ થાય છે તેને પૈસા મળી રહે છે, તે જીવતી રહે છે. બીજી જાતની સંસ્થામાં એટલે કોમી છાત્રાલયોમાં પૈસા હોય છે એટલે જીવતી રહે છે પણ **શ્રી. મોતીભાઈ** યોગ્ય માણસ વગર એ ચાલે છે.

"ગૃહપતિ જે ભાવના પોતે ધરાવતો હોય તે વિદ્યાર્થીમાં ઉતારી શકે. તેનામાં સાદાઇ હોય તો જ તે વિદ્યાર્થીમાં સાદાઇ ઉતારી શકે. ચા, બીડી, વગેરે વ્યસનોવાળો ગૃહપતિ હોય, પછી તે ગમે તેટલો લાયક હોય-મુંબાઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હોય તો પણ તે વિદ્યાર્થીને નિર્વ્યસની નહિ બનાવે. વિદ્યાર્થીમાં ચારિત્ર્ય ખીલવવું હોય તો ગૃહપતિમાં ચારિત્ર્ય હોવું જોઇએ. પાંચ રૂપિયાના પ્રમોશન માટે ઉપરી અધિકારીના હુકમોનો અમલ કરે તેમાં ચારિત્ર્ય નથી.

"ગૃહપતિ પૈસા માટે અહીં નથી આવ્યો. તેનામાં આત્મત્યાગ છે, આપભોગ આપવાની શક્તિ છે, એમ વિદ્યાર્થી જાણશે તો જ તેમના જીવનમાં આ સદ્‌ગુણો ઉતરશે.

"પેટલાદ બોર્ડિંગની આંતર વ્યવસ્થા વિદ્યાર્થીઓના હાથમાં હતી. સંસ્થા લોકોની નહિ પણ શિક્ષકો અને વિદ્યાર્થીઓની હતી. ત્યાં આગળ સમાજ-સેવાની ખીલવણી પણ થઈ શકી. વિદ્યાર્થીઓ મુસાફરીએ નીકળે ત્યારે શિક્ષકો ભેગા થઇ સમાજસેવાની એકાદ બાબત ઉપર ચર્ચા કરી વિદ્યાર્થીઓ આગળ મૂકે અને એનો અમલ કરવા પ્રયત્ન કરે."

મોતીભાઇએ પૂરું કર્યું એટલે નાનાભાઇનો વારો આવ્યો. દક્ષિણામૂર્તિ સંસ્થા આપણા ગૂજરાતમાં કેળવણીની શાસ્ત્રીય મીમાંસા આજે કરી રહી છે. દક્ષિણામૂર્તિએ છાત્રાલયનો પણ શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે અને એવો શાસ્ત્રીય અભ્યાસ દરેક ગૃહપતિએ કરવો જોઇએ એમ દક્ષિણામૂર્તિ માને છે. છાત્રાલયના આવા શાસ્ત્રીય અભ્યાસ પર ભાર મૂકતા આ રહ્યા નાનાભાઇના શબ્દો:-

"બે ત્રણ દિવસ ઉપર છાત્રાલય સંમેલનની વાતો અમરેલીમાં થતી હતી ત્યારે મારે એક વિદ્યાર્થીની સાથે વાત થતી હતી કે છાત્રાલય અને છાત્ર સંમેલનો પરસ્પર ઠરાવ કરી લે-છાત્રાલય સંમેલન ઠરાવ કરે કે છાત્રો ન જોઇએ અને છાત્રસંમેલન ઠરાવ કરે કે ન ગૃહપતિ જોઇએ-તો બધી પંચાત મટી જાય.

"ગૂજરાતમાં કેટલાંય છાત્રાલયો એવાં છે કે જ્યાં ગૃહપતિ નથી અથવા

ગૃહપતિ નામ આપી શકાય એવો ગૃહપતિ નથી. મા વગર પણ છોકરું મોટું થઇ જાય તેમ ગૃહપતિ વગર છાત્રાલય ચાલે એમ આપણે માનીએ. પણ આને છાત્રાલય ન કહેવાય. न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते । મા વગર ઘર નહિ તેમ ગૃહપતિ વગર છાત્રાલય ન હોય. જે ઉદ્દેશથી આપણે વિદ્યાર્થીઓને એકઠા રાખવા માગીએ છીએ તે ઉદ્દેશ સિદ્ધ કરનાર માણસ ન હોય ત્યાં વિદ્યાર્થીઓ ભેગા થઇ વીશીની જેમ રહે એને છાત્રાલય ન કહી શકાય. માટે હું વિનતિ કરૂં છું કે દરેક છાત્રાલયના સંચાલકો ગૃહપતિ નીમી લે એ અત્યંત આવશ્યક છે.

**શ્રી. નાનાભાઈ**

" આપણામાં ઘણા ગૃહપતિઓ છીએ છતાં જો જરા ગંભીરતા પૂર્વક વિચાર કરીએ કે ભલા, આ ગાડું ચલાવવા માટે આપણે લાયક છીએ કે નહિ, તો સહુને મારા જેવો જ અનુભવ થશે કે આપણે આ છાત્રાલયોનું ગાડું ચલાવવા માટે લાયક નથી. મને લાગે છે કે આવો જ અનુભવ આપણને બધાને છે.

" આખી દુનિયામાં શાસ્ત્રોનો જમાનો આવ્યો છે તેમ છાત્રાલયમાં પણ શાસ્ત્રોનો જમાનો આવી ગયો છે. જીવનનાં શાસ્ત્ર જાણ્યા વગર છાત્રાલયમાં પ્રવેશ ન થાય. રસોઇથી માંડીને ધાર્મિક શિક્ષણના પ્રશ્નો એ જીવનના પ્રશ્નો છે. કોલસા સળગાવવાથી માંડીને વિદ્યાર્થીનાં હૃદયમાં ચિનગારી સળગાવવાનો પ્રશ્ન દરેક ગૃહપતિએ જાણવો જોઇએ રસોડાનું કામ, સ્વચ્છતાનું કામ, મનનો મેલ કાઢવાનુ કામ, બુદ્ધિનું કામ એ બધું કામ ગૃહપતિનું છે.

" હું ગ્રેજ્યુએટ થયો એટલે પરીક્ષા લઇ શકું, શીખવી શકું વગેરે માન્યતાને લઇ આપણે ઘણા ગૃહપતિઓ બની ગયા છીએ. કોઇ પણ ધંધો કરવો હોય તો તે ધંધાની લાયકાત હોવી જોઇએ.

" આપણે બધા અંતરની વેદનાના માર્યા ગૃહપતિ નથી થયા, આજે તો કોઇ માણસ છાત્રાલય કાઢે તેને બજારભાવે ગૃહપતિ જોઇએ છીએ. ગૃહપતિના અંતઃકરણની લાયકાત વિષે તો કવિની માફક ગૃહપતિ જન્મે છે એમ હું માનું છું; છતાં ક્યાં ક્યાં તેને ઘડતરની જરૂર છે એ પણ જાણવાની જરૂર છે. આજે તો શાસ્ત્રીય જ્ઞાન વિનાના મોચી ને હજામો પણ નથી ચાલતા તો શાસ્ત્રીય જ્ઞાન વિનાનો ગૃહપતિ શી રીતે ચાલશે?

" એક અંગ્રેજી લેખક કહે છે કે કોઈ વિદ્યાર્થીને સંસ્કૃત શીખવવું હોય તો શિક્ષક સંસ્કૃત જાણે એટલું બસ નથી; તેણે વિદ્યાર્થીને પણ ઓળખવો

પડશે. આપણામાં આ બાબતનું દુર્લક્ષ હું જોઉં છું. માગમાં પણ એ દુર્લક્ષ જોઉં છું અને બીજાઓમાં પણ એ જોઉં છું.

"જે ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓને ઓળખે એ સાચો ગૃહપતિ. મારે મરવું હોય તો હું પેટમાં છરી મારીને મરી જાઉં, છબ કરડીને મરી શકું. પણ યોદ્ધા સામે લડવું હોય ત્યારે તો તેની પાસે હોય તેના કરતાં મારી પાસે વધારે શસ્ત્રો હોય તો જ છતી શકું. જેને પોતાને એકને જ છવવું નથી પણ બીજાને પણ છવતાં શીખવવું છે, એનામાં છવનનું શાસ્ત્રીય જ્ઞાન આવશ્યક છે.

"ગૃહપતિ વિદ્યાર્થીને ઓળખતાં શીખે એ એની પ્રથમ લાયકાત.

"ગૃહપતિનો અધિકાર તેની લાયકાતમાં રહે છે. જે ગૃહપતિ પોતાની લાયકાત કેળવવા તરફ મંડ્યો રહે છે તેના ખોળામાં અધિકાર તો આપોઆપ આવી વસે છે. લાયકાત નહિ હોય તો આપેલો અધિકાર પણ નકામો છે, એટલે લાયકાત સંબંધી વિશેષ નથી બોલતો."

છાત્રાલયના આ મુખ્ય પ્રશ્નને પતાવી દીધા પછી બીજો પ્રશ્ન આવ્યો.

(૨) માબાપો

છાત્રાલયમાં પોતાના પુત્રને ધકેલી માયા પછીની માબાપોની બેદરકારીનો અનુભવ બધાં છાત્રાલયોને હશે. આ બેદરકારીને તપાસી તેને દૂર કરાવવાની હિમાયત કરતા ભાઈ કલ્યાણરાય જોષીના શબ્દો સાંભળવા જેવા છે:—

"છાત્રાલય એટલે છાત્રો અને ગૃહપતિ એ બેનો જ સંબંધ એમ નથી. વાલીઓનું પણ તેમાં સ્થાન છે એ વાત વાલીઓ આજે ભૂલી ગયા છે. જે ક્ષણે વિદ્યાર્થી છાત્રાલયમાં દાખલ થઈ જાય તે પછી પૈસાનો મનીઓર્ડર મોકલવા ઉપરાંત બીજી કંઈ જ જવાબદારી માબાપોની નથી રહેતી એમ તેઓ માનતા થઈ ગયા છે. ફક્ત **શ્રી. કલ્યાણરાય** જવાબદારી જ નહિ પણ છાત્રાલયના કામમાં રસ લેવો **જોષી** જોઈએ એ પણ જરૂરનું છે. આ સંમેલન છાત્રાલયોને વીંધી રાખવા નથી માગતું. તેથી વાલીઓ જો પોતાનો ધર્મ ચૂકી ગયા હોય તો તેમને એ બાબત જણાવવી જોઈએ.

"કેટલીક વાર વાલીઓ છાત્રાલયની વિરુદ્ધ ગુંજળો કર્યા કરે છે એવો પણ અનુભવ છે. છાત્ર ઘેર આવી પોતાના છાત્રાલયના નિયમોની ચર્ચા કરે છે ત્યારે જે વસ્તુ પોતાને નથી ગમતી એ તે પહેલાં રજૂ કરે છે. અને માબાપ

છોકરા તરફ દિલસોજી બતાવી, 'હશે હવે એ ચાર વર્ષની વાત છે' અથવા તો 'એ કામ મામાને ત્યાંથી કરી લેજે, પૈસા આ વખતે વધુ મોકલશું, એ તો અમે બોર્ડિંગવાળા સાથે લડી લેશું' વગેરે વાતોથી વિદ્યાર્થીને મનાવી લે છે. આવી જાતની છાત્રાલય વિરુદ્ધની ચળવળ ઘરમાં ચાલ્યા કરે છે.

"બનવું શું જોઇએ કે વિદ્યાર્થી છાત્રાલયમાં જાય ત્યારથી દરેક અઠવાડિયે તેનામાં જે કંઇ ફેરફાર કે પ્રગતિ થયેલ હોય તે જાણવાની વાલીઓમાં ઉત્સુકતા હોવી જોઇએ. ગૃહપતિ ખબરપત્ર મોકલે અને વાલીઓ એનો સ્વીકાર કરે તો જ આ કામ થાય. વાલીઓએ આવી હકીકતોનું ખબરપત્ર માગી લેવું જોઇએ; અને ન માગે તોપણ ગૃહપતિએ એ આપવું જોઇએ. વ્યવસ્થાપક મંડળ મારફત ગૃહપતિએ આવી તજવીજ કરવી જોઇએ. સાચા સમજદાર વાલીએ પોતાનો વખત કાઢીને છાત્રાલયમાં આઠ દશ દિવસ રહેવું જોઇએ. ત્યાંનું વાતાવરણ કેવું છે, તેનો સંપૂર્ણ ખ્યાલ મેળવી જે કંઇ સૂચના કરવા જેવું હોય તેની સૂચના કરવી જોઇએ.

"આજે હવે શાસ્ત્રીય જ્ઞાન વગર છાત્રાલયમાં ફાવવાનું નથી. સારામાં સારો ગૃહપતિ સંતોષથી રહી શકે તેટલા પૈસા ખર્ચવાનું કામ માબાપોનું છે. હાઇસ્કૂલના હેડમાસ્તરની લાયકાત હોય નહીં, પણ વધુ લાયકાતવાળો ગૃહપતિ મેળવવો હોય તો એટલું ખર્ચ કરવા વાલીઓ તૈયાર ન થાય તો વાલીઓ ભૂલ કરે છે એ વાત હું વાલીઓ પાસે મૂકવા માગું છું."

ભાઇ કલ્યાણરાયના ભાવને પોતાની મીઠી વાણી દ્વારા પ્રગટ કરતાં શ્રીમતી સુલોચના બહેન બોલ્યાં:—

"ગૃહ એ સંસ્કારનું સ્થાન છે તેમ ઉપગૃહ–છાત્રાલય પણ બધા સંસ્કારનું સ્થાન છે. ગૃહ અને ઉપગૃહ તારથી એક સાથે સંધાયેલાં હોય તો જ ઉપગૃહનું કામ સરળતાથી ચાલે. સંસ્કારી માતાઓ ગૃહે ગૃહે રાખવામાં આવશે તો જ ઘરના સારા સંસ્કાર આવી શકશે.

**શ્રીમતી સુલોચના બહેન**

"આપણાં બાળકો સાચમાં સારાં શહેરી બને એ માટે વાલીઓ સહકાર કરે એ આજે ખાસ જરૂરનું છે. વિદ્યાર્થીની જે ખાસીયત હોય એ ગૃહપતિ સમજે અને એ પ્રમાણે વિદ્યાર્થીને દોરે તો જ સાચું શિક્ષણ મળે. આજે વિદ્યાર્થીના જીવનમાં જે બસૂરાપણું આવ્યું છે તે જો શિક્ષક, ગૃહપતિ અને વાલી એ ત્રણ તાર સંધાય તો તેનું બસૂરાપણું મટી જઇને સુંદર સંગીત ઉભું થશે અને એમાંથી સુંદર સૂર નીકળશે."

માબાપોનો છાત્રાલય સાથે સંબંધ અને એ સંબંધમાં માબાપોની વક્રદૃષ્ટિનો ઉલ્લેખ કરતાં પ્રમુખશ્રીએ આ પ્રશ્નનો ઉપસંહાર કર્યો:—

" વાલીઓ સાથે મારો સંબંધ અનેક પ્રાંતનો છે, જનાં એટલો સામાન્ય અનુભવ છે કે છાત્રાલય એ ધોબીખાનું છે અને ત્યાં છોકરાને મોકલવાથી સાફ અથવા ધોવાઈ જાય અને પછી જે રંગ તેને લગાવવો હોય તેમાં તે રંગી શકાય. એ લોકો માને છે કે બાળકમાં અમુક દોષો તો રહેવા જ જોઈએ. બાળક દેશભક્ત બને પણ જાન બચાવતો થાય. જેમાં મતલબ છે તે વિષે સરકારની માફક આ લોકો વર્તન કરે છે. વળી એ લોકો એમ માને છે કે ગૃહપતિને સોંપ્યા પછી બાળકની બધી જવાબદારી પણ ગૃહપતિને જ સોંપી છે. એથી તો છોકરાઓનો કેદ થાય છે. માબાપ અને ગૃહપતિ એ બે વચ્ચે છોકરો બિચારો મરી જાય છે. "

(૩) વિદ્યાર્થીઓના પ્રકારો

ત્યાર પછીનો ત્રીજો મુદ્દો ' વિદ્યાર્થીઓના પ્રકારો ' એ હતો. છાત્રાલય એટલે નાનો એવો સમાજ. સમાજમાં જેમ ભાતભાતનાં માણસો નજરે પડે છે તેમ છાત્રાલયમાં અનેક પ્રકારના વિદ્યાર્થીઓ નજરે પડે છે. પણ આ પ્રકારો બહારથી જેવા દેખાય છે તેવા જ વસ્તુતઃ હોતા નથી. છાત્રાલયમાં આ અનેક પ્રકારે દેખાતા વિદ્યાર્થીની આંતર ઓળખ કરી લેવાની ગૃહપતિની ફરજ છે. આ દૃષ્ટિથી વિદ્યાર્થીઓના પ્રકારો ગણાવતા હરભાઈ બોલ્યાઃ—

" શરમાળ—જે કાંઈ જોતું હોય તે માગે નહિ. એના વગર ચલાવી લે. શરમને લીધે બોલી ન શકે.

" બીકણ—જરા જરામાં બીએ. ખોટી બીક મનમાં રાખે.

" ખાઉકડ—ખાધા જ કરે. બીજાને ખાતાં વખત લાગે એથી વધુ વખત ખાતાં લાગે, અને ખાતાં કદિ ધરાય જ નહિ તેવો.

" ઢોંગી.

" ગુંડા—ગમે ત્યાંથી તક લઈને પોતાથી નાના વિદ્યાર્થીને હેરાન કરવા કે મારવાની જ ઇચ્છા રાખે.

" વેઠિયા—કામમાં ખૂબ વાર લગાડે. જે કામ સોંપ્યું હોય તે જલદી આટોપી ન લે અને પોતાને ખાતર બીજાને રોકી રાખે.

શ્રી. હરભાઈ

" આળસુ—ભણવું ન ગમે. બધું ગમે પણ ફક્ત ભણવાનું ન ગમે.

"બહિર્મુખ—બહારના માણસને શું ગમશે તેનો વિચાર કરે અને એવો દેખાવા પ્રયત્ન કરે.

"અંતર્મુખ—બહારનો દેખાવ ન ગમે. પોતાની મરજી પડે એમ જ કરે. બીજાની પરવા જ નહિ.

"ઓગટા.

"જુઠા, લબાડ, હરામ હાડકાંના–શરીરમાં તાકાત હોય તો પણ કામ ન કરે.

"વ્યસની, વહેમી, મનાગ્રહી.

"સેવકદષ્ટિના.

"મોગલ–બાદશાહ જેવા. જે બીજાની સેવાની જ આશા રાખે.

"આવા અનેક જાતના વિદ્યાર્થીઓ આવે છે. એમાં સારા ખરાબનો ભેદ આપણે આપણી દૃષ્ટિએ જ જોઇએ છીએ. આપણે તો એ એવો દેખાય જતાં ખરેખર શું છે, એનામાં પ્રાણ દેખાય છે પણ કેમ રખડે છે, એનો વિચાર કર્યા વગર સારો કે ખરાબ એવું બાણું લગાડી દઇએ છીએ.

'આ પ્રકાર દેખાય એની પાછળ શું રહેલું છે, એનો વિચાર કરવાથી વિદ્યાર્થીનું જીવન સમજી શકશું ને તેને ઘડી પણ શકશું, અને થોડાં ઘણાં પગલાં આગળ પણ વધી શકશું"

આ જ મુદ્દાના અનુસંધાનમાં શ્રી. ભીમજીભાઇએ વિદ્યાર્થીઓની બદીઓ અને તેના ઉપાયો બતાવતાં પોતાના સ્વાનુભવની કેટલીક હકીકત રજુ કરી:

"એક વિદ્યાર્થી પથારીમાં મુતરતો હતો. મેં એની ટેવ દૂર કરવા સારૂ ડાક્ટરની સલાહ લીધી. ડાક્ટરે જણાવ્યું કે પત્થરવાળી ખુલ્લી જગ્યામાં એને સુવાડશો એટલે એ ટેવ મટશે. મેં એ ઉપાય અમલમાં મૂક્યો. બે દિવસ સુવાથી શરીર રહી ગયું તેની તેણે મારી પાસે ફરિયાદ કરી. મને પૂછવામાં આવતાં એની ટેવ વિષે મેં તેને વાત કરી. અને તે દિવસથી તેની ટેવ ગઇ.

**શ્રી. ભીમજીભાઇ**

"ચોરીની ટેવ દૂર કરવા પૈસા વગેરે પાસે રાખવા નથી દેતો, અને બધો હિસાબ હું જ રાખું છું.

"કેટલાક વિદ્યાર્થીઓ 'છાત્રાલય'માંથી જાતીય પ્રશ્નને લગતા લેખો લઇ મારી પાસે પૂછવા આવ્યા કે એ શું છે. મેં એટલાં પાનાં ફાડી નાખ્યાં."

ભીમજીભાઇના આ ઉદવેદાની સામે શ્રીમતી સુલોચના બહેને પોતાનો

શાસ્ત્રીય પડકાર કર્યો. તે બોલ્યાં:—

"કાળજી રાખે અને રાતે પેશાબ કરાવીને સુવાડે તેમજ રાતમાં ઉઠાડી પેશાબ કરાવે તો જ એ કુટેવ મટે. પાનું ફાડી નાખે એટલે ખાસ વાંચવા જીજ્ઞાસા કરે. બ્રાહ્મણ બનીને બીડી ન પીવાય એમ કહીએ એટલે તો ખૂણે જઇને બીડી પીએ. આ રીતે કુટેવોના ઉપાય ન લેતાં બરાબર વિચાર કરીને યોગ્ય ઉપાય લેવાય તો જ ટેવ સુધરે."

શ્રીમતી સુલોચના બહેન

વિદ્યાર્થી આલમના આ દોષોની પાછળ જઇ તેનો વિવેક ગૃહપતિએ કરવો ઘટે છે. દેખાતા બધા દોષોને એક સરખા ગણી તેના પર સખ્ત ચોકી ભરનાર 'ટકે શેર ભાજી, ટકે શેર ખાજું' વાળો ગંડુ ગૃહપતિ પોતાનું રાજ્ય ગુમાવી બેસે એમાં શક નથી. કાકાસાહેબે ઉપસંહાર કરતાં જણાવ્યું તેમ—

"ઘણી વાર વિદ્યાર્થીમાં દોષો લાગે છે. તેમાંના કેટલાક નૈતિક એટલે municipal દોષ હોય છે ને કેટલાક બંધારણને લગતા હોય છે. બંનેના ઇલાજો જુદા છે. છાત્રાલયમાં બંને માટે ધીરજથી વિચાર કરી ઇલાજ શોધી કાઢવા જોઇએ. આજ કાલનો જમાનો એવો છે કે એક ઇલાજ મળ્યો કે પછી એ બધે ઠેકાણે અજમાવીએ છીએ. વિદ્યાર્થી, ગૃહપતિ તથા સંજોગો એવા હોય છે કે દરેક દોષ માટે જુદા જુદા ઉપાય હોય છે"

## (૪) છાત્રાલયમાં સાદાઇ

ત્યાર પછીનો વિષય 'છાત્રાલયમાં સાદાઇ' એ હતો. વસ્તુતઃ આ વિષયને એકલા છાત્રાલય સાથે શી લેવા દેવા છે? એમ કોઇને લાગે. પણ આજે જ્યારે છાત્રાલયમાંથી પાછા ઘરે જતા વિદ્યાર્થીને ઘરનો બનેલો પાનજો રોટલો ગળે ઉતરતો નથી ત્યારે તો આ નવા યુગના ચારણ સરખા ભાઇ રાયચુરાનો અવાજ ખરેખર અભિનંદનને પાત્ર છે. લોકવાર્તા કહેવાની પોતાની સ્વાભાવિક ઢબથી એ ભાઇએ મંડપને ગજાવ્યો:—

"આશક નટ સાધક સતી, શુરા સહેવા રહેલ;
અરાંપરીઝી બાત નહિ, ખરાખરીકા ખેલ."

એમ છાત્રાલયના પ્રશ્નને ખરાખરીકા ખેલ હું ગણું છું, ભારતમાં આપણે બ્રહ્મચર્યાશ્રમને કઇ રીતે જગવી શકીએ એને માટે સંચાલકો અને ગૃહપતિઓ જોખમદાર છે એટલા માટે એને હું ખરાખરીકા ખેલ કહું છું.

આવે છે. જેનાથી વિદ્યાર્થીના મન ઉપર આટલો બધો ત્રાસ પડે છે એવી પ્રથા દૂર કરવી જ જોઇએ.

"આ પ્રશ્નમાં છાત્રાલયો શું કરી શકે એ વિચાર ઘણાને મુંઝવે છે. પણ ખરું જોતાં આપણે આપણી શક્તિ સમજતા નથી. આપણે આપણો અભિપ્રાય જે કંઈ હોય તે સ્પષ્ટ ભાષામાં રજુ કરવો જ જોઇએ, અને એ પ્રચલિત કરવા પ્રયત્ન પણ કરવા જોઇએ. જેથી એ કેટલેક વર્ષે પણ નાબુદ થાય. આપણે મેટ્રિક કે બી.એ.ની પરીક્ષા ન કઢાવી શકીએ એ સમજી શકાય; પણ અઠવાડિક અને માસિક પરીક્ષાઓ તો કઢાવી નાખીએ. સરકારી સંસ્થાઓમાં એ ફેરફાર તરતમાં આપણે ન કરાવી શકીએ પણ એ વસ્તુ જેને બરાબર સમજાઈ ગઇ હોય તેવી સરકારથી સ્વતંત્ર સંસ્થાઓ તો પરીક્ષાઓ કાઢી જ નાખે. પશ્ચિમની અંદર આજે ઘણી યુનિવર્સિટીઓ છે જેમાં વિદ્યાર્થી ફક્ત ત્રણ વર્ષ અભ્યાસ કરે એટલે ડિગ્રી મળી જાય છે. એવું આપણે ત્યાં પણ થવું જોઇએ.

"અમરેલીમાં છાત્રાલયોની અંદર વિદ્યાર્થીઓની સંખ્યા એટલી છે કે એના સંચાલકો ધારે તો એક જૂદી શાળા ચલાવી શકે."

ભાઇ રામનારાયણ સરખા અધ્યાપક પરીક્ષા વિષે બોલે અને અમરેલી હાઇસ્કૂલના હેડમાસ્તર પરીક્ષાનાં પાપો વર્ણવે એટલે તો પછી અવધિ થાય. હેડમાસ્તરે પોતાની સચોટ રીતે જણાવ્યું:—

**શ્રી. હેડમાસ્તર**

"પરીક્ષાએ જ બધી મોંકાણ કરી છે. પરીક્ષાને સરકાર તેમજ પ્રજાએ ખૂબ મહત્તા આપી દીધી છે. બી.એ. હોય તો જ નોકરી મળે. પરીક્ષા સાધન બનવાને બદલે ધ્યેય બની ગયું છે. પરીક્ષા તો રહેવી જોઇએ પણ એ સાધન રહેવું જોઇએ. માબાપ પણ આજે તો ધારે છે કે છોકરો પાસ થાય તો મોટા ઘરની છોકરી મળી શકે.

"વિદ્યાર્થીઓ ઉપર બોજો વધે છે કારણ કે માતૃભાષા દ્વારા શિક્ષણ નથી અપાતું. અને એને લીધે ઘરમાં ભાઇ બહેન વચ્ચે, ધણી ધણીયાણી વચ્ચે અમુક જાતનું અંતર પડી જાય છે.

"આપણે કેળવણીની સુધારણામાં મલમપટા ન કરવા જોઇએ. બીજા બધા ઉપાયો મલમપટા જેવા છે. આપણે કોઈ માતૃભાષા તરફ જોતા નથી તેથી ઘણું નુકશાન થયું છે.

" પરીક્ષાની પ્રતિષ્ઠા વધાર્યા વગર વિદ્યાર્થીના ચારિત્ર્ય અને શરીરપ્રકૃતિની પ્રતિષ્ઠા વધારો અને માતૃભાષા તરફ લક્ષ આપો."

પરીક્ષાના ત્રાસને નાબુદ કરવાની આ સજ્જડ હિમાયતને પ્રમુખશ્રીએ પોતાના શબ્દોથી વધાવી લીધી અને આખા વિષયનો ઉપસંહાર કરતાં જણાવ્યું:—

" રામનારાયણભાઇની વાતનો હું સ્વીકાર કરું કારણ કે જે તેમણે કહ્યું તે જ હું પણ માનું છું.

" આપણો ધર્મ જેટલો જ તુચ્છ સ્વભાવ તરફ અનુરાગ હોય છે. પરીક્ષાઓ લઇને વિદ્યાર્થીના જીવનમાં એવું તેજ-પ્રાણ-મારી નાખવાનું જે સત્ર આપણે ચલાવીએ છીએ તેને માટે જવાબદાર માબાપો છે.

" પરીક્ષા પોતાની મેળે જવાની નથી. અંધારું દીવો આવે એટલે આપોઆપ ચાલ્યું જાય છે. એ દીવો મૂકવાનો પ્રયાસ આપણે કરવો જોઇએ. માણસને પ્રતિષ્ઠા કંઇ પરીક્ષાથી નથી મળી જતી. એ તો જેમ જલદી નષ્ટ થાય તેમ સારું."

## (૬) જાતીય પ્રશ્ન

ત્યાર પછી છાત્રાલયના એક અતિ અગત્યના પ્રશ્ન પર ચર્ચા ઉપસ્થિત થઇ. એ પ્રશ્ન તે Sex-Problem. Sex-Problem એટલે કામમીમાંસા. આ શબ્દપ્રયોગ કાકાસાહેબને આભારી છે. પણ Sex-Problem એટલે માત્ર કામમીમાંસા જ નહિ પણ એથી વધારે વ્યાપક વસ્તુ છે એમ કહેનારા લોકો આ શબ્દ સ્વીકારતા નથી, અને બીજા સારા શબ્દને અભાવે જાતીય પ્રશ્ન એ શબ્દને સ્વીકારે છે. આ પ્રશ્નને છેડીને હરભાઇ કંઇ કહે તે પહેલાં તે પ્રશ્ન તરફ આખા શ્રોતાગણનું યથાસ્થિત વલણ ઉભું કરવા માટે ચર્ચાની પ્રસ્તાવના રૂપે કાકા કાલેલકર બોલ્યા—

" કેટલાક આ ચર્ચાથી નુકશાન થશે એમ માને છે, જ્યારે કેટલાક એથી લાભ જ થશે એમ માને છે. દુનિયા માને છે કે આવી ચર્ચા જાહેરમાં ન થાય. સામી બાજુએ એવા અભિપ્રાય રજુ થાય છે કે આવી વસ્તુ છાની રાખીને શું મેળવ્યું ? આ બાબત ખાનગી રાખીને શું ફાયદો થયો ?

" માણસ જો પોતાનો રોગ છાનો રાખે તો એનો રોગ વધતો જાય. જો એ પાંચ પચીસ માણસો પાસે પોતાના રોગની વાત કરે તો કંઇક ઉપાય મળી આવે અને એ ઉપાયના અમલથી એ રોગ દૂર પણ કરી શકાય. આવી

અટપટી ચર્ચા કેવી મર્યાદામાં થઈ શકે એ વિષે હરભાઈ થોડું કહેશે."

ત્યાર પછી જેમણે આ જાતીય પ્રશ્નને પોતાના અભ્યાસનો ખાસ વિષય બનાવ્યો છે અને જેમણે એ પ્રશ્નને ગંભીર સ્વરૂપ આપી કેટલાય ભાઈઓનાં મનને આઘાત પહોંચાડવાનું સાહસ પણ ખેડ્યું છે એવા હરભાઈએ પોતાના વિચારો જણાવ્યા.

"આજે હું જાતીય પ્રશ્ન એ શબ્દ વાપરું તો કાકાસાહેબ મને માફ કરે.

"આ પ્રશ્ન ઉપર ચર્ચા થાય કે નહિ એ બાબત વિષે ગઈ રાતે ખૂબ વાતો થઇ હતી; આખરે એમ ઠર્યું કે એની ચર્ચા થાય અને મારે એ વિષે બોલવું.

"આ પ્રશ્નની ચર્ચામાં માબાપ, ગૃહપતિ ( શિક્ષક ) અને વિદ્યાર્થી એ ત્રણેની સાથે વાત કેમ કરાય એ વિષે કહીશ.

"આ પ્રશ્નની ચર્ચામાં પાપ કે અધમ જેવું કાંઈ છે જ નહિ. એ એક રોગ છે. એને વિષે આપણે ખૂબ બેદરકારી રાખી તેથી આજે એ ખૂબ ફાટી નીકળ્યો છે અને એ એટલા મોટા પ્રમાણમાં ફાટી નીકળ્યો છે કે જો વહેલા ન ચેતીએ તો આ રોગને પરિણામે કદાચ આપણી આખી જાતને મોટું નુકશાન થાય. જ્યારે કોઇ પ્રશ્ન બહુ મોટો થઇ પડે ત્યારે વિચારકો અટકી શકતા નથી તેમ મને પણ એ વિચાર હવે અટકી શકે એમ નથી લાગતું. એ રોગ તદ્દન નાબૂદ થાય એવી નિરોગી સ્થિતિ ઉભી કરવાના પ્રયોગો હું કરું છું. હું ' શ્રીદક્ષિણામૂર્તિ ' ત્રૈમાસિકમાં એને વિષે વિસ્તારથી લેખો લખું છું. હમણાં 'છાત્રાલય'માં દર મહિને લખું છું. જેમને આવા લેખોથી રોગ વધી જવાનો છે એવો ભય રહેતો હોય એમણે ' શ્રીદક્ષિણામૂર્તિ 'ના લેખો વાંચી જવા. એ લેખોમાં એને વિષે વિસ્તારથી લખીને એનું નિદાન કર્યું છે તેમજ એ રોગ કેમ અટકાવાય તે પણ બતાવ્યું છે. એમાં ગૃહપતિ આવા જાતીય પ્રશ્નમાં તે કેવી રીતે ઉતરી શકે તે પણ લખ્યું છે. માબાપો શું કરે એ બાબત પણ લખી છે. આ વિષયમાં પડતા પહેલાં એની અંદર જે જે જોખમો રહેલાં છે તે મેં ' લાલ બત્તી,' નામના લેખમાં બતાવ્યાં છે. આ રોગ શારીરિક અને માનસિક દૃષ્ટિથી કેમ તપાસાય તે પણ બતાવ્યું છે.

**શ્રી હરભાઇ**

"હું તો માબાપોને જઇને કહું કે બાળક નાનું હોય ને મોટું થઇને જુવાન થાય ત્યાં સુધીમાં તેમાં જાતીય વિકૃતિના દોષો જુઓ છો ખરા ?

આપણે જેને કૃમિ રોગ કહીએ છીએ તેના કારણ જેવું કોઈ એક કારણ આ વિકૃતિમાં રહેલું છે.

"માબાપ કહે છે કે એની ચર્ચા ગંદી છે તેથી અમે એ વિષયને નથી ચર્ચતા. ઘરમાં નવું બાળક અવતરે ત્યારે છોકરું પૂછે કે આ બાળક ક્યાંથી આવ્યું, ત્યારે આપણે એને કોઈ પરી આવીને આપી ગઈ વગેરે અનેક જુઠાણાં કહીને ખરી વાત સંતાડીએ છીએ. વખત જતાં બાળકને આ જુઠાણાંથી સંતોષ ન થતાં એનો જવાબ મેળવવા તે અનેક માર્ગો શોધવા માંડે છે. તેને રેઢિયાળ સાહિત્ય તેમજ રેઢિયાળ મિત્રો મળી રહે છે, અને પરિણામે વિકૃત દશામાં તે આવી પડે છે.

"જાતીય પ્રશ્નને તો હું ઘણા વિશાળ ક્ષેત્રમાં જોઉં છું. આપણે આપણા જીવનમાં જાતીય પ્રશ્નની બાબતમાં કેટલી ભૂલ કરીએ છીએ એનું આપણને ભાન નથી. આપણા લગ્નજીવનમાં આપણે કેટલા બેદરકાર રહીએ છીએ! અને એથી જુવાન છોકરા ઉપર અસર કરીએ છીએ અને એથી જાતીય વિકૃતિ થાય છે. છોકરો વિકૃત દશામાં આવી પડે છે ત્યારે હું તે માનું છું કે માબાપને આ પ્રશ્ન ન જ પૂછાય. કોઈ બાળક શારીરિક ચેષ્ટા કરે છે ત્યારે એને સમજાવીને વારવાને બદલે આવું શું કામ કરે છે એમ કહીને આપણે ધમકાવીએ છીએ, અને એમ ઘણી વાર બાળકના દોષ વિષે ખબર પડતાં તેને વઢીને વાત ઉડાવી દઈએ છીએ.

"આવી વિકૃતિ મારે ત્યાં જ છે એમ નથી પણ એ તો બધેય છે એમ હું જણાવું છું. થોડા વખત પહેલાં મેં અમદાવાદમાં ભાષણ આપ્યું હતું ત્યાં આ વિષયનો સામાન્ય ઉલ્લેખ કર્યો હતો. પરિણામ શું આવ્યું? પંદરથી બાવીશ વર્ષના વિદ્યાર્થીના મનમાં આવી મુંઝવણો હશે એમ મેં પણ નહિ ધારેલું તેવા પત્રો મારા ઉપર આવવા લાગ્યા. તેમાં જણાવ્યું હતું કે 'કોણ જાણે શાં પાપ અમે કર્યાં કે અમને સાચું જ્ઞાન આજ સુધી ન મળ્યું. અમને બચાવનાર કોઈ પણ શિક્ષક કે માબાપ કેમ ન મળ્યાં!' આમાંના કેટલાકને મેં જવાબ લખ્યા, કેટલાકને લખ્યું કે હું અમદાવાદ આવીશ ત્યારે વિશેષ કહીશ.

"આ સંમેલનમાં પણ મને કોઈએ કહ્યું કે હવે તો અમે ધૃષ્ટ થઈને આ બાબત વિષે મોટેરાને પૂછશું.

"આપણે આપણા ગૃહસ્થજીવનમાં ખૂબ સંયમ કેળવવો જોઈશે. ગૃહપતિભાઈઓને કહું કે તમારે ત્યાં છાત્રાલયમાં શું થાય છે એનો વિચાર કરી જો જો. તમે કોઈ દિવસ કોઈ વિદ્યાર્થી સાથે આ બાબત વાત કરી છે? તમને કદાચ-

આવી વાત શી રીતે કરવી એમ થતું હશે. પણ તમે તમારાં છાત્રાલયોમાં તપાસજો કે એવા વિદ્યાર્થીઓ છે ખરા કે જેઓ થોડું કામ કરે ત્યાં થાકી જાય અને શરીરે પરસેવો વળી જાય? થોડી વારમાં હાથે પગે ખાલી ચડી જાય? સ્વપ્નદોષનો રોગ થયો હોય? તમે કહેશો કે હા, આવા તો જોઈએ તેટલા અમારે ત્યાંથી નીકળશે. તો હું તમને પૂછું કે એનું કારણ તપાસવા તમે પ્રયત્ન કર્યો છે? આપણે તો કોણ જાણે શું કહેવું હશે એમ કહીને એ પ્રશ્નને હડસેલી નાખવાનો જ પ્રયત્ન કર્યો છે.

"હવે અનેક છોકરાઓ સાથે કેવી રીતે આ બાબતની વાત થાય એ વિષે થોડું કહીશ અને તે વિષેના અખતરાઓ પણ કહીશ.

"આ વિષયમાં પડનારનો અધિકાર કેટલો છે તે વિષે મેં મારા 'લાલ બત્તી'ના લેખમાં કહ્યું છે. તેમાં મેં કહ્યું છે કે વિદ્યાર્થીને બોલાવીને પૂછવાથી મેં જોયું છે કે વિદ્યાર્થી પતનને માર્ગે નથી જતો. જો તેની સાથે વાત કરનારમાં ઊણપ હોય તો વિદ્યાર્થીમાં ઉત્તેજના આવી જાય. મેં હવે તેમનો એવો વિશ્વાસ મેળવ્યો છે કે જેથી જ્યારે કંઈક પણ થાય કે વિદ્યાર્થી મારી પાસે આવે છે. અને હું તરત તેને શારીરિક કે માનસિક ઉપાય બતાવી દઉં છું.

"છોકરાઓ સાથે હું આમ વાત કરું. 'નાનપણથી આજ સુધી એવી કુટેવ પડી છે ખરી કે જેને કહેતાં તું શરમાય છે?' કદાચ હા ન પાડે અને શરમાય તો હું મારો જાતઅનુભવ રજુ કરું. એટલે પછી તરત જ તે પોતાની બધી વિટંબનાઓ રજુ કરે અને પછી વાતો કરતા કરતા અમે ખૂબ મિત્રો બની જઈએ અને એ હૃદય ખોલીને મારી સાથે વાતો કરે.

'કેટલાકને મેં ત્રણ ત્રણ ટંક સુધી ખાવા નથી દીધું. ઘણાને એવો વખત આવે ત્યારે આંટા મરાવ્યા છે તેમજ દોડાવ્યા છે. એનો સમય હોય ત્યારે તાત્કાલિક ઉપાય પણ કરાવ્યા છે. એ તો બધી વ્યક્તિગત વાતો થઈ.

"સમૂહગત વાતો પણ થઈ શકે. સમૂહમાં વિદ્યાર્થીઓને ભેગા કરી તેમને થોડુંએક જ્ઞાન આપી દઉં. તેમને ભેગા કરી શરીરરચનાનું જ્ઞાન આપી દઉં. વીર્ય કેમ ઉત્પન્ન થાય, એ ક્યાં રહે છે, એ બધું સમૂહમાં બતાવી દઉં. પછી તેમને પ્રાણીજીવનના પરિચયમાં મૂકી દઉં. જે નિયમ ઈશ્વરે પ્રાણીજીવનને માટે રાખ્યો છે તે જ નિયમ મનુષ્યને માટે પણ રાખ્યો છે.

"આ રીતે ગૃહપતિ, માબાપો તેમજ શિક્ષકોને હું કહી શકું. આપણે નિરોગી કેળવણીના પ્રયોગો રચીએ તો પણ એ કેળવણીનાં પરિણામ નહિ.

આવે, કારણ એના મૂળમાં આવો ઘા પડે જ છે. માટે મારી વિનતિ છે કે આપ સહુ એ પ્રશ્નના વિચારમાં વહેલામાં વહેલા પડો."

શ્રી. હરભાઈએ પૂરૂં કર્યું ત્યાર પછી હરભાઈની રીતનો વિરોધ કરતા શ્રી. કલ્યાણરાય જોષીએ પોતાના વિચારો જણાવ્યા. એમના શબ્દોનું જોસ આપણે સમજી લઈએ તો :

"જાતીય પ્રશ્ન આપણા સમાજમાં ચર્ચાવો જોઈએ કે નહિ, અગર કેવી રીતે ચર્ચાવો જોઈએ એની ચર્ચા અહીં કરવાની છે એવી સમજથી જ હું અહીં આવ્યો છું.

"અહીં જે વાત થઈ તેમાંની ઘણી વાતો શિક્ષણના સિદ્ધાંતની છે. કેટલીક અનુભવની છે. હરભાઈના જેટલો જ મને પણ અનુભવ છે. જે વાક્યપ્રયોગથી કે જે લ્હેકાથી કે અમુક ઈશારાથી આપણા હૃદયની અંદર અમુક લાગણી ઊભી થાય, અથવા તો જેનાથી કાનના કીડા ખરી પડે એમ કહીએ, તેવા પ્રયોગથી તો સમાજમાં ઝેર રેડાય. અને એવું ઝેર નાટક સીનેમાવાળા રેડાયું છે. નોવેલ કે વાર્તાઓથી હવે આપણે કંટાળ્યા છીએ. પણ જો એ બધાં સરખી રીતે વપરાય તો શિક્ષણની દૃષ્ટિએ એ ઉપયોગી થાય એમ હું માનું છું.

શ્રી. કલ્યાણરાય જોષી

"મેં કહ્યું તેમ જેમ ત્રણ ચાર સંસ્થાઓ આ જાતીય પ્રશ્નની બાબતમાં ઝેર રેડનારી થઈ પડી છે તેમ આપણે પણ એની ચર્ચાથી એક સંસ્થા વધારી દેશું.

"હું આ વિષયની ચર્ચા ડૉક્ટરો મારે જ હોય એમ માનનારો છું. શારીરિક જ્ઞાનની વાતો વખતે જ આ વાત કરી શકાય એમ હું માનું છું. પાંચ બ્હેનો અને પચાસ વિદ્યાર્થી વચ્ચે physiology (શરીરશાસ્ત્ર)ના સમયમાં એ વિષે કંઈક કહી શકું, કારણકે તેઓ જાણે કે આ તો જ્ઞાનની વાત છે. જૂદી રીતે જો આ બાબતનું જ્ઞાન આપવા પ્રયત્ન કરશું તો પાપમાંથી, અથવા વિદ્યાર્થી ઉપાય નહિ કરે પણ વિશેષ પાપમાં પડશે એમ હું માનું છું. જેનાથી હૃદયનો સંકોચ થાય કે કાનના કીડા ખરે એવી ચર્ચા થતી જોઈશે, એમ હું માનનારો નથી."

આ રસભરી ચર્ચામાં શ્રીમતી સુલોચના બ્હેન ઉતર્યાં ત્યારે તો એક રીતે ચર્ચાનો ફડચો આવી જ ગયો ગણાય. એ બ્હેને : આ પ્રશ્નની ચર્ચામાં પોતાનો સુંદર ફાળો આપ્યો. . .

**શ્રીમતી સુલોચના બહેન**

"મને તો લાગે છે કે આપણે નકામા જૂદા જૂદા ભેદો ઉત્પન્ન કર્યા છે. પ્રભુની જાતિની અંદર જૂદી જૂદી જાતિ છે. આ માટે વિદ્યાર્થીને નાનપણથી તું આ ન કરતો એમ ન કહીએ પણ શું કરવું જોઇએ એમ કહીએ. વિદ્યાર્થીના શારીરિક અને માનસિક વિકાસ માટે જે સારૂં કરી શકીએ તેવું કરીએ; એથી ખરાબ કરવું દૂર રહેશે. બાળક કોઈથી ન ડરે–બીક આવે ત્યારે પણ ન ડરે એવું શસ્ત્ર બાળકના હાથમાં નાનપણથી જ આપવું જોઇએ, જેથી કોઈ વાર પતન થવા ન પામે; અને એવા વખત આવે તો તેની સામે થઈ શકે. જ્યાં જાય ત્યાં પોતાનું શસ્ત્ર સાથે રાખે અને એથી અભય બનીને જાય એવું શિક્ષણ તેને આપવું જોઇએ."

આ જાતીય પ્રશ્નની ગંભીરતા વિષે અને વિદ્યાર્થીઓની સાથે કામ લેવામાં તેની જરૂરીઆત વિષે હેડમાસ્તર સાહેબે પોતાનો નાદ પૂર્યો. ને બોલ્યાઃ—

"આજે જાતીય પ્રશ્નની ચર્ચા શરૂ કરવામાં આવી છે તે માટે હું ધન્યવાદ આપું છું. એ વિષય જાહેર રીતે ચર્ચવા લાયક છે.

**શ્રી. હેડમાસ્તર**

"આપણે બાળલગ્ન કાઢી નાખવા માગીએ છીએ અને લગ્નની વય વધારવા માગીએ છીએ, તેની સાથે આ જાતીય પ્રશ્નને ખૂબ સંબંધ છે.

"કેટલાક કહે છે કે છોકરો ખાડામાં પડે તો પડવા દેજો. મેં તો આજ સુધીમાં સબર છોકરાને કહી દીધું છે કે તારા હાથ ઠંડા પડે છે, તને થાક લાગે છે, એનું કારણ તને કુટેવ પડી છે. હવે જો તું એ કુટેવ નહિ મૂકી દે તો તું એક વર્ષમાં મરણ પામીશ. હું તો જાતઅનુભવથી કહું છું કે જ્યારે કંઈ એવું દેખાય ત્યારે સ્પષ્ટ શબ્દમાં માબાપને કહી દેજો અને છોકરાને પણ તું મરી જઈશ એમ કહી દેજો. અને પછી ન માને તો એના ભોગ."

પણ આ ચર્ચાના છેલ્લા નાયક તો અમરેલીના ન્યાયાધીશ સાહેબ હતા. છાત્રાલયના અનેક પ્રશ્નોમાં ન્યાયાધીશો ઘણો જ અજવાળું પાડી શકે તેમ છે. કારણ કે સમાજમાં ગુન્હાઓ કેમ થાય છે તે જાણવાનો ન્યાયાધીશને પુષ્કળ અવકાશ અને અનુકૂળતા છે. આ રીતે જાતીય પ્રશ્નથી ઉભા થયેલા અનેક કેસો જેની પાસે આવી ગયા હોય એવો ન્યાયાધીશ આખી ચર્ચા પર નવીન અજવાળું પાડે એવી સૌ કોઇ આશા રાખે. પરંતુ ન્યાયાધીશ સાહેબે નવું અજવાળું તો ન નાખ્યું પણ આ વિષયની ચર્ચા જાહેરમાં

કરનાર માણસ અનધિકારી હોય તો કેવા અનર્થ થાય એનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપી આર્ચ ક્સ્વાબુરાયનો પગ તેમણે મજબૂત કર્યો. તેમના શબ્દો બોલવામાં શોભના હતા તેટલા cold printમાં ન ઉઠે એવા ભયથી અહીં ઉતાર્યા નથી.

આખા વિષયની ચર્ચાને અંતે પ્રમુખશ્રીએ ઉપસંહાર કર્યો:—

"હું ધારું છું કે આ સવાલનું સ્વરૂપ આપણે વિવિધ રૂપે જોઇ ગયા. માણસની અંદર અનેક વિકારો છે, પણ આ કામની મીમાંસા એવી વિચિત્ર છે કે એ બધા કરતાં જુદી પડે છે. માણસ આ કામવિકારની વાત વખતે ઉત્તેજિત થઇ જાય છે. આ વિકાર એવો છે કે માણસની સ્થિતિ તદ્દન જુદી કરી મૂકે છે. પશુ, પક્ષી કે વનસ્પતિને જ્ઞાન નથી આપવું પડતું કારણ કે તેઓ સ્વાભાવિક વૃત્તિથી ચાલે છે. રોગ અને વિકૃતિ એ બે માણસના અસ્વાભાવિક વર્તનને લીધે આવે છે. ઇશ્વરે માણસને એવું એક મન આપ્યું છે કે એની મારફત માણસ પડી પણ શકે છે તેમ ચડે છે પણ. આ સવાલનો કેમ ઉકેલ આવે તેનો કંઇક નિર્ણય કરવો જોઇએ એમ તો લાગે છે. આ વિષયની ચર્ચા વખતે જે વિશિષ્ટ વાતાવરણની જરૂર છે તે હોય છે કે નહિ તે વિષે શંકા છે.

"માણસ જો સીધો ચાલ્યો જાય તો વિકૃતિ આવવાની નથી. માણસ પ્રકૃતિને અનુસરે તો તેનામાં વિકૃતિ ન આવે. માણસ સંસ્કૃતિ તરફ વળે એ જરૂરનું છે. માત્ર એ સંસ્કૃતિ તેનામાં વિકૃતિ ઉત્પન્ન ન કરે એવું શિક્ષણ આપવાની જરૂર છે.

"આ વસ્તુ ખૂબ ચેતીને ચાલવા જેવી છે. માટે જેમણે અનુભવ લીધો છે તેવા જ આની અંદર પડે એ ઠીક છે. દરેક માણસ આમાં ઉદ્દંડ બની જાય છે અને માઠાં પરિણામ લાવે છે. માણસ આ વિષયમાં રસ છે એમ માનીને એની ચર્ચા કરવાનો અધિકાર માની લે છે; પણ રસ અને અધિકાર એ બે જુદી વસ્તુઓ છે. એના ઉહાપોહમાં પોતાની અંદર વિકૃતિ ન આવે ત્યારે અરધી તૈયારી થાય અને વિદ્યાર્થીમાં વિકૃતિ ન આવે ત્યારે પૂરી તૈયારી થઇ કહેવાય.

"કોઈ પણ વસ્તુ છાની રાખીએ તો જરૂર બાળક તે શોધવા જશે. પણ માબાપ જ્યારે એમ કહે કે આ બાબત છેડવા જેવી નથી ત્યારે બાળક એને નહિ છેડે, કારણ કે માબાપ તરફ એને પ્રેમ છે અને તેથી માબાપની અંદર વિશ્વાસ હોઇને તેમનું કહેલું બાળક માની જાય છે.

"આ વસ્તુ ચેતીને ચાલવા જેવી છે પણ ન છેડવા જેવી નથી એમ તો સહુ કોઈ સમજે છે."

### (૭) વિદ્યાર્થિજીવનનું નિયમન

ત્યાર પછીનો અગત્યનો વિષય છાત્રાલયમાં 'વિદ્યાર્થિજીવનનું નિયમન' એ હતો. આપણે જેને ડિસિપ્લીન કહીએ છીએ તે ડિસિપ્લીન સંબંધે આજે નવીન વિચારો થઇ રહ્યા છે, અને કેળવણીની સંસ્થાઓ સ્વાતંત્ર્યથી ડિસિપ્લીન ઉભી કરવાની હિમાયત કરી રહી છે. આ વિષય ઉપર સંમેલનમાં રસભરી ચર્ચા થઇ હતી. નવીન દૃષ્ટિની ડિસિપ્લીનના હિમાયતી ભાઇ વેણીશંકર ગોવર્ધનરામ ભટ્ટે સ્વાનુભવથી શરૂ કરી જણાવ્યું:—

"હું એક છાત્રાલયમાં જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે વિદ્યાર્થી ઉપર કડક નિયમન હોવું જોઇએ એમ માનતો. હું જ્યારે ૧૯૧૫-૧૬ માં છાત્રાલયમા કામ કરતો હતો ત્યારે મેં કડક નિયમન રાખ્યું પણ હતું. અને તે પછી દશ વર્ષે ૧૯૨૬માં

**શ્રી. વેણીભાઈ**

જ્યારે ગૃહપતિ થયો ત્યારે મે વિદ્યાર્થીઓને સ્વતંત્રતા આપી હતી કારણ કે મને તે વખતે લાગ્યું હતું કે કડક નિયમનથી નુકશાન થાય છે અને સ્વાતંત્ર્યથી વિદ્યાર્થીનો વિકાસ થાય છે.

"જો છાત્રાલયની કમિટી જીવતી હોય તો ગૃહપતિ જીવતો રહે અને ગૃહપતિમાં જીવન હોય તો વિદ્યાર્થીઓ પણ જીવે. પણ આજે તો કમિટીમાંથી અને તેને લીધે ગૃહપતિમાંથી જીવન ઉડી ગયું છે, તો પછી વિદ્યાર્થીમાં જીવન શાનું દેખાય !

"વિદ્યાર્થીઓની અંદર નિયમનનું ખોટું ઘમંડ હોય છે. એ ઘમંડ કાઢી નાખવું જોઇએ. વિદ્યાર્થીઓની અંદર નિયમન આપણે બહારથી લાવી શકવાના નથી. નિયમન તો અંદરથી જ આવે. વિદ્યાર્થીને સ્વાતંત્ર્ય મળતાં પોતાની મેળે અંદરથી નિયમન આવી જશે. નિયમન તો વિદ્યાર્થીના હૃદયને સ્પર્શ કરવાથી આવે. જે દોષો વિદ્યાર્થીમાં દેખાય તે આપણા જીવનમાં જે દોષો છે તેનું દિગ્દર્શન છે.

"ગૃહપતિએ ગૃહના પતિ નહિ, ગૃહપિતા નહિ પણ ગૃહબંધુ બનવું જોઇએ; અને તો જ વિદ્યાર્થીનાં હૃદય સુધી તે પહોંચી શકે અને નિયમન લાવી શકે.

"છાત્રાલયમાં એકાદું વિદ્યાર્થિમંડળ હોવું જોઇએ. આ મંડળ એટલે તેમની અંદરના સ્વરાજ્યની સંસ્થા. આવી સંસ્થા હોય એમાં કેટલાક ભય રહેલા છે ખરા, પણ જ્યારે તેમનામાં Team Spirit આવે-તેમનામાં સહકાર ભાવના આવે ત્યારે આવાં મંડળોની વાત અને આંતર વ્યવસ્થાની વાત

તેમની પાસે મૂકાય. અને એ રીતે બધા ભયો આપોઆપ દૂર થઇ જાય છે.

"જૂનો યુગ-હરિફાઇનો યુગ ચાલ્યો ગયો છે. હવે નવો યુગ આવ્યો છે. એને લીધે પ્રજામાં જીવનપ્રવાહ આવ્યો છે. એ કોઇથી રોકયો નહિ રોકાય. જેની અંદર સ્વાતંત્ર્યની ભાવના પ્રગટ થાય એ કદિ પરતંત્ર રહી શકવાના નથી. એ પોતાની મેળે સ્વતંત્ર રીતે રહેવા અને જીવવા પ્રયત્ન કરશે અને બીજાનું બહારનું નિયમન નહિ સ્વીકારે, પણ પોતાની મેળે નિયમો ઘડી કાઢશે.

"આજ સુધી આપણે બહારનું નિયમન આપ્યું. તેનું પરિણામ શું આવ્યું ? જો કડક નિયમન આપણે વિદ્યાર્થીઓ ઉપર રાખશું તો એથી પરિણામે superiority complex આવશે અને વડીલોની સામે વિદ્યાર્થીઓ બંડ કરી ઉઠશે."

નિયમનનો આ ઉદ્દામ વિચાર યથાર્થ નથી અને એ વિચારને અમલમાં મૂકતી વખતે તેની મર્યાદા વિચારવી ઘટે છે, એવો પોકાર ચરોતર એજ્યુકેશન સોસાયટીવાળા ભીખાભાઇએ ઉઠાવ્યો, અને સ્વાતંત્ર્યની હિમાયત જૂનાં પણ હિતકારક બંધનોને તોડી નાખશે તો વિદ્યાર્થીઓનું અહિત થશે એવી બીક પણ બતાવી. આપણે તેમના પોતાના જ શબ્દો વાંચીએઃ—

"મને ભય હતો કે મારી પહેલાં જે બોલનાર છે તે મારે જે બોલવું છે તે, મારાથી જૂદી જ રીતે પ્રતિપાદન કરશે, અને તેથી મારે વધુ તકલીફ લેવી પડશે. પણ તેમ નથી થયું શ્રી ભીખાભાઇ જેમણે આ વિષયનો અભ્યાસ કર્યો છે અને ખાસ કરીને જેઓ વિદ્યાર્થીની સાથે વખત ગાળે છે તેમને સ્વાતંત્ર્યની હદ કેટલી હોય તેનો અનુભવ હશે.

"સ્વાતંત્ર્યનો અર્થ એવો નથી કે વિદ્યાર્થી કે ગૃહપતિ રંગમાં આવે તેમ વર્તે. જ્યારે કંઇક કામ ચાલતું હોય ત્યારે વિદ્યાર્થી કિલકિલાટ કરી મૂકે એને એ તો સ્વાતંત્ર્યને લીધે કરે છે એમ કોણ કહેશે ?

"સ્વાતંત્ર્યને લગતા અસ્પષ્ટ વિચારોને લીધે વિદ્યાર્થીઓનું અહિત થાય છે અને સંસ્થાનું અહિત થાય છે એમ મારે કબુલ કરવું જોઇએ. સ્વાતંત્ર્ય કોને કહેવાય એ હજી આપણે સ્પષ્ટ નથી કર્યું, એથી જ આજના ગૃહપતિઓ વિદ્યાર્થીને છાત્રાલય નથી વાંચવા દેતાઃ કારણ કે તેઓ એમ માને છે કે એ વાંચશે તો વિદ્યાર્થીઓ બંડ કરી ઉઠશે. વિદ્યાર્થીએ અમુક કામ શા હેતુથી કર્યાં છે એ પણ કેટલાક ગૃહપતિઓ નથી સમજતા અને તેને લીધે ઘણી-

વાર માઠાં પરિણામ ભોગવવાં પડ્યાં છે. જેનાથી વિદ્યાર્થીની સ્વતંત્રતા ન હણાતી હોય એવી બાબતો કરવી એ આવશ્યક છે.

"હું નથી જોતો કે વિદ્યાર્થી નાલીમ લે, શારીરિક કસરત કરે વગેરે ખોટું છે એમ માને કહે. કાંઇ પણ વસ્તુ દાખલ કરવી હોય તો તે કોઇ નિષ્ણાતની સલાહ પછી જ નક્કી થાય અને દાખલ થાય એમાં વિદ્યાર્થીનું હિત છે; એથી સ્વતંત્રતાને હાનિ નથી પહોંચતી, પણ ખરી રીતે તો વિદ્યાર્થી સ્વતંત્ર બને છે. પોતાની ઇંદ્રિયો ઉપર કાબુ રાખવો એમાં સ્વતંત્રતા છે. આવું કોઇક નિયમન નિષ્ણાતની સલાહ લઇને દાખલ કરવું જોઇએ. અત્યારે તો સંસ્થાના સંચાલકોમાં જે પવન વાયો છે તેથી વિદ્યાર્થીઓ ઢીલા ન બને એ ખાસ જોવા જેવું છે.

"આપણે વિદ્યાર્થીઓને કહી દેવું જોઇએ કે તમારે રહેવું હોય તો અમારી સંસ્થામાં અમારા નિયમો સ્વીકારીને રહી શકો છો. જો ન રહી શકે તો બીજી સંસ્થાઓ ઘણી છે, ત્યાં જાય."

આન્તર નિયમન અને બાહ્ય નિયમનના આ ઝગડામાં જાફરાબાદવાળા ભાઇ કાલિદાસ વસનજી દવેએ ગૃહપતિના સદ્‌ભાવથી યોગ્ય નિયમન ઊભું થાય એવી શ્રદ્ધા દેખાડી તે યોગ્ય છે. તેમણે કહ્યું:-

"ખાસ કરીને માધ્યમિક શાળાઓનું નિયમન કેવું હોવું જોઇએ એ વિષય અહીં ચર્ચાતો હોય એમ લાગે છે. પણ આપણે

**શ્રી. કાલિદાસભાઇ** ભૂલી ન જવું જોઇએ કે વિદ્યાર્થીના જીવનમાં પ્રાથમિક શાળા પણ અમુક ભાગ લે છે.

"મારા અનુભવમાં આવ્યું છે કે હજી પ્રાથમિક શાળાઓમાંથી 'સોટી વાગે ચમચમ'નો સિદ્ધાંત ભૂલાયો નથી. ગૃહપતિ આવું કડક નિયમન ન રાખી શકે કારણ કે તેને ટ્રસ્ટીઓ અને વાલીઓનો ભય હોય છે. પણ ખરું જોતાં તો આવો બ્હીકણ ગૃહપતિ હોય એ કામનું નથી. ગૃહપતિ તો એ ખરો કહેવાય કે જે શિક્ષકે ક્યારે અને કેવું નિયમન દાખલ કરવું એનો વિચાર કરે. આવો વિચાર કરવાનું કામ બહુ અઘરૂં નથી પણ એ પ્રશ્ન આજે બહુ મુંઝવે છે ખરો.

"માધ્યમિક શાળાના વિદ્યાર્થી જો શિક્ષકો તેમની સાથે સદ્‌ભાવથી વર્તે તો જરૂર સારૂં કામ આપી શકે. પ્રાથમિક શાળામાં તો હજી એ જ જૂની વાત ચાલુ છે. ત્યાં સુધારો કરવાની પહેલી જરૂર છે. માધ્યમિક શાળાના

વિદ્યાર્થીના શિક્ષક તો છાત્રબન્ધુ કે ગૃહબન્ધુ બનવું જોઇએ. એ સાચો છાત્રબન્ધુ ન બને ત્યાં સુધી કંઈ જ સારું પરિણામ નહિ આવે.

"જો આપણે શિક્ષકો વિદ્યાર્થી તરફ મિત્રભાવ ધરાવશું તો જ વિદ્યાર્થીઓમાં નિયમન લાવી શકશું. જો મિત્રભાવ નહિ ઉત્પન્ન કરી શકીએ તો નિયમન લાવવા માટેના આપણા બધા પ્રયત્નો નકામા છે."

## (૮) છાત્રાલયમાં ખાદી

ત્યાર પછીનો મુદ્દો 'છાત્રાલયમાં ખાદી' એ હતો. આજના દેશકાળમાં છાત્રાલયે શેનાનો ફાળો આપવો જોઇએ. આખાયે સમેલનમાં મોટી મોટી શાસ્ત્રીય વાતો કરી જનારા પણ ખાદીનું નામ સરખું પણ નહિ ઉચ્ચારનાર વિદ્વાનોની ઝાટકણી કાઢના આણંદના શ્રી. ફુલસિંહ ડાભી બોલ્યાઃ—

"મારે કહેવું જોઇએ કે 'છાત્રાલય'માં કે આ સંમેલનમાં કેળવણીની દૃષ્ટિએ સ્વદેશી કે ખાદીના વિષયનો ઉલ્લેખ સરખો પણ કેઇએ નથી કર્યો: ખાદીનું કેળવણીની દૃષ્ટિએ પણ મહત્ત્વ છેઃ છતાં એ દૃષ્ટિથી એનો વિચાર નથી કર્યો એ નવાઇ જેવું છે. શ્રી. ફુલસિંહ ડાભી કેળવણીની દૃષ્ટિએ છાત્રાલયમાં સાદાઈની વાત કરી પણ તેમાંય ખાદીથી સાદાઈ આવે છે એ વાત તો કોઇએ ન કરી. ખાદીથી પોશાકમાં સાદાઈ આવે છે. ખાદીમાં જેટલી સાદાઈ છે એવી બીજે ક્યાંય સાદાઈ નથી. એનાથી જીવનમાં સાદાઈ આવે છે, વિચારોમાં પણ સાદાઈ આવે છે. ફક્ત સાદાઇની દૃષ્ટિએ વિચાર કરીએ તો પણ છાત્રાલયમાં ખાદી અત્યંત જરૂરની છે. ખાદી પહેરવાથી વિદ્યાર્થીઓમાં સેવાવૃત્તિ આવે છે. ખાદી પહેરવાથી વિદ્યાર્થી અનેક ગરીબોની સેવા કરી રહ્યો છે એમ તેને લાગવા માંડે છે. એને તે વખતે ભાન થાય છે કે ખાદીને લીધે હું મારા અસંખ્ય ગરીબ બાંધવોની સાથે એકતાર થઈ શક્યો છું. ખાદી એ એક જ વસ્તુ છે જેથી સ્વદેશભક્તિને મૂર્ત સ્વરૂપે અમલમાં મૂકી શકાય.

"જો આ વસ્તુ સમજાઇ ગઇ હોય તો આપણે છાત્રાલયમાં આટલું તો ઠરાવી શકીએ કે વિદ્યાર્થીઓ ખાદી પહેરે અને જેટલાં વિલાયતી કપડાં હોય તે બાળી નાખે અથવા તો ઘેર જાય ત્યારે મૂકી આવે."

ભાઇ ડાભીના વિચારને પુષ્ટિ આપતા સત્યાગ્રહાશ્રમવાળા છગનભાઇ જોષી બોલ્યાઃ—

"અન્ત્યજ ભાઇઓ તરફ પ્રેમ અને ભ્રાતૃભાવ બતાવવા માટે વિદ્યાર્થીઓ

ખાદી પહેરે એ જરૂરનું છે. ખાદીમાં સર્જનાત્મક પ્રવૃત્તિ છે. જે કામ શાળા નથી કરતી તે આપણે છાત્રાલય મારફત ખાદીની પ્રવૃત્તિ આપીને કરી શકીએ.

**શ્રી. છગનલાલ જોષી**

છાત્રાલય કેળવણીનું સ્થાન છે એમ કહેવું હોય તો કેળવણી આપવાનો સોનેરી ઉપાય એ છે કે ખાદીને મહત્ત્વ આપો. કાઠિયાવાડનાં કોમી છાત્રાલયો પોતાની ઉપરનું કલંક ધોઇ નાખવા માગતાં હોય તો તેમણે ખાદી વાપરવી જોઇએ, જેથી આપણે એક બીજાની નજીક આવી શકીએ. જો એમ નહિ થાય તો નક્કી માનજો કે આપણી વચ્ચે સાગર જેવડું અંતર છે. કાંતવામાં સર્જનાત્મક શક્તિ છે. કરજીઆત રોજ ન કાંતે એ જૂદી વાત છે, પણ કાંતવાનું શીખી લઇને, અવારનવાર કાંતીને ખાદીની પ્રવૃત્તિને આગળ વધારીને તેઓ દેશના ગરીબ બાંધવા પ્રત્યે સહાનુભૂતિ બતાવતાં શીખે. વિદ્યાર્થીઓમાં સંસ્કાર રેડવા માટે તેમનામાં રાષ્ટ્રીય ભાવના આવે એટલા માટે ખાદી અત્યંત અગત્યની છે. કેળવણીની દૃષ્ટિએ કંઈ પણ આમાં કરવા જેવું હોય તો બધા ગૃહપતિ ખાદીની જરૂરીઆત સમજી જાય. તેમણે ખાદીને ખાતર ભેખ લેવો પડશે. એવા ભેખ લેનાર ગૃહપતિને કાંતતાં, પીંજતાં, વણતાં, વગેરે તમામ ક્રિયાઓ કરતાં શીખી લેવું પડશે."

ખાદીના આ વિચારોનો વધારે આગ્રહ કરતા અમરેલીના એક આગળ પડતા શહેરી ભાઇ મોહનલાલ વીરજીએ કહ્યું:—

"હિન્દુસ્તાનને સ્વતંત્ર કરવા માટે આપણે છાત્રાલયમાંથી યોદ્ધાઓ તૈયાર કરવાના છે, અને તેથી તેમનામાં દેશાભિમાનની લાગણી ઉત્પન્ન કરવા માટે વિદ્યાર્થીઓ ખાદી પહેરે એ જરૂરનું છે. આજના વિદ્યાર્થીઓમાંથી સારા

**શ્રી. મોહનભાઇ**

આધકારીઓ અને અમલદારો ઉત્પન્ન કરવા માટે અને તેમનામાં મહદયતાની લાગણી લાવવા માટે ખાદી જરૂરની છે. ખાદીથી આત્મભોગ આપવાની ભાવના કેળવાય છે. પરદેશ પૈસા મોકલવા કરતાં પૈસા દેશની અંદર જ રહે તે અત્યંત જરૂરનું છે, અને દેશને ખાતર વધારે પૈસા ખરચીને પણ એટલો આપભોગ આપીને પણ તેમણે ખાદી પહેરવી જોઇએ. આવતી કાલના શહેરીઓમાં સ્વમાનની વૃત્તિ કેળવવી હોય તો તે માટે પણ ખાદીનો ઉપયોગ થાય એ જરૂરનું છે."

આ આખાયે પ્રશ્નનો ઉપસંહાર કાકા કાલેલકર કેવા શબ્દોથી કરે એ આપણે સહેજે કલ્પી શકીએ તેમ છે. છતાંયે તેમના ખુદ શબ્દો જોઇતા હોય તો આ રહ્યા:—

"આપણે માંદા હોઈએ કે કંઇ દરદ થયું હોય તો તે મટાડવા માટે કરજ કરીને પણ ડૉક્ટરની મોંઘી ફી ખરચવા તૈયાર થઈએ છીએ, તેમ આપણાં હિન્દુસ્તાનનાં દર્દને માટે ખાદી જેવી નક્કી વસ્તુની શી તેની ઉપયોગિતાની ખાત્રી થયા પછી દેશના એ ડૉક્ટરને માટે આપણે કેમ ન ખરચીએ ?

"જે લોકો ખાદી નથી પહેરતી પણ સ્વરાજ જોઇએ છીએ એમ કહે છે તેમનું સ્વરાજ કેવું છે એ કંઇ સમજાતું નથી. ખાદી એ વિશિષ્ટ પ્રકારની સંસ્કૃતિનું પ્રતીક છે. જો ઉચ્ચ લોકોમાં ગરીબો માટે દાઝ હોય અને ગરીબો માટે તેમના મનમાં સ્વાભિમાનની લાગણી પેદા કરવી હોય તો ખાદી પહેરે એ ઇષ્ટ છે. જે ખાદી પહેરે તે ગરીબોને લાત ન મારે. ખાદીનો સવાલ કંઇ કેળવણીની વિરુદ્ધ નથી તેથી કેળવણીમાં રસ લેનારાઓની હવે એ તરફ ઉપેક્ષા નહિ ચાલે. એટલે કાં તો ખાદીને આપણે સ્વીકારી લઇએ, કાં તો એને ફેંકી દઇએ, પણ તેના તરફ ઉપેક્ષાવૃત્તિ તો ન જ રાખીએ."

### (૯) છાત્રાલયની આંતર વ્યવસ્થામાં વિદ્યાર્થીનું સ્થાન

ત્યાર પછીનો મુદ્દો 'છાત્રાલયની આંતર વ્યવસ્થામાં વિદ્યાર્થીનું સ્થાન' એ હતો. શ્રી. વેણીભાઇએ ચર્ચેલ નિયમનના પ્રશ્નને અને આ પ્રશ્નને ઘણું સામ્ય છે. છતાંયે એ મુદ્દાની અગત્યને લીધે તેને અલાયદો ચર્ચવો યોગ્ય ગણ્યો હતો. આ ચર્ચાની શરૂઆત મુંબઈની કપોળ બોર્ડિંગવાળા ભાઇ મગનલાલે ઉપાડી હતી.

"આપણે વિદ્યાર્થીઓના સંમેલનના ઠરાવો સાંભળીને શીખવાની જરૂર છે કે તેઓ આ ઠરાવો કરવાને બદલે આપણી પાસે આવીને તેમનું હકનામું લઇ ગયા હોત તો વધારે સારું થાત. જેમ રાજતંત્રનો વિષય અટપટો છે તેમ છાત્રાલયનો વિષય પણ બહુ જ અટપટો છે. એટલે જે ગૃહપતિ એકાદ છાત્રાલયમાં ત્રણ ચાર વર્ષ જાળવીને રહી શકે તે મોટો politician હોવો જોઇએ, કારણ કે છાત્રાલયમાં તેને એવા પ્રશ્નોના ઉકેલ કરવાના હોય છે અને આસપાસ એવાં બુજો કામ કરી રહ્યાં હોય છે, કે જેટલું એક રાજકીય વિષયમાં માથું મારનારનું કામ અઘરું છે તેટલું જ અઘરું ગૃહપતિનું કામ પણ છે. ગૃહપતિ માત્ર સલાહકાર તરીકે જ રહેવો જોઇએ અને કામ બધું વિદ્યાર્થીઓ મારફત જ થવું જોઇએ."

**શ્રી. મગનલાલ**

ત્યાર બાદ ભાઇ આચાર્યે પોતે જેને વિદ્યાર્થીઓનું સ્વરાજ કહે છે તેનો જે અખતરો કર્યો હતો તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે: —

"આંતર વ્યવસ્થા વિષેનો મારો અખતરો હું આપની પાસે જણાવીશ. મેં તો એક Book of Golden Deeds રાખી હતી; તેમાં જે બાળકે સરસ કામ કર્યું હોય તેનું નામ અને કામ નોંધાય અને એથી બાળક કામ કરવાને લલચાય. તેમના ખર્ચને માટે એક બજેટ તૈયાર કરી મૂક્યું હોય; પછી એટલા બજેટમાંથી જ તેમને હાથે ખર્ચ ચલાવવાનું આવતું. જો બજેટમાં પૈસા ખર્ચ કરતાં બાકી વધે તો ઇનામ આપશું એવું જાહેર કરતા. સારાં કામ કરે તો ઇનામ મળે અને પોતાનું નામ સારાં કામ કરનારની યાદીમાં દાખલ થાય એટલા માટે વિદ્યાર્થીઓ ખંતથી કામ કરે એમ હું ખાત્રીથી માનું છું.

**શ્રી. આચાર્ય**

"છાત્રાલયની આંતર વ્યવસ્થામાં અમે વિદ્યાર્થીઓને હિસ્સો આપીએ છીએ ખરા, પણ તેને માટે લાયક થવા પહેલાં પોતે આત્માધીન થતાં શીખવું જોઇએ એ પણ તેમને જણાવીએ છીએ. અમારો અનુભવ છે કે જો વિદ્યાર્થીએ કરેલાં સારાં કામની કદર થાય તો જ તે કામ કરે."

અંતે કરેલીબાગ ટ્રેનિંગ કોલેજવાળા શ્રી. રવિશંકર છાયાએ સુંદર જબાનમાં પોતાને ત્યાં ચાલતા વિદ્યાર્થીઓના સ્વરાજનું વર્ણન આપી ચર્ચાને પૂરી કરી હતી. એમના શબ્દો આપણે જોઇ લઇએ—

"અમે વિદ્યાર્થીઓને સ્વરાજ આપ્યું છે તેમાં ગ્લૅડસ્ટનનું એક મંત્ર અમે રાખ્યું છે કે સ્વતંત્રતા દેવાથી સ્વતંત્રતા શીખી શકાય છે. અમારે ત્યાં મોટા વિદ્યાર્થીઓ આવે છે અને તે દરેક કોમના હોય છે. તેમની વચ્ચે જૂદાં જૂદાં કામ સોંપી દઇએ છીએ અને તે કામને માટે મંત્રી નીમી દઇએ છીએ. અમારે રસોઇયો ફક્ત બ્રાહ્મણ રાખવો પડે છે; બાકીનાં બધાં કામ તેઓ પોતાની મેળે જ કરી લે છે. હિસાબ પણ તેઓ જ રાખે છે અને રોજ બધાની સમક્ષ હિસાબ રજુ થાય છે. અમે સ્વરાજ આપ્યું છે પણ તેમાં Diarchy જેવું કંઇ નથી. શિક્ષક કરતાં પણ મોટા વિદ્યાર્થીઓ અમારે ત્યાં આવે છે અને તેમને કામની અંદર Autonomy આપી દીધી છે, જો કે છેવટના સર્ટીફીકેશનના અધિકાર અમારા હાથમાં રાખ્યા છે. બધા મળીને ૧૪૦ છાત્રો છે. બધા મોટી ઉંમરના અને સમજદાર છે છતાં કોઇ વાર અંદર અંદર ઝગડો થાય અને વઢી પડે પણ ખરા. આ વખતે હું તેમની વચ્ચે પહોંચી જાઉં છું અને સમજાવીને છૂટા પાડું છું. કોઇ વાર તો પોલિસની મદદની જરૂર

**શ્રી. રવિશંકર છાયા**

પડે એવો મામલો પણ થઇ જાય છે, પણ હજી સુધી કોઇ વાર પોલિસને બોલાવવો પડ્યો હોય એવું બન્યું નથી."

આ આખી ચર્ચાને અંતે અમને એમ જણાયું કે વખતનાં અભાવે કે ગમે તેમ પણ આ વિષયની જે ઝીણવટથી ચર્ચા થવી જોઇતી હતી તે ન થઇ, અને પરિણામે આખાયે છાત્રાલયનો આ સૌથી અગત્યનો પ્રશ્ન કોઇના પણ દોષ વિના સાવ માર્યો ગયો !

## ( ૧૭ ) છાત્રાલયમાં અખાડો

ચર્ચા કરવાની શરૂઆત ગૃહપતિની લાયકાતથી થઈ અને ચર્ચાનો અંત અખાડાના વિચારથી આવ્યો. 'છાત્રાલયમાં અખાડો' એ કોનો વિષય હોય ? કાં તો બોલે અમરેલીવાળા ભાઇ ભગવાનજી અને કાં તો બોલે ભાવનગરવાળા ભાઇ સ્વામીરાવ, અને ભાઇ સ્વામીરાવે બીડું ઝડપ્યું. આપણા નવજુવાનોનાં શરીરો વજ્ર જેવાં કઠણ બને એ જ વિચાર જેના મનમાં રાત દિવસ ઘોળાઈ રહ્યા છે એવા સ્વામીરાવની ધગશ એમની આંખોમાંથી અને એમના શબ્દોમાંથી નીતરતી હતી. એમના શબ્દો જોઇશું ?

"દેશના સાચા હિતની ખાતર હું તમારી પાસે બે વિચારો મૂકું છું. સમાજમાં આજે બે જાતના રોગ છે. એક માનસિક અજીર્ણ ( Intellectual indigestion) અને બીજું શારીરિક અજીર્ણ (physical indigestion.) જે માનસિક ખોરાક ( Intellectual food ) લીધો હોય તે સમાજ પાસે જઇને ઓકી (vomit) નાખીએ તો ન ચાલે. એ રીતે એનો કોઈ સ્વીકાર નહિ કરે. એ

**શ્રી. સ્વામીરાવ**

તો જો જીવનમાં ઉતારીએ તો જ સમાજ પાસે રજુ થતાં એનો વિરોધ નહિ થાય. આપણને physical indigetionનો જે રોગ થયો છે તેને લીધે જ આપણને intellectual indigetion પણ થયું છે. જે આપણે ખાઇએ છીએ તે આજે આપણને જેમ પચી શકતું નથી તેમ આપણને બીજાના વિચારો પણ પચી શક્તા નથી. આપણે જે શક્તિ સંગ્રહ કરવો જોઇએ તે નથી કર્યો. હું અને તમે આપણે સહુ ખાઇએ છીએ પણ ખાવાને લીધે જે શક્તિનો સંગ્રહ થવો જોઇએ તે બધાએ નથી કર્યો. છાત્રાલયમાં કસરત અને શારીરિક મહેનતને યોગ્ય સ્થાન નથી મળ્યું તેથી શારીરિક અપચો થયો છે. જેટલો ખોરાક લેવાય તે બધો સરસ રીતે હજમ થવો જોઇએ. ખોરાક હજમ કરવાથી બળ મળે; એ બળને પરિણામે આપણા પોતાના મગજમાં

જે વિચાર ઉત્પન્ન થાય તે તથા જે કંઈ બીજા પાસેથી સાંભળીએ તે ઉપર વિચાર કરી તે બધું અમલમાં મૂકવા પ્રયત્ન કરો. દરેક છાત્રાલયમાં શારીરિક આરોગ્ય માટે વ્યાયામમંદિર હોવું જોઇએ, અને એમાં એક જાતની એવી ભાવનાનું વાતાવરણ હોવું જોઇએ કે જેવું વાતાવરણ દેવમંદિરમાં હોય છે.

"આજે તો હું તમારી પાસે આ એક મુખ્ય સવાલ મગજના અપચા વિરુદ્ધ શારીરિક અપચાનો મૂકું છું અને તેના ઉપર સૌ ખૂબ વિચાર કરો એમ હું ઇચ્છું છું.

"દરેક બાળકમાં આપણે એવી શક્તિ આવે એમ ઇચ્છીએ છીએ કે એની પાસે જે કંઇ રજુ થાય તે તરત જ—પંદર મિનિટની અંદર—તે સમજી જાય. પણ એ સાથે એવી શક્તિ પણ આવવાની જરૂર છે કે પંદર મિનિટ સુધી કોઈ પણ મજુરીના કામ પાછળ સતત મહેનત કરી શકે.

"ઘણાં બાળકોમાંથી એકાદ રામમૂર્તિ પેદા થાય એ જરૂરનું નથી પણ હુકમ થતાં તરત જ સતત કામ કરવા તૈયાર થઈ જાય એવા ઘણા માણસો પેદા કરવાની જરૂર છે.

"આજે જ્યાં જ્યાં અખાડા છે ત્યાં એક ભાવ ઉત્પન્ન થયો છે તે સુંદર શરીર (Body—beautiful) નો છે; પછી બીજો ભાવ પ્રદર્શન (Demonstration) નો આવે છે. એક માણસ શરીરે સારો દેખાવા માટે શરીર બાંધે છે અને પછી બધાને બતાવતો ફરે છે કે મારૂં શરીર કેવું સારૂં છે! પણ આ માણસે શરીર બીજાની નજરમાં સારો દેખાવા માટે બાંધ્યું છે, નહિ કે મજુરી કરવા. આજના પહેલવાનો દેશને ભાર રૂપ થઇ પડ્યા છે. તમારા મનમાં મોટર અટકાવવી કે સાંકળ તોડવી અગર તો એકાદ મોટો પત્થર છાતી ઉપર રાખી તોડાવવાનો વિચાર આવે તો તેને બિલકુલ પોષણ ન આપશો પણ તરત જ અટકાવજો એમ હું તમને ભારપૂર્વક જણાવું છું.

"બીજું આજના યુવાનોમાં એક જાતનો હરિફાઇનો મદ (competition spirit) આવી જાય છે. મારામાં દશ માણસોને હરાવવાની શક્તિ છે એની ખબર બીજાને ન પડે એમ એ ઇચ્છે છે. આજના યુવાનો પોતાનું શરીર સુખાકારી માટે નહિ પણ ઇનામ લેવા માટે કેળવે છે પણ તેમના એ હેતુની બીજાને ખબર ન પડે એમ પણ તેઓ સાથે સાથે ઇચ્છે છે. આવો ભાવ ન આવવો જોઇએ. વિદ્યાર્થી પોતાની અંદર સાહસ, સહનશક્તિ, (power of endurance) સ્વાશ્રય (self-help) વગેરે આવે એટલા માટે

વ્યાયામપ્રવૃત્તિ કરે. જે બાળક પરદેશી ભાષા શીખવા તૈયાર થાય તે શરીરે નબળો કેમ રહી શકે ? આપણા બાળકો દુનિયા સાથે બુદ્ધિમાં હરિફાઇ કરવા તૈયાર થશે; પણ શારીરિક હરિફાઇમાં ઉભા ન રહી શકે એવા શા માટે રહે ? જે બાળકમાં તન્દુરસ્ત લોહી હોય એ શાંત કેમ બેસી શકે ? એ તો કિલ-કિલાટ કરશે, હિન્દુસ્તાન ગજાવશે, દુનિયાના બીજા દેશો સામે ઉભો રહી શકશે. તમે લોકો બીજાં કામો પાછળ પૈસા ખર્ચો છો તેટલા પૈસા જો બાળક તન્દુરસ્ત બને તે માટે વ્યાયામપ્રવૃત્તિ તરફ ખર્ચશો તો જ આપણો બાળક આવતી કાલે દુનિયાના બીજા દેશો સામે ટકી શકવાનો છે."

ભાઈ સ્વામીરાવના વિચારને અંતઃકરણથી વધાવના અને સૌ ભાઇઓ વધારે એમ ઇચ્છતા અમરેલીના અગ્રગણ્ય શહેરી શ્રી. હરિલાલભાઇએ આ અખાડાને અંગે પોતાના વિચારો જણાવ્યા અને દરેક છાત્રાલયમાં તેને સ્થાન મળે એવી હિમાયત કરી.

ત્યાર બાદ વખતના અભાવે છાત્રાલયમાં સ્વચ્છતા અને છાત્રાલયમાં સર્જનાત્મક પ્રવૃત્તિઓ એ વિષયને જતા કરવા પડ્યા હતા.

## ખાસ પ્રસંગો

ચર્ચાના આ અગત્યના વિષયોને બાદ કરીએ તો સંમેલનના બે ત્રણ ખાસ પ્રસંગો નોંધવા લાયક છે. અમરેલી પ્રાંતના સુબાસાહેબે પોતાના હોદ્દાની રૂએ આખા સંમેલનને આવકાર આપ્યો અને એકલા વાલકો તરફથી જ નહિ પણ આખા પ્રાન્ત તરફથી સહાનુભૂતિ દર્શાવી; ઉપરાંત સાથે સાથે આજના અનેક નાના મોટા પ્રશ્નોનો ઉકેલ કેળવણી મારફત જ થવાનો છે એવી તેમની શ્રદ્ધા પણ એમણે વ્યક્ત કરી. સાંભળો આ શ્રદ્ધાનાં વચનો:—

"આપણા દેશની અંદર જે જે અનેક પ્રચલિત પ્રશ્નો જેવા કે ધાર્મિક, સામાજિક, આર્થિક વગેરે બધાનો બારીકાઇથી વિચાર કરશું તો તેનું એકીકરણ એક કેળવણીમાંથી મળશે. મહુથી મોટામાં મોટો પ્રશ્ન કેળવણીનો છે. આનો ઉકેલ બરાબર **શ્રીમાન સુબાસાહેબ** થાય તો બીજા બધા સવાલોનું નિરાકરણ થાય.

"આ સવાલ સહેલો નથી. આપણી પાછલી સંસ્કૃતિ, ઇતિહાસ, દેશનો વિસ્તાર, અનેક ધર્મો, પંથો, જૂદી જૂદી વિચારસરણી વગેરેનો વિચાર

"આ કાર્ય મહાન્ છે, પણ દરેક મોટાં કામો નાનાં કામોમાંથી શરૂ થાય છે. એ કામ કરવાની એક જ દિશા છે—કેળવણી. કેળવણીનો સવાલ મોટો છે, ઘણો વિસ્તૃત છે. આપણા દેશમાં જે જાતની રાજ્યપદ્ધતિ દાખલ થઈ છે તેમાં ફેરફાર થવો જ જોઈએ, કારણ કે તેમાં મોટામાં મોટી ખામી હોય તો તે એ છે કે જે દેશને માટે જે જાતની કેળવણીથી શરૂઆત કરવી જોઈએ તેથી જૂદી જાતની કેળવણી દાખલ કરવામાં આવી છે. અને આ કેળવણીની ખામીને લીધે પ્રજાના જીવનમાં જે કાર્ય થવું જોઈએ તે નથી થઈ શકતું. આપણી સંસ્કૃતિ, આપણી ભાવના અને આપણા ઇતિહાસ વગેરેથી શરૂ થએલી કેળવણી ને જ સાચી કેળવણી કહેવાય. કેળવણીની બાબતમાં આ દિશામાં શરૂઆત છેલ્લાં દશ વર્ષથી વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. અને એથી એવી શિક્ષણસંસ્થાઓ અને છાત્રાલયો શરૂ થયાં છે. આ ઉપરથી જણાય છે કે નજીકના ભવિષ્યમાં કંઈક ફેરફાર થશે.

"ગયાં દોઢસો વર્ષની અંદર સામાજીક સ્થિતિ સુધારવા માટે કરેલા પ્રયત્નોના પ્રમાણમાં કેળવણીને માટે આપણે કંઈ જ પ્રયત્નો નથી કર્યા. પણ કેળવણી સુધારવા માટેના પ્રયત્નો વગર જીવનના બીજા ક્ષેત્રોમાં કરેલા પ્રયત્નો નિષ્ફળ જવાના છે."

આથીયે વધારે મહત્વનો પ્રસંગ તો ભાઈ રામનારાયણ પાઠકે રજુ કરેલી છાત્રસંમેલનની પોતાના મન પર પડેલી છાપનો હતો. અમરેલીના ભાઈઓએ છાત્રાલય સંમેલનની સાથે છાત્રોના એક સંમેલનની યોજના કરીને કેળવણીમાં અગત્યનું પગલું ભર્યું છે. આ છાત્રસંમેલનનો આખો અહેવાલ તો આ અહેવાલની સાથે જ રજુ થાય છે એટલે તે સંબંધે કશું કહેવાપણું રહેતું જ નથી. આ વિદ્યાર્થીઓએ પોતાના સંમેલનમાં મુરબ્બીઓને માટે બારણાં બંધ રાખ્યાં હતાં અને સમસ્ત મુરબ્બી વર્ગના પ્રતિનિધિ તરીકે ભાઈ રામનારાયણ પાઠકને સંમેલનમાં હાજર રહી પોતાના મન ઉપર થએલી અસર છાત્રાલય સંમેલનમાં વ્યક્ત કરવાની વિનંતિ કરી હતી. ભાઈ રામનારાયણ પાઠકે પોતાના મન પર પડેલી આ છાપ રજુ કરતાં જણાવ્યું કે:—

"છાત્રસંમેલન આ વખતે અમરેલીમાં ભરાયું હતું તે માટે તેમને હું અભિનંદન આપું છું. તેમની બેઠકમાં મેં હાજરી આપી હતી પણ ત્યાં મારે શું કામ કરવાનું છે તેનો મને પોતાને ખ્યાલ નહોતો. જ્યાં ત્યાં જઈને મેં જે કંઈ જોયું તેની મારા મન ઉપર જે જાતની છાપ પડી છે તે તમારી આગળ રજુ

કરીશ. છાત્રસંમેલનના બધા ઠરાવ પરસ્મૈપદી હતા, સ્વસ્મૈપદી નહોતા; અથવા તો સંસ્કૃત વ્યાકરણનો શબ્દ વાપરું તો એ બધા ઠરાવો પરસ્મૈપદી હતા, આત્મનેપદી નહોતા. તેમણે પોતે શું કરવું જોઈએ એ વિષે એક પણ ઠરાવમાં કાંઈ નહોતું. તેમના ઠરાવોમાં છાત્રાલયના સંચાલકોએ આમ કરવું અને આમ ન કરવું જોઈએ એમ હતું, એના કરતાં તેઓ અહીં આપણી પાસે એક હકનામું (declaration of rights) સહી કરાવવા માટે લાવ્યા હોત તો સારું હતું.

**છાત્રસંમેલન સંબંધે**
**શ્રી. રામનારાયણ પાઠક**

"જ્યાં છાત્રાલય સંમેલન ભરાય ત્યાં છાત્રસંમેલન પણ ભરવું એવો ઠરાવ પણ તેમણે કર્યો છે. આમ છાત્રસંમેલન ભરાય એ ઇષ્ટ છે પણ અહીં અમદાવાદમાં ભરાયું છે તે રીતે આપણે આપણી પાસેથી પૈસા આપીને તેમનું સંમેલન ભરવા દઈએ એ બરાબર નથી.

"સ્વચ્છતા વિષે તેમણે કહ્યું કે જ્યાં ત્યાં દાતણની ચીરો પડી હોય છે અને છાત્રાલયમાં અસ્વચ્છતા બહુ હોય છે. આ અસ્વચ્છતા દૂર કરવી એ તેમના જ હાથની વાત છે. જો કંપાઉન્ડમાં દાતણની ચીરો ન જ નાખીએ તો એટલી અસ્વચ્છતા દૂર થાય. એ માટે એક નોકરને વધારવાનું કહેવું કે નોકરનું કામ વધારવું એ ઠીક નથી. એ જ રીતે દરેક બાબતમાં જો બગાડ ન કરીએ તો પછી એ કામ માટે નોકર રાખવાપણું જ ન રહે.

"જો દરેક બાબતનું કામ વિદ્યાર્થીઓ સ્વેચ્છાથી ઉપાડી લે તો છાત્રાલયનું કામ ખૂબ સરળતાથી ચાલે. તેમને જો હાથમાં સત્તા જોઈતી હોય તો ગૃહપતિ પાસે અમુક સત્તા લાવો અને અમુક રીતે કામ કરો એમ કહીને સત્તા ન લેવાય. તેમણે ગૃહપતિને કહી દેવું જોઈએ કે છાત્રાલયનું બધું કામ અમે જ કરી લેશું. અમારે નોકરો નથી જોઈતા; અમે જ નોકરી કરશું અને સત્તા પણ ભોગવશું. આમ થાય તો વિદ્યાર્થીઓનું ખરું સ્વરાજ કહેવાય."

પણ આ બન્નેથી વધારે રમૂજી પ્રસંગ તો કાકાસાહેબ સાથે સંમેલનમાં આવેલા ગૃહપતિઓ વગેરેને થયેલી વાતચીત હતી. આ પ્રશ્નોત્તરો પાછળ પરિશિષ્ટમાં આપેલા છે. આ પ્રશ્નો અને તેના જવાબોથી સંમેલનના ભાઈઓને એટલો બધો સંતોષ થયો છે કે હવે પછીનાં સંમેલનોમાં આવા પ્રશ્નો માટે વધારે વખત રાખવો એ જરૂરનું છે.

ગૃહપતિઓ સાથે થયેલી આ વાતચીતના જેટલી જ ઉપયોગી પ્રમુખ-

શ્રીની વિદ્યાર્થીઓની સાથેની વાતચીત હતી. પણ વિદ્યાર્થીઓની સાથેની વાતચીતને વખતે તેની નોંધ લેનાર કોઇ હાજર ન હતું તેથી નિરુપાયે અમે એ વાતચીતની નોંધ સરખી પણ આપી શકતા નથી.

## રચનાત્મક કાર્યક્રમ

સંમેલન ત્રણ દિવસ મળ્યું: સૌ ભાઇઓ આવ્યા અને ગયા; કાકા કાલેલકર જેવા સાધુ પુરુષ વિદ્યાપીઠનું કામ છોડીને ત્રણ દિવસ પ્રવચનો કરી ગયા. સૌ બોલ્યા, ખાધું, જોયું. પણ આ બધાનું પરિણામ?

હા, પરિણામ છે. ગયે વર્ષે સંમેલનના રીતસરના પરિણામ તરીકે છાત્રાલય મંડળની સ્થાપના કરવામાં આવી હતી. આ છાત્રાલય મંડળે ગયા વર્ષ દરમ્યાન જે કાંઇ રચનાત્મક કાર્ય કર્યું છે તે નજીવું નહિ ગણાય. છાત્રાલય મંડળે ગયા વર્ષ દરમ્યાન 'છાત્રાલય' માસિક ચલાવ્યું અને એ માસિક દ્વારા છાત્રાલયોમાં કેળવણીની દૃષ્ટિ ઉભી કરવાનો પ્રયત્ન કર્યો; છાત્રાલય મંડળે વર્ષ આખરે 'છાત્રાલય સર્વસંગ્રહ' બહાર પાડ્યો અને એ રીતે ગૂજરાતનાં છાત્રાલયો િ માહિતી એકઠી કરી આખા પ્રશ્નને આપણી સન્મુખ રજુ કર્યો; મંડળે વર્ષ દરમ્યાન ચાળીશેક છાત્રાલયોને પોતાની સાથે જોડ્યાં પરંતુ ગૂજરાતના જલપ્રલયને કારણે તેમજ વ્યવસ્થિત યોજનાના અભાવે એ બધાં છાત્રાલયોની જાત મુલાકાત લઇ સલાહ આપવાનું કામ સંતોષકારક રીતે બની ન શક્યું. કોઈ પણ મંડળના એક વર્ષના કામ માટે આ ઓછું ન ગણાય. આ મંડળે આવતા વર્ષથી કેવી રીતે કામ કરવું, તેના સભ્યોમાં કોનો કોનો વધારો કરવો, આવતા વર્ષનો ક્રમ કેવી રીતે આંકવો વગેરેનો વિચાર કરવા માટે એક ખાનગી બેઠક સંમેલન ભરાવાના દિવસ અગાઉ મળી હતી, અને બીજી એક બેઠક સંમેલનના બીજે દિવસે પ્રમુખશ્રીને ઉતારે મળી હતી. આ બેઠકોને પરિણામે સંમેલનની બેઠકમાં નીચે જણાવ્યાં ભાઇબહેનોને આવતા વર્ષ માટે મંડળના સભ્યો તરીકે પસંદ કરવામાં આવ્યાં:—

| | |
|---|---|
| ૧ શ્રી. રામનારાયણ પાઠક (પ્રથમ સંમેલનના પ્રમુખ) | ૪ શ્રી. ભીખાભાઇ પટેલ |
| | ૫ ,, કલ્યાણરાય જોષી |
| ૨ શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર (બીજા સંમેલનના પ્રમુખ) | ૬ ,, નાનાભાઇ ભટ્ટ : મંત્રી. |
| | ૭ ,, હરિશંકર ત્રિવેદી |
| ૩ શ્રી. જગજીવનદાસ મહેતાઃ મંત્રી | ૮ મિ. ખંઢેરીઆ |

૯ શ્રી. જાદવજી વ્યાસ
૧૦ ,, ભોગીલાલ ઠાકર
૧૧ શ્રીમતી સુલોચના બહેન
૧૨ શ્રી. ખુશાલદાસ કુરજી
૧૩ ,, વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે
૧૪ ,, બાપુલાલ ગાંધી
૧૫ શ્રી. જુગતરામ દવે
૧૬ ,, કાલિદાસ વસનજી દવે
૧૭ ,, મોતીચંદ ગિરધર કાપડીઆ
૧૮ ,, પુરુષોત્તમ વિ૦ માવજી
૧૯ ,, ગોરધનદાસ લાધાભાઇ

આ નવા મંડળની પસંદગી થયા બાદ તે જ દિવસે રાત્રે નવા મંડળની બેઠક બોલાવવામાં આવી હતી. અમરેલીના સંમેલન વખતે અસ્પૃશ્યતાનો પ્રશ્ન ખૂબ આગો થઇ પડ્યો હતો; અને તેથી જ ભવિષ્યનાં સંમેલનોમાં આ પ્રશ્ન ગમે તેવું સ્વરૂપ ન પકડતાં અમુક વ્યવસ્થિત સ્વરૂપ જ પકડે તે માટે સૌ અને ખાસ કરીને કાકા કાલેલકર ઇંતેજાર હતા. કાકા કાલેલકરે તો પોતે જણાવ્યું કે 'અન્ત્યજના cause માટે (સવાલમાં) હું martyr થવા (હોમાઇ જવા) માગું છું.' તેઓની લાગણી તો એવી હતી કે છાત્રાલય મંડળના સભ્યોએ મંડળમાં કે મંડળની બહાર જીવનમાં કોઇ પણ પ્રસંગે અસ્પૃશ્યોને છેટા ન રાખવા અને સભ્યો જો આ વાત સ્વીકારી ન શકે તો સભ્યોએ તેમને પોતાને મંડળમાંથી મુક્ત કરવા. અસ્પૃશ્યતા સંબંધી લાંબી ચર્ચાને અંતે એમ નક્કી કરવામાં આવ્યું કે કાકા પોતે ભલે મંડળથી મુક્ત રહીને કામ કરે પરંતુ મંડળના સભ્યોએ મંડળની કોઇ પણ બેઠકમાં અસ્પૃશ્યતાનો આશ્રય લેવાશે નહિ. સાથે સાથે એવી પણ સમજણ સ્પષ્ટતાથી કરવામાં આવી કે હવે પછી થનારાં સંમેલનોમાં અમરેલી મુકામે થએલી બેસવાની સગવડથી પાછું પગલું પણ ભરી શકાશે નહિ: એટલે કે બહુ બહુ તો સંમેલનમાં અસ્પૃશ્યો અને સ્પૃશ્યોની અલાયદી બેઠકો ગોઠવવી, એથી વિશેષ પાછા ફરી શકાશે નહિ.

### નવા વર્ષના કામની રૂપરેખા

મંડળના નવા વર્ષના કાર્યની રૂપરેખા નીચે પ્રમાણે આંકવામાં આવી હતી:—

૧ છાત્રાલય માસિકને આગળ ધપાવવું.
૨ જૂદાં જૂદાં છાત્રાલયોના ચાલકો પોતાનાં છાત્રાલયોમાં અમુક ચોકસ બાબતોમાં જાતે અખતરા કરે અને એ અખતરાનાં પરિણામો સૌ જાણી શકે તેવી વ્યવસ્થા કરવી.
૩ કાઠિયાવાડમાં એક સ્થળે, ગુજરાતમાં એક સ્થળે અને મુંબઇમાં એમ ત્રણ જગાએ વર્ષ દરમ્યાન ગૃહપતિઓને માટે શિક્ષણસત્રની ગોઠવણ કરવી.
૪ જોડાએલાં છાત્રાલયોની મુલાકાત લઇ તેમના જોડાવાને વધારે સાર્થક બનાવવું.

સંમેલનને છેલ્લે દિવસે આ રૂપરેખા શ્રી. નાનાભાઇએ સંમેલનમાં રજુ કરી હતી અને સૌ ભાઇઓને આ કાર્યક્રમમાં મદદ કરવા માટે વિનતિ કરી હતી.

મંડળ પહેલે વર્ષે પોતાનો ધારેલો કાર્યક્રમ જેમ પાર પાડી શક્યું તેમજ આ વર્ષે પણ પાર પાડી શકે એવી પ્રભુ પાસે અમારી યાચના છે.

## ઉપસંહાર

ત્રણે દિવસનું કામ સંકેલતાં પ્રમુખ મહાશય બોલ્યાઃ—

"આપણું ત્રણ દિવસનું કામ આજે પૂરું થાય છે અને તે સાથે આપણા ત્રણ દિવસથી ચાલતા વાગ્યજ્ઞની પૂર્ણાહુતિ થાય છે. મારે આ યજ્ઞની સમાપ્તિ કરવાની છે."

ત્યાર બાદ પ્રમુખશ્રીએ આખા સંમેલનમાં જે જે વ્યાખ્યાનો, ચર્ચાઓ, રચનાત્મક કાર્ય વગેરે થયા હતા તેના પર એક ટૂંકી પણ સચોટ દૃષ્ટિ ફેંકી આખાયે કાર્યક્રમમાં જે એક વિચાર તેમનાથી છોડયો છૂટતો ન હતો તે સંબંધે તેમણે કહ્યું:—

"અસ્પૃશ્યતા એ બે ધર્મના મતભેદનો વિષય નથી. એવું હોત તો આપણું કામ સહેલું હતું. પણ મેં જોયું કે અસ્પૃશ્યતામાં ચાતુર્વર્ણ્યનો નાશ રહેલો છે. એને-લીધે સ્વરાજ નહિ પણ અરાજકતા આવશે અને ખૂનામરકી આવશે એમ મેં જોયું એટલે મને થયું કે હિન્દુ ધર્મના નમ્ર સેવક તરીકે હું તમને વિનવું. આજે અન્ત્યજનો સવાલ આખા રાષ્ટ્રનો સવાલ થઈ પડ્યો છે. તે વખતે આપણે ધીરજ ન રાખી શકીએ. અનેક વસ્તુમાં ધીરજ રાખીએ:પણ અસ્પૃશ્યતાની બાબતમાં ધીરજ ન રાખીએ"

ત્યાર બાદ પ્રમુખશ્રીએ આવતા સંમેલનને પોતાના તરફથી આમંત્રણ આપ્યું: "સંમેલનની આવતી બેઠક માટે મને થયું કે હું આમંત્રણ આપું. આપ સૌએ મારા આમંત્રણને સ્વીકાર્યું તે બદલ આભાર.

"આ સભાએ મને બધી રીતે અનુકૂળતા કરી આપી તે માટે હું આભારના શબ્દો ન વાપરું પણ હું એ પ્રેમને લાયક બનવા પ્રયત્ન કરીશ.

"આ સંમેલનની અંદર સરકારી અમલદારોનો સહકાર મને પૂજ્ય ગણ્યો. અમલદારો પ્રજાના કાર્યમાં ભાગ લે એ વસ્તુ સુંદર છે.

"હવે સૌ ભાઇઓનો ઉપકાર વગેરે માનવાનું કામ હું નાનાભાઇને સોંપું છું. તેઓ મારી વતી સૌનો ઉપકાર માનશે."

પણ આ આખાયે ઉપસંહારવિધિને રંગ આપનાર શબ્દો તો ભાઈ જગજીવનદાસના મ્હોંમાંથી નીતર્યા. સંમેલનના જન્મે દિવસ ભાઈ જગજીવનદાસે એક શબ્દ સરખો ઉચ્ચાર્યો ન હતો. જે જગજીવનદાસે આખું વર્ષ ઉભે પગે સંમેલનના કામ માટે દોડાદોડ કરી અને કંકોતરીથી માંડીને ઉતારની બધી વ્યવસ્થા વિચારી, ને બાકને અસ્પૃશ્યનાના પ્રશ્ને અને અમરેલીના વહાણે મુંઝવી નાખ્યાં હતાં. કેટલા કેટલાયે દિવસોથી દાબી રાખેલા એમના ઉભરો આજે ફાટી નીકળ્યાઃ—

"આજના દિવસ સુધી હું વચનથી બંધાએલો હતો એટલે અન્ત્યજોની સાથે બેસી નથી શક્યો. આજે એ વચન પૂરું થાય છે. હવે પછી ભવિષ્યમાં હું આવાં વચનોથી મારા મનને નહિ બાંધું. અત્યારે હું જાહેર કરું છું કે આ બાબત હું કમીટી આદિ મના ટ્રસ્ટીઓને લખી જણાવીશ કે હું ભવિષ્યમાં અન્ત્યજોને અડીશ. અન્ત્યજો તરફ આ મનનું વર્તન રાખવું ઠીક નથી એમ હું માનું છું. મારા ઉપર જે સંકટો આવશે તે હું સહન કરીશ."

**શ્રી. જગજીવનદાસભાઇ**

આ શબ્દો બોલતાં બોલતાં ભાઈ જગજીવનદાસની આંખો આંસુભીની થઇ ગઇ અને આખો મંડપ લાગણીભીનો બની ગયો. જરા સ્વસ્થ થઈ તેમણે આગળ ચલાવ્યું:—

"અહીં આવેલાં સૌ ભાઇ-બહેનોનો તેમજ નાણાં આપનારાઓનો હું ઉપકાર માનું છું. અમરેલી તરફથી સગવડમાં કાંઇ ખામી રહી હોય તો સૌ અમને માફ કરે એવી મારી વિનતિ છે."

ત્યાર બાદ શ્રી. નાનાભાઇએ છાત્રાલય મંડળની આવતા વર્ષની યોજના રજુ કરીને જણાવ્યું:—

"અમરેલીએ મને પોતાનો કર્યો છે એટલે અમરેલી તરફથી હું કાકાસાહેબનો આભાર માનું છું અને સાથે સાથે કાકાસાહેબ તરફથી અમરેલીનો આભાર માનું છું.

"કાકાસાહેબ છાત્રાલય મંડળથી અલગ થાય છે તેથી કોઇ દિલગીર ન થાય. હું જણાવું છું કે તેમને દૂર રાખશું તો પણ તેમની પાસેથી આપણે ખૂબ કામ લેશું. કાકાસાહેબને દક્ષિણામૂર્તિના એક પણ મંડળમાં આજે સ્થાન નથી; છતાં કાકા દક્ષિણામૂર્તિ ઉપર રાજ્ય કરે છે. આપણામાં શક્તિ હશે તો કાકાના ભાર નથી કે આપણાથી દૂર જઈ શકે."

ત્યાર બાદ વ્યવસ્થાપક મંડળના પ્રમુખ શ્રી. હરિલાલભાઇએ સંમેલનના

પ્રમુખનો, મહેમાનોનો, કન્સેશન આપનારી રેલ્વેઓનો, દ્રવ્યની મદદ આપનારા રાજાઓ તથા શ્રીમંતોનો, ઉતારા માટે બંગલાઓ આપનાર સજ્જનોને તથા ગાયકવાડ સરકારનો આભાર માન્યો હતો. શ્રી. મોહનલાલભાઇએ હરિલાલભાઇની આ આભારની દરખાસ્તને અનુમોદન આપ્યું હતું.

સંમેલનમાં ભાગ લેનારા મહેમાનો તરફથી ભાઇ ભોગીલાલ ઠક્કરે અમરેલીનો અને આ સંમેલનના ચાલકોનો આભાર માન્યા પછી છેવટે 'વંદે માતરમ્'ના ગીતથી સંમેલનની પૂર્ણાહુતિ કરવામાં આવી હતી.

## કાર્યવાહકો અને સ્વયંસેવકો

આટલો તો આખા સમેલનનો અહેવાલ. પણ આખું સમેલન કંઇ પેરે ગામ કરી શકે અને રોજના જીવનની બીજી ઉપાધિમાંથી મુક્ત રહે તે માટે જે કાર્યવાહકો અને સ્વયંસેવકોએ પડદા પાછળ રહીને બધી વ્યવસ્થા કરી છે તેમની નોંધ વિના આ અહેવાલ અધૂરો ગણાય. આખાયે સંમેલનની આ ગોઠવણમાં સૌથી પહેલું માન ઘટે છે અમારા શ્રી. હરિલાલભાઇને. તેમના દુબળા શરીરે પણ મક્કમ મને અમને નિરાશાને વખતે હિંમત આપી છે, અને આખી ગોઠવણની પાછળ તેમના બળથી અમે હિંમતવાન રહી શક્યા છીએ. આખાયે સંમેલનની બાહ્ય તૈયારીમાં તેમની મદદ વિના અમે કંઇ કરી શક્ત નહિ એમ કહેવું અક્ષરશઃ સાચું છે.

પણ આથી બીજા ભાઇઓની મદદનો આંક અમે ઓછો મૂકવા માગતા નથી. અમરેલીના મહાજને, બોર્ડિંગોના ચાલકો અને ગૃહપતિઓએ, શાળાના શિક્ષકોએ અને ગામ આખાના વિદ્યાર્થીઓએ આ સંમેલનને પાર ઉતારવામાં ભારે મદદ કરી છે. શ્રી. દેવચંદભાઇની ઝીણવટથી મંડપનો શણગાર થયો તો શ્રી. નારણભાઇની વ્યાપાર કુશળતાથી સૌને અમે જમાડી શક્યા; ભાઇ ભગવાનજી અને તેના સ્વયંસેવકોએ ઉતારા પાણી પર દેખરેખ રાખી તો વિશ્વનાથભાઇ વગેરેએ પીરસવાની તક લીધી; કોઇ ભાઇએ ગંદકી ન થવાનું હાથ લીધું તો બીજા ભાઇએ ગામમાંથી સરસામાન અપાવ્યો. આ બધા ભાઇઓએ પોતાની જાતમહેનતથી સંમેલનને ફળીભૂત કરવામાં જે ફાળો આપ્યો છે તે માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

અને એક વાતનો ઉલ્લેખ આને અંગે જ અત્યારે કરવો જોઇએ. સમેલનના પહેલે દિવસે રાત્રિના ભાઇ ગોકળદાસ રાયચુરાએ લોકવાર્તા વગેરેથી મહેમાનોનું મનરંજન કરી અમને આભારી કર્યા છે. બરાબર આ જ વખતે

પ્રમુખશ્રીને ઉતારે વિદ્યાવ્યાસિણી સભા મળી હતી એટલે કેટલાએક ભાઈઓ આ પ્રસંગે હાજર રહી શક્યા ન હતા, છતાં જે હાજર હતા તેઓ તો તરબોળ થઈને નીકળ્યા હતા.

બીજે દિવસે રાત્રિના વિદ્યાર્થીઓએ અમરેલીના જ ભાઈ પ્રતાપરાય તથા ઈશ્વરલાલના બનાવેલા થોડાએક નાટ્યપ્રયોગો ભજવી બતાવ્યા હતા. આ નાટ્યપ્રયોગોની કલાની દૃષ્ટિથી કે સાહિત્યની દૃષ્ટિથી ગમે તે કિંમત હોય પણ ગૃહપતિ ભાઈઓને આમાંથી થોડુંક અવશ્ય જાણવાનું મળશે એમ માનીને અમે આ પ્રયોગો ગોઠવ્યા હતા. આ પ્રયોગો પાછળ જે વિદ્યાર્થીઓએ તથા શિક્ષકભાઈઓએ મહેનત ઉઠાવી હતી તેમનો પણ આભાર માનવો ઘટે છે.

કસરતના ખેલો તો સૌએ જોયા છે. એ ખેલોએ પોતાનું મહત્ત્વ ત્યાં જ સિદ્ધ કર્યું હતું. અમરેલીને પાદર એક સુંદર અખાડો છે અને ભાઈ ભગવાનજી જેવા સુંદર અખાડા શિક્ષક છે એ કાંઈ અમારા માટે ઓછા ગર્વનું કારણ નથી. આવા અખાડાની તાલીમ વિદ્યાર્થિજીવનમાં કેટલી ઉપયોગી અને આવકારદાયક છે એ તો ભાઈ ભગવાનજી અને તેના વિદ્યાર્થીઓને જેમણે કામ કરતા જોયા હશે તેમના મનમાં વસ્યું જ હશે.

આ બધા કાર્યવાહકો અને સ્વયંસેવકો તથા સ્વયંસેવિકાઓ-અને ભાઈ પુરુષોત્તમદાસ જેવાનાં નામો અમે લખ્યાં નથી તેઓ પણ-ન હત તો અમે આ સંમેલન ભરી જ શી રીતે શકત ?

આટલો સંમેલનનો અહેવાલ. આ અહેવાલમાં અમે જેમનો નામનિર્દેશ પણ ન કર્યો હોય એવા જે અનેક ભાઈઓએ અમને પોતાની મુંગી સેવા આપી છે તેમના પણ અમે આભારી છીએ.

આખાયે સમેલનમાં જે જે કંઈ સારૂં થયું તે માટે અમે સૌના આભારી છીએ. અમારી ઉણપોથી જે કાંઈ અયોગ્ય બન્યું તેને માટે અમે દિલગીર છીએ. આ બીજા સંમેલનથી છાત્રાલયનો પ્રશ્ન ઉકેલવામાં આપણને થોડી ઘણી પણ સુઝ આવી હોય તો તે માટે કાકા કાલેલકરનો આભાર માની અમે આ અહેવાલ પૂરો કરીએ છીએ.

નમ્ર સેવકો
જગજીવન નારાયણ મહેતા
હરગોવિંદ શ્યામજી પાઠક
મંત્રીઓ,
બીજું છાત્રાલય સંમેલન-અમરેલી

પરિશિષ્ટ (ક)

# ધાર્મિક કેળવણી*

(વ્યાખ્યાતા: શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર)

## ૧

ધર્મનો સવાલ છેડવો એ ભમરીનું પોડું છેડવા બરાબર છે. ધર્મનો સવાલ આવ્યો એટલે ડાહ્યા લોકો પણ ગાંડા થઇ જાય છે અને સમજુ લોકો પણ જક્કી થઇ જાય છે, એમ ઘણા લોકોનું માનવું છે. સામાન્ય અનુભવ એવો જ છે. ડાહ્યા હોઇએ તો ધર્મને ન છેડીએ. એ ડહાપણ અંગ્રેજોએ બતાવ્યું, અને તેથી જ તેમની સલ્તનત આ દેશમાં સ્થપાઇ. મુસલમાનો અને ફિરંગીઓ ધર્મને નામે રાજ્ય કરવા ગયા અને રાજ્ય ખોઇ બેઠા. અંગ્રેજોએ કહ્યું: "અમે ધર્મને જરાય છેડવાના નથી. બધા જ ધર્મો પ્રત્યે અમારી સરખી ઉદાસીનતા રહેશે." પ્રજાને થયું: "હાશ, સૈકાઓ પછી આપણને હવે શાન્તિ મળશે." ધાર્મિક ઝગડાઓથી ભારતવર્ષની પ્રજા અકળાઇ ગઇ ન હોત તો બ્રિટિશ નીતિને કદિ આવકાર ન આપત. આપણી પ્રજાને ધાર્મિક ઝગડામાંથી આરામ જોઇતો હતો. અંગ્રેજોએ ધર્મને કોરે મૂકી ધર્મવિહીન, ધર્મપરાઙ્મુખ અથવા ધર્મનિરપેક્ષ એવી રાજવ્યવસ્થા આપણને આપી ત્યારથી પ્રજાને જોઇતું મળી ગયું.

ધર્મને કોરે મૂક્યા પછી થએલો લાભ સ્પષ્ટ હતો. એથી થતું નુકશાન ઝટ નજરમાં આવે એવું ન હતું. કોઇ કરકસરવાળા પિતાની સંપત્તિ ઉડાઉ છોકરાના હાથમાં આવે છે ત્યારે તે પ્રથમ કરકસરના નિયમો અને વ્યવસ્થાપદ્ધતિને ફગાવી દે છે, અને છૂટે હાથે ખરચવા માંડે છે. શરૂઆતમાં તે જુએ છે કે અગવડવાળા નિયમોમાંથી છૂટ્યા અને પૈસાની છત તો ખૂબ છે. જ્યારે મૂડી ખૂટી જાય છે ત્યારે તેને ખબર પડે છે કે કરકસરના નિયમોને લીધે જ

* છાત્રાલય સંમેલન—અમરેલીમાં તા. ૨૮–૨–૨૮ના રોજ આપેલું વ્યાખ્યાન.

નાણાંની આટલી છૂટ રહી શકી હતી. પિતાના જમાનાના નિયમો ભલે પુત્રના વખતમાં કામ ન આવે, પણ કંઇક નિયમ અને વ્યવસ્થા તો જોઇએ જ.

આપણી ધાર્મિક કેળવણીનું એવું જ બન્યું. આપણે ધર્મને કાઢી મૂક્યો, છતાં તરત નુકસાન ન જણાયું. ઉલટી શાંતિ મળી. પણ એ લાંબો વખત શી રીતે ચાલે? ધર્મને સ્થાને આપણે કોરી નીતિ મૂકી. પણ એને ન મળે પાયો અને ન મળે ધડ.

અનેક ધર્મોવાળા દેશમાં સાર્વજનિક કેળવણીમાં ધાર્મિક કેળવણીની અગવડ રહે જ છે. એ દૂર કરવા કેટલાક લોકો બધા ધર્મોનાં સર્વસામાન્ય એવાં સ્થૂળ તત્ત્વો ભેગાં કરી એનું જ્ઞાન આપે છે. એને આપણે ધર્મોનો દદભાજક કહી શકીએ. આ દદભાજક એ૨ નો બહુ જ સ્થૂળ હોય છે. કોઇ પણ ધર્મની ખાસ ખૂબી એમાં આવતી નથી, અને ધર્મને માટે જે હૃદયનો ઉત્સાહ જોઇએ છીએ તે પણ એમાં આવતો નથી.

આ અગવડ દૂર કરવા બીજા કેટલાક બધા જ ધર્મોનાં બધાં તત્ત્વો ભેગાં કરી જેમ બને તેમ તેમની ખીચડી તૈયાર કરે છે. એને ધર્મોનો લઘુતમ સાધારણ ભાજ્ય કહી શકાય. ભગાગતા લોકો દદભાજક કાઢે છે, લોભી લોકો લઘુતમ સાધારણ ભાજ્ય મેળવે છે. પણ બંનેમાં ધર્મની સ્વાભાવિકતા, એની હૃદયસ્પર્શી આત્મીયતા ભાગ્યે જ મળે છે. બંનેમાં ધર્મને એક ઉપયોગી સેવક તરીકે રાખવાની શોકાઇ હોય છે. ધર્મ એ સહન ન કરે. ધર્મ એ સાર્વભૌમ હોય છે. આવે તો પ્રમુખસ્થાને જ બેસે. ઐતિહાસિક પદ્ધતિથી ધર્મની તુલના અને પરીક્ષા કરવાથી ધર્મનું તેજ રહેતું નથી. ઐતિહાસિક પદ્ધતિમાં ઊંડે નાસ્તિકતા રહેલી હોય છે. એમાં આપણે ધર્મના કાજી થવા માગીએ છીએ. ધર્મોનાં સામાન્ય તત્ત્વો શોધવા કરતાં બધા ધર્મોમાં રહેલી ધાર્મિકતા શોધવી જોઇએ. માણસ ગમે તે ધર્મની ઉપાસના કરે. એની શોધ સાચી હોય તો એને એ ધાર્મિકતા મળવાની જ. એ મળ્યા પછી અન્ય ધર્મોના અધ્યયનથી બુદ્ધિમાં પણ ઉદારતા આવી જાય છે, અને બધા ધર્મોમાં રહસ્ય એકજ છે એમ પ્રતીત થાય છે. ધાર્મિકતા, ધર્મશ્રદ્ધા, ધર્મતેજ એ જ વસ્તુ મુખ્ય છે; પછી એનું કલેવર ગમે તેવું હોય. એ કલેવર ફેરવવાની જરૂર રહેતી નથી, શક્યતા પણ નથી. હા, એ કલેવર નીરોગી રાખવાની જરૂર છે, જેથી એ ઋતુ અને સમય પ્રમાણે કાર્યક્ષમ રહે.

સર્વ કોમોને સમાન એવી રાષ્ટ્રીય ધાર્મિક કેળવણી આપતી વખતે બધા જ ધર્મોમાં એ ધાર્મિકતા ભિન્ન ભિન્ન રૂપે એકજ કાર્ય શી રીતે કરે

છે એ બતાવવાની જરૂર રહે છે. સાથે સાથે બધા ધર્મો વચ્ચે જો અવિરોધી વાતાવરણ રાખવું હોય તો દેશધર્મ આપણે નક્કી કરવો પડશે. અમુક દેશમાં જેટલા ધર્મો જન્મે રહે તે એ સર્વોપરિ દેશધર્મને માન આપીને જ રહી શકે છે એ વસ્તુનો સ્વીકાર થવો જોઇએ.

ધાર્મિક કેળવણીનો ખરો ઉદ્દેશ તો હૃદયમાં ધાર્મિકતાનો ઉદય કરાવવાનો જ છે. ઐતિહાસિક પદ્ધતિથી કે તાર્કિક પદ્ધતિથી એ કામ થવાનું નથી. એ રીતે આપણે ધર્મના ચેપ કરીશું; ધર્મપરાયણ લોકો એમાંથી પાકશે જ એમ ન કહી શકાય. 'ચિરાગસે ચિરાગ જલતી હૈ,' એ નિયમ પ્રમાણે આપનાર પાસે સાચી ધાર્મિકતાની જ્યોત હોય તો જ એ બીજાને આપી શકે. એ તો એક અદ્ભુત કીમિયો છે. કેળવણી એમાં કેટલું કરી શકે, શી રીતે કરી શકે, એટલાનો જ આપણે વિચાર કરી શકીએ.

જે દિવસે કેળવણી સાચી થશે-સોળે કળાએ પ્રકાશશે, તે દિવસે ધાર્મિક કેળવણી આપવાનું કામ અસંત મહેલું થશે. સાચું જોતાં ધર્મ અને કેળવણી વચ્ચે ભેદ છે જ નહિ. ધર્મ એ જ કેળવણી, કેળવણી એ જ ધર્મ. ધર્મનો પ્રચાર કરવાની પદ્ધતિ તેનું નામ કેળવણી. દરેક ધર્મકાર કેળવણીકાર હોવો જ જોઇએ. જેટલે દરજ્જે એ ન હોય તેટલે દરજ્જે એના ધર્મની ઊણપ. ધર્મકારો જો કેળવણીનું શાસ્ત્ર બરાબર જાણત તો ધર્મનો વિકાસ સીધો થાત, સુંદર થાત, અને ધર્મ ધર્મ વચ્ચે ઝગડા ન જાગત.

ધાર્મિકતા એ જીવનવ્યાપી વસ્તુ છે. માણસની એકે પ્રવૃત્તિ એવી નથી કે જે ધર્મના ક્ષેત્રમાં ન આવી શકે. જ્યારે લોકો કહે છે કે "ધર્મે જ્યાં ત્યાં માથું ન મારવું જોઇએ; રાજ્યપ્રકરણ, સંસારસુધારો, આર્થિક પ્રવૃત્તિ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સબંધ એવી એવી વસ્તુઓમાં ધર્મ દખલગીરી કરે એ બરાબર નથી; ધર્મ પોતાને ઠેકાણે શોભે" ત્યારે તેઓ ધર્મનો બહુ જ સંકુચિત અર્થ કરે છે, અથવા તેઓ પૂરેપૂરા નાસ્તિક હોય છે. જીવનના દરેક અંગ પ્રસંગમાં ધાર્મિકતા વ્યાપેલી હોય તો જ જીવન સંપૂર્ણ ગણાય. ધાર્મિકતા વગર વિકાસ અશક્ય છે, શાંતિ અશક્ય છે અને પ્રસન્નતા પણ અશક્ય છે.

૨

આપણા ધર્મકારોએ કહ્યું છે કે ધર્મની શરૂઆત શૌચાચારથી થાય છે. શરીર, વાણી અને મન બધાં સ્વચ્છ રહે, પવિત્ર રહે: અન્ન, વસ્ત્ર અને આશ્રયસ્થાન સ્વચ્છ રહે, પવિત્ર રહે એ ધાર્મિક જીવનનો પાયો છે.

શાચાચારમાંથી—પાવિત્ર્યમાંથી સ્વમાનની લાગણી પેદા થાય છે, આત્મવિશ્વાસ આવે છે, ધર્માચરણ સહેલું થાય છે અને રોજના વહેવારમાં જે નઠારા ખરાબ લોકોના સંબંધમાં હમેશાં આવવું પડે છે તેનો ચેપ લાગવાનો સંભવ ઓછો રહે છે. વિદ્યાર્થીઓ આગળ પાપના અનેક પ્રકારો વર્ણવવા કરતાં શરીર, મન અને વાણી સ્વચ્છ-પવિત્ર રાખવાની ટેવ તેમને પાડીએ એ તેમને સુરક્ષિત રાખવાનો વધુ સુરક્ષિત માર્ગ છે. શૌચાચારની પ્રસન્નતા એક વાર અનુભવી એટલે ગંદકીમાં રહેવું અશક્ય થઇ જાય છે, અને સંજોગવશાત્ ગંદકીનો સંબંધ થાય તોયે તેમાંથી ઉગરી જવાની ઇંતેજારી નષ્ટ નથી થતી.

પાવિત્ર્યની આ લાગણી મનુષ્યસ્વભાવમાં રહેલી છે.

કેટલાક માને છે કે "મનુષ્યસ્વભાવ હમેશાં પાપ તરફ જ દોડનારો છે, એટલે એના પર વિશ્વાસ ન રાખતાં એનું નિયમન કરી એને પુણ્ય તરફ વાળવો જોઇએ; મનુષ્યપ્રકૃતિ અધોગામી છે, બલપૂર્વક એને ઉન્નતિ તરફ ખેંચવી જોઇએ." મધ્યયુગીન ધર્મકારો આ વૃત્તિના હતા એમ કહી શકાય. એમાં સંપૂર્ણ સત્ય ન હોવાથી એ લોકોના પ્રયાસો નિષ્ફળ ગયા, એમાંથી વિકૃતિ પેદા થઇ. એટલે જનસ્વભાવ હવે બીજે છેડે જવા માગે છે. "મનુષ્યપ્રકૃતિ સ્વભાવતઃ મંગલ તરફ છે. આપણા આંધળા આગ્રહથી સ્વભાવને વિકૃત ન કરીએ, એની મેળે એને પોતાનું ક્ષેત્ર શોધવા દઇએ તો એમાંથી કશું અશ્રેય નીપજવાનું નથી. મનુષ્યસ્વભાવ પર વિશ્વાસ રાખો. એ મંગલ તરફ જ જશે." એ જાતનો ઉપદેશ આજના લોકો આપણા મન પર ઠસાવવા મથે છે, અને માને છે કે પોતે મહાન આસ્તિક છે. આ ફિલસુફી આપણને સહેજે ગમે એવી છે, પણ એ સાચી જ છે એવી ખાતરી નથી થતી. મનુષ્યમાં સત્ અને અસત્ બન્ને છે. અણુકૂળવાયલું મન સારી વસ્તુ તરફ પણ દોડે છે, અને નઠારી વસ્તુ તરફ પણ દોડે છે. કોઇ માણસને શુદ્ધ અનાચાર તરફ જવાની છૂટ આપીએ, ઉત્તેજન આપીએ તોયે તે તેમ કરી ન શકે. અનાચાર મનુષ્યસ્વભાવથી સહન જ નથી થતો. આ સદાચારપરાયણ વૃત્તિ શી રીતે દૃઢ થાય અને અસત્ તરફની વૃત્તિ શી રીતે મોળી પડે એ શોધવાનું કામ ધર્મનું છે. મન એ વસ્તુ જ એવી છે કે એને પંપાળ્યે જેમ કામ નથી ચાલતું તેમ એની સામે થયા કરવાથી, એને દબાવવાથી પણ કામ નથી ચાલતું. જુલમગાર સરકારની જોહુકમીને પરિણામે જેમ ગુપ્ત કાવતરાં પેદા થાય છે તેમ મન પણ દબાણ સામે અત્યંત ગુપ્ત, અજ્ઞાત અને વિકૃત

કાવતરાં રચે છે. એટલા માટે મનનો સ્વભાવ ઓળખી, એના વલણનું શાસ્ત્ર રચી, બધી અસત્ પ્રવૃત્તિઓ મનમાંથી ધસાઇ જાય એવો રસ્તો શોધવાનો હોય છે.

જ્યાં સુધી હૃદયમાં સંકુચિતતા છે ત્યાં સુધી ક્રોધ, દ્વેષ, ઈર્ષા, વેર વગેરે લાગણીઓમાં માણસને રસ પડે છે, એના સેવનમાં ભારે પુરુષાર્થ દેખાય છે, જાણે એ વૃત્તિઓ જ પરાક્રમના ઉગમ છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધ જ્યારે વધારે સ્વચ્છ થશે ત્યારે આપણને જણાશે કે 'સૌ સુખી થાઓ, કોઇ દુઃખી ન રહો' એ જ લાગણી અજરામર છે. એ લાગણી સાધુસંતોએ કેળવેલી હોય છે તેથી જ સાધુઓ સૌને પોતીકા ગણે છે. રાગ-દ્વેષ નીકળી જવા એ જ સાધુતાની ખરી નિશાની છે. જે સૌને પોતીકા ગણે તે કોની સામે અસત્યાચરણ કરે? કોને મારીને બીજાને ફાયદો કરે? વ્યવહારી દુનિયાને આવા લોકો ભોળા, નમાલા લાગે છે. પણ સાચું જોતાં તેઓ નમાલા નથી હોતા. ક્ષુદ્ર સંકુચિત વસ્તુ પ્રત્યે તેઓ ઉદાસીન રહે છે. જે વસ્તુથી પ્રાકૃત કોટિના લોકો ઉશ્કેરાઇ જાય છે, ઉત્તેજિત થાય છે તે તેમને સ્પર્શ કરી શકતી નથી.

અવેરની આ વૃત્તિમાંથી જ સ્વાશ્રયનો સિદ્ધાંત નીતરે છે. પોતાનો બોજો સમાજ પર ઓછામાં ઓછો રહે એવી ઇચ્છા—આકાંક્ષા એ સાધુતાની મુખ્ય નિશાની છે, ધાર્મિકતાનું લક્ષણ છે. આપણે સામાન્ય લોકો દયાધર્મનો ડોળ કરીએ છીએ. ગાડીમાં પાંચ સાત જણા બેઠા હોઇએ ત્યારે હાંકનારને કહીએ છીએઃ "બિચારા બળદને મારીશ મા. મૂંગું જનાવર બોલી ન શકે તેથી તેના પ્રત્યે વધારે રહેમ રાખવી ઘટે છે. પણ અમને વખતસર પહોંચાડજે હોં!" અને વખતસર પહોંચવાની જરૂર ન હોય તોયે ગાડીમાં બેઠેલામાંથી કોઈ નીચે ઉતરી બળદનો ભાર હલકો કરે એની તો આશા જ ન રાખવી. આપણે બધા લોહીનો પરસેવો કરનાર ગરીબોના ખભા પર ચઢી બેઠા છીએ ત્યાંથી નીચે ઉતરવા નથી માગતા, અને ગરીબોની સેવા કરવા માગીએ છીએ! આપણે ત્યાં સ્વરાજ દરેક જણને જોઇએ છીએ, પણ ગરીબોના ખભા પરનો બોજો ઓછો કરવાની દાનત બહુ જ થોડામાં દેખાય છે.

જાતમહેનત વિના તે હિંમત આવવાની નથી. જાતમહેનત વિના ધાર્મિકતા નથી એ તત્ત્વ દુનિયાના મન પર ઠસાવવાનો મોટામાં મોટો પ્રયત્ન આધુનિક કાળમાં મહાત્મા ટૉલ્સ્ટૉયે કર્યો છે. આપણા ધર્મમાં એ તત્ત્વ ઠગલે ને પગલે લખેલું જડી આવે છે, પણ તેનો અમલ ક્વચિત જ જોવામાં

આવે છે. આપણા એવા સાધુસંન્યાસીઓ અને એશઆરામથી ટેવાયલા 'સત્પુરુષો' આ કથનની સાક્ષી પૂરે છે.

ધાર્મિકતાનું બીજું અંગ તે સ્વધર્મનું ભાન છે. જન્મતઃ અને પરિસ્થિતિ પરત્વે દરેક મનુષ્યનું વિશિષ્ટ સ્થાન હોય છે. તે ઈશ્વરનિર્મિત છે એમ કહી શકાય. એ સ્વાભાવિક સંબંધમાંથી જે જવાબદારી પેદા થાય છે તેનું નામ સ્વધર્મ. આજે આપણે એને સ્વદેશી તરીકે ઓળખીએ છીએ. સ્વદેશીનું એ તત્ત્વ સ્વીકાર્યા વગર ધાર્મિકતા કૃતાર્થ નથી થતી. સામાજિક જવાબદારી એ ધાર્મિકતાનો જ એક ભાગ છે. એનો જે ઇનકાર કરે છે, એમાંથી છટકવા માગે છે તે ભલે સુંદર પ્રવચનો કરતો હોય અને આધ્યાત્મિક વાતો કરતો હોય પણ તે સાચો ધાર્મિક નથી.

આ સામાજિક જવાબદારીના ભાનમાંથી જ વર્ણવ્યવસ્થા ઉત્પન્ન થઈ છે. દરેક માણસ સમાજમાં પોતાને ભાગે આવેલું કામ કરે, એમાંથી જ આજીવિકા મેળવે અને હરિફાઈને બદલે સંતોષથી પોતાનો વ્યવહાર ચલાવે એ ઉદ્દેશથી વર્ણો રચાયા છે. વર્ણો ચાર જ હોય એમ કંઈ નથી. જમાના પ્રમાણે વર્ણો બદલાતા જાય; વધેય ખરા અને ઘટે પણ ખરા.

હરિફાઈ દૂર કરી, સંતોષ કેળવ્યો, આજીવિકા નિશ્ચિત કરી, એટલાથી જીવનની બહાદુરી મોળી નથી પડવાની. જીવનને ઉન્નત કરવા માટે કોઈ પણ એકાદ ધર્મતત્ત્વ પર અડગ શ્રદ્ધા રાખી તે તત્ત્વને જીવનનું સમર્પણ કરવું એ ધાર્મિકતાનું મૂળ છે. આખી દુનિયા એ તત્ત્વની દૃષ્ટિએ જોવાની રહે છે. એ તત્ત્વની સિદ્ધિ ખાતર બધું જતું કરવાની તૈયારી એમાંથી જ પેદા થાય છે. અમુક તત્ત્વના પાલનમાંથી જે કંઈ પરિસ્થિતિ ઉત્પન્ન થાય, પરિણામો ભોગવવાં પડે તે માન્ય રાખતાં ધાર્મિક પુરુષને સંકોચ થતો નથી.

સામાન્ય માણસ વ્યવહારમાં લાભ હાનિનો વિચાર કરીને ચાલે છે. જે દિશા વિકાસની, સામર્થ્યની અને સમૃદ્ધિની લાગે તે તરફ ચાલવા તે મથે છે. ધાર્મિક પુરુષ આમ બાહ્ય વિકાસ કે ઉત્કર્ષથી દોરાતો નથી. એને જે કોઈ પરમ ધર્મતત્ત્વ જડે છે તેનું એ અનન્ય શરણ લે છે, અને તેને જીવન સમર્પણ કરે છે. પતિવ્રતા જેમ પતિના સહવાસમાં જે સ્થિતિ પ્રાપ્ત થાય તેને વધાવી લે છે તેમ ધાર્મિક પુરુષ પોતાની ધર્મનિષ્ઠાને પરિણામે જે દશા પ્રાપ્ત થાય, તેને જ હિતતમ માની આનંદમાં રહે છે.

દાખલા તરીકે સત્યનું તત્ત્વ લો. જેને સત્ય એ જ પરમ ધર્મ થયો છે તે સત્યને અનુસરતાં ગમે તે સ્થિતિને પ્રાપ્ત થતાં અચકાતો નથી, એટલું

જ નહિ પણ એ જ સ્થિતિ પરમ મંગલ છે એવી શ્રદ્ધા રાખે છે. સત્ય દ્વારા સ્વરાજ મળતું હોય તો તે ઇષ્ટ છે, અને ન મળતું હોય તોયે ઇષ્ટ છે; જો કે એ જાણે છે કે શી વિસાત છે કે સત્યપાલનમાંથી સ્વરાજ ન નીતરે? વરસાદનાં ટીપાંને મહાસાગરમાં પડતાં ડૂબી જવાની જેમ બીક નથી લાગતી તેમજ સત્યના ઉપાસકને સત્યના પાલનમાં હાનિ કે વિનાશની બીક નથી લાગતી. સત્યને પરિણામે જે આવે તે જ રળિયામણું એવી જ ક્ષોટી રાખીને તે બેઠેલો હોય છે.

ધાર્મિકતાનું રહસ્ય શોધતાં શોધતાં ધર્મતત્ત્વના ઉપાસકોએ જોઇ લીધું કે વિરોધ, વિગ્રહ, પરસ્પર અસંગતિ તો અધર્મમાં હોય છે; ધર્મતત્ત્વો હમેશ પરસ્પરાનુકૂલ હોય છે; એક જ રત્નના જાણે બધા પાસા હોય છે. ધર્મની હૃદયગત તેમજ સમાજગત વિભૂતિઓનું વિશદ દર્શન કરતા ઉપડેલા વ્યાસ ભગવાને કહ્યું છે કે બધાં ધર્મતત્ત્વો એક સત્યના વિવિધ આકારો છે, પાસા છે. સત્ય, અહિંસા, કરુણા, પ્રજાની ધારણા અને પ્રતિષ્ઠા એ બધાનો સર્વગ્રાહી વ્યાપક દૃષ્ટિએ વિચાર કરી આર્ય જાતિના એ ધર્મપિતાએ કહ્યું કે સર્વ તત્ત્વોમાં એકતા છે, સંગતિ છે, સંગીત છે.

આવું દર્શન જે લોકોને થયું છે તેમની વચ્ચે વિગ્રહ શી રીતે સંભવે? તેઓ પોતાનો ઉદ્ધાર કરી દુનિયાનો ઉદ્ધાર કરવાને સમર્થ થાય છે.

આ શક્તિ એમનામાં ક્યાંથી આવે છે? ધર્મનો ઉગમ, સર્વ શક્તિનું મૂળ અને શ્રદ્ધાનો પાયો એ આપણો આત્મા છે. સર્વ શક્તિ એની જ છે. સર્વ કૃતિ એની જ છે. એના સંતોષ ખાતર જ સર્વ કાંઇ છે. એનાથી વ્યતિરિક્ત જેટલું તે બધું અનાત્મા. અનાત્મા ક્ષણિક છે, તુચ્છ છે; છતાં એનું જ આયતન બનાવી આત્મા એમાં રહેલો છે. આ આયતન અથવા શરીર આત્માનું કારાગૃહ છે. આત્મા ધારે તો એ જ એનું સાધન થાય છે. શરીરને, વાસનાને જો માણસ વશ થઇ જાય તો એ કારાગૃહમાં પડ્યો છે. પણ જો એ જ વાસના પર કાબુ મેળવી આત્માના વિકાસની દિશામાં શરીરને વાળે અને ઘસી નાખે તો મોક્ષને માટે શરીર જેવું ઉત્તમ સાધન નથી. સવાલ એટલો જ છે કે આપણે મોક્ષના આદર્શને અવિચળ નયને નિહાળીએ છીએ કે નહિ? આપણા પગ મોક્ષના પથે પ્રયાણ કરે છે કે નહિ?

મોક્ષમાર્ગના એ પ્રસ્થાનમાં આપણો ભોમિયો કોણ? આપણે ભોમિયો શોધીએ તે પહેલાં જ બે શઠ આપણી આગળ આવી પોતાની સેવા આપવા આતુરતા દેખાડે છે. આ બે વાટમારુઓ કહે છે: "આવો અમે તમને મુકામે

અચૂક પહોંચાડીએ." આ વાટમારુઓ વિશ્વાસ તો પૂરા આપે છે, પણ અનેક વાર ખાડામાં જ આપણને નાખે છે અને અનેક વાર ફજેત થાય તોયે નફટાઇથી ફરી ફરી કહે છે: "અમારો હાથ ઝાલો. અમારી પાછળ આવો." આ ખોટા ભોમિયા તે સુખ અને દુઃખ. પ્રાકૃત માણસ સહેજે દુઃખ ટાળવાની અને સુખ મેળવવાની વૃત્તિ રાખે છે. અને તેથી સતત પ્રયત્નો કરવા છતાં પ્રગતિ અનુભવતો નથી. ભગવાને ગીતાવાણી દ્વારા કહ્યું છે કે સુખ દુઃખને અનુસરશો મા. તે અધખરાં છે. તેમને નૈતિક કિંમત કશી નથી. તે દેહધર્મને ઓળખે છે, આત્માને ઓળખતાં નથી. આત્મા તો અવિનાશી છે, અજરામર છે, મંગલ છે, શુભંકર છે, શંકર છે. આત્મા વિષેનો એ વિશ્વાસ, એ શ્રદ્ધા, એ પ્રતીતિ એમાં જ બધો ધર્મ આવી જાય છે. બીજી બધી વાતો છોડીને એ આત્માને જ ઓળખો, એ અમૃતનો સેતુ છે, એમ ઉપનિષત્કાલીન ઋષિઓએ માણસ માત્રને પોકારીને કહ્યું છે. આપણા દેશના જ નહિ પણ સર્વ પરદેશના મૅક્રેટિસ જેવા આત્મયોગીઓએ એ સંદેશો સાંભળ્યો અને પોતાનું જીવન કૃતાર્થ કર્યું. આત્મા સનાતન છે, સર્વશક્તિમાન છે એટલો અનુભવ થયા પછી બીજું બધું તુચ્છ લાગે છે. પાપ તરફ દોરનાર વૃત્તિઓ જ પછી ઉઠતી નથી.

આત્માની શક્તિ તો અપાર છે, પણ એનો અનુભવ થાય ત્યારે ખરો. અનુભવ વગરનો એકરાર એ મિથ્યાચાર છે, ફક્ છે. એ માણસને સાધનામાંથી ભ્રષ્ટ કરે છે. એ આત્માનાં એના સંપૂર્ણ સ્વરૂપમાં દર્શન ન થાય ત્યાં સુધી માણસને પોતે નિર્બળ છે, પતિત છે એનું ભાન રહેવું જોઇએ. અને તેથી તેણે એ જ પરમ આત્માનું ઉપાસ્ય તરીકે ધ્યાન ધરવું ઘટે છે. આપણે અસલમાં શુદ્ધબુદ્ધ નિત્યમુક્ત હતા, સર્વસમર્થ હતા, એમાંથી ભ્રષ્ટ થયા અને વાસનામાં સપડાયા. હતું એ સાચવતાં ન આવડ્યું તે ગુમાવેલું શા જોરે પાછું મેળવી શકીએ? એ આપણી શક્તિ નથી. પરમાત્માની કૃપા થાય તો જ આપણો ગત વૈભવ પાછો મળી શકે એમ છે. એ ભાવનાથી એ અંતર્યામીની ઉપાસના કરવી ઘટે છે.

આત્મા અજરામર છે એ જ્ઞાનમાંથી જ અત્યંત આશ્વાસનકારી એવું પુનર્જન્મનું તત્ત્વ આપણને જડ્યું છે. પુનર્જન્મની સાંકળથી આપણે અનંત એવા ભૂત અને ભવિષ્યકાળ સાથે સંકળાઇ જઇએ છીએ. પુનર્જન્મ પરની શ્રદ્ધા માણસને નમ્ર બનાવે છે; સાથે સાથે આશાવાદી પણ બનાવે છે. અનંત કાળથી આપણે જન્મમરણની દિવસ રાત્રિઓ વ્યતીત કરતા આવ્યા છીએ,

અને અનંત કાળ સુધી નવા નવા જન્મ લઇ નવા નવા અનુભવ લેવાના છીએ. આપણી પ્રગતિને ક્યાંય અટકવાપણું છે જ નહિ.

પુનર્જન્મ આપણને એ પણ શીખવે છે કે દરેક માણસ અનંત જીવનરૂપી સોપાન ઉપર ઉચ્ચ નીચ કોઇ પણ એક પગથિયા પર છે. એ યાત્રામાં કોઇ આગળ હશે, કોઇ પાછળ હશે, પણ બધા એક જ યાત્રાએ ઉપડેલા છે તેથી કોઇના પ્રત્યે તિરસ્કાર ન હોય. જે અજ્ઞાની છે, પાપી છે, દુષ્ટ છે તે પણ એક મંદ સહયાત્રી જ છે. એની ગતિ વેગવાન નથી તેથી શું ? એ પણ ધીમે ધીમે ચાલવાનો અને મુકામને નજીક ને નજીક લાવવાનો. સૌનો રસ્તો આખરે એક જ છે એટલું જે સમજે છે તે સ્વધર્મનું તત્ત્વ જાણે છે. બધા જ ધર્મો સાચા છે એમ માનીને આપણે તેમના પ્રત્યે આદરભાવ રાખી શકીએ. તટસ્થતા, ઉપેક્ષા અથવા નિષ્પક્ષપાતી નિરાદર એ કંઇ ધાર્મિક વૃત્તિ નથી. બધા ધર્મો એક ઇશ્વરમાંથી જ ઉપજેલા છે એમ જ્યારે આપણને પ્રતીતિ થાય છે ત્યારે આસ્તિક ઉદારતા એની મેળે આવી જાય છે. એ જાતનો આદર એ ભારતવર્ષનો દુનિયાને સંદેશો છે—વારસો છે. એને અનુસરીને જ્યારે આપણે જીવન રચીશું, વ્યવહાર ઘડીશું અને વ્યક્તિગત તેમજ સામાજિક સવાલોનો ઉકેલ આણીશું ત્યારે જ આ દેશમાં સર્વ ધર્મોનું એક વિશાળ ધર્મકુટુંબ સ્થપાશે. જેમ અનેક સૂરોનો એક રાગ થાય છે તેમ અનેક વ્યક્તિઓનું એક કુટુંબ બને છે, અને એમાંથી માનવકોટિની સંતતિ અને પ્રગતિ ફલિત થાય છે. જ્યારે હિંદુસ્તાનમાં આવું ધર્મસંગીત સંભળાશે ત્યારે દુનિયામાં શાંતિ સ્થપાશે, અને આખું જગત એ શાંતિના સૂરમાં લીન થશે.

આપણે કેળવણીકારો એ જ શ્રદ્ધાથી કામ કરીએ, અને એ સિદ્ધ ન થાય ત્યાં સુધી ધીરજ રાખીએ. હૃદયપલટો કરાવવો અને તેને માટે અખૂટ ધીરજ રાખવી એ એક જ શસ્ત્ર આપણી પાસે છે. જેની પાસે ધીરજ નથી તે કેળવણીકાર નથી. બધા ઉપાયો છોડીને લોકોના જીવનમાં પલટો કરવાને મથીએ. આપણે કેળવણીકાર એકશસ્ત્રી છીએ. આપણી પાસે બીજું શસ્ત્ર નથી. અને આપણો વિશ્વાસ છે કે કેળવણી સિવાયનું બીજું કોઇ પણ શસ્ત્ર કામ આવવાનું નથી. સાચી કેળવણીમાં જ ધર્મ રહેલો છે, અને ધર્મમાં જ શાંતિ છે.

---

પરિશિષ્ટ ઘ

# યૂરપની નવીન કેળવણીની સંસ્થાઓ*

( વ્યાખ્યાતા : શ્રી. ભોગીલાલ ઠાકર-શારદામંદિર, અમદાવાદ )

પૂજ્ય પ્રમુખશ્રી, બ્હેનો અને ભાઈઓ,

હું શરૂ કરું તે પહેલાં પ્રમુખને મારી એક વિનતિ છે, અને તે એ કે મારો સમય પૂરો થઈ જાય તે પહેલાં એક ચેતવણી સૂચક ઘંટડી વગાડવી જેથી હું મારું બોલવાનું ટૂંકાવી શકું.

યૂરપની શિક્ષણસંસ્થાઓ જોવા માટે હું ગયા માર્ચ માસમાં ગયો હતો. મારી દૃષ્ટિ ત્યાં જઈને શિક્ષણ પરત્વે એ દેશના વિચારો શું છે તે સમજવાની હતી અને એ વિચારોમાંથી આપણને અનુકૂળ કયા મળી શકે તે જોવાની હતી. જે દેશમાં હું પ્રથમ ગયો તે ઓસ્ટ્રીયા. ત્યાં વિએનાની દ્રાયસકીરન નામની સંસ્થામાં હું પ્રથમ ગયો અને ત્યાંની શિક્ષણસંસ્થા મેં જોઈ.

ત્યાંની શિક્ષણસંસ્થાઓ જોવામાં જે મુશ્કેલીઓ પડે છે તેમાંની કેટલીએક મેં શરૂઆતમાં અનુભવી. અજાણ્યા માણસને તેઓ તરત અંદર જવા નથી દેતા. અગાઉથી દાખલ થવા અને જોવા માટે રજા લેવી પડે છે. કેટલીએક સંસ્થાઓમાં તો રજા મળ્યા પછી પણ અમુક જ રીતે છૂટ મળે, અને તેથી ત્યાંનાં બાળકોના સહવાસમાં નથી અવાતું. પણ જેમ જેમ ત્યાંના સમાજમાં વધુ પરિચિત થતા જઈએ છીએ તેમ તેમની વધુ નિકટ પહોંચી શકીએ છીએ.

મેં જે શિક્ષણસંસ્થાઓ જોઇ તેમાં છાત્રાલયો હતાં તેમજ શાળાઓ પણ હતી. જ્યાં એક વાર લડાઇ દરમ્યાન લશ્કરી શાળા હતી અને હવે જ્યાં સાદી શાળા બની છે તે પણ જોવા ગયો હતો.

વિએનામાં એક સુઅવસર મને પ્રાપ્ત થયો હતો, અને તે એ કે ત્યાં

*છાત્રાલય સંમેલન-અમરેલીમાં તા. ૨૮-૨-૨૮ના રોજ અપાએલું વ્યાખ્યાન.

મારે માથે એક ભાષણ આપવાનું આવ્યું હતું. એથી ત્યાં મારે ઘણા મિત્રો થયા અને તેમના પત્રો મારા ઉપર આવવા લાગ્યા અને એથી હું તેમના ખૂબ પરિચયમાં આવ્યો.

મને ત્યાં એક પ્રશ્ન પૂછાતો કે તમારા આવા ભવ્ય દેશમાં-જેની પાછળ આવી સંસ્કૃતિ રહી છે તેમાં-તમારી ઉપર મુઠ્ઠીભર લોકો કેમ રાજ્ય કરે છે? આ સવાલ ઘણાએ મને પૂછ્યો હતો, અને તેનો ઉત્તર મારે નીચું મોઢું રાખીને આપવો પડતો. મારે આપણી અનેક ભૂલો તથા ખામીઓ કબુલ કરવી પડતી હતી. એમની સાથેની વાતચીતમાંથી અનેક પ્રશ્નો ઉદ્‌ભવતા જે બધા હિન્દુસ્તાન વિષે જાણવા માટેની આતુરતાના સૂચક હતા.

મારે ત્યાંના વિદ્યાર્થીઓના વિચારો શું છે તે જાણવાની જરૂર હતી. તેમનામાં શું શક્તિ છે અને તે શક્તિ કેમ મેળવાય છે તેનો ખ્યાલ મારે મેળવવો હતો. આ વિચાર હું જ્યારે ઇટલી, હોલૅન્ડ, સ્પેન વગેરે દેશોમાં ગયો ત્યારે મુખ્ય હતો. હું બધાને કંઇક ને કંઇક પૂછતો અને પરિણામે મને જણાતું કે હિન્દુસ્તાનના માણસો વિષયને સમજવામાં આ લોકો કરતાં કાંઇ કમી નથી. શારીરિક કેળવણીમ. તેમની સાથે સરખાવતાં આપણા લોકોની ખામી જણાઈ આવે પણ માનસિક કેળવણીમાં આપણે કંઇ તેમનાથી ઉતરતા નથી, એમ સ્પષ્ટ હું જોઇ શક્યો. આપણાં અહીંનાં બાળકો ત્યાંનાં બાળકો કરતાં ઉતરતાં છે એમ મને નથી જણાયું.

આપણામાં બે જાતની ખામીઓ છે અને તે ખામી ત્યાં નથી તેથી તેઓ સંપૂર્ણ છે; અને તેથી જ ત્યાંની પ્રજા આપણા ઉપર કોરડો ફેરવી શકે છે. આ બે ખામીઓ તે કડક નિયમન અને વ્યવસ્થા. નિયમન કે વ્યવસ્થા તે સરકારનાં લાદેલાં નહિ પણ આત્મનિયમન અને જાતવ્યવસ્થા. એ બે ત્યાં જ્યાં ત્યાં નજરે પડે છે. મોટા રસ્તાઓ ઉપર જુઓ કે કોઇ સામાન્ય ઘરની અંદર જુઓ, તમને ત્યાં આગળ આ બે વસ્તુઓ દેખાશે. ત્યાંનાં બાળકોને તમે નિયમિત રીતે વર્તતાં જોશો. બાળકોમાં આ ગુણ આવવાને લીધે આખી પ્રજામાં સંઘશક્તિ આવે છે. વ્યવસ્થા અને નિયમનના એકત્રિત થયેલા બળથી આખી પ્રજા એકત્ર થઈ શકી છે એમ મને લાગ્યું. મને અનુભવને પરિણામે આ જાતનું ભાન થયું તે પહેલાં મેં કેટલીએક શાળાઓ જોઈ હતી. એમાંની જે સંસ્થાઓમાં છાત્રાલયો હતાં તેમાંની બે ત્રણ સંસ્થાઓની વાત અહીં કરીશ.

સૌથી પહેલાં ઓસ્ટ્રીયાની એક શાળા વિષે કહીશ. ખાસ ઓસ્ટ્રીયા

દેશ એટલા માટે મેં પસંદ કર્યો કે મહાયુદ્ધ પછી ત્યાં ભૂખમરો ચાલ્યો હતો. ત્યાંનાં બાળકો રોટલા વગર રખડતાં હતાં. તેઓ કેળવણી વગર ટળવળતાં હતાં, કારણ કે કેળવણીખાતા પાસે નાણાં નહોતાં. આખા દેશ પાસે નાણું ન હોય ત્યાં કેળવણીખાતાને નાણાં ક્યાંથી મળે? છતાં ત્યાં બીજાં ખાતાંને નાણાં મળતાં એથી વિશેષ નાણાં કેળવણીખાતાને આપવામાં આવતાં. તે પણ દેશ આપણા જેવા ગરીબ હોવાથી હિન્દુસ્તાનના જેવી સ્થિતિ ત્યાં પ્રવર્તતી હોઇને ત્યાંની સંસ્થાઓ કેવી રીતે ચાલે છે એ જોઇ શકાય.

ત્યાંની જે શાળા મેં જોઇ તેમાં ૫૫૦ છોકરા ભણતા હતા. એ બધા છોકરા શાળાનાં જ છાત્રાલયોમાં રહેતા. એ બધા વિદ્યાર્થીઓ એક જ ગૃહપતિના હાથ નીચે એક જ સમૂહમાં ન રહેતા પણ જૂદા જૂદા ગૃહપતિ વચ્ચે વહેંચાયલા જૂદા જૂદા વિભાગોમાં રહેતા. ત્યાંના ગૃહપતિઓ વિદ્યાર્થીના મિત્રો, સ્નેહીઓ, વડિલો તરીકે હતા. વિદ્યાર્થીઓમાં તે ખૂબ ભળી ગયા હતા.

હું ત્યાં ગયો અને મેં જ્યારે ઓળખાણનો કાગળ આપ્યો એટલે તરત મને મુખ્ય શિક્ષક પાસે લઇ ગયા. મને ત્યાં પૂછવામાં આવ્યું કે "તમારે શું જોવું છે?" મેં કહ્યું કે "મારે ગૃહની વ્યવસ્થા જોવી છે." તરત જ મને છાત્રાલયમાં લઇ ગયા; ત્યાં મેં શું જોયું એ હું તમને જણાવીશ. છાત્રાલયના વિદ્યાર્થીઓને જૂદા જૂદા ખંડોમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. ગૃહપતિ અમુક વિભાગમાં એકાદ સમૂહને લઇને રહેતા. એમની ઓરડીમાં બાળકોએ પોતાનાં દોરેલાં ચિત્રો મૂક્યાં હતાં. એ ઓરડાઓમાં રેડિયોનાં યંત્રો બાળકોએ તૈયાર કરીને ગોઠવ્યાં હતાં.

મેં તેમને પૂછ્યું કે "આ રેડિયાનું યંત્ર તમને કોણે શીખવ્યું? તમારા અભ્યાસક્રમમાં છે?" મને જવાબ મળ્યો કે "ના. પણ સામાન્ય શિક્ષણમાંથી અમે એ પકડ્યું અને રેડિયોનાં યંત્રો બનાવ્યાં."

જે યંત્રો સાધારણ રીતે ૭-૮ પાઉંડમાં મળે તે તેમણે ૧૦-૧૫ શિલિંગમાં બનાવ્યાં હતાં.

મેં પૂછ્યું કે "બાળકોની અંદર વ્યવસ્થા કોણ કરે?" મને જવાબ મળ્યો કે "અહીં વિદ્યાર્થીઓનું સ્વરાજ છે." આ શબ્દ આખા યૂરપમાં ખૂબ વ્યાપક છે. બાળકોનું સ્વરાજ એટલે બાળકો પોતાનું એક મંડળ કરે અને પછી એ મંડળી મારફત આખા ગૃહની વ્યવસ્થા રાખે. એ વ્યવસ્થાનુસાર જે કોઈ હુકમો નીકળે તે સહુ બાળકો કબુલ રાખે અને એ પ્રમાણે વર્તે. મેં પૂછ્યું

કે "એ મંડળમાં શિક્ષકો હોય છે?" તો કહે કે "ના. શિક્ષકો પણ વિદ્યાર્થીઓના નિયમનમાં જ રહે છે." મેં પૂછ્યું કે "વિદ્યાર્થીઓ આ નિયમો ક્યારે ઘડે? આ કામને માટે કોઇ ખાસ સમય નક્કી કરેલો છે?" "હા. શનિવારે શાળાનું કામ પૂરું થાય તે પહેલાં સહુ મળે અને જે કંઇ ચર્ચા કરવી હોય તે કરી દઇએ છીએ."

આ બાળકોનું મંડળ અભ્યાસક્રમથી માંડીને કોણે પથારી સાફ કરવી, કોણે પાણી તાણવું વગેરે દરેક બાબતનો વિચાર કરે છે, અને નિર્ણય કરે છે. ગૃહનાં દરેક કામ બાળકો પોતે જ કરી લે એવી ત્યાંની પ્રથા થઇ ગઇ છે.

"અહીં વાચનનું કેમ થાય? વિદ્યાર્થીઓ કેટલા કલાક વાંચવા આવે?"

મને જવાબ મળ્યો: "અમુક જ કલાક વાંચવા માટે જુદા કાઢવા એવા ચોકખા નિયમો નથી, પણ જે રીતે શિક્ષણનું કામ ચાલતું હોય તે પ્રમાણે વધારેમાં વધારે વખત વિદ્યાર્થી વાંચવામાં ગાળે છે."

"વિદ્યાર્થીઓને વાચનમાં-અભ્યાસમાં-જ રસ છે કે બીજી કોઇ બાબતમાં પણ તેઓ રસ લે છે?"

"ઑસ્ટ્રીયા કેમ મહારાજ્ય બને એ અહીં પહેલું શીખવાય છે અને સાર પછી અમારાં બાળકોને વિશ્વપ્રેમ શીખવીએ છીએ."

"વિશ્વપ્રેમ અને પ્રજાપ્રેમ જ્યાં પરસ્પર વિરોધી હોય ત્યાં તમે શું કરો?"

"અમે સહુથી પહેલાં પ્રજાપ્રેમ જ કેળવીએ, કારણ કે માણસને જેમ શ્વાસોચ્છ્વાસની જરૂર છે તેમ પ્રજાપ્રેમની પહેલી જરૂર છે."

આ રીતે તેમણે બાળકો માટે કરેલી વ્યવસ્થા બતાવી. શાળામાં સમયપત્રકો મૂકેલાં મેં જોયાં. તેમાં કેટલો વખત અભ્યાસમાં વિદ્યાર્થીઓ ગાળે અને કેટલો વખત રમતમાં ગાળે તેની ખૂબ કાળજી રાખીને સમયપત્રકો તૈયાર કરવામાં આવ્યાં હતાં. ત્યાંના શિક્ષકો કે ગૃહપતિઓ એમ નહોતા ઇચ્છતા કે બાળકો વાંચ્યા જ કરે અને રમે નહિ. સમયપત્રકમાં બાળકનું શારીરિક બળ વધે એ ઉપર પણ ધ્યાન રાખવામાં આવ્યું હતું.

ત્યાંના ગૃહપતિઓ-શું વૃદ્ધ કે શું યુવાન-બાળકો સાથે રમવામાં જરાય ભેદ નથી રાખતા. તેઓ બાળકો સાથે એટલા રસપૂર્વક રમતા કે તેમની રમતો ખૂબ જામતી. એમની રમતો એવી અને એટલી હતી કે એ મને પણ નથી આવડતી. મને તેમણે એકવાર રમવાનું આમંત્રણ આપ્યું, મેં ના પાડી કે મને તમારા જેવું રમતાં નથી આવડતું. છતાં હું તેમના આગ્રહથી બે ત્રણ

વાર રમવામાં ભળ્યો પણ રમતાં ન આવડવાને લીધે હું રમતમાં નિષ્ફળ નીવડ્યો.

દરેક વિદ્યાર્થી પોતે મોટો થઈને શું થવાનો છે એનું એને પહેલેથી ભાન હતું અને એ રીતે જ તે શાળામાં કામ કરતો.

મેં તેમને ખોરાકને લગતા, શિક્ષણ વિષયક અને કુદરતી જ્ઞાનના પ્રશ્નો પૂછ્યા. મને જવાબ મળ્યો કે "બાળક જેટલું પકડી શકે તેટલું બધું આપીએ છીએ; તેમાંથી તેને જે ગ્રહણ કરવું હોય તે ગ્રહણ કરે. પણ અમે જે કાંઈ આપીએ છીએ તે શરીરને ભોગે પણ ગ્રહણ કરે એવું અમે નથી કરતા."

મેં પૂછ્યું: "પણ બાળકને શું આપવું શું ન આપવું એનો નિર્ણય કોણ કરે? એ કામ તો અઘરું છે અને એટલા માટે દરેક ગૃહપતિ માનસશાસ્ત્રી હોવો જોઈએ."

"અમે દરેક ગૃહપતિ પોતાના કામને માટે લાયક હોય એવી સંભાળ રાખીએ છીએ. ખાસ કરીને કોઈ પણ ગૃહપતિ કડક તો ન જ હોય એ ધ્યાનમાં રાખીએ છીએ."

હવે ઈંગ્લાંડની વાત કરૂં. ત્યાં મેં એક સંસ્થા જોઈ. એ સંસ્થાએ કેળવણીની એક મહાપરિષદ બોલાવી હતી. આ સંસ્થા તરફથી એક શાળા ચાલે છે. એ શાળા પ્રાયોગિક શાળા છે, અને ત્યાં શિક્ષણના જૂદા જૂદા પ્રયોગોથી સરસમાં સરસ શિક્ષણ કેમ અપાય તે બતાવાય છે. એ શાળામાં વિદ્યાર્થીઓની અંદર અંદર જે સહચાર, મિત્રભાવ વગેરે મેં જોયાં તે બીજે ક્યાંયે મેં નથી જોયાં.

ત્યાંની બે મુખ્ય કામ કરનારી સ્ત્રીઓ મિસ કિંગ અને મિસિસ એનમોર હતી. મિસ કિંગ ઉંમરે લગભગ પચાસ વર્ષ ઉપરનાં છે, છતાં તેમની કામ કરવાની શક્તિ અખૂટ છે, અને એક પુરુષને પણ ટક્કર મારે એવી ઝડપથી કામ કરે છે. આપણા દેશમાં એમ મનાયું છે કે સ્ત્રીઓ તો કંઈ જ કામ ન કરી શકે; પણ એ માન્યતા કેટલી ભૂલભરેલી છે એ મિસ કિંગને જોયા પછી જણાય. આપણે આપણા દેશના અરધા ભાગની શક્તિ નકામી વેડફાવા દઈએ છીએ પણ યુરપના લોકો એમ વેડફાઈ જવા ન દે.

મિસ કિંગને મેં એક મોન્ટીસોરી શાળામાં દાખલ થતાં જોયાં. મિસ કિંગને જોઈને બધાં બાળકો ઉભાં થયાં અને દોડી આવ્યાં ને મિસ કિંગની આસપાસ વિંટળાઈ વળીને કહેવા લાગ્યાં: "મિસ કિંગ, અમને બચી ન કરતાં જતાં?" હું તો તેમનાથી જરા દૂર હતો. પંદર વીસ છોકરાં તેમની

આસપાસ ફરી વળ્યાં હતાં. તેમાંના એકાદને સહેજ ગમ્મતમાં થપ્પડ મારી, કોઇને એકાદ બે સવાલ પૂછ્યા કે તમારું કામ કેમ ચાલે છે અને શું ભણો છો, અને પછી ચાલતાં થયાં.

ક્યાં આ પચાસ વર્ષની બાઇ-જેને મેં લોકોની પરિષદમાં ભાષણ આપતાં અને બધાંને ધ્રુજાવતાં જોયાં હતાં તે અને ક્યાં આ બાળકો સાથે હળતાં અને આનંદ કરતાં મિસ કિંગ!

હું તો દૂરનો દૂર જ ઉભો હતો. મારો ઉતાવળીયો સ્વભાવ વચ્ચે આવ્યો અને મનમાં થયું કે મને આ બાઇ પોતાની શાળા ક્યારે બતાવશે? પંદરેક મિનિટ આમ ચાલી ગઇ. પછી મને તેમણે જણાવ્યું કે "આ ખરું ચેતન તમને બતાવ્યું. હવે ચેતનરહિત ભાગ તમે જોજો." પછી તેઓ મને બીજા એક ઓરડામાં લઇ ગયાં. ત્યાં કેટલાંય બાળકો સૂતાં હતાં. મને તો ત્યાં જઇને નવાઇ લાગી કે મિસ કિંગ ત્યાં ગયાં ત્યારે બાળકો બીલકુલ સંકોચ ન બતાવતાં બધાં સૂતાં જ રહ્યાં; અને મને જોઇને મિસ કિંગને પૂછ્યું કે "આ કોણ આવ્યા છે?" આપણને તો આ બધું જોઇને એમ થાય કે આ બાળકોમાં જરાય વિનય નથી! જ્યારે તેમના જાણવામાં આવ્યું કે હું હિન્દુસ્તાનથી આવ્યો છું, ત્યારે તેમણે મિસ કિંગને કહ્યું કે "જો એમ હોય તો અમારે તેમની પાસેથી હિન્દુસ્તાન વિષે સાંભળવું છે. તેઓ અમને કંઇ ન કહે?" મને આ સાંભળીને થયું કે શિક્ષણનું અંગ કેવું સરસ રીતે સચવાઇ રહ્યું છે! મને મિસ કિંગે કહ્યું કે "પેલી ટેકરી ઉપર બાળકોને લઇ જઇને તેઓ જે પૂછે તેની માહિતી તેમને આપો." હું તેમને મારી સાથે લઇ ગયો. તેમની સાથે મેં ખૂબ વાતો કરી. તેમણે મને ખૂબ સવાલો પૂછ્યા. એ બધા તો અહીં ન કહું પણ થોડીએક હકીકત અહીં કહીશ. તેમણે મને પૂછ્યું કે "તમે લગ્ન કેટલી ઉમરે કરો છો?", આપણી સામાજિક રહેણીકરણીને લગતો આ પ્રશ્ન હતો. મેં તેમને જણાવ્યું કે "અમારે ત્યાં છોકરીઓ સાધારણ રીતે બાર તેર કે ચૌદ વર્ષની ઉમરે પરણે છે." તેમને તો આ જવાબ સાંભળીને આકાશ તૂટી પડવા જેવું લાગ્યું. મારા એક મિત્ર ત્યાં ઉભા હતા, તેમણે આ સાંભળીને કહ્યું કે "એમ હોય જ નહિ. બાર તેર વર્ષનાં છોકરાં પરણે એ માની જ નથી શકાતું!"

આ બાળકો સાથેની વાતચીતમાં મેં જે આર્જવતા અને પ્રેમ જોયાં તેને લીધે મારે ઉતાવળ હોવાથી વહેલું જવું હતું તો પણ ન ગયો અને તેમની સાથે વાતોમાં રોકાઇ રહ્યો!

બાળકને સ્વાતંત્ર્ય આપવામાં આપણે બ્હીના રહીએ છીએ કે રખેને એથી કંઇ નુકશાન થાય. પણ ખરી રીતે તો સ્વાતંત્ર્ય આપવાથી બાળકને બીલકુલ નુકશાન નથી થતું. સ્વાતંત્ર્યથી કોઇ પણ બીજા માણસના હુમલા સામે ટકવાની હિંમત આવે છે. કોઇ પણ બાળકનું સ્વાતંત્ર્ય લઈ લેવામાં આવે ત્યારથી તેની ગુલામીની શરૂઆત થાય છે. કોઇ વાર આપણે ઘણી વખત બાળકો કચકચ કરે તેથી કંટાળીને તેમને દૂર કાઢી મૂકીએ છીએ અથવા તો તેઓ સ્થિર અને મૂંગાં થઇને બેસે એમ ઇચ્છીએ છીએ. પણ આપણે સમજતાં નથી કે એમ બાળકને મૂંગાં બેસાડી મૂકવાથી કે વઢીને દૂર કાઢી મૂકવાથી બાળકને આપણે નુકશાન કરી બેસીએ છીએ.

મિસ કિંગે પછી મને ગૃહ બતાવ્યું. તેમાં બધા વિદ્યાર્થીઓને સ્વતંત્રતા મળી હતી. છોકરા તથા છોકરીઓ બંને સાથે રહેતાં હતાં. મિસ કિંગ પણ ત્યાં રહેતાં અને અત્યંત પ્રેમથી વિદ્યાર્થીની સાથે રહીને તેમના પ્રશ્નોનો નિવેડો લાવતાં. મેં એક વિદ્યાર્થીને સવાલ પૂછ્યોઃ "કેમ, ફ્રેન્શામ હાઇટમાં કેવું ગમે છે?" એણે કહ્યું કે "અહીં તો બહુ જ ગમે છે કારણ કે અહીં સ્વાતંત્ર્ય મળે છે." ભવિષ્યમાં ઇંગ્લાંડનાં જે બાળકો આપણા ઉપર રાજ્ય કરવાનાં છે તેમને મેં કેળવાતાં જોયાં. મને મિસ કિંગે એક બાળક બતાવ્યું અને કહ્યું કે "આ બાળક એક દારૂ બનાવનારનું છે. એના પિતાના મરણ પછી આવેલું છે. અહીં હજી જેવું જોઇએ તેવું વાતાવરણ નથી મળ્યું, એટલે જરા બીજાઓથી જૂદું લાગી આવે છે." પછી થોડે દૂર લઈ જઇને મને મિસ કિંગે કહ્યું કે "મી ઠાકર, મને એક વાત તમને જણાવવાનું મન થઇ જાય છે, અને તે એ કે આટલી બધી કુદરત અહીં છે છતાં એક પણ બાળક હજી કવિતા નથી લખી તેના કારણનો કંઇ વિચાર કરી શકો છો?" મિસ કિંગના આ સવાલનો મેં જવાબ આપ્યો કે "વિલાયતના લોકોમાં બીલકુલ કલ્પનાશક્તિ નથી તેથી આ બાળકો કવિતા નથી બનાવી શકતાં. એ કલ્પનાશક્તિની ખામીને લીધે જ આજે ઇંગ્લાંડ હિન્દુસ્તાનને સ્વાતંત્ર્ય નથી આપતું. જે દિવસે હિન્દુસ્તાનને સ્વરાજ મળશે તે દિવસે ઇંગ્લાંડના લોકોમાં કલ્પનાશક્તિ આવશે." વિલાયતના જવાબદાર માણસોને કલ્પનાશક્તિની ખામીનું આ જાતનું ભાન હવે થવા લાગ્યું છે એમ જણાય છે. મેં મિસીસ એન્સોરને પૂછ્યું કે "બાળકોમાં કઈ જાતની શક્તિની ખામી તમને લાગે છે?" તેમણે જણાવ્યું કે "ખાસ ખામી જેવું જણાતું નથી. પણ કેટલુંક જે વાતાવરણમાંથી તેઓ આવે છે તેમાંથી લઇને આવે છે. તેઓ

આવે છે ત્યારે તેમનામાં ગર્વ, અભિમાન વગેરે દોષો હોય છે અને તે દૂર કરતાં વાર લાગે છે ખરી. વળી આ તો આંતર રાષ્ટ્રીય સંસ્થા છે એટલે અહીંની કેળવણીમાંથી બધી પ્રજા શું સારું છે, કઈ વસ્તુ અહીં સુંદર છે, એ સમજી લે એ અમારો હેતુ છે."

યુરપના કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારાઓ હવે સમજે છે કે અત્યાર સુધી કેળવણીમાં શિક્ષક એ મુખ્ય હતો. બાળકને શિક્ષણ આપવામાં સોટી એ મુખ્ય હતી. આજે બાળક મુખ્ય છે અને શિક્ષક એ બાળકને શીખનાર–સમજનાર છે. હવે આ સિદ્ધાંત યુરપે સ્વીકારવા માંડ્યો છે અને તેથી તેનું દૃષ્ટિબિન્દુ પણ ફેરવાયું છે, અને ત્યાંનાં બાળકો પ્રજા પ્રજાઓ વચ્ચે સમાધાન કેમ થાય એનો વિચાર કરી રહ્યાં છે.

ઓસ્ટ્રીયામાં હું એક શાળામાં ગયો હતો ત્યાં વિદ્યાર્થીઓએ મને પૂછ્યું: "હિન્દ માટે ચર્ચાનો એક દિવસ રાખીએ તો કેમ?" મેં કહ્યું: "હા, રાખો." પણ આ વિદ્યાર્થીઓ કહે: "એમાં અમે તમને બીલકુલ બોલવા ન દઈશું." મેં જવાબ આપ્યો: "ભલે, તમે બોલશો એ હું સાંભળ્યા કરીશ." આ ચર્ચા કરનારાં બધાં જર્મન બાળકો હતાં. કદાચ આ બાળકોને બદલે મોટા માણસો આ રીતે ચર્ચા કરત તો તેમને વિલાયતના અધિકારીઓ એ પ્રમાણે ન બોલવા દેત એવી ચર્ચા થઇ. વિદ્યાર્થીઓની અંદર ટુકડી પડી. એક ટુકડી કહે કે હિન્દને સ્વરાજ આપવું ને બીજો પક્ષ કહે કે સ્વરાજ ન આપવું. ખૂબ ચર્ચા થઇ. તેમાં મિસ મેયોએ લખેલી વાત પણ આવી. બીજી પણ ઘણી દલીલો આવી હતી. હું તો એ બધી સાંભળીને ખૂબ નવાઇ પામ્યો; કારણ કે મને લાગ્યું કે ક્યાં આ આસ્ટ્રીયાના મુખ્ય શહેર વિએનામાં ભણતાં બાળકો અને ક્યાં આ અમદાવાદની મીલના કાપડ ઉપરની જકાતની વાત! એક જણે એવી દલીલ કરી કે હિન્દુસ્તાનના મિલમાલેકો મજુરો ઉપર બહુ જ જુલમ કરે છે માટે હિન્દુસ્તાનને સ્વરાજ ન આપવું; કારણ કે સ્વરાજ મળતાં મજુરો ઉપર વધુ જુલમ થશે. આખરે ચર્ચાને અંતે ઠરાવ થયો કે હિન્દુસ્તાનને સ્વરાજ આપવું. તેમનો ઠરાવ આવો હતો: "અમે ઠરાવ કરીએ છીએ કે ઓસ્ટ્રીયાનાં બાળકો હિન્દુસ્તાનને સ્વરાજ મળે એમ ઇચ્છે છે." આ બધી ચર્ચામાં ઓસ્ટ્રીયાનાં બાળકો સ્વરાજ આપી શકે એમ નહોતું એ હું જાણતો હતો, તો પણ તેમનામાં આપણા તરફની સહૃદયતાની લાગણી તો જોતો જ હતો.

આ બધું પરિણામ બાળકોને મળેલી સ્વતંત્રતાનું હતું. જ્યાં સુધી

શાળામાં કે વિદ્યાર્થિગૃહોમાં સમજીને સ્વાતંત્ર્ય ન આપવામાં આવે ત્યાં સુધી તે આપ્યું નકામું છે. બાળકને જે જગ્યાએ નિયત કરવામાં આવે છે ત્યાં તેઓ બધું કામ બહુ સરસ રીતે કરી શકે છે. મારે કમનસીબે મેં એવાં છાત્રાલયો પણ જોયાં છે કે જ્યાં વિદ્યાર્થી વધારે વખત સુધી દીવો બાળે તો તેને માર પડતો. વિદ્યાર્થીઓ બહુ રખડતા એટલા માટે જમવાને વખતે પાટલા ઉપર દોઢ બે કલાક સુધી બેસાડી મૂકતા. જો બાળકો નિયમન સમજે, અને બાળકોએ પોતે બેગા મળી નક્કી કરીને એ નિયમન સ્વીકાર્યું હોય, તો બાળકો તે જરૂર પાળે છે.

ત્યાંના ગૃહપતિઓ એમ માનતા કે બાળકો વૃદ્ધિ અને વિકાસ સાધનારાં છે. ત્યાંના શિક્ષકો પણ આ બે વસ્તુને કેમ પોષણ મળે એને માટે સતેજ અને જાગ્રત રહેતા. તેમના ખોરાક વિષે પણ ખૂબ જાગ્રત રહેતા. ખોરાકની બાબતમાં એટલી બધી કાળજી રાખતા કે ભૂખમરા વખતે પણ બાળકને ઓછો ખોરાક ન મળે. નાણાંની તંગીને લીધે બીજાં બધાં ખાતાંઓમાં દુકાળ રહેતો પણ કેળવણી ખાતામાં જરા પણ દુકાળ ન રહેતો.

વળી બાળકના શરીરમાં ગરમી કેટલી રહે છે તેની સંભાળ ત્યાં લેવામાં આવતી હતી. બાળકની ગરમી ઓછી થાય તોપણ નુકશાન અને વધે તોપણ નુકશાન થાય. એટલા ,માટે બાળકો હમેશાં સતેજ કેમ રહે તેની કાળજી રાખવામાં આવતી અને એટલા માટે બાળકની ગરમીની તપાસ લેવામાં આવતી. હવા કેમ પૂરતી ગરમ રહે અને યોગ્ય પ્રમાણમાં આવજા કરે તેની સંભાળ ત્યાંના ગૃહપતિઓ તથા શિક્ષકો રાખતા. બાળકને કોઇ પણ જાતનું શારીરિક નુકશાન થયું દેખાય તો તરત જ એ લોકો ડૉક્ટરો પાસે યોગ્ય તપાસ કરાવતા હતા.

એક વાત ત્યાંથી જાણી લેવા જેવી મને લાગી તે એ હતી કે બાળક એક જ વિષય ઉપર એકાગ્રતા કરે એ ઠીક નથી એમ તેઓ માનતા હતા. તેઓ માનતા કે જો બાળક સંપૂર્ણ એકાગ્રતાથી કામ કરે તો તેને નુકશાન થાય છે, અને તેથી બાળક એકનું એક કામ કર્યા કરે તેથી તેને બગાડ (ઘસારો) ન પડે એની ખાસ કાળજી રાખતા. આપણે તો ગમે તેટલો બોજો બાળક ઉપર લાદતાં કોઇ પણ જાતનો વાંધો નથી લેતા. જાણે એક કોઠીમાં દાણો ભરતા હોઇએ તેમ બાળકમાં ખૂબ જ્ઞાન ઠાંસી ઠાંસીને ભરી દેવા પ્રયત્ન કરીએ છીએ. અને પરિણામે બાળક પુસ્તકોને ધિક્કારવા લાગે છે. મને પણ એવો જ એક દાખલો યાદ છે કે ખૂબ એકાગ્રતાથી અભ્યાસ ઉપર ધ્યાન આપવાથી જ્ઞાન-

તંતુઓ ઉપર એટલું બધું દબાણ થયું હતું કે બી.એ. થયા પછી મારાથી એક પણ પુસ્તક પુરેપુરું વાંચી શકાયું નથી.

આપણે ત્યાં પૂછાય છે કે આપણો વિદ્યાર્થી સતત અભ્યાસી કેમ નથી રહેતો. એનું કારણ તો એવું છે કે બાળકને શરૂઆતમાં જે ગલત જોઈએ તે નથી મળી; ઉલટું આપણે તો બાળક ખૂબ શીખી લે એટલા માટે એના ઉપર નાનપણથી જ હથોડા માર્યા છે અને પરિણામે બાળકનો નાશ કરતા આવ્યા છીએ.

ત્યાં યુરપમાં પરીક્ષાઓ સામે ખૂબ જ વિરોધ થતો રહ્યો છે. આપણી પરીક્ષાઓ પાછળ કેટલીય રાતોના ઉજાગરા અને કેટલો ત્રાસ વિદ્યાર્થીઓ સહન કરે છે એનો આપણને બધાને ખ્યાલ હશે. આજે પરીક્ષા શેની લેવાય છે? પરીક્ષા શું આવડે છે તેની નહિ પણ વિદ્યાર્થી શું નથી જાણતો તેની લેવાઈ રહી છે. પરીક્ષાની આવી વિનાશક પ્રવૃત્તિનો આજે આપણે ત્યાં હવે અંત નાશ થવા માંડ્યો છે.

ત્યાંનાં છાત્રાલયોમાં પ્રજાકીય ભાવના પોષાતી મેં જોઈ. હું જર્મન છું, હું અંગ્રેજ છું કે હું ઓસ્ટ્રીયન છું એ ભાવના સામે આજે બંડ ઉઠ્યું છે. તેઓ માને છે આવું સંકુચિત પ્રજાકીયપણું એ જગતનો નાશ કરનાર તત્ત્વ છે, માટે એ લોકો વિશ્વબંધુત્વની લાગણીનો પ્રચાર કરી રહ્યા છે. આજે પ્રજા એક બીજાનો સહકાર માગી રહી છે. હું ખાત્રીથી કહું છું કે હિન્દુસ્તાનના જે જે શિક્ષકોને યુરપના શિક્ષકોની સાથે પત્રવ્યવહાર કરવો હોય તેમને માટે ત્યાં આજે ખૂબ અનુકૂળતા છે.

ત્યાંની પ્રજા માને છે કે એક પ્રજા બીજી પ્રજાને ગુલામીમાં રાખી રહી હોય તો તે ગુલામી દૂર થવી જ જોઈએ; અર્થાત આપણે જે પ્રજાની સાથે જોડાઈએ તેની મદદથી આપણે મુક્તિ મેળવી શકીએ એમ છીએ. આપણે પણ આપણા પ્રયત્નોથી ત્યાંની પ્રજાને જણાવી દેવું જોઈએ કે હિન્દુસ્તાન પણ એક એવો દેશ છે કે જે તેમના કામમાં સહકાર આપવા તૈયાર છે.

આ રીતે આજે ત્યાં જે પ્રવાહો ચાલી રહ્યા છે તેનું વર્ણન કર્યું. હવે ત્યાંની શુદ્ધ શાળાની વાત કરું.

ત્યાંની ગાર્ડન સ્કૂલ જે મિસિસ નિકલસ ચલાવી રહ્યાં છે તેમાં હું ગયો. આ શાળાનું સ્થાન બહુ જ શાંત અને રમણીય છે. ડૉ. જગદીશચંદ્ર બોઝે પોતાનું એક પુસ્તક આ સ્થાનમાં રહીને લખ્યું છે. મેં મિસિસ નિકલસને પૂછ્યું કે

"બાળકની દરેક પ્રવૃત્તિમાં સંભાળ કેવી રીતે રાખો છો ?" જવાબમાં તેમણે જણાવ્યું કે "દરેક બાળક એમ જાણે છે કે તે કોઇ પણ જાતની પ્રવૃત્તિ ઉપાડે તે જો સર્જનાત્મક હશે તો જરૂર મિસિસ નિકલ્સ તરફથી તેને ટેકો મળશે. આ વાતની તેને ખાત્રી હોય છે." મેં પૂછ્યું: "પણ તમારી પાસે પૈસા ન હોય તો સર્જનાત્મક પ્રવૃત્તિ ક્યાંથી કરાવો અને એ વગર બાળકોને શું કામ આપો ?" મને તેમણે કહ્યું કે "ના, ના, એમ નથી. તમે તો એમાં તમારી જાતને છેતરો છો." મેં કહ્યું: "અમારી પાસે તમારા જેટલાં સાધનો નથી એથી અમે કેવી રીતે બાળકોને જૂદી જૂદી પ્રવૃત્તિઓ આપીએ ?" તેમણે જણાવ્યું કે "તમારે ત્યાં મ્યુઝીઅમ હોય તો બાળકોને સંગ્રહસ્થાનમાં લઇ જાઓ. એ ન બને તો ચિત્રો બતાવો. ચિત્રો પણ મેળવી શકો એમ ન હો તો તમારા શિક્ષકોમાં કંઇ સર્જનાત્મક શક્તિ છે કે નહિ ? તમે પોતે કેમ કંઇ સર્જ્યું નથી ?" આનો મારી પાસે કંઇજ જવાબ ન હતો. આપણી સર્જનશકિત ચાલી ગઇ છે: એ પાછી આવે એવું શિક્ષણ આપણને મળ્યું નથી એટલે આપણામાં સર્જનશક્તિ નથી રહી. આજે હવે જૂનીને બદલે બીજી નવી પદ્ધતિ આવી છે અને તેમાં આપણે સર્જનને મુખ્ય પદ આપવા લાગ્યા છીએ. આજે આપણે બાળકોના શરીર તરફ પણ ધ્યાન આપતા થયા છીએ. બાળકને કસરત મળે, શરીર મજબૂત થવા જેટલું તેનામાં બળ આવે તે માટે આપણે પ્રયાસ કરી રહ્યા છીએ. આજે ફરીથી આપણને આત્મભાન થાય છે અને આપણે ઓળખતા થયા છીએ કે આપણે અમુક દિશામાં કામ કરવાનું છે.

આપણે ત્યાં શ્રીદક્ષિણામૂર્તિ જેવી બીજી શાળાઓ ઉભી થવાની જરૂર છે. બાળકને સ્વાતંત્ર્ય આપવું જોઇએ, તેનું શરીર સુધારવું જોઇએ, તેનું માનસ કેળવવું જોઇએ એમ આપણને લાગે છે ? જે દિવસે આ કામ થશે તે દિવસે કોઈ પણ પ્રજા હિન્દુસ્તાનને ગુલામીમાં નહિ રાખી શકે.

## પરિશિષ્ટ ગ

# સંમેલન વખતે થએલા પ્રશ્નોત્તરો

(ઉત્તર આપનાર : કાકાસાહેબ કાલેલકર)

પ્રશ્ન—આ દેશની અંદર સ્વાશ્રય ઉપર છાત્રાલય નભે કે નહિ?

જવાબ—કોઈ પણ શિક્ષણસંસ્થા સ્વાશ્રયી થઈ શકે કે કેમ એ સવાલ જૂદો છે. આજે તો છાત્રાલયો સ્વાશ્રયી રહી શકે કે કેમ એ સવાલ છે. હાલની શિક્ષણશાળાઓ છાત્રાલયોથી જૂદી છે ત્યાં વ્યાપક દૃષ્ટિએ વિચાર કરતાં આ અશક્ય છે. ઘણાં ખરાં છાત્રાલયોમાં રહેતા વિદ્યાર્થીઓનો વિચાર કરતાં છાત્રાલય સ્વાશ્રયી બનવું અશક્ય છે.

પ્ર૦—કોઈ છાત્રાલય સ્વાશ્રયી રહેવા ધારે તો રહેવું શક્ય છે કે નહિ?

જ૦—આ પ્રશ્નનો જવાબ છે અને નથી એવો છે. એનો મુખ્ય આધાર વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઉપર રહે છે. છાત્રાલયમાં જે ઉદ્યોગ ઘણા કરીએ તો જ સ્વાશ્રયી બનવું સંભવે. તેમાં પણ ખૂબ કમાણી થાય એ મુશ્કેલ છે. શરૂઆતમાં તો કમાણી થવા કરતાં કેટલુંક કામ બગડે છે ને એ રીતે ઉદ્યોગ ખર્ચાળ થઈ પડે છે. જો વિદ્યાર્થીઓને ઉદ્યોગમાં ... કેળવીને તૈયાર કરીએ તો કમાણી શરૂ થાય ખરી. પણ વિદ્યાર્થી ... તૈયાર થાય ત્યાં તેને પાંખ આવતાં તે ઉડી જાય છે. ઉદ્યોગની ... લઈને કામ શીખ્યા પછી પાંચ વર્ષ છાત્રાલયને સેવા આપવાનું ... સ્વીકારે તો સ્વાશ્રયી રહેવું બની શકે.

પ્ર૦—હાલની વસ્તુસ્થિતિમાં છાત્રાલયનો આદર્શ શો હોય તો?

જ૦—એ પ્રશ્ન વ્યાપક હોય અને પ્રાચીન ગુરુકુળની ... કરવી હોય તો તેમના જેવા આદર્શ ગૃહપતિ આજે નથી અને ... ગૃહપતિ ન હોય ત્યાં સુધી એટલાં ગુરુકુળનું ઝાંખું ચિત્ર છે. ... માનીએ કે એવા કોઈ તપસ્વી બાવાઓ મળી જાય ...

હમ દાખલ કરવા ન ઇચ્છીએ. તેમની ભાવના આપણે લઇએ, તેમના વિચારો આપણે લઇએ અને પછી એ મુજબ છાત્રાલયનું તંત્ર ચલાવવા પ્રયત્ન કરીયે.

સનાતન તે કહેવાય જે નિત્યનૂતન છે. જે ન મરી જાય, જે ટકી શકે તે જ સનાતન છે. કાળ પરત્વે આપણે જૂની પ્રાચીન કાળની પ્રથાઓમાં ધીમે ધીમે ફેરફાર કરવો જોઇએ. જેમ માણસના શરીરમાં બાળકથી વૃદ્ધ થતાં સુધી ધીમે ધીમે ફેરફાર થયા કરે છે તેમ ધીમે ધીમે ફેરફારો થવા જોઇએ. વહેવા વગર પાણી શુદ્ધ ન રહે. વનસ્પતિ પણ ઊગીને મરી જાય અને ફરીથી ઉગે છે. પ્રાચીન ધર્મના સ્મારકનું પૂતળું રાખવું હોય તો થઇ શકે ખરૂં. પ્રાચીન ન ટકાવવું હોય તો પાશ્ચાત્ય લાવવું એ ક્યાંનો ન્યાય? આપણે ત્યાં નવું ઉત્પન્ન કરવાની શક્તિ નથી, તેથી તમામ દુનિયામાંથી અનુભવ લઇએ અને એમાંથી આપણને અનુકૂળ હોય તે લઇ ફેરફાર કરતા જઇએ; અને એ રીતે આપણા દેશનું જીવન એવું સમૃદ્ધ કરીએ કે એની મેળે વિકાસ થતો રહે.

પ્ર૦—હાઇસ્કૂલ અને છાત્રાલયની કેળવણી એક ન હોય તો તેનો મેળ કેમ ખાય?

જ૦—હું કહું છું કે છાત્રાલય પોતાની પ્રતિષ્ઠા કેટલે સુધી રાખવા માગે છે એના ઉપર એનો આધાર છે. અમુક સંસ્કારો વિદ્યાર્થીને મળવા જ જોઇએ એવો આગ્રહ હોય, છાત્રાલયના સંચાલકોમાં એટલી ટેક હોય અને મરણીયાપણું હોય તો શાળાઓને જણાવી દે કે અમુક જાતની કેળવણી તમે આપો તો જ અમારો અને તમારો મેળ થાય. આપણે છાત્રાલયને વીશી રાખવા માગીએ છીએ કે કેળવણીની સંસ્થા રાખવા માગીએ છીએ એના ઉપર આ મેળનો આધાર છે.

*પ્ર૦—છાત્રાલયનું વાતાવરણ સુધરે તે માટે શાળા શા ફેરફાર કરે?

જ૦—શાળા અને છાત્રાલય વચ્ચે કોઇ જાતનું અંતર ન રહેવું જોઇએ. શાળા છાત્રાલયને અનુકૂળ સમય રાખે. શાળામાં ચાલતા કેટલાક વિષયો છાત્રાલયને સોંપે. દાખલા તરીકે કસરત છાત્રાલયને સોંપી શકાય. Day-student હોય તે પણ કસરતને માટે છાત્રાલયમાં જ જાય. જો શાળા અને છાત્રાલય પાસે પાસે હોય તો ધર્મશિક્ષણનું કામ પણ છાત્રાલયને જ સોંપે. શિક્ષકો પણ અવારનવાર છાત્રાલયના પરિચયમાં આવે અને ગૃહપતિ બને.

* આ સવાલ રાજકોટના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરનો હતો.

પ્ર૦—છાત્રાલયો પ્રજાનાં અને કેળવણી રાજ્ય પાસે હોય ત્યાં એ કેવી રીતે બને?

જ૦—પ્રજાને કેળવણીનું તંત્ર સોંપશું તો તે બગાડ કરનાર છે એમ સ્વીકારી લઇને રાજ્ય આજે પ્રજાના હાથમાં કેળવણીની લગામ નથી આપતું. પ્રજાના હાથમાં કેળવણીનું તંત્ર સોંપવા પ્રજાએ માગણી કરવી અને એ ન બને તો પ્રજાએ કેળવણીખાતા ઉપર બને તેટલું દબાણ લાવી કેળવણીમાં અનુકૂળ ફેરફાર કરાવી લેવા. કેળવણીખાતાનો અધિકારી એ ફેરફાર પોતાની મેળે નહિ કરી શકે પણ પ્રજાના દબાણ અને આગ્રહને લઈ તેણે ફેરફારો કરવા પડશે.

પ્ર૦—કોમી છાત્રાલયોમાં રૂઢિનાં બંધનો નડે છે તેનું શું?

જ૦—દરેક માણસે રૂઢિબદ્ધ થવું પડે છે. રૂઢિનું મડદું સમાજમાં વિચરે છે ત્યારે બહુ ગંધાય છે. રૂઢિ જીવંત હોય ત્યાં સુધી તે આવશ્યક છે પણ જ્યારે તે નિષ્પ્રાણ બને ત્યારે વગર તિરસ્કારે રૂઢિના મડદાને આપણે આદરપૂર્વક દફનાવી દઇએ.

પ્ર૦—આજે છાત્રાલય કે શાળામાં જે વિદ્યાર્થીઓ આવે છે તેમાંના માંડ દશ ટકા આગળ વધીને ઉંચી કેળવણી લઇ શકે એવા હોય છે અને બાકીના નેવું ટકા સોનાં ત્યાં જ અટકી પડે છે. એમને નથી મળતી સંસ્કારની કેળવણી કે નથી મળતી ઉદ્યોગની. આનો ઉપાય શું?

જ૦—દરેક માબાપ ઉંચો મહેલ બાંધવા માગે છે. પણ જ્યાં પાયો બંધાય ત્યાં જ ખરચી ખૂટી જાય છે. આજનાં વિનયમંદિરો અને હાઇસ્કૂલો આવાં પાળ સુધીનાં મકાનો જેવાં છે. આપણે અધૂરા મહેલો બાંધશું કે નાનાં નાનાં ઝૂંપડાં બાંધી ગામડાં સમૃદ્ધ કરશું? બધા ઉચ્ચ કેળવણી સુધી પહોંચે એ અશક્ય છે. આજે મળતી પાશ્ચાત્ય કેળવણી લુટારૂ કેળવણી છે. ગુલામોની હાય લઇને ગ્રીસના લોકો મુઆ. રોમના લોકો આમપાસ~~ના મુલકમાં~~થી અનાજ લૂંટી લાવી રોમમાં મફત વહેંચતા. યુરપ આજે પણ પારકી લૂંટ ઉપર નભે છે. છતાં ત્યાં પણ બધા લોકો ઉચ્ચ કેળવણી સુધી પહોંચી નથી શકતા. પાશ્ચાત્ય કેળવણી ત્યારે જ નભી શકે જ્યારે દેશ બીજાને લૂંટી [illegible]ન પેસા લાવે. પાશ્ચાત્ય કેળવણી લાગે છે તો સારી, અને પણ લલચાવે છે, પણ એ લૂટ ઉપર નભનારી છે. એથી બગલો ધોળો તો છે, પણ તે માછલી પકડવામાં [illegible]મ એ ભૂલવું ન જોઇએ. આપણે ધારીએ તો

પણ પાંચસો વરસ સુધી એવા સુંદર દેશ નથી થઈ શકવાના. અધૂરા મહેલો કરતાં નાની ઝૂંપડીઓ સારી.

હમણાં લોક ગંભીર આર્થિક કેળવણી સંબંધી ત્રીજી એવી યોજના થવી જોઈએ એમ સૌ કહે છે, પણ એવી યોજના કોઈની પાસે નથી. ઔદ્યોગિક કેળવણી નથી મળતી એ સાચું છે. સૌને આદર્શોનો ગગનવિહાર જોઈએ છે. ગાંધીજીને લોકો મોટા ગગનવિહારી કહે છે. તેઓ કહે છે કે ઔદ્યોગિક કેળવણી જ સંપૂર્ણ કેળવણી—સોએ સો ટકા—છે એમ ગાંધીજી કહે છે. સંસ્કૃતિની કેળવણી નો ઓપ અથવા શણગાર કહી શકાય. આજે તો પ્રજાને રોટલો અને સાથે થોડું ઘી દૂધ જોઈએ છે. રાષ્ટ્રવ્યાપક કેળવણી આપવી હોય તો તેમાં આખા રાષ્ટ્રમાં ફેલાય એવા ઉદ્યોગો જોઈએ. આ ઉદ્યોગો તે પ્રજાને અન્ન, વસ્ત્ર અને આશ્રય આપવા માટેના ઉદ્યોગો. પ્રજાની સર્વ સામાન્ય હાજતો પૂરી પાડનારા ધંધાઓ. વિદ્યાર્થી હાથપગ વાપરતો થાય એવી કેળવણી આપણે આપીએ તો જ આપણે સાચી કેળવણી આપી કહેવાશે. એ ઉદ્યોગો ગામડામાં ચાલી શકે એવા અને ગામડાને સમૃદ્ધ કરે એવા જોઈએ.

પ્ર૦—કોમી છાત્રાલયમાં રાષ્ટ્રીય તત્ત્વ દાખલ થાય તો પછી કંઈ નુકશાન ખરું કે?

જ૦—એમ થાય એનો અર્થ જ એ કે કોમનું કોમીપણું નીકળી ગયું. કોમ એટલે અમુક સંકુચિત અર્થમાં સ્વાર્થ એમ આપણે સમજીએ છીએ. કોમી છાત્રાલયમાં કોમ બહારનો વિચાર નથી કરતા તેથી નુકશાન થાય છે. આપણી કોમ ઉપરાંત બીજાઓ પણ દેશમાં છે તેનો વિચાર આપણે કરવો જ જોઈએ.

પ્ર૦—કોલેજના વિદ્યાર્થીઓનો જુસ્સો યોગ્ય રસ્તે કેમ વળાય?

જ૦—વિદ્યાર્થીની અંદર જાગૃતિ આવે, જુસ્સો આવે એ બધું જરૂરનું છે. મને કોઈ વાર વિદ્યાર્થીઓ પૂછે છે કે અમારે રાષ્ટ્રીય હીલચાલમાં ભાગ લેવો કે નહિ? હું તેમને એમ કહું કે તમારે પક્ષાપક્ષીની લડાઈ થતી હોય તેમાં ભાગ ન લેવો. તમારો ધર્મ દોરવાનો નહિ પણ સેવાનો છે. સેવાનું કામ મુરબ્બીઓની આગેવાની નીચે કરવું. ઉત્તમ કેળવણી લીધી એનું નામ કે જે કટોકટીને વખતે કામ આવે. આખા રાષ્ટ્રની હસ્તિનો સવાલ હોય ત્યારે એ ભૂલી જાય કે આપણે વિદ્યાર્થી છીએ. જગતમાં સનાતન કાળથી આમ

ચાલ્યું આવે છે. વિદ્યાર્થી નવા જુસ્સાથી દેશને દોરે છે. જેઓ સ્વાતંત્ર્ય હજમ નથી કરી શકતા એવા વિદ્યાર્થી ઉપર પણ હું અંકુશ ન મૂકું. સ્વાતંત્ર્ય પચી શકતું નથી એ ગુલામીનું પરિણામ છે. વિદ્યાર્થીની સાથે આપણે ભળીએ, એના કામમાં જોડાઈએ અને વખત સજે ત્યારે એને દંડ પણ આપીએ.

પ્ર૦—છાત્રાલયમાં ગૃહપતિ પરીક્ષા પસાર કરાવવા માટે વિદ્યાર્થીઓ પાછળ શક્તિ ખર્ચે તો શું ખોટું?

જ૦—પરીક્ષાઓ પાછળ શક્તિ ખર્ચાય એ ઠીક નથી. પરીક્ષાઓ તો જવી જ જોઈએ. કોઈ નવી વસ્તુ ઊભી થાય ત્યારે પરીક્ષા કાઢશું એમ માનવું એ ઠીક નથી. પહેલાં પરીક્ષાને કાઢીએ પછી તેની ખાલી પડેલી જગામાં થોડો વખત અરાજકતા રહેશે, પણ પછી એની મેળે પરીક્ષાની જગાએ નવું તત્ત્વ અંદર દાખલ થશે. જ્યારે પરીક્ષાને અભાવે લોકોમાં અવ્યવસ્થા આવશે ત્યારે બધા વિચાર કરતા થઈ જશે, અને નવું શું લાવવું એ શોધી કાઢશે. આપણા લોકો એટલા શિથિલ છે કે તેઓ વાદો નથી માનતા, હાર્યાં માને છે.

પ્ર૦—આદર્શ છાત્રાલયના ગુણ કયા?

જ૦—આ મહાભારત પ્રશ્ન છે, અને એનો ઉકેલ આપનાં, જેની અંદર કૌટુંબિક સંકુચિતતા નથી પણ કૌટુંબિક ભાવના છે, એમ કહીને હું છૂટી જઈશ.

પ્ર૦—શિક્ષકો ગૃહપતિ બને એ ઇષ્ટ છે?

જ૦—કેટલાક શિક્ષકોને હું છાત્રાલયની પાસે પણ ન આવવા દઉં. જેને શિક્ષક તરીકે સ્વીકારીએ તેને ગૃહપતિ તરીકે ન પણ સ્વીકારીએ. એવાને આપણે છાત્રોના મિત્ર ન બનવા દઈએ. જ્યાં આદર્શ શુદ્ધ હોય, હૃદય નિખાલસ હોય ત્યાં ગૃહપતિ કૌટુંબિક જીવન ગાળે એના જેવું સરસ કંઈ જ નથી.

પ્ર૦—નાલંદા અને તક્ષશીલા જેવાં વિદ્યાપીઠોમાં દશ હજાર વિદ્યાર્થીઓની વ્યવસ્થા કેમ થઈ શકતી હશે?

જ૦—આપણે સમાજવ્યવસ્થા મધમાખો અને કીડીઓ પાસેથી લીધી હશે એમ હું માનું છું. આપણી પાસે એવી સંસ્કૃતિ હતી કે દશ હજાર કે લાખ માણસો પોલિસની મદદ વગર મેળાઓમાં ચલાવી શકતા. આવા મેળાઓમાં પોલિસ નહિ એટલું જ નહિ પણ વ્યવસ્થાપક પણ નથી હોતો. એ હજી પ્રાચીન કાળની સમાજવ્યવસ્થા હતી એમ હું માનું છું, તેમાં દરેક માણસ ... તંત્ર કેવું હોય તે તરત સમજી શકતો અને વ્યવસ્થિત રીતે કામ કરતો.

પ્ર૦—દર વર્ષે ગૃહપતિ બદલાય એ સારું છે ?

જ૦—દર વર્ષે ગૃહપતિ બદલાય એનાં બણ કારણો સંભવે. એક તો છાત્રાલયને વિવિધ અનુભવ મળે; બીજું સારા ગૃહપતિ ન મળે એથી સારા ગૃહપતિનો લાભ એક જ જગ્યાએ ન મળે પણ બીજાં છાત્રાલયો પણ થોડો થોડો લાભ લઇ શકે અને ગૃહપતિ એક ઠેકાણે લાંબો વખત રહે તો તે ઉંડાં મૂળીયાં ઘાલે એવી બીક ઘણાને લાગે.

પ્ર૦—સરકાર સાથે સંબંધ વગરની છાત્રાલયની જ શાળા હોઇ શકે ખરી ?

જ૦—અહીં હું શુદ્ધ કેળવણીની દૃષ્ટિથી જ આવ્યો છું એટલે મારા બોલવામાં રાજકીય દૃષ્ટિએ મારો અભિપ્રાય છે એમ ન માનના. સરકારી તંત્રની સાથે ચાલીએ તો માણસ મરે નહિ તો માંદો થાય છે. સરકારની સાથે શાળા સંબંધ રાખે તેમાં લાભ પણ છે, અને તે લાભ એટલા બધા છે અને તે એવા મોહક છે કે એના વગર રહેવાતું નથી. જબરદસ્ત તંત્ર સાથે સહકાર કરવા બેસીએ તો આપણા પાંખા ખાઇ બેસીએ એવો સમય આવે છે. સરકારી તંત્ર દુનિયાભરમાં મુડદાલ જ હોય. પ્રજા આગળ જાય છે અને પછી સરકાર પાછળ ચાલે છે. સરકાર હમેશાં પ્રજાને આગળ જવા દે છે અને જ્યારે તેને થઇ જાય છે કે હવે તો તંત્રમાં અમુક ફેરફાર કર્યા વગર ચાલે એમ નથી ત્યારે તે ફેરફાર કરે છે. કેટલાંક સત્કાર્યમાં તો આપણાં સત્કાર્યની સંગીનતાની અસર બહુ ઉંડી જાય છે. એક માણસ આદર્શ ઉંચો ચડાવે એટલે આસપાસના માણસો પણ ઉંચા આવે જ છે.

પ્ર૦—વિદ્યાર્થી ગૃહપતિનાં છોકરાં સાથે ભણે એ ઇષ્ટ છે ?

જ૦—ગૃહપતિ ઘરના વાતાવરણ વિષે મક્કમ હોય તો તમામ વિદ્યાર્થી તેના ઘરમાં ભળે એમાં કાંઇ ખોટું નથી.

પ્ર૦—વિદ્યાર્થી ગૃહપતિના ઘરનું કામ કરે તો શું ?

જ૦—વિદ્યાર્થી ઘરમાં જઇને પોતાની મેળે કામ કરે એ ઇષ્ટ છે. ગૃહપતિમાં લાયકાત હોય તો આ બાબતનો વિચાર કરીને જ વિદ્યાર્થીઓ પાસેથી કામ લે.

પ્ર૦—છાત્રાલયમાં વધારે અગત્યનું સ્થાન કોનું ? સુપ્રિન્ટેન્ડન્ટનું, ગૃહપતિનું કે સેક્રેટરીનું ?

જ૦—સુપ્રિન્ટેન્ડન્ટ, ગૃહપતિ અને સેક્રેટરી આ ત્રણ અમલદારો આજના તંત્રની વિચિત્રતાને લીધે નીમવા પડે છે. આ ત્રણમાંથી જે જબરદસ્ત વ્યક્તિ હોય તેનું ધાર્યું થવાનું છે. કોઈ પણ સંસ્થામાં આવી અગવડ હોય તો પ્રજાએ તપાસવું કે આમાં મહત્ત્વનું કોણ છે અને પછી પોતાને અનુકૂળ છાત્રાલય પ્રજા શોધી લે.

પ્ર૦—શાળાનો સમય કયો સારો?

જ૦—સરકારી કેળવણીની સામે થયા એટલે આપણે એમ માનતા થયા કે શાળાનો સમય સવાર સાંજનો ગણીએ એટલે રાષ્ટ્રીય શાળા થઈ ગઈ. હવે તો આપણે ઘરોની અનુકૂળતા જોવી જોઈએ. આપણે ત્યાં બપોરનો સમય બહુ ગરમ હોય છે એટલે બપોરને વખતે બહાર કામ કરવું એના કરતાં ઘરમાં જ રહીને કંઈ કામ થાય તો વધુ સારૂં. વળી જો આપણે ઉદ્યોગ દાખલ કરવો હોય તો ઉદ્યોગને અનુકૂળ વખત આપણે લેવો જોઈએ. આથી વિદ્યાર્થી ભણવાનું કામ બપોરે બારથી ચાર કરે અને સવારે ઉદ્યોગ કરે એવી ગોઠવણ થવી જોઈએ. આ બાબતમાં ચોક્કસ નિર્ણય તો ન અપાય કારણ કે શાળાની અનુકૂળતા પણ જોવી જોઈએ.

પ્ર૦—આરોગ્યની દૃષ્ટિએ કયો સમય સારો?

જ૦—જમ્યા પછી આરામ મળવો જોઈએ. જમીને તરત કામે વળગવું એ ઠીક નથી, એટલા માટે દશ વાગે જમવાનું હોય અને બાર વાગે શાળા શરૂ થાય તો બરાબર છે. વિદ્યાર્થીને દશ વાગે જમાડવામાં માબાપે અનુકૂળતા કરી આપવી જોઈએ.

પ્ર૦—ગૃહપતિ પોતાની ભાવના વિદ્યાર્થી ઉપર લાદી શકે કે નહિ?

જ૦—ગૃહપતિનો ધંધો વિદ્યાર્થી ઉપર પોતાના વિચારો, અનુભવો અને ભાવના લાદવા માટે જ, અને વિદ્યાર્થી ઉપર જુદા જુદા અખતરાઓ કરવાનો જ છે. ગૃહપતિ કંઈ જેલર કે પોલિસ નથી. વિદ્યાર્થીઓ જો પામર હોય તો ખાનગી બંડ કરે. તેઓ પ્રામાણિક બંડ પણ કરી શકે અને ગૃહપતિ પાસે જઈ પહોંચે અને તેને કહે કે અમુક વસ્તુ પસંદ નથી. વિદ્યાર્થીઓ મજાઈથી જો ગૃહપતિના વિચારો સ્વીકારે તો પાછળથી તેમનામાં શક્તિ ગયલી જોઈએ. જો ગૃહપતિ વિદ્યાર્થીને અનુકૂળ ન હોય તો વિદ્યાર્થીઓ તેને કાઢી મૂકે અને જ્યાં સુધી તે હોય ત્યાં સુધી તેના કહેવા પ્રમાણે ચાલે.

૩૦—ગૃહપતિને શિક્ષણ આપવા માટે કોઇ સંસ્થા આવશ્યક છે ? આવી સંસ્થા કેવી રીતે ઉપાડવી? અને એવી સંસ્થા હોય તો સારા ગૃહપતિ મળી શકે ખરા?

૪૦—જેમ ટ્રેનિંગ કોલેજ જેવા કલાસ શિક્ષકો માટે કાઢીએ એ સહેલું છે તેટલું સહેલું છાત્રાલયના કામ માટે ગૃહપતિઓ માટે ટ્રેનિંગ કોલેજ કાઢવાનું કામ સહેલું નથી. શિક્ષક માટે આવી સંસ્થા હોઇ શકે પણ ગૃહ જેવા જીવનવ્યાપી સવાલની અંદર માથું મારનાર તૈયાર કરવા માટે કોઇ સંસ્થા કાઢીએ એ ઠીક નથી. કારણકે દરેક છાત્રાલય માટે જૂદી જૂદી જાતના ગૃહપતિઓ જોઇએ છીએ. જે દિવસ આપણી દુનિયાનાં કમનસીબે છાત્રાલયો standardize (એક ધોરણે ચાલતા) થઇ જશે ત્યારે આવા ટ્રેનિંગ કલાસ કાઢવાનું શક્ય બનશે. આજે તો છાત્રાલયો માટે જૂના જૂના આદર્શો છે એ સારૂં છે; એથી ગૃહપતિ માટે સંસ્થા હોઇ ન શકે. ગૃહપતિઓને કેળવવા માટે છાત્રાલય સંમેલન છે, 'છાત્રાલય' પત્રિકા છે. આસપાસના વાતાવરણથી જ ગૃહપતિ તૈયાર થઇ જાય. જ્યારે અમુક ચોક્કસ જાતના ગૃહપતિ જોઇએ એવું થઇ જશે ત્યારે એની મેળે એવા ગૃહપતિ તૈયાર કરવા માટે એવી સંસ્થા ઉઘડશે.

---

પરિશિષ્ટ ચ

## સંમેલનને મદદ કરનારા સજ્જનોની યાદી

| | | |
|---|---|---|
| ૨૦૧-૦-૦ | શેઠ રામજી હંસરાજ | અમરેલી-કલકત્તા |
| ૧૦૧-૦-૦ | સર જગમોહનદાસ વરજીવનદાસ | મુંબઈ |
| ૧૦૦-૦-૦ | નામદાર મહારાજા સાહેબ | મોરબી |
| ૧૦૦-૦-૦ | નામદાર ઠાકોર સાહેબ | વઢવાણ |
| ૧૦૦-૦-૦ | નામદાર ઠાકોર સાહેબ | પાલીતાણા |
| ૧૦૦-૦-૦ | સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી | ભાવનગર |
| ૫૧-૦-૦ | શેઠ નાનાલાલ કાળીદાસ | રાજકોટ |
| ૫૧-૦-૦ | ડૉક્ટર જીવરાજ મહેતા | મુંબઇ |
| ૫૧-૦-૦ | શેઠ ભગવાનદાસ જેઠાભાઇ: હા. લીલાધરભાઈ | ,, |
| ૫૧-૦-૦ | શેઠ નથુ તેણશીની કું. | ,, |

| | | |
|---|---|---|
| ૫૧-૦-૦ | શેઠ કશળચંદ કમળશી | મહુવા |
| ૫૧-૦-૦ | શ્રી કમાળ બોર્ડિંગ સ્કૂલ | અમરેલી |
| ૫૦-૦-૦ | નામદાર ઠાકોર સાહેબ | જસદણ |
| ૫૦-૦-૦ | શેઠ હરિલાલ નાગપણ | અમરેલી |
| ૨૫-૦-૦ | બાબુ ચેટરજી : હા. લીલાધરભાઈ | મુંબઈ |
| ૨૫-૦-૦ | શેઠ રણછોડદાસ ભવાન લોરવાળા | ,, |
| ૨૫-૦-૦ | શેઠ ઠકરજી ત્રિભોવન | ,, |
| ૨૫-૦-૦ | ઝવેરી રેવાશંકર જગજીવન | ,, |
| ૧૫-૦-૦ | શેઠ વીરપાળ ગાંગજી | અમરેલી |
| ૧૫-૦-૦ | શેઠ કાળીદાસ ભાઈશંકર | મહુવા |
| ૧૫-૦-૦ | એક ગૃહસ્થ : હા. જીવરામ વેલજી | અમરેલી |
| ૧૫-૦-૦ | શ્રી. માણેકલાલ શ્યામજી | ,, |
| ૧૧-૦-૦ | શેઠ મણિલાલ સી. બક્ષી | મુંબઈ |
| ૧૧-૦-૦ | શેઠ હરિલાલ દયારામ | ,, |
| ૧૧-૦-૦ | શેઠ લલ્લુભાઈ જમનાદાસ | અમરેલી |
| ૧૧-૦-૦ | શેઠ મૂળજી રણછોડ વેદ | ,, |
| ૧૧-૦-૦ | શેઠ જીવનલાલ અમરશી | ,, |
| ૧૧-૦-૦ | ડૉક્ટર જેઠાલાલ વનમાળી | મુંબઈ |
| ૧૧-૦-૦ | શેઠ ખુશાલદાસ કુરજી | અમરેલી |
| ૧૦-૦-૦ | ડૉક્ટર કલ્યાણદાસ | મુંબઈ |
| ૧૦-૦-૦ | સ્નાતક સત્યવ્રત | ... |
| ૧૦-૦-૦ | ચરોતર એજ્યુકેશન સોસાયટી | વસો |
| ૫-૦-૦ | શેઠ કેશવજી હાવાભાઈ | અમરેલી |
| ૫-૦-૦ | શેઠ હાજી મુસા ઇસ્માઇલ | ,, |
| ૫-૦-૦ | મીસ્ત્રી અરજણ લખમણ | ,, |
| ૫-૦-૦ | શેઠ મંગળજી માણેકચંદ | ,, |
| ૫-૦-૦ | શેઠ ધનજી ઘેલા : હા. પ્રતાપરાય | ,, |
| ૫-૦-૦ | શ્રી. પુરુષોત્તમદાસ | રાજકોટ |

| | | |
|---|---|---|
| ૫-૦-૦ | ,, ગુણવંતરાય રેવાશંકર | અમરેલી |
| ૫-૦-૦ | ,, ગિરભુજ જગજીવન | ,, |
| ૫-૦-૦ | ,, મોહનલાલ વીરજી | ,, |
| ૫-૦-૦ | ,, મોહનલાલ ઓધવજી | ,, |
| ૫-૦-૦ | ,, હરિલાલ ગોવિંદજી | ,, |
| ૫-૦-૦ | ,, રતિલાલ હરજીવનદાસ | ,, |
| ૫-૦-૦ | શેઠ મેરાભાઈ આદરજી | ,, |
| ૪-૦-૦ | શેઠ પરમાણંદ જીણા | ,, |
| ૧૪૯૪-૦-૦ | કુલ | |

પરિશિષ્ટ ચ

## બીજું છાત્રાલય સંમેલન—અમરેલીનો કાર્યક્રમ

### તારીખ ૨૭-૨-૨૮ સોમવાર

**બપોરના ૩-૩૦ થી ૫-૩૦**

ઇશ્વર સ્તવન

સત્કારમંડળના પ્રમુખનું ભાષણ

ડૉ. જીવરાજ મહેતા. [ વાંચનાર શ્રી. હરિલાલ ગોવિંદજી વકીલ ]

પ્રમુખશ્રીનું વ્યાખ્યાન

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ચર્ચાના વિષયો નક્કી કરનારી સમિતિની ગોઠવણ

**સાંજના ૫-૩૦ પછી**

૫-૩૦ થી ૭-૦ કસરતના પ્રયોગો વગેરે

**રાત્રિના ૮-૩૦ થી**

૮-૩૦ થી ૧૦-૦ ભાઇ રાયચુરાનાં લોકગીત, ભજનો વગેરે

૮-૩૦ થી ૧૨-૦ ચર્ચાની વિષયવિચારિણી સમિતિની બેઠક

## તારીખ ૨૮-૨-૨૮ મંગળવારે

**સવારના ૮-૦ થી ૧૧-૦**

ઇશ્વરસ્તવન

ધાર્મિક કેળવણીઃ વ્યાખ્યાન

શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

સામાન્યઃ—શ્રીમાન મુનાસાહેબ

ચર્ચાઓઃ—

(૧) ગૃહપતિની આવશ્યકતા, લાયકાત અને અધિકાર
શ્રી. મોતીભાઇ અમીન તથા શ્રી. નાનાભાઇ ભટ

(૨) માબાપો
શ્રી. કલ્યાણરાય જોષી તથા શ્રીમતી સુલોચના બહેન

(૩) વિદ્યાર્થીઓના પ્રકારો
શ્રી. હરભાઈ; શ્રી. બીમજીભાઈ તથા શ્રીમતી સુલોચના બહેન

(૪) છાત્રાલયમાં સાદાઇ
શ્રી. ગોકુળદાસ રાયચુરા તથા શ્રી. હરગોવિંદ શ્યામજી પાઠક

(૫) પરીક્ષાની પ્રથા
શ્રી. રામનારાયણ પાઠક તથા શ્રી. હેડમાસ્તર સાહેબ

**બપોરના ૧૨-૩૦ થી ૨-૩૦**

આવતા વર્ષના છાત્રાલય મંડળને અંગે પ્રમુખશ્રીને ઉતારે વિચારણા

**બપોરના ૩-૩૦ થી ૬-૦**

ઇશ્વરસ્તવન

યુરપની નવીન કેળવણીની સંસ્થાઓઃ વ્યાખ્યાન

શ્રી. ભોગીલાલ ઠાકર

ચર્ચાઓ:—

(૧) જાતીય પ્રશ્ન

શ્રી. દરભાઇ; શ્રી. કલ્યાણરાય જોશી; શ્રીમતી સુલોચના બહેન; શ્રી. ન્યાયાધીશ સાહેબ તથા શ્રી. હેડમાસ્તર સાહેબ

(૨) વિદ્યાર્થીજીવનનું નિયમન

શ્રી. વેણીભાઈ ભટ્ટ; શ્રી ભીખાભાઇ પટેલ તથા શ્રી. કાલિદાસ વસનજી દવે

આવતા વર્ષ માટે છાત્રાલય મંડળના સભ્યોની પસંદગી

રાત્રિના ૮-૩૦ થી ૧૧-૦

૮-૩૦ થી ૧૧-૦ વિદ્યાર્થીઓના નાટ્યપ્રયોગો.

૯—૦ થી ૧—૦ નવા છાત્રાલય મંડળની પહેલી બેઠક

---

## તારીખ ૨૯-૨-૨૮ બુધવાર

સવારના ૮ થી ૧૨

ઇશ્વરસ્તવન

પ્રમુખશ્રી સાથેના પ્રશ્નોત્તરો

ચર્ચાઓ:—

(૧) છાત્રાલયમાં ખાદી

શ્રી. ફૂલસિંહ ડાભી તથા શ્રી. મોહનલાલભાઈ

(૨) છાત્રાલયની આંતર વ્યવસ્થામાં વિદ્યાર્થીનું સ્થાન

શ્રી. મગનલાલ ગાંધી; શ્રી. આચાર્ય તથા શ્રી. રવિશંકર છાયા

(૩) છાત્રાલયમાં અખાડો

શ્રી. સ્વામીરાવ તથા શ્રી. હરિલાલભાઈ

છાત્રસંમેલનની મારા મન પર પડેલી છાપ : અહેવાલ

શ્રી. રામનારાયણ પાઠક

પ્રમુખશ્રીનો ઉપસંહાર:—

આભારદર્શન

અમરેલી તરફથી: શ્રી. જગજીવનરામ મહેતા તથા શ્રી. મોહનભાઈ

મહેમાનો તરફથી: શ્રી. ભોગીલાલ ઠાકર

વંદે માતરમ્

**બપોરના ૨-૩૦ થી ૪-૦**

૨-૩૦ થી ૪-૦ છાત્રસંમેલનના વિદ્યાર્થીઓની પ્રમુખશ્રી સાથે વાતચીત

**સાંજના ૪-૦**

મહેમાનોને વિદાય

---

# પ્રથમ છાત્રસંમેલન—અમરેલી

તા. ૨૭-૨૮-૨૯ ફેબ્રુઆરી ૧૯૨૯

## પ્રમુખનું વ્યાખ્યાન

પ્યારા મિત્રો !

પ્રથમ છાત્રસંમેલનના દિવસત્રયીના આ મંગલ મહોત્સવ કાજે આપ આ બંદાને જે અધ્યક્ષપદે નવાજી રહ્યા છો તે માન એટલું તો મોટું અને વધુ છે કે એનો પ્રેમભાર મ્હારા હૃદયમા આજે માય્યો માતો નથી અને ઘણું બોલવાની ઈચ્છા છતાં બોલવા દેતો નથી. આપે ઉદારતાએ અને માત્ર પ્રેમભાવે આપેલી આ સુંદર પળોને મ્હારા જીવનમાં હું પરમ ધન્ય સમજું છું. નવ વરસનો છાત્રાલયનો સતત અનુભવ છતાં મારૂં જ્ઞાન એકતરફી છે; ગૂજરાતનાં છાત્રાલયોનો મને કશો જ પરિચય નથી; તમારા સૌના કયા કયા પ્રશ્નો વિચારવાના હશે એય હું પૂરૂં જાણુતો નથી અને તેમ છતાં આપની ઇચ્છાને અને હુકમને આદર આપી હું આ પદ સ્વીકારૂં છું ખરો, પણ એ સ્વીકાર કરતાંય મ્હારી આંખોમાં હર્ષાશ્રુ આવે છે; અને તેનું કારણ તો એ છે કે છાત્રસંમેલનની પત્રિકામાં તમે જેમનું નામ નથી વાંચી શક્યા એવા એક સ્નેહીની સાંકળે સંકળાયેલો હું 'તારામાં મદોની હોય તો પ્રમુખ તરીકે ન આવતો અને પછી અમે જોઇ લઈશું' એ શબ્દોને વશ થઇને આવ્યો છું.

ઘરના ભૂવા અને ઘરના જતિ; છાત્રોનું સંમેલન અને છાત્ર પ્રમુખ; તમેય કમાલ કરી છે. દેશે દેશનો યુવકસમાજ આજે નવયુગનાં મંડાણ માંડે છે; શહેરે શહેરે આજે યુવકોનાં સંગઠનો થાય છે; સંસ્થાએ સંસ્થાએ આજે યૌવનોત્સવ ઉજવાય છે; શાળાએ શાળાએ આજે વિદ્યાર્થીઓનાં સંમેલનો ભરાય છે; જગતના ચોકની વચ્ચે આજે યુવકોનો ઝુંડો ફરકે છે. ત્યારે આટઆટલા છાત્રભાઇઓ અહીં પધાર્યા છો અને સહુ સાથે મળી છાત્રસંસ્થાના ઉજમાળા ભાવિનાં લતારોપણ કરો છો તે માટે આપ સૌને, તમારામાંના જ એક છાત્ર તરીકે મારા હૃદયનાં ઉંડાં અભિનંદનો છે. આપ સૌના જેવો હુંય એક છાત્ર છું અને છતાં તમારા વિવિધ અનુભવોમાંથી બહુ બહુ શીખી જવા માટે તમે મને અહીં નોતર્યો છે અને નિરીક્ષકપદ આપ્યું છે

છાત્રાલય દ્વારા આપણે જે ફળ લેવા માગીએ છીએ એ માટે આજની શાળાઓથી ચાલવાનું નથી. પરીક્ષાના બોજાથી જ્યાં વિદ્યાર્થી કચરાએલા હોય, જ્યાં છાત્રો ગોખણમાંથી પરવારતા જ ન હોય ત્યાં રમતોની પ્રત્યે ધ્યાન ન અપાય અને શરીરે નિર્બળ રહે એ બહુ નવાઇ જેવું નથી. આપણાં ગૃહોમાં માતાઓ અને પિતાઓ આજે પોતાનાં બાળકો પ્રત્યે બેદરકાર છે. આપણે છાત્રાલયો દ્વારા વિદ્યાર્થીઓની મુક્તિ અને સ્વતંત્ર વિકાસ માટે પ્રયાસ કરીએ છીએ પણ માત્ર છાત્રાલયોથી એ સફળતા મળવાની નથી. અભ્યાસના શિક્ષણ અને શાળાના વાતાવરણની વિદ્યાર્થી પર ઘણી ઉંડી છાપ પડે છે: કારણ છાત્ર એ છાત્રાલયમાં રહેતો હોવાથી વિદ્યાર્થી છે અને વિદ્યાર્થિજીવન એ જ એનો પ્રધાન ધર્મ છે. આવે વખતે આજની શાળાઓમાં છાત્રો ભણવા જાય તો છાત્રાલયના કર્યા કારવ્યા ઉપર પાણી ફરી વળવાનું છે, અને તેથી બની શકે ત્યાં ખૂબ જલદીથી છાત્રશાળાઓ ઉઘાડવી જોઇએ. આ કાર્ય અઘરું છે પણ જો આપણે છાત્રાલયોને સુધારવામાં પણ છાત્રોનું જ હિત ચાહતા હોઇએ તો આ છાત્રશાળાઓ શરૂ કર્યા વગર બીજો ઉપાય નથી. આવી શાળાઓ માટે આપણે સૌ આપણા ગૃહપતિ મુરબ્બીઓ પાસે માગણી કરીએ.

આટલું કરવા જતાં છાત્રોના બધા પ્રશ્નોનો રામબાણ ઇલાજ તો પરસ્પરનો પ્રેમસંબંધ છે. છાત્રોના સ્નેહી મિત્ર થવું એટલે આજે તો છાત્રોનાં અંતર ઓળખવાં અને ઉઘાડવાં એ છે. જેમ શાળાઓમાં નથી, ઘરમાં નથી, એમ છાત્રાલયમાંય છાત્રોનાં અંતર ઉઘાડવાનાં કામ આજે દોહ્યલાં છે. છાત્રોનો જાતીય પ્રશ્ન આજે છાત્રોને ન મુંઝવતો હોત તો કોયડો આટલો ગૂંચવાત જ નહિ. આજે આપણે ત્યાં જાતીય શિક્ષણના સાચા અભ્યાસી ગૃહપતિઓ નથી અને કાચા અભ્યાસીઓથી એ આખું કાર્ય થઇ શકે તેમ નથી માટે આજે તો આપણી પાસે જે થોડાક સારા અભ્યાસીઓ છે એમને દરેક છાત્રાલયમાં અવાર નવાર બોલાવવા જોઇએ. અને આપણાં અંતર એમની આગળ ઉઘાડવાં જોઇએ, અને એમને આપણા દરેકના અંગત જીવનમિત્ર બનાવવા જોઇએ. જાતીય શિક્ષણનું શાસ્ત્રીય જ્ઞાન આજે કોઇ જાણતું નથી અને મળતું નથી તેથી આ પ્રશ્ન આટલો ભયંકર બન્યો છે. ઘરમાં માબાપો કે મોટા ભાઇભાંડુઓ પાસેથી જે શિક્ષણની જીજ્ઞાસા સંતોષાતી નથી તે ચોરીઓમાંથી મેળવવું પડે છે. યુવાન ભાઇ બહેનોને જાતીય પ્રશ્નો મુંઝવે છે, ઉપાયો જડતા નથી અને પરિણામે ખરાબમાં ખરાબ પુસ્તકોમાંથી

મળ્યા છીએ એ વખતે દોષ માત્ર ગૃહપતિઓના છે એમ ન બોલતાં છાત્રોના દોષો એટલા જ અને કદાચ વધુય હશે. આપણે પ્રશ્નોનો ફડચો ઇચ્છીએ છીએ. ગૃહપતિની સામે આપણે વેર નથી; આ તો મોટો કજીયો છે; અને એની સાક્ષી તો છાત્રાલયના સમેલન સાથે જ આપણે છાત્રસમેલન ભર્યું છે અને એને આપણા મુરબ્બીઓએ બદલી આપી છે એ જ પૂરે છે. ઘણાં છાત્રાલયોમાં ગૃહપતિઓની આંખ સામે આંખ માંડીને બાળકો વાત પણ નથી કરી શકતા એ તમે જાણો છો. ત્યાંના છાત્રો સમાજમાં ભરાડીમાં ભરાડી નીવડવાના એ સાલ કાંઇ નવું નથી. આજનાં છાત્રાલયોમાં ગૃહપતિ હજુ શારીરિક શિક્ષા કરી શકતા હોય તો આપણે શરમાવું જોઇએ. બીઝી ધાકથી છાત્ર જેટલો નામર્દ બને છે એટલો બીજા કશાથી બનતો નથી. અમેરિકાના એક શહેરમાં સુંદર શાળા હતી. સાધારણ રીતે ત્યાંના વિદ્યાર્થીઓને શિક્ષા કરવામાં નથી આવતી. ભૂલથીજે એક શિક્ષકે એક બાળકને સોટીથી શિક્ષા કરી. શહેરનાં બાળકો અને વિદ્યાર્થીઓ ગરજી ઉઠયાં. શાળાએ શાળાએ તે દિવસે કાગડાઓ ઉડ્યા, બધે સ્થળે ત્યાં હડતાળ મંડાઇ. ભાઇઓ ! આપણેય આવું કરી શકીએ. કોઇ માણસ કોઇને મારે એમાં મનુષ્યવિકાસના જ્ઞાનનો અભાવ છે; જે ગૃહપતિ પોતાના છાત્રોને આમ મારે છે એનામાં સાચા પ્રેમનો અભાવ સિવાય બીજું શું હોય ? બહુ તો પોતાની નિર્બળતાનું દર્શન કરી છાત્રની પર એનો ક્રોધ ઉતરતો હોય. આજે પ્રસંગ નથી નહિતર એ શિક્ષાથી વાતાવરણમાં કેવા ધ્રુજારા થાય છે, કેવા ખરાબ પરમાણુઓ જન્મે છે એ બધાનાં દુઃખદ ચિત્રો હું તમારી આગળ મૂકત. કોઈ માણસની આવી પાશવવૃત્તિ આપણે ન જ સહેવી જોઇએ. શિક્ષાની એ બીકથી જીવનમાં કેટલી પામરતા આવે છે એને માટે મ્હારો જ દાખલો આપું. બોટાદની ગુજરાતી નિશાળમાં માસ્તરનો ખાધેલ માર આજે તો જોનારનેય મૂર્છિત કરે એટલો હતો. ૧૯૧૫ ના સાલનો એ માર ! ટેબલ પરનો મ્હારો એ ચત્તો હાથ અને તેના પર પડતી સોટીઓ, બે કાન ઝાલી આકાશમાં અદ્ધર ઉડાડનાર એ દૃશ્ય, એની લાલ લાલ આંખો અને મ્હારાં આંસુ અને ધ્રુજારો, આજેય સંભારું છું ત્યારે હું હજુ થરથરી જાઉં છું ! અને આજેય જાણે એ કાળ જેવી સોટી મ્હારી સામે ઉગામાતી હોય એમ દેખાય છે, અને હું રડી પડું છું. દક્ષિણામૂર્તિનાં પ્રેમળ અને સ્વતંત્ર વાતાવરણમાં રહેવા છતાં ત્રણ ત્રણ વરસ સુધી હું ત્યાંના મિત્ર ગૃહપતિઓ પાસે મૌન રહેલો ! શિક્ષાના ત્રાસની કેટલી ઉંડી એ અસર !

શકીએ અને ઘણા શ્રમિત જીવાત્માઓના અંતરની દુવાઓ મેળવી શકીએ. પણ આપણાં રસોડાં જ જુઓને ! અસ્વચ્છતા દેવીના અખંડ જાપ ત્યાં જપાયા કરે છે. આપને ત્યાંની મ્હને ખબર નથી, પણ અમારે ત્યાં તો દાળના વાટકામાં બીડીઓ ચત્તી તરના પાઠો શીખે છે, અને કડવાં કારેલાંની સાથે કંસારીબાઇ પણ તળાઇ આવે છે. નઘરૂીઆની કૉલેજ કલબોમાં તો આ દૃશ્યો અખંડ વિરાજે છે.

આદર્શમાં આદર્શ રાંધનાર અને પીરસનાર પણ ઘરની માતા અને બ્હેનનું સ્થાન કદિ લઇ શકે જ નહિ. એ તો નરી સત્યકથા છે. આને માટે તો છાત્રોએ પોતે જ પીરસવાનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. ભાવે જમાડેલાં ભોજન વધુ બળ અને શુદ્ધિ આપે છે એ વાત ત્હમે સૌ તમારા ગૃહના અને છાત્રાલયના અનુભવથી જોઇ શક્યા જ હશો. જે છાત્રાલયમાં ખાવાની અને ખોરાકની તકરારો ચાલ્યા કરે છે ત્યાં છાત્રોનાં જીવન અભ્યાસમાં વ્યવસ્થિત નથી રહેતાં એમ મ્હારો અનુભવ મને સાક્ષી પૂરે છે. મેં સાંભળ્યું છે અને તે વાત સાચી હોય તો અત્યંત આઘાત આપે એવી છે કે કોઇ અત્યંજ છાત્રાલયમાં ખાવાના તાકડાય હોતા નથી. આપણે જો આજે ખરા હૃદયથી જ છાત્રસંગઠન કરવા ભેગા થયા હોઇએ તો આપણા ખોરાકમાં અંત્યજોની ઘેંશ અને જાશ રોટલા આવવાં જ જોઇએ. કાયમ જ રોટલી દાળ ભાત અને શાક ખાનાર છાત્રો પોતાનાં રાબ પીતાં માબાપો પાસે રજામાંય જતા નથી એવા મ્હારી પાસે અસંખ્ય દાખલાઓ છે. તવંગરી ખાણુંઓવાળાં છાત્રાલયો ગૃહમંદિર નહિ બનાવી શકે. છાત્રાલય એ સમૂહ-સંસ્થા છે અને તેથી ગરીબમાં ગરીબને પણ ત્યાં સમાનતાની સહાનુભૂતિ મળવી જોઇએ.

ભોજનનો પ્રશ્ન પતવે જીવનનો પ્રશ્ન પતવાનો નથી. ઘણાં છાત્રાલયોમાં આજે આધુનિક પુસ્તકોનું પુસ્તકાલય અને સારાં સામયિકોનું વાચનાલય નથી. તમે સારામાં સારી સંસ્થા-છાત્રાલયને લ્યો; એવોય વિદ્યાર્થી પરદેશના તો શું પણ હિંદના સમાચારથી વંચિત છે. મેં સાંભળ્યુ છે કે આપ સૌને ત્યાં વિશ્વમહાત્મન્ ગાંધીજીનું 'નવજીવન' પણ નથી આવતું. મારી માન્યતા છે કે જે છાત્ર-યુવક 'નવજીવન' નથી વાંચતો એ નવા જીવનને ઓળખી જ શકવાનો નથી. તમારે ત્યાં ગાંધીજીનાં પુસ્તકો નથી આવ્યાં. મને શરમ આવે છે. જગત કહેશે કે ગુજરાતને આંગણે દેવતાઇ જન્મ્યો અને ગુજરાતે જ

–તેના યુવકોએ જ એને ન સત્કાર્યો, ન પિછાન્યો. આ સ્થિતિ શું સહ્ય છે ? હું વિનતિ કરું છું કે બાજનનો પ્રશ્ન જેટલો જરૂરી નથી એટલો આને ગણજો. ભવિષ્યની આશાઓની ઉપમા પામનારા આપણે આપણા દેશ–અરે, પ્રાંતનીય વાતોથી દૂર રહીએ એ કેમ સહેવાય ? તમે ધ્યાનમાં રાખજો કે આપણાં પાઠ્યપુસ્તકો જે નથી આપી શકવાનાં એવું કાંઈક ગાંધીજીનું 'નવજીવન' અને 'સૌરાષ્ટ્ર' નું ખાનદાનીનું ખપ્પર આપશે. જરૂરી એવાં બધાં દૈનિકો અને સામાહિકો, માસિકો અને ત્રૈમાસિકો આવવાં જ જોઈએ. આપણી આ ઉંમર થનમનાટની છે. જુવાનીઆઓ નોવેલો વાંચે છે એટલું બીજું નથી વાંચતા. ભાઇઓ ! નવલકથાનાં પાત્રો બધાં જ દૃશ્ય જગતનાં નથીય હોતાં એ વાત ન વિસરતા. આવે કાળે એવું સાહિત્ય વાંચતાં ખૂબ સંયમ રાખવો જોઇશે. હૃદયનો આવેશ યુવકોને સુલભ છે માટે એ ઉંમરે તો બુદ્ધિને કેળવનાર વાચન વધુ જોઇએ. સાહસનાં કર્મોની કથા, બ્હારવટીઆની વાતો અને ધીંગાણાં, સેવા અને નાગરિકત્વના પાઠો, આદર્શ-દર્શનનાં વાચનોઃ બધું જ સરખું જરૂરી છે. પણ એની પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એવું આજે તો ઇતિહાસનું જ્ઞાન છે. દેશ પરદેશના યુવાનોએ સ્વરાજ્યપ્રાપ્તિ અર્થે કેટકેટલા ભોગો આપ્યા, કેટલા વિલાસો ત્યાગ્યા, એ બધાની આઝાદી કથાઓનાં પુસ્તકો આપણા હાથમાંથી કદિ દૂર ન થવાં જોઇએ. પાર્લામેન્ટની સ્થાપનાની તારીખ તમે ગોખો છો અને મહાસભાના પ્રમુખ કોણ હતા એનું આપણને ભાન નથી; નાઇલ સુંદર નદી છે એમ તમે બોલો છો અને ગંગા જમનાની સામેય જોતા નથી; ફ્રાંસ, ગ્રીસ કે ઇટલીની કલાની વાતો પર ચર્ચા કરો છો અને અજન્ટાની ગુફા હિંદમાં છે કે આફ્રિકામાં એનો આપણને ખ્યાલ નથી; પારીસના બગીચા પર આફરિન થાઓ છો અને દાર્જીલીંગનું નામ તમને યાદ નથી. ભાઇઓ ! કોઇ દેશને અને તેમાંય એના જુવાન છાત્રોને આવી વાતો માટે કાંઇક કહેવું પડે એ કેટલી કરુણ દશા છે ?

ગુલામ દેશને પોતાની ગુલામી ન સાલે એવું માનસ જ્યારે કોઇ સર્જનત કરી શકે છે, ત્યારે એની સફળતા ટોચે પહોંચે છે. મિત્રો ! આ બધી આવેશની કથાઓ હું નથી કરતો. દેશનેતાના હૃદયમાં જે આગ સળગે છે એ આગ આપણામાં સળગાવવાનું મને મન છે. નેપોલિયનના શબ્દકોષમાં ન્હોતો એવો જુવાનોના શબ્દકોષમાંય 'અશક્ય' શબ્દ ન જ હોય શકે એમ

મને શ્રદ્ધા છે. અને તેથી હું આશાભર્યો આપની પાસે આવીને ભિક્ષા માગું છું. આપણને આપણી પારતંત્ર્યની જંજીરનો ભાર પગમાં નથી લાગતો એ તમારી અને મારી-આખા હિંદની કંગાલિયત છે. આપણાં છાત્રાલયોમાં રાષ્ટ્રીય અસ્મિતાને માટે ગૃહપતિઓ કાંઇ જ જ્ઞાન નથી આપતા ત્યારે મુરબ્બી ગૃહપતિઓને આપણે શું કરીએ? ગુલામીના સ્મરણ ગૃહપતિ કરાવે એય એક વધુ ગુલામી જ છે. તમે તમારામાંના એક મોટા વિદ્યાર્થીને 'દેશદર્શન' વિષે દર રવિવારે બધા જ સમાચાર તમને આપે એ માટે નિયુક્ત કરો. તમારા Empire History ને તમે આજે બાળી નાખજો; એ રાજાઓનાં મડદાંઓનો ઇતિહાસ તમારામાં તાકાત તો શું પૂરવાનો હતો, પણ તમારાં આંતરડાં ખોરી જશે. જે દેશના લોકોને પોતાના દેશના ઐતિહાસિક ગૌરવનું ભાન નથી, જેઓને એમનાથી વંચિત રાખવામાં આવે છે એમને હું દેશદ્રોહી કહું છું. તમે નકામા ઇતિહાસ ગોખો છો. બાર વરસનું કુમળું બાળક બાબરનો ઇતિહાસ અંગ્રેજીમાં ગોખતો માથું હલાવે છે ત્યારે મારૂં હૈયું કમકમી ઉઠે છે. તમે તમારા શરીરોને કાંતી નાખ્યાં અને તમે શું પામ્યા? રસ્તા પર નાખવામાં આવેલો લાડુનો ટુકડો પણ તમે તમારા સ્વમાન ખાતર ખાતા નથી, તો એ સ્વમાનને ભુલીને આપણે નોકરીઓ માટે કાં વલખાં મારીએ છીએ?,, રાજ્યે આપણને ઘણું દીધું અને ઘણુંય લીધું. આપણું બળ હર્યું, આપણા હાથ ભાંગ્યા, મગજ ભાંગ્યાં, સ્વાતંત્ર્ય હર્યું, ધન હર્યું, હીર ચૂસી લીધાં, ધર્મ ભૂલાવ્યો, જીવન ઓસાવ્યું અને એ બધા ઉપરાંત એક મહાન સેવા સાધી તે એ કે દેશના પ્રાણ જેવા કરોડો યુવાનોનાં યૌવન લૂંટી લીધાં અને બદલામાં કારકુન બનાવ્યા. મિત્રો! તમે આજે છાત્ર છો અને આવતી કાલે સમાજમાં જવાના છો; મારી આટલી કથા તમારા હૈયાને હચમચાવી ન શકે તો મારાં, તમારાં અને હિંદનાં કમભાગ્ય! હરિએ હૈયાં સાબૂત રાખ્યાં હોય તો આટલી હામ હૈયે ધરીજજો.

,, આ તો દેશની ગુલામ કથા થઇ. છાત્રાલયોના છાત્રોની ગુલામ દશા ઓછી નથી. કોઇ છાત્રાલયમાં મુખ્ય છાત્ર રંજાડે છે તો કોઇમાં જમાનાના ખાવેલ બુઝર્ગો દમડાવે છે. કોઇ છાત્રાલયમાં ગૃહપતિની સોટી સમસમ ચાલે છે તો કોઇમાં ભોજનના દંડ થાય છે. ન્હાનો શો ગુન્હો થાય અને ઘીનો કે દૂધનો દંડ થાય ત્યાંના છાત્રાલયમાં ગૃહપતિ માબાપ ક્યાંથી થવાનાં હતાં! હું ભાર દઇને કહું છું કે છાત્રાલયના અને છાત્રોના પ્રશ્નો આપણે વિચારવા

મળ્યા છીએ એ વખતે દોષ માત્ર ગૃહપતિઓના છે એમ ન બોલતાં છાત્રોના દોષો એટલા જ અને કદાચ વધુય હશે. આપણે પ્રશ્નોનો ફડચો ઇચ્છીએ છીએ. ગૃહપતિની સામે આપણે વેર નથી; આ તો મીઠો ઝઘડો છે; અને એની સાક્ષી તો છાત્રાલયના સમેલન સાથે જ આપણે છાત્રસમેલન ભર્યું છે અને એને આપણા મુરબ્બીઓએ બહાલી આપી છે એ જ પૂરે છે. ઘણાં છાત્રાલયોમાં ગૃહપતિઓની આંખ સામે આંખ માંડીને બાળકો વાત પણ નથી કરી શકતા એ તમે જાણો છો. ત્યાંના છાત્રો સમાજમાં ભરાડીમાં ભરાડી નીવડવાના એ સત્ય કાંઇ નવું નથી. આજનાં છાત્રાલયોમાં ગૃહપતિ હજુય શારીરિક શિક્ષા કરી શકતા હોય તો આપણે શરમાવું જોઇએ. ખોટી ધાકથી છાત્ર જેટલો નામર્દ બને છે એટલો બીજા કશાથી બનતો નથી. અમેરિકાના એક શહેરમાં સુંદર શાળા હતી. સાધારણ રીતે ત્યાંના વિદ્યાર્થીઓને શિક્ષા કરવામાં નહોતી આવતી. કોઈ ગુસ્સે થઈ એક શિક્ષકે એક બાળકને ટાંકાપટ્ટી કરી. શહેરનાં બાળકો અને વિદ્યાર્થીઓ ગરજી ઉઠ્યાં. શાળાએ શાળાએ તે દિવસે કાગડાઓ ઉડ્યા. બધે સ્થળે ત્યાં હડતાળ મંડાઈ. ભાઇઓ! આપણેય આવું કરી શકીએ. કોઇ માણસ કોઇને મારે એમાં મનુષ્યવિકાસના જ્ઞાનનો અભાવ છે; જે ગૃહપતિ પોતાના છાત્રોને આમ મારે છે એનામાં સાચા પ્રેમના અભાવ સિવાય બીજું શું હોય? બહુ તો પોતાની નિર્બળતાનું દર્શન કરી છાત્રની પર એનો ક્રોધ ઉતરતો હોય. આજે પ્રસંગ નથી નહિતર એ શિક્ષાથી વાતાવરણમાં કેવાં ધુમ્મસો થાય છે, કેવા ખરાબ પરમાણુઓ જન્મે છે એ બધાનાં દુઃખદ ચિત્રો હું તમારી આગળ મૂકત. કોઈ માણસની આવી પાશવવૃત્તિ આપણે ન જ સહેવી જોઇએ. શિક્ષાની એ બીકથી જીવનમાં કેટલી પામરતા આવે છે એને માટે મ્હારો જ દાખલો આપું. બોટાદની ગૂજરાતી નિશાળમાં માસ્તરનો ખાધેલ માર આજે તો જોનારાનેય મૂર્છિત કરે એટલો હતો. ૧૯૧૫ ની સાલનો એ માર! ટેબલ પરનો મ્હારો એ ચત્તો હાથ અને તેના પર પડતી સોટીઓ, બે કાન ઝાલી આકાશમાં લ્હડાવનાર એ દૃશ્ય, એની લાલ લાલ આંખો અને મ્હારાં આંસુ અને ધ્રુજારો, આજેય સંભારું છું ત્યારે હું હજુ 'થરથરી' જાઉં છું! અને આજેય જાણે એ કાળ જેવી સોટી મ્હારી સામે ઉગામાતી હોય એમ દેખાય છે, અને હું રડી પડી છું. દક્ષિણામૂર્તિનો પ્રેમળ અને સ્વતંત્ર વાતાવરણમાં રહેવા છતાં ત્રણ ત્રણ વરસ સુધી હું ત્યાંના મિત્ર ગૃહપતિઓ પાસે મૌન રહેલો! શિક્ષાના ત્રાસની કેટલી ઉંડી એ અસર!

છાત્રાલય દ્વારા આપણે જે ફળ લેવા માગીએ છીએ એ માટે આજની શાળાઓથી ચાલવાનું નથી. પરીક્ષાના બોજાથી જ્યાં વિદ્યાર્થી કચરાએલો હોય, જ્યાં છાત્રો ગોખણમાંથી પરવારતા જ ન હોય ત્યાં રમતોની પ્રત્યે ધ્યાન ન અપાય અને શરીરે નિર્બળ રહે એ બહુ નવાઈ જેવું નથી. આપણાં ગૃહોમાં માતાઓ અને પિતાઓ આજે પોતાનાં બાળકો પ્રત્યે બેદરકાર છે. આપણે છાત્રાલયો દ્વારા વિદ્યાર્થીઓની મુક્તિ અને સ્વતંત્ર વિકાસ માટે પ્રયાસ કરીએ છીએ પણ માત્ર છાત્રાલયોથી એ સફળતા મળવાની નથી. અભ્યાસના શિક્ષણ અને શાળાના વાતાવરણની વિદ્યાર્થી પર ઘણી ઉંડી છાપ પડે છે: કારણ છાત્ર એ છાત્રાલયમાં રહેતો હોવાથી વિદ્યાર્થી છે અને વિદ્યાર્થિજીવન એ જ એનો પ્રધાન ધર્મ છે. આવે વખતે આજની શાળાઓમાં છાત્રો ભણવા જાય તો છાત્રાલયના કર્યા કારવ્યા ઉપર પાણી ફરી વળવાનું છે, અને તેથી બની શકે ત્યાં ખૂબ જલદીથી છાત્રશાળાઓ ઉઘાડવી જોઇએ. આ કાર્ય અઘરું છે પણ જો આપણે છાત્રાલયોને સુધારવામાં પણ છાત્રોનું જ હિત ચાહતા હોઇએ તો આ છાત્રશાળાઓ શરૂ કર્યા વગર બીજો ઉપાય નથી. આવી શાળાઓ માટે આપણે સૌ આપણા ગૃહપતિ મુરબ્બીઓ પાસે માગણી કરીએ.

આટલું કરવા છતાં છાત્રોના બધા પ્રશ્નોનો રામબાણ ઇલાજ તો પરસ્પરનો પ્રેમસંબંધ છે. છાત્રોના સ્નેહી મિત્ર થવું એટલે આજે તો છાત્રોનાં અંતર ઓળખવાં અને ઉઘાડવાં એ છે. જેમ શાળાઓમાં નથી, ઘરમાં નથી, એમ છાત્રાલયમાંય છાત્રોનં અંતર ઉઘાડવાનાં કામ આજે દોહલાં છે. છાત્રોનો જાતીય પ્રશ્ન આજે છાત્રોને ન મુંઝવતો હોત તો કોયડો આટલો ગૂંચવાતો જ નહિ. આજે આપણે ત્યાં જાતીય શિક્ષણના સાચા અભ્યાસી ગૃહપતિઓ નથી અને કાચા અભ્યાસીઓથી એ આખું કાર્ય થઇ શકે તેમ નથી માટે આજે તો આપણી પાસે જે થોડાક સારા અભ્યાસીઓ છે એમને દરેક છાત્રાલયમાં અવાર નવાર બોલાવવા જોઇએ. અને આપણાં અંતર એમની આગળ ઉઘાડવાં જોઇએ, અને એમને આપણા દરેકના અંગત જીવનમિત્ર બનાવવા જોઇએ. જાતીય શિક્ષણનું શાસ્ત્રીય જ્ઞાન આજે કોઇ જાણતું નથી અને મળતું નથી તેથી આ પ્રશ્ન આટલો ભયંકર બન્યો છે. ઘરમાં માબાપો કે મોટા ભાઇભાંડુઓ પાસેથી જે શિક્ષણની જીજ્ઞાસા સંતોષાતી નથી તે શેરીઓમાંથી મેળવવું પડે છે. યુવાન ભાઇ બહેનોને જાતીય પ્રશ્નો મુંઝવે છે, ઉપાયો જડતા નથી અને પરિણામે ખરાબમાં ખરાબ પુસ્તકોમાંથી

એ જ્ઞાન (ખોટું જ્ઞાન) મેળવી ખુવાર થાય છે. આ વાતોની શરમ આપણે અને ગૃહપતિઓએ હવે છોડવી જોઇએ. આ સઘળી પાછળ અત્યારના શિક્ષણની ખામીઓ તો છે જ પણ એથી હાથ જોડીને બેસી રહે પાલવે એમ નથી. એના તાત્કાલિક ઉપાયો સાથે સર્જનને પ્રધાનપદ આપવું જોઇએ. નવરો બેઠો માણસ નખોદ વાળે છે. આપણે નવરા ન બેમનાં કાંઇ અને કાંઇ બનાવ્યા જ કરીએ. સુંદર કવિતાઓ, લેખો, શોધો, ચિત્રો, રમત એ બધી ઉપયોગી વસ્તુઓ છે. રેંટિયાથી સ્વરાજ્ય મળે ન મળે પણ જાતીય વિકારોમાંથી તો મુક્તિ અવશ્ય મળશે. એ જ સ્થાન તકલીનું છે. પૂણીમાંથી સરતા સુતરના તારનું સર્જન મોટા મોટા વિદ્યાર્થીઓને પણ ખૂબ આનંદ આપે છે. એટલું જ નહિ પણ રેંટિયો કાંતવા બેઠાં જે વિચારો કરી શકાય છે એ એટલા પવિત્ર હોય છે કે બસ ! એ મારો અને મારા મિત્રોનો અનુભવ છે. આવી જ રીતે કોઇ હાથકળાનું સેવન કર્યા જ કરવું જોઇએ. આવી કળાઓમાંથી મળતો સર્જનનો આનંદ અજબ હોય છે. રૂ વેચાતું લઇને મેં જાતે પીંજ્યું, કાંત્યું, ખેળ ચડાવી અને જાતે વણ્યું. એ સુંદર ખાદીનાં બે પહેરણ હાથમાં લેતાં મને શેર લોહી ચડતું; અને આજે તેનો એક નમુનો મારી આગળ દેખાય છે ત્યારે મને ઓર મજા આવે છે. દક્ષિણામૂર્તિમાં અમે સારા પર્વોને દિવસે સ્વયંપાક કરતા; કાચા કાચા રોટલા અને ચીકણી ખેળ જેવો શેરો અમને વધુ મીઠો લાગતો. આ બધી સ્વયંસર્જનની આનંદકથાઓ !

જાતીય પ્રશ્ન આપણાં ઘરોમાં જેટલો વિકટ નથી બનતો એટલો એ છાત્રાલયમાં વધુ વિકટ બને છે; કારણ ઘરમાં માતા, બ્હેન અને ન્હાની ન્હાની ભાભીઓના સહવાસનું અને શુદ્ધ પ્રેમનું વાતાવરણ હોય છે જે છાત્રાલયોમાં નથી મળતું. આને માટે એક ઉદ્દામ વિચાર હું રજુ કરવા ઇચ્છું છું. આજે સહશિક્ષણના પ્રયોગો થાય છે. એ પ્રયોગોનાં પરિણામો સોએ ટકા સારાં આવશે એમ નથી જ. છતાં એ પ્રયોગો આવશ્યક છે અને કરવા જોઇએ. આવો જ પ્રયોગ સહછાત્રાલયોનો છે. એટલું ખરૂં કે જે તે માણસના હાથમાં આવા પ્રયોગો આવવા ન જ જોઇએ. આવા પ્રયોગો માટે એક સારા પુરુષ અને સ્ત્રીની જરૂર છે; પણ આજે હજુ એ અશક્ય લાગે છે. ત્યારે શું ? પરિણીત ગૃહપતિ અને એમની પત્ની આવું કાર્ય કાંઇક કરી શકે; પણ એવી ગૃહપતિ-પત્નીઓ આજે મળવી મુશ્કેલ છે. ત્યારે આપણી દૃષ્ટિ માત્ર ગૃહપતિઓ પર રહે છે. એટલે ગૃહપતિઓ બધા ચારિત્ર્યશીલ શિક્ષણશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને માનસપૃથક્કરણ શાસ્ત્રીઓ ( Educa-

tionist, Psychologist and Psychoanalyst ) હોવાની જરૂર છે. આમ છતાં ગૃહપતિ સહાનુભૂતિવાળો અને પ્રેમી જોઈએ. આને માટે સંસ્થાના સંચાલકો નીચેનાં વાક્યો ધ્યાનમાં લે એ જરૂરી છે: " No Grihapati is worthy of the name who does not realise that he serves God most truly and his country most faithfully when he lives and works with his boys. " અને તેથી " No person ought to be a Grihapati–ought to be allowed to be a Grihapati unless he has shown in his daily life that Love is the strongest quality of his nature."

આપણા મુરબ્બીઓને વિનંતિ રૂપે બે શબ્દો કહેવાની હું અહીં તક લઉં છું: આજે હવે કર્મકાંડ ભૂંસાતાં જાય છે. આજનો યુગ પ્રશ્નાર્થચિહ્નનો છે. સંધ્યા અને વૈશ્વદેવમાં ભાવે ભાગ લેનારા છાત્રો આજે ઓછા જ મળવાના છે. બુદ્ધિથી નહિ સમજાય એવું ઓછું જ હવે સ્વીકારાય એવો જમાનો આવ્યો છે. સમૂહપ્રાર્થના માટે વાંધા શા હોય? માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે રાગમાં રાગ અને નમિજમાં નમિજ કાર્યની પાછળ ' ફરજીઆત ' નજર દાખલ થાય છે ત્યારે એનો આનંદ નાશ પામે છે. શાંત વાતાવરણ અને મીઠું સંગીત આમાં વધુ મદદ આપશે. બીજી રીતે સંધ્યા કેળવવાની ફરજ પાડવા કરતાં દરેક ધર્મના સ્થાપકોની તિથિઓ ઉજવીએ અને તે દિવસે કાંઈક એને વિષે જાણીએ એ વધુ રસિક થશે. પર્વોએ ઉત્સવ કરવા, શણગાર કરવો અને કથાનાં પૂજન કરવાં, એની પાછળ અદ્વૈત-ભેદને ભૂલવો એ જ સાચી પ્રાર્થના છે. આજે જો છાત્રોને સંધ્યાની ફરજ પડશે તો હાલનું શિક્ષણ જોતાં હું કહું છું કે એ જ છાત્રોને હાથે આવતી કાલે જ તમારાં મંદિરોની ઇમારતો નસ્તનાબુદ થવાની છે. ખરો ધર્મ તો સદાચાર અને પવિત્ર વાતાવરણથી આવી શકાય. માટે

" Teach them to be religious, without being fanatical. Teach them to love their own faiths without decrying or hating the faiths of their fellow-citizens. Make religion a unifying force, not a separative; make religion a building-up of nationality, not a disintegrator; make religion the fostering mother of civic virtues, the nurse and teacher of morality."

આવા ધર્મજ્ઞાનને સૌ ઝીલશે અને જીવશે.

સભાજનો ! હમે સહુ છાત્રવાસી છો અને દેહે અને ઉત્સાહે યુવાન છો. પક્ષપાત હો કે ગમે તેમ પણ છાત્રો જે કરી શકશે એટલું કોઇ નહિ કરી શકે એમ મ્હને લાગવા જ કરે છે. છાત્રાલય એ સમાજની સમૂહસંસ્થા છે જો આપણે આપણા સમાજને નવજીવન આપવા માગતા હોઇએ તો એનાં મંગલાચરણ છાત્રાલયમાંથી જ આપણે કરવાં જોઇએ. છાત્રોના સંગઠન કાજે હું આપને શું કહું? છાત્રોના સંગઠનમાં મ્હને તો આદર્શ સમાજનાં સ્વપ્નચિત્રો દેખાય છે. આ મૌનના અંતરમાંથી આવે છે એ જ અવાજ, અને યૌવનધર્મ શીખવે છે તે વિચાર હું આપને જણાવું છું. આપણે સાચા બ્રાહ્મણ, વણિક કે ક્ષત્રિય નથી. કોમી છાત્રાલયોમાં જે દષ્ટિસંકુચિતતા છે તે હવે નથી સહેવી. આપણે કોઇએ, જ્ઞાતિના વરાઓમાં ભાગ ન લેવો જોઇએ. જ્યાં બધાને પૂરો રોટલો ન મળતો હોય ત્યાં લગ્નસરાનાં હલવાઈનાં પાણી આપણે બંધ કરવાં જોઇએ. આજે હિંદમાં બે હજારથી વધુ જ્ઞાતો પડેલી છે. આપને આશ્ચર્ય થાય છે, પણ એટલેથી શાંત થવાતું નથી. ખોબા ખોબા જેટલી એ નાતો આપણા દેશબાન્ધવની વચ્ચે આવી બેઠી છે. આજે આપણી જ્ઞાતિઓ પાછળ આપણે એટલા એકનાર થયેલા છીએ કે એ સંકુચિતતાને વિસારી બૃહત્ દેશનો હિંદી તરીકે વિચાર પણ કરી શકતા નથી. સમૂહબળ વગર આજે યુવકો શાંત બેઠા છે. આ બળ મેળવવા માટે બધી કોમોને તિલાંજલિ આપવી પડશે. આપ સૌ હું બોલું છું એ જ અંતરથી ઇચ્છો છો. મ્હારા મિત્રો પિતાની ગેરહાજરીમાં ગમે તેની સાથે જમે છે, પણ પિતાની હાજરીમાં જ્ઞાતિભેદ તોડવાની તાકાત ધરાવતા નથી. આપણે બધા વ્યક્તિગત નહિ કરી શકીએ એવું ઘણું અને ઝપાટાબંધ કાર્ય આપણા છાત્રસંગઠનથી કરી શકીશું. આજનો વ્યવહાર એટલો વિશાળ થતો જાય છે કે આપણે લાંબો વખત એ જ્ઞાતિઓને ટકાવી શકીશું નહિ. હા, આપ સૌ જો આજથી જંગલમાં બેસીને રૈવતન પણા રહેવા માગતા હો તો આની જરૂર કદાચ નહિ હોય. આપણે ઇતિહાસ વાંચીએ છીએ; જગતભરના ઇતિહાસમાં એવો એકે સુધારો નથી થયો કે જેમાં યુવાનોએ શરૂઆત ન કરી હોય. એ જ આશા અને કાર્ય આપણી પાસેથી માગી શકાય. સુધારો કોઇ દિવસ સમાજ આખો મળીને કરતો જ નથી. સમાજનો મોટો ભાગ અંધ જ હોય છે; એને મત હોતો નથી. આવે પ્રસંગે આપણે જ ઝંડો લેવો જોઇએ. આ છાત્રસંમેલનના સંગઠનમાં તો

આપણે નવું રાજ્ય જમાવી શકીએ એટલું બળ છે. આપણે વિધવાવિવાહનાં મંડળો કાઢીએ, બાળલગ્ન બંધ કરનારા યુવકોનું મંડળ કાઢીએ, અમુક જ વરસે પરણનારાઓનું મંડળ રચીએ; આવો સુધારો કરવા જતાં કદાચ ખત્તા ખાવા પડે તોય એમાં મર્દાની રહેલી છે. જ્ઞાતિનાં આ બંધનો તોડતાં ત્હમને શાસ્ત્રો આડે આવે તેથી ગભરાના નહિ. ગીતાજીનું અવતરણ લેશો તો જણાશે કે ભગવાન્ કૃષ્ણે તો કહ્યું છે કે चातुर्वर्ण्य मया सृष्टम् गुणकर्मविभागशः । એ ગુણ અને કર્મ આજે ક્યાં છે ? બ્રાહ્મણ દુકાન ચલાવે છે અને હજામ માસ્તર છે; ક્ષત્રિય કલમ ચલાવે છે અને વાણિયો માજીસ્ટ્રેટ છે; આપણામાં આજે ' હિંદી ' તરીકેનો ભાવ નથી એ જ્ઞાતિઓને જ આભારી છે. કૂવાનો દેડકો સાગરની મહત્તાને શું સમજે ? આપણી ૨૦૦૦ નાતો નહિ તૂટે ત્યાં લગી એ ૨૦૦૦ જ્ઞાતિઓની પછવાડે રહેલું હિંદીબળ નહિ આવે. આ જ્ઞાતિઓએ સ્ત્રીઓને કચરી, યુવાનોને કચર્યા, વિધવાઓને કચરી અને છેવટે National Spirit -દેશભાવ-નેય કચર્યો; અને પરાધીનતાની જંજીર મજબુત કરી. આટલું છતાં અને તમારા સૌના અંતરમાં એને તોડવાની ઇચ્છા છતાં શાંત કેમ બેસી શકો છો ? હજુય તમને પાનો ન ચડતો હોય તો તમે ચાર વર્ણો રાખો, પણ એ વર્ણોના વર્ણધર્મ કેમ નક્કી કરશો ? હજામને ઘેર જન્મે તે હજામ કે હજામત કરે તે ? બ્રાહ્મણને ઘેર જન્મે અને કસાઇને ત્યાં ગાય વાઢે એ બ્રાહ્મણ કે મુસલમાન છતાં પવિત્ર જીંદગી ગુજારી ઉપનિષદ્ પઢાવે તે ? બંધુઓ ! ઇંગ્લાંડમાં યુવકોએ આજે પોકાર ઉઠાવ્યો છે કે " Abolish the House of Lords. " આપણેય, ત્યાંના યુવક ભાઇઓને શાબાશી આપતાં, સમાજને હાકલ મારવી જોઇએ કે " Abolish the Caste System. " મુસલમાનમાં જ્ઞાતિના ભેદો નથી; ત્યાં રાયરંક સહુ એક થાળમાં જમે છે; આપણે જોઇએ છીએ કે એમના જેટલું એકલોહીયાપણું આપણામાં નથી. હિંદુ મુસ્લીમની એકતા માટે પણ આપણી જ્ઞાતિઓને તોડવે જ છૂટકો છે.

"એક માણસ બીજા માણસને ત્યાં રોટી કે બેટી વ્યવહાર ન રાખે તેય સહેવાય. પણ સમાન અવયવોવાળા માણસ માણસના અડવા ન અડવાના ભેદો કેમ સાંખી શકાય ? ઘણાંને આકરું લાગશે પણ હું કહું છું કે આજે તો આ ભેદ કાઢવા માટે આપણી સંસ્થાઓએ ગામને ગોંદરે અસ્પૃશ્ય અંત્યજોના અભિરામ ચોખ્ખા આવાસ-માં વાસ કરવો પડશે. માણસ માણસને 'અસ્પૃશ્ય-અસ્પૃશ્ય' એ રિવાજ-અને એ સમાજ ક્યાંનો ? હૃદય ક્યાંનો ?-આપણે

પશુઓને પાણીએ છીએ: પંખીઓને પાળીએ છીએ; અંત્યજો શું એનાથીય હલકા છે? ને એમ હોય તોય એ આપણી કરેલી જ સૃષ્ટિ છે. આખા હિંદુધર્મે અને હિંદુસમાજે આને માટે પ્રાયશ્ચિત કરવું ઘટે. બાલકન્યકાઓને ભરબજારે વેચનારાઓને સમાજ ચંડાલ ગણીને દૂર કાઢતી નથી અને ભોળા ભાંડુ જેવા અંત્યજોનું પાટું મારે છે. આ ન્યાય ક્યાંનો? આ તો ઉલટો ચોર કોટવાળને દંડે; વંક આપણો અને માર ખાનાર અંત્યજો. પ્રભુનાં સરજ્યાં પ્રભુબાલકોના આવા અનાદર માટે જગતમાં ક્યાં પ્રાયશ્ચિત્ત છે? વ્યક્તિએ વ્યક્તિનાં, એમ દેશે દેશનાં કર્મ સહેવાં જ પડે છે. આપણાં કર્યાં આપણે હૈયે જ વાગી રહ્યાં છે એ તમે ક્યાં નથી જાણતા? જ્યાં સુધી હિંદના અસ્પૃશ્ય વર્ગને હિંદુસમાજે અપનાવ્યો નથી ત્યાં લગી હિંદુધર્મનું અધઃપતન છે, ત્યાં લગી એ દેશનું અધઃપતન છે, ત્યાં લગી આફ્રિકા અને બીજા દેશોમાં એના અંત્યજેતર લોકો વસે છે એમને જગતનો અન્ય સમાજ અને અન્ય દેશ પગના પાટુએ ફરવવાનો છે. ગરીબોને આંસુએ મોટામાં મોટી સલતનતો પડી ભાંગે છે; અંત્યજ ભાઇબ્હેનોને ઉને આંસુએ હિંદુધર્મ રસતાળ જવાનો છે. માનવદેહે માનવદવા હોય તો આનું દેશપ્રાયશ્ચિત આપણે સૌ અંત્યજોના ચરણોમાં બેસી કરશું ત્યારે જ આપણી મુક્તિ છે.

બીજા પ્રશ્નો કૈંતાં આપણે મુશ્કેલ કાયડો તો લગ્નનો અને જાતીય સંબંધનો છે. એ પ્રશ્નને હવે વધુ મુશ્કેલ બનાવવાની જરૂર નથી. બ્હેનોએ અને ભાઇઓએ જાતીય વિકારોની બીકે કાયમને માટે જગતથી નાસવા જ કરવું પાલવે એમ નથી. આજે છાત્રમાં એ પ્રશ્ન સીધી રીતે આપણી સામે નહિ આવતો હોય તો આવતી કાલે સમાજની સાથે સંબંધ શરૂ કરતાં તો એ આવવાનો જ છે. પરસ્પરનો આ જાતીય સંબંધ ઉઘાડી આંખે અને સભાન કરવો જોઇએ. સ્ત્રીઓથી નાસી નાસીને અને તેમ છતાં મનથી પાસે ને પાસે જવા કરતાં જાગ્રત રીતે અને શુદ્ધ ભાવે મળતાં શીખવું જોઇએ. આને માટે કોઇએ એકાંતમાં ન મળવું એ જરૂરી સૂચન છે. સમૂહમાં રહી આપણે આ સંબંધ કેળવવા છતાં વિશુદ્ધ રહી શકીએ એવાય ઉપાયો છે. જે કાર્ય કરવામાં ભાઇઓ અને બ્હેનો પોતાનાં શરીરને તદ્દન ભૂલી જતાં હોય અને એની વચ્ચેની ત્રીજી સમાન વસ્તુમાં-વાર્તામાં, આદર્શમાં, ચિત્ર-દર્શનમાં-તલ્લીન થઇ શકતાં હોય એવા વ્યવહારોથી શરૂઆત કરવી જોઇએ. 'આને માટે વનદર્શન જરૂરી છે, કલામંદિરોનાં પ્રદર્શન આવશ્યક છે, સંગીત ઉપયોગી છે, કુદરત દર્શન સહાયક છે, પ્રભુમંદિરો, આકાશદર્શન અને

ઇશ્વરલીલાનાં દશ્યો વિશુદ્ધિવર્ધક છે. પ્રભુની સાક્ષીએ કરેલ બધાં મહત્તાદર્શન આપણને સહાય કરશે.

સુધરેલા સમાજમાં અને યુવક-યુવતીઓમાં 'મારે પરણવું નથી' એમ બોલવાની આજકાલ એક ફેશન થઇ પડી છે. લગ્નો પ્રશ્ન આજે વિશ્વપ્રશ્ન છે કન્યાદાન-લગ્ન કહો કે પ્રીતિલગ્ન કહો, દર્શનલગ્ન કહો કે માતૃપિતૃલગ્ન કહો, પરિચયલગ્ન કહો કે સ્વાતંત્ર્યલગ્ન કહો, બધાં આજે નિષ્ફળ નીવડેલાં છે; અને પરિણામે યુરોપમાં આજે New Morality નો વાયરો વાય છે. આવી સ્થિતિમાં આપણે જરા શાંત થવાની જરૂર છે. અવિવાહિત બધા બ્રહ્મચારી નથી હોતા; પરણવાની ના પાડે છે એ તો મનથી વર્ષોથી પરણી બેઠેલાં હોય છે. કારણ તો એમ છે—અને તેની પાછળ દાખલાઓની સાબીતી છે—કે નાનો દુકો છે અને શિક્ષિત કન્યાઓ મળતી નથી, અને કોઇ વખત સારો શિક્ષિત વર મળતો નથી. આને પરિણામે મ્હારો મિત્ર કહે છે એમ સૌને Living furniture જેવી વહુઓ સાથે પરણવું નથી ગમતું. આ સ્થિતિએ લગ્નક્ષેત્ર વિશાળ કરવાની હિમાયત આવશ્યક છે અને એટલી જ ભયાવહ છે. સંવનન કાળે જણાતા સ્નેહમાં ભ્રમરવૃત્તિઓ હોય છે; એને કાયમી સ્નેહ ન માની શકાય. આવા આ ગહન પ્રશ્ન માટે સ્વતંત્ર વિચાર કરજો અને અનુભવીઓના અનુભવબોલ પણ સાંભળી લેજો. આમ છતાં એટલું તો કરી જ શકાય કે આપણી સમ્મતિ વગર માબાપો સંબંધ ન બાંધે એની નોટીસ આપી દઇએ અને બાળલગ્નને હરામ કરી દઇએ.

એકલ હાથે તાળી નથી પડતી. તો બ્હેનોને બે શબ્દો સંબોધવા આવશ્યક છે. સ્ત્રીઓની સ્થિતિ આપણા સમાજમાં અત્યંત પરાધીન છે. એ પરાધીનતામાંથી સ્વતંત્રતાની ખુમારી લાવવી હોય તો એને માટે સરસ કન્યાછાત્રાલયોની પહેલી તકે જરૂર છે. ગૂજરાતના પાટનગરે અને કાઠિયાવાડના ભાવનગરે આજે એના સૂર સંભળાઇ રહ્યા છે. એ છાત્રાલયો વગર, ઘેર બેઠાં બ્હેનોમાં બંડવૃત્તિ આવવાની નથી એમ મ્હને લાગે છે. આપી શકે છે તે જ માણી શકે છે. પુરુષોએ સ્વાતંત્ર્ય મેળવ્યું હોય તો સ્ત્રીઓને સ્વાતંત્ર્ય બક્ષવું પડશે અને સ્ત્રીઓએ તે ખૂંચવી લેવું પડશે. આપણા કાઠિયાવાડમાં તો કેળવાયેલી બ્હેનો ઓછી છે, અને તેથી એમની જવાબદારી અને ધર્મ વધે છે. ભણેલી બ્હેનોને મ્હારી વિનતિ છે કે વખત મળે ત્યારે એમણે ઘેર ઘેર જઇને આંકડાઓ મેળવવા જોઇએ અને પ્રશ્નો તૈયાર કરી,

સમાજને બતાવી લડાઈ કરવી જોઈએ. એક વરસે વિધવા થનારી અને જીંદગીભર આંસુડાં સારનારી, આઠ માસમાં બાલમાતા બનારી અને બીજા ચાર જ માસમાં બાલકવિહોણી થનારી, સુવાવડમાં મરનારી અને બાલવયે પરણનારી, આ બધાનાં પત્રકો હોય તો સમાજને ખબર પડશે કે એણે આજે ને આજે ધરતીમાં દટાઈ જવું જોઈએ. માર્ગરેટ સેંગર તો બ્હેનોને બાવીસમે વરસે પરણવા કહે છે; આપણે ત્યાં બાર વરસે ન પરણે એવો યે પ્રબંધ ન થઈ શકે? અમેરિકામાં દર વરસે એક વરસની અંદરની ઉંમરનાં ત્રણ લાખ બાળકો મરે છે; આપણે ત્યાં એથી ચાર ગણાં નથી મરતાં? બાલવયની બાળાઓને માતા બનાવનાર માબાપોને સમાજ ફાંસીએ કેમ નથી લટકાવતો? ગામને અનાથાશ્રમે દરરોજ રાત્રે અંધારામાં એકાદ ન્હાનું ટેંટા જેવું બાળક કોણ મૂકી જાય છે? સમાજ આટલો આંધળો કેમ રહે છે?

ભાઈઓ અને બ્હેનો! સમાજની મારી અશ્રદ્ધાનો અંત નથી. હું તમારી પાસે હમણાં આંકડો મૂકું છું એથી તમે ચોંકી ઉઠશો; પણ એ આંકડાઓથી તમે સમાજને ન બદલાવી શકો તો એનો શો અર્થ? અઢારથી ત્રીસ વરસની વયની નેવું ટકા સ્ત્રીઓ આજે ક્ષય અને લોહીનું પાણી થઈ ગયાનાં દર્દથી મરે છે. ફુદિની આ કાળ રાક્ષસીને આપણે સરજી છે અને એના અંખેપાતરમાં આપણે જ બાલાઓને અને બાળકોને હોમી દઈએ છીએ.

સતીનો રિવાજ જતા છતાં હિંદમાં સતીની ચિતાઓના અગ્નિ આજ લગી હોલવાયા નથી એ વાત હું આપને જણાવું છું. જૂના સમયમાં પતિના પ્રેમ ખાતર સતીઓ પોતાની આહુતિ આપતી; આજે એ જ સતીઓ પતિઓને અને સમાજને પાપે ચિતાઓના ભડકામાં બળે છે. ઠેર ઠેરથી આવતી એ જ્વાલાઓ સમાજ આખાનો ભસ્મ કરી રહી છે અને છતાં આપણે હૈયે એના અગ્નિ નથી લાગ્યા. બાલવયના આંકડાઓ સાંભળતાં આપના કાનમાંથી કીડા ખરશે. મુંબઈમાં ૧૦૦૦ બાળકોમાંથી ૬૦૦ અને સુરતમાં ૧૭૮૦ માંથી ૫૩૨ મરણ પામે છે. ઈંગ્લાંડની અંદર દર હજારે પોણોસો બાળક મરે છે એ વાત બહાર આવી ત્યાં પાર્લામેન્ટમાં હોહા થઈ ગઈ અને આખો દેશ ગરજી ઉઠ્યો; કમીશન બેઠું. તુરત જ ઉપાયો લેવાયા અને પરિણામે એ સંખ્યા આજે ૩૬-૪૦ સુધી પહોંચી છે. આપણે ત્યાં અકસ્માતથી કેટલાં બધાં બાળકો જન્મે છે એના આંકડા ક્યાં છે? આ બધો હિંદુઓનો કસાઈવાડો નહિ તો બીજું શું? ગાયો મારનાર મુસલમાનોને હિંસક કહેનાર

હિંદુઓ બાલપ્રભુની કતલો કરે છે એનું શું ? પાંજરાપોળોનાં ઢોરોને બચાવનારો અને માકડને પોષનારો જૈનવર્ગ, પોતાની અહિંસા લઇને આજે ક્યાં સંતાઇ ગયો છે ? આપણા સમાજમાં તો ઘેર ઘેર બાળલગ્ન અને ઘેર ઘેર રંડાપા જન્મ; ગઇ કાલ સુધી હજી રમીને ગેલ કરતી અને ચીંથરાના ઢીંગલાથી રમતી બાળાના હાથમાં આઠ મહિને સાચો બાળક ! મિત્રો, માફ કરજો; આપણો હિંદુધર્મ જો આ કસાઇવાડો ન અટકાવતો હોય તો એ હિંદુધર્મને તિલાંજલિ દેવી જોઇએ. મંદિરોની દેવપૂજાને બદલે આજે તો ત્યાં તાળાં દઇને આ બાલસેવા કરવા નીકળવાની જરૂર છે. લાખોનાં ઉનાં આંસુડાંઓ આપણે લૂછીશું તો પ્રભુ આપણે દર્શને સામો આવશે.

બોલવું ન્હોતું એટલું બોલી જવાયું અને રોવું ન્હોતું એટલું રોઇ જવાયું. આટલા લાંબા સમય સુધી શાંતિથી સાંભળ્યો છે તેથી હું આપનો ઋણી છું. કરવાનું ઘણું છે અને આપણે કરશું ય ઘણું. આપણે ત્યાં યૌવનની વસન્ત ખીલતી નથી એમ એક સાચી કથા છે. ધર્મની અને મોક્ષની ચિંતામાં પડવાની જરૂર નથી: એ બધું સમય આવ્યે થઇ રહેશે. આજે તો છાત્રાલયે છાત્રાલયે હાસ્યમંડળો ખોલવા માંડવાં જોઇએ. અઘારમાં 'Laughing Society' ના સભ્યોને જોઇ ત્રણ હજાર લોકો હસતા હતા અને એ મંડળ એટલા જણાની ગ્લાનિમાં હાસ્ય પૂરતું હતું. કાઠિયાવાડમાં એક 'મૂરખ મંડળ' હતું; અમદાવાદમાં એક 'બાધા મંડળ' છે; એના સભ્યો, બીજા લોકો એરંડીયું પીને બેઠા હોય ત્યારેય ટીખળ કરીને હસે છે. આપણે 'મુક્તમંડળ' કાઢી શકીએ, 'વેખલમંડળ' કાઢી શકીએ અને એના રાષ્ટ્રગીત તરીકે નીચેનું ગીત રાખી શકીએ:

There's never any trouble,
If you're h-a-p-p-y;
There's never any trouble,
If you're h-a-p-p-y.
(But) If there's any trouble,
સ્વાતંત્ર્ય બહારનું ... vanish like a bubble;
વાડમાં તો ફેલાયેલી
અને ધર્મ વધે છે. બહુલી ly take the trouble,
એમણે ઘેર ઘેર જઇને આનંદ p-p-y.

હરરોજ આટલું ગાઇને આપણે હસીશું તોય આ સંમેલન સફળ ગણી શકાશે. હસજો અને હસાવજો, ગાજો અને ગવાડજો.

બહેનો અને ભાઇઓ! હું બંડખોર છું અને સૌ યુવાનો હૈયે તો એવા જ હોય છે એમ માનું છું, અને તેથી સૌને બંડખોર જોવા તલસું છું. બંડની સફળતા, તો ત્યારે મળે છે કે જ્યારે માણસ પોતે પોતાના જીવનની લડનો સામે બંડ કરી શકયો હોય. આપણે આપણાં જીવનની લડનોની સામે બંડ કરીશું અને પછી સમાજને પણ જીતીશું.

છાત્રમિત્રો! યૌવનપાંગરી આશા ભર્યો હું અહીં આવ્યો છું અને તમારે આંગણે અહાલેક જગાવ્યો છે. મ્હારી ઝોળીમાં એવી જ આશાવન્ત ભિક્ષા આપશો. વિશ્વની અમરાઇએ આજે યૌવના દેવી ટહુકે છે; જીવતાં આવડે અને મરતાં આવડે તો જગત તો મુશ્કેલીભર્યું છતાં મધુમધુરું અને રસરસીલું છે!

જેની મંત્રપ્રેરણાથી હું આટલું બોલી શકયો છું એ જ મિત્રની હાકલથી વિરમીશઃ—

> દો દો તરકસ બાંધકે, સબેં કહાવત શૂર;
> કામ પૈરે તબ જાનિયે, કિસકે મુખપર નૂર.

છાત્રજીવનની લડનમાં આપણા મુખ પર આ નૂરની અખંડ લાલિમા પ્રકાશિત રહે એ જ પ્રાર્થનાથી આપ મિત્રમંડળને વન્દન કરી સમાપન કરું છું.

ગુજરાત મહાવિદ્યાલય
અમદાવાદ

જમનાદાસ દાણી

# છાત્રસંમેલનનો અહેવાલ

## પૂર્વ તૈયારી

ગત ફેબ્રુઆરી માસની તા. ૨૭-૨૮-૨૯ સોમ-મંગળ અને બુધના દિવસોમાં અમરેલીને આરે છાત્રાલય સંમેલન સાથે ગુજરાત, કચ્છ અને કાઠીઆવાડનાં છાત્રાલયોના છાત્રોનું પણ એક સંમેલન ભરવામાં આવ્યું હતું.

મહેમાનોને સત્કારતાં મંત્રીઓએ નિવેદન કર્યું હતું કે છાત્રસંમેલન ભરાવાનું પ્રથમ માન એક દક્ષિણામૂર્તિના વિદ્યાર્થી બંધુને ઘટે છે. છાત્રસંમેલન ભરવાનો પ્રથમ વિચાર એમને સ્ફુરતાથી એ બંધુએ અમરેલી મુકામે પત્ર દ્વારા પોતાનો વિચાર જણાવ્યો. અમરેલીના દરેક છાત્રાલયમાંથી બબ્બે ત્રણ ત્રણ પ્રતિનિધિઓને બોલાવી સભા ભરી અને છાત્રસંમેલનનો પ્રશ્ન દોઢેક કલાક સુધી ચર્ચાયો. બધાને એ પ્રશ્ન બહુ જ ગમ્યો. પરંતુ એ કાર્યતંત્ર કેમ ચલાવવું એ વાત બાજુ પર રાખી પ્રથમ તો છાત્રસંમેલન ભરવું જ એવો નિશ્ચય થયા બાદ સભા ઉઠી.

એ કાર્યતંત્ર કેમ ચલાવવું, પ્રમુખસ્થાન કોને આપવું, શી શી તૈયારીઓ કરવી વગેરે બાબતોનો વિચાર કરવા એક બીજી સભા ત્રણ દિવસ પછી બોલાવવામાં આવી. આ વખતે દક્ષિણામૂર્તિમાંથી ભાઇશ્રી તનસુખ ભટ્ટ તથા ભાઇશ્રી પ્રેમશંકર ભટ્ટને તારથી નિમંત્ર્યા હતા. પ્રમુખસ્થાન કોને આપવું એ વિચાર કરતાં ઘણા વિદ્યાર્થીઓનાં નામ સભામાં મુકવામાં આવ્યાં. પરંતુ એકે અવાજે ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક વર્ગમાં અધ્યયન કરતા ભાઇશ્રી જમનાદાસ દાણી પ્રમુખ ચૂંટાયા.

એ તો ઠીક પરંતુ આ કાર્યતંત્ર કેમ ચલાવવું, કોણે ચલાવવું વગેરે બીજો પ્રશ્ન થયો પણ એ પ્રશ્ન થોડી વારમાં જ પતી ગયો. શ્રી અમરેલી જૈન બોર્ડિંગમાંથી જુગલદાસ મણિલાલ શાહ અને કપોળ બોર્ડિંગના ચંદુલાલ અમરશી ગાંધી મંત્રી તરીકે ચૂંટાયા. ભાઇશ્રી પ્રેમશંકર ભટ્ટ-શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર-સ્વાગત કમિટિના પ્રમુખ નિમાયા અને આ બધું નક્કી થયા બાદ આવતી કાલથી જ કાર્ય શરૂ કરવું એવો નિશ્ચય કરી સભાની બેઠક પૂરી થઇ.

મંત્રીઓએ સૌથી પહેલું કાર્ય તો છાત્રસંમેલનની પત્રિકા બહાર પાડવાનું કર્યું. પત્રિકામાં ઉદ્દેશ નીચે પ્રમાણે હતોઃ—

"......................આ છાત્રસંમેલન ભરવાનો ઉદ્દેશ આપને સહેજમાં સમજાશે. છાત્રાલયોના પ્રશ્નોની વિચારણા કરવાને માટે ગયા વરસથી છાત્રાલય સંમેલન ભરાય છે. આ સંમેલનમાં ટ્રસ્ટીઓ, ગૃહપતિઓ, સેક્રેટરીઓ, શિક્ષકો, માબાપો વગેરે જ મુખ્યત્વે ભાગ લે છે. પરંતુ આપ જાણો છો કે છાત્રાલયનું મુખ્ય અંગ તે ઉપરના ગૃહસ્થો કરતાં ખુદ છાત્ર-વિદ્યાર્થી પોતે છે. છાત્રાલયના પ્રશ્નો ઉપર મોટેરા વિચાર કરે ત્યારે છાત્રાલયના વિદ્યાર્થીઓ શું ઊંઘતા રહેશે? છાત્રો પોતે પણ પોતાના જ દૃષ્ટિબિંદુથી છાત્રાલયના પ્રશ્નો વિચારે, છાત્રાલયજીવનના એકેએક અંગને ઉથલાવી ઉથલાવીને તપાસે, તેના ઉપર ચર્ચા કરે, અને એવી રીતે એક બીજાના વિચારોની આપલે કરીને છાત્રાલયજીવનને અંગે ઉભા થતા સવાલોનો ઉકેલ લાવવા મથે એ ખૂબ જરૂરનું છે. આથી વિદ્યાર્થીઓને તો ફાયદો થશે જ પણ વડીલો કે જેઓ ઘણી વાર છાત્રાલયના કોયડાનો વિદ્યાર્થીની દૃષ્ટિથી વિચાર નથી કરી શકતા, તેઓને પણ આપણા વિચારો જાણવાની તક મળશે. આ સંમેલનથી આપણી માગણીઓને પણ ચોક્કસ સ્વરૂપ મળશે, છાત્રસમાજ આજે શું ઇચ્છી રહ્યો છે તેનો તેમને સચોટ ખ્યાલ આવશે અને છાત્ર એ છાત્રાલયજીવનમાં ક્યાં અને કેટલું સ્થાન ભોગવે છે એનો એમને સંપૂર્ણ ખ્યાલ આવશે.........." **છાત્રસંમેલન-પત્રિકા પહેલી.**

**મહેમાનો**

તા. ૨૬મીએ રાત્રે અને તા. ૨૭મી સવારે તો અમરેલીના સ્ટેશન પર જબરી ધમાલ ચાલી રહી હતી. કેટલાક છાત્રાલય સંમેલનના મહેમાનોને લેવા આવ્યા હતા અને કેટલાક વિદ્યાર્થી બંધુઓ તો ખાસ છાત્રબંધુઓ માટે જ આવ્યા હતા. પ્રમુખશ્રીનો સત્કાર કરવા માટે તો અગાઉથી જ જબરી તૈયારી કરી હતી, પરંતુ એ પક્કા પ્રમુખે તો ભારે કરી. તા. ૨૭મીએ આવવાનું લખી તા. ૨૬મીએ છાનામાના ગામમાં પેસી ગયા.

આ છાત્રસંમેલનમાં ઘણી બહેનોએ પણ ભાગ લીધો હતો. રાજકોટ ભાવનગર વગેરે જૂદે જૂદે સ્થળેથી આવી પોતાની અંતરની લાગણીઓ સંમેલન પ્રત્યે દર્શાવી એ માટે ખરેખર તેઓને ધન્યવાદ ઘટે છે. જગતિયંતા અન્ય બહેનોને પણ એવી સુમતિ આપે એવી અમારી પ્રાર્થના છે.

તા. ૨૭મીએ ૧૧ વાગે તો સ્ટેશન પરના શાન્ય બંગલાઓ મહેમાનોના મીઠા અવાજ અને હર્ષ વિનોદના કિલકિલાટથી ગાજી ઉઠતા હતા.

અને ત્યાર બાદ એક વાગે જમ્યા પછી તો શ્રી અમરેલી લાઇબ્રેરીના ઉપલા હૉલમાં છાત્રસંમેલન શરૂ થયું.

## પ્રથમ દિવસ

સમેલનના પ્રથમ દિને કાર્યક્રમ નીચે પ્રમાણે હતો.

૧ મંત્રીઓનું નિવેદન. ૩ પ્રમુખનું વ્યાખ્યાન.
૨ સ્વાગત પ્રમુખનું વ્યાખ્યાન ૪ નિબંધવાચન.

શરૂઆતમાં મંત્રીઓએ છાત્રસમેલનનો ઉદ્દેશ સંપૂર્ણ રીતે સમજાવ્યો અને દશેક મિનિટ પછી તો સ્વાગત પ્રમુખનું વ્યાખ્યાન શરૂ થયું.

જો કે સ્વાગત કમિટિના પ્રમુખ ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી. પ્રેમશંકર ભટ્ટ હતા, પરંતુ તા. ૨૫મીએ એકાએક તાર આવવાથી તેઓ બારડોલી મુકામે સત્યાગ્રહમાં જવા તૈયાર થયા. એ માટે ખરેખર એ બંધુને અમારા અંતરનાં ઊંડાં અભિનંદન છે. તેઓ આ પ્રમાણે ગેરહાજર હોવાથી તેમનું ભાષણ ભાઇશ્રી તનસુખ ભટ્ટને વાંચવાનું કહેવામાં આવ્યું હતું. એમના ભાષણમાંથી થોડુંએક નીચે આપીએ છીએ—

' અમરેલીને આંગણે પહેલા છાત્ર-અધિવેશનમાં એકઠાં મળેલાં સૌ ભાઇ-બ્હેનોને મ્હારાં પ્રથમ વંદન છે.

" તમારો સૌનો સત્કાર કરવા અમરેલીના આ સંમેલનના કાર્યકર્તાઓએ મને નીમ્યો છે. પરંતુ આ છેવટની પળ આવતાં હજુ નથી સઝતું કે મારે તમારો શો સત્કાર કરવો.

" આખા ગૂજરાતે અને ખાસ કરીને કાઠિયાવાડે આજે સુધી અણઆમંત્ર્યા અતિથિઓનો પણ એટએટલો સત્કાર કર્યો છે કે આમંત્ર્યા અતિથિને શા શા આદર આપવા તે સૂઝતું જ નથી.

" ગૂજરાત, કચ્છ અને કાઠિયાવાડ અને એ ત્રણે કરતાં અધિક ભાગ્ય તો છે અમરેલીનું કે તેને આંગણે આજ તેનું અને આગળ જઇ બોલું તો સારા ભારતનું ભવિષ્ય ઘડનારાંઓ એકઠાં મળ્યા છે. કોઇ પણ દેશનું ભવિષ્ય તે તે દેશના વિદ્યાર્થીઓ જ ઘડી શકે.'

* * *

" ઝીણામાં ઝીણી બાતમી પર આપણી નજર જાય; રસ્તે ચાલતા પોતાના દેશભાઇઓને ગંદાં કપડાં પહેરી જતા જોઇને આપણું અંતર કકળી

ઉઠે, અને આ સૌ ગંદાને સ્વચ્છ મારેજ કરવાના છે એ અવાજ આપણામાં અવિરત ઉઠયા જ કરે, આ પરિસ્થિતમાં સમાજ માટે આપણે કંઇ ન કરી શકીએ પણ બળી તો શકીએ જ અને એ ઉપરાંત આપણા પૂરતો તો કડક નિયમ કરીએ જ કરીએ.

* * *

"કોઇ પણ દેશના ભવિષ્યની આગાહી તે દેશના વિદ્યાર્થીઓથી થતાં કાર્યો પરથી જ આલેખી શકાય. અને વિદ્યાર્થીઓ શું ન કરી શકે?

* * *

"જગતના કેટલાય માણસોને પોતાની શક્તિ યોગ્ય સ્થળે વાપરવાનો અવસર જ નથી મળતો. ઇશ્વરનો ઉપકાર માનીએ કે એવા કમનસીબ આપણે નથી. સમાજની કુરૂઢિઓને નાબુદ કરવાનું, રાજ્યસત્તાની ગુલામી જંજીરોમાંથી છૂટા થવાનું, છાત્રાલયજીવનના કોયડા ઉકેલવાનું મોટું ક્ષેત્ર આજે આપણી પાસે ખૂલ્લું છે.

"આજે જ્યારે આપણે સૌ એકઠા મળ્યા છીએ ત્યારે સૌથી પહેલો વિચાર ગુલામીનો-કે જેને આભારી આપણા સમાજની, આપણા શિક્ષણની અને જેના માટે આપણે સૌ ભેગા થયા છીએ તે છાત્રાલયની આ બુરી દશા છે તે-મૂકવા માંગું છું. આજની આપણા દેશની દરેકે દરેક પ્રવૃત્તિમાં આપણા ગુલામી માનસનું અવશ્ય પ્રદર્શન હોય છે: આપણો પોષાક, આપણાં મકાનો, આપણી રહેણીકરણી અને આપણા ઉત્સવો, જ્યાં જુઓ ત્યાં એનું એ જ.

* * *

"યુવાન અને છાત્ર તે જૂદા નથી. યુવાનના પ્રશ્નો તે જ છાત્રના પ્રશ્નો. અને આપણે છાત્ર હોવાથી યુવાનને ઉભા થતા પ્રશ્નો આપણને પણ ઉભા થાય. આ બધા સવાલનો ઉકેલ કરવાનું ક્ષેત્ર આપણી પાસે આજે છાત્રાલય છે. છાત્રાલય એટલે માત્ર રસોયાનો કે ગૃહપતિનો જ સવાલ નહિ પણ વિદ્યાર્થીના-છાત્રના પોતાના પણ ઘડતરનો સવાલ."

સત્કાર અને આવકારનાં ભાષણો વંચાઈ રહ્યા બાદ ભાઇશ્રી તનસુખ ભટ્ટની દરખાસ્તથી અને ભાઇશ્રી કૃષ્ણલાલ શાહના અનુમોદનથી શ્રી. દાણીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું.

બધા વિદ્યાર્થીઓમાં એકાદ વડીલની જરૂર જણાયાથી શ્રી. રામનારાયણ પાઠકને સલાહકાર તથા વડિલોના પ્રતિનિધિ તરીકે નિમંત્ર્યો હતા.

ત્યાર બાદ વ્રજલાલ શાહે જે જે ભાઇઓએ તારથી તેમજ પત્ર દ્વારા

સંમેલનની સફળતા ઈચ્છી હતી તથા પોતાનો સદ્ભાવ દર્શાવ્યો હતો તે પત્રો વાંચી સંભળાવ્યા. આવા સદ્ભાવદર્શક પત્રો નીચે પ્રમાણે હતા—

શ્રી. છોટાલાલ ભટ્ટ ... ... નીલેશ્વર-દક્ષિણ કાનડા
શ્રી. જયંતિલાલ ન. પારેખ ... સત્યાગ્રહાશ્રમ, સાબરમતી
શ્રી. ગોકુળભાઈ ભટ્ટ ... ... રાષ્ટ્રીયશાળા, મુંબઇ
શ્રી. ચંદુલાલભાઇ ભટ્ટ ... ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ
શ્રી. લક્ષ્મીદાસ જમનાદાસ પારેખ... ... ... મુંબઇ
શ્રી. અમીચંદ કેશવજી તુરખીઆ જૈન બોર્ડિંગ હાઉસ, જુનાગઢ

આ વિધિ થઇ રહ્યા બાદ પ્રમુખશ્રી ઉભા થયા અને શ્રોતાઓ એકદમ શાંત થઇ વ્યાખ્યાન સાંભળવાને આતુર થયા. આ વખતે દરેક જણની દરેક ઇંદ્રિયો આંખ અને કાનમાં જ આવીને વસી ગઇ હોય એવો ભાસ થતો હતો. પ્રમુખશ્રીના ભાષણથી છાત્ર શ્રોતાઓ પર ઘણી જ ઉંડી અસર થઇ હોય એમ જણાતું હતું. કોઇ દેશની ગુલામી સ્થિતિનો વિચાર કરતો હશે, તો કોઇને મનમાં બંડખોર થવાનો વિચાર ઘોળાતા કરતો હશે.

પ્રમુખશ્રીના ભાષણ બાદ નિબંધવાચનનું કામ જ બાકી હતું. નિબંધો એટલા બધા આવ્યા હતા કે વાંચવાનો અવકાશ જ ન હતો. એ બાવીશ નિબંધોમાંથી ત્રણ નિબંધો અત્યંત અગત્યના હોવાને લીધે ચૂંટાયા હતા. આ ઉપરથી વાચક ખોટો ખ્યાલ ન કરે કે બીજા નિબંધો સારા ન હતા. બધાયે નિબંધો તો સરસ જ હતા પરંતુ એ ત્રણ નિબંધો બહુ જરૂરના હોઇ તેમને પ્રેપૂરા વાંચવાની પસંદગી આપવામાં આવી હતી. અન્ય નિબંધોના મુદ્દા કાઢી વ્રજલાલ શાહે વાંચી સંભળાવ્યા હતા. એ નિબંધો નીચે પ્રમાણે હતા.

| લેખક | સ્થળ | નિબંધ-વિષય |
|---|---|---|
| ૧ પ્રેમજી રણછોડ વરીઆ | અનાથાશ્રમ, અમરેલી | આદર્શ છાત્રાલય |
| ૨ પ્રહ્લાદ જેઠાલાલ પારેખ | દક્ષિણામૂર્તિ ગૃહ, ભાવનગર | આદર્શ છાત્રાલયમાં આપણો ફાળો |
| ૩ દામોદર વાલજી જોશી | સમસ્ત બ્રાહ્મણ બોર્ડિંગ, અમરેલી | આદર્શ છાત્રાલય |
| ૪ બાબુલાલ છગનદાસ અમદાવાદી | લોહાણા વિદ્યાર્થિભવન, ભાવનગર | આદર્શ છાત્રાલય |
| ૫ શાંતિલાલ નાગજી બંધડીયા | ,, | છાત્રાલય એટલે શું ? |
| ૬ પ્રાણશંકર મયારામ રાવળ | બ્રાહ્મણ બોર્ડિંગ, અમરેલી | વિદ્યાર્થીઓનો ગૃહપતિને ત્રાસ |

| | લેખક | સ્થળ | નિબંધ-વિષય |
|---|---|---|---|
| ૭ | ભીખાલાલ દામોદરદાસ પૂજારા | લોહાણા બોર્ડિંગ, અમરેલી | ગૃહપતિને વિદ્યાર્થીઓનો ત્રાસ |
| ૮ | કૃષ્ણલાલ શાહ | શ્રીદક્ષિણામૂર્તિ, ભાવનગર | ઉત્સવ અને તેનું છાત્રાલયમાં સ્થાન |
| ૯ | નટવરલાલ ગોપાળજી | ,, | છાત્રોની ફરજ |
| ૧૦ | પ્રતાપરાય હ. પારેખ | ભાવનગર | છાત્રાલયમાં વિદ્યાર્થી વચ્ચેનો સંબંધ |
| ૧૧ | હાથીદાસ વીરજીભાઇ શુક્દેવ | ટોરાણા વિદ્યાર્થિભવન, ભાવનગર | કસરત રમતને છાત્રાલયમાં સ્થાન |
| ૧૨ | પ્રતાપરાય જટાશંકર દવે | જ્ઞાનોદય વિદ્યાર્થિમંડળ, અમરેલી | તરુણ |
| ૧૩ | બાલાશંકર દુર્લભજી જોશી | બ્રાહ્મણ બોર્ડિંગ, અમરેલી | તરુણ જીવનના ઘડતરમાં છાત્રાલયનો ફાળો |
| ૧૪. | જયંતિલાલ નથુભાઇ પારેખ | સત્યાગ્રહાશ્રમ, સાબરમતી | તરુણોનું સાહિત્ય |
| ૧૫ | દામોદર વાલજી જોશી | સમસ્ત બ્રાહ્મણ બોર્ડિંગ, અમરેલી | ,, |
| ૧૬ | ધીરજલાલ ભગવાનજી | રેંટિયા શિક્ષક, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ગૃહપતિ કેવો હોવો જોઇએ? |

આ સિવાય તા. ૨૮મીએ બપોરની ટપાલમાં વડોદરા મેઇલ ટ્રેનિંગ કોલેજમાંથી ત્રણ નિબંધો આવેલ હતા, પરંતુ નિબંધવાચનનું કાર્ય ઉકલી જવાથી એ નિબંધો વાંચી શકાયા નથી.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | જોશી મણિશંકર શિવજી | વડોદરા મે. ટ્રે. કોલેજ | આદર્શ છાત્રાલય |
| ૧૮ | ચંપકલાલ મોહનલાલ ત્રિવેદી | પાઠશાળા છાત્રાલય, વડોદરા | છાત્રાલય હોવાં જોઈએ |
| ૧૯ | ર. મો. ત્રિવેદી | પ્રાંત બોર્ડિંગ, વડોદરા | તરુણોનું સાહિત્ય [નહિ |

ઉપરના બધા નિબંધોના મુદ્દા કાઢીને વાંચવામાં આવ્યા હતા. નં. ૮ માનો નિબંધ 'ઉત્સવ અને તેનું છાત્રાલયમાં સ્થાન' જેઓ વાંચી જશે તેઓ નીચેના શબ્દો પર આકર્ષાશે.

"આપણા ઉત્સવોમાં એક ખરાબ સડો પેસી ગયો છે, અને તે વૃદ્ધવૃત્તિનો: આપણા સંસારના ઉત્સવો તો કેવળ વૃદ્ધોને જ અનુકૂળ છે. કેવળ તેમને જ લાભદાયી છે. અત્યારે તો પ્રભુની લાંબાં લાંબાં પ્રાર્થના કરવી, ગીતાપાઠ સાંભળવા, દેવમંદિરે જવું, સારાં સારાં કપડાં પહેરવાં, એટલામાં જ

ઉત્સવો સમાપ્ત થાય છે. એટલે આપણે જોઈ શકશું કે આપણા ઉત્સવોમાં ચેતન જ નથી. આપણા ઉત્સવો તો જડવૃત્તિ અને સોગીઆવેડાનાં જ પ્રદર્શનો છે. આજે યુવાનોને અનુકૂળ ઉત્સવો જ નથી. તેવા ઉત્સવો આપણે છાત્રાલયમાં ઉજવી શકીએ. આપણે આપણા ઉત્સવોને ચેતનમય સ્વરૂપ આપી શકીએ. આપણે તો કુમારો છીએ. અને કુમારો એટલે ચેતન, કુમારો એટલે થનગનાટ. કુમારો એટલે અણઘડાએલી ગંભીરતા નહિ પણ ઉલ્લાસ. કુમારો એટલે કંટાળા ભરેલી ધાર્મિકતા નહિ પણ ભગનોડ. આ માણસને અનુકૂળ આપણા ઉત્સવો હોવા જોઈએ."

નં. ૧૨માના નિબંધમાં પણ અસરકારક શબ્દો ઘણા જ મળી આવશે. આકર્ષક તો એ જ છે કે એ ભાઈએ 'તરુણ' ને એ શબ્દો સંબોધ્યા છે તે એ કે—

"તરુણ! તને કદાપિ સ્વર્ગદૂતનું તેડું આવે તો પણ ના પાડવાની હિંમત કરજે અને કહેજે કે હજુ વાર છે. ભારત હજુ પરતંત્રતાની બેડીની અંદર જકડાએલ છે. માતાનું દુઃખ અમારાથી જોઈ નથી શકાતું તેમજ સાંભળી પણ નથી શકાતું. અમારે માથે ભારતનો ભાર છે. ભારતનું ભલું અમારા ઉપર છે. ભારતવર્ષનું ભવિષ્ય અમારા પુરુષાર્થમાં છે. જ્યારે અમે એ કાર્યમાં કનેહમંદ થઈશું ત્યારે અમે તમારી દોસ્તી કરીશું."

ઉપર પ્રમાણે નિબંધોના મુદ્દા વાંચ્યા બાદ સજ્ઞનો પ્રથમ દિન પૂરો થયો અને સાંજે પાંચ વાગે સર્વે છાત્રો જીમખાના ગ્રાઉન્ડ પર કસરતના પ્રયોગો જોવા હર્ષભેર દોડ્યા ગયા.

## બીજો દિવસ

તા. ૨૮મીના પ્રભાતે સર્વે છાત્રો શ્રી વાકર લાઇબ્રેરીના ઉપલા હૉલમાં સભામાં હાજર થયા.

પ્રભુપ્રાર્થના થયા બાદ નિબંધવાચન શરૂ થયું. પ્રથમ નિબંધ ભાઈશ્રી રૂપારેલીઆ, શ્રી લોહાણા બોર્ડિંગ ભાવનગર, એમનો હતો. વિષય "છાત્રાલયમાં રસોયાનું સ્થાન" હતો. દરેકે દરેક વાક્યે કટાક્ષમય હાસ્યરસ ટપકતો હતો. એમના નિબંધમાંથી થોડી વાનગી લઈએ—

"હું જ્યારે છાત્રાલયમાં રહેવા ગયો ત્યારે અમારા ભટ્ટજીની રોટલીની આકૃતિ જૂદી જૂદી થતી હતી. એ તો સારૂં થયું કે મારા શિક્ષકે મને triangle, rectangle, pantagon, octagon (ત્રિકોણ, કાટખૂણ,

ચોખૂણ, પંચકોણ, અષ્ટકોણ ) વગેરેની વ્યાખ્યા ગોખવા કહેલું. કેમે યાદ ન રહે પરંતુ અમારા ભટ્ટજીની રોટલી આમ મને અભ્યાસમાં મદદ કરવા લાગી.

"રીંગણાનું શાક તો એવું સરસ હતું કે મોંમાં મુકતાં જ રોટલી પાણી પાણી થઇ જાય.

"જેવી રીતે વાદળાં થોડીવાર ભેગાં થાય અને પાછાં છૂટાં થાય અને એ રીતે જુદા જુદા આકાર બનાવે, એવી રીતે અમારા ભટ્ટજીની રોટલી પણ કેટલીક વખત નાક કાન ધારણ કરતી.

"કેટલીક વખત હું છાપાંઓમાં વાંચું છું કે ફલાણાભાઇ દરીઓ તર્યા અને ફલાણી બાઇ ઇંગ્લીશ ચેનલ તરી ગયાં. પરંતુ હું તો કહું છું કે દુનિયાના બધા તરીયા ભેગા થઇ અમારા મા'રાજની દાળમાં ડુબકી મારે તો પણ એ દાળનો તાગ લાવી ન શકે.

"ઘણાં છાત્રાલયોમાં રસોયા અને કામ કરનારી બાઇને ગાઢ સંબંધ હોય છે. કોણ જાણે ગમે તેમ કરીને ગમે ને બવરાવીને મા'રાજ બાઇને રોધી જવા દે છે."

આવી આવી તો ઘણી હાસ્ય સામગ્રી હતી, પરંતુ સ્થળના અભાવે આટલેથી.જ બંધ કરીએ છીએ. એ નિબંધો અન્ય સ્થળે છપાવાનો સંભવ છે.

બીજો નિબંધ "જીવનની વસંત" નો હતો અને એના લેખક ભાઇશ્રી વીરસુત મહેતા, ગૂજરાત મહાવિદ્યાલય–અમદાવાદ, એ હતા. તેમના નિબંધમાંથી પણ આપને હું થોડી ઘણી વાનગી આપીશ. એઓ હાજર ન હોવાથી ભાઇ કૃષ્ણલાલે એ નિબંધ વાંચી સંભળાવ્યો હતો.

"આપણે બધા તરુણ છીએ. આપણે જીવનના વસંતકાલમાં છીએ. પેલી તારુણ્યની વિદ્યુલ્લેખા સમી ચમકારા મારતી વસંત આપણામાં કયે ઠેકાણે છે? આપણાં શરીર, બુદ્ધિ, હૃદયમાં ક્યાંય શોધી જડે છે? સાચું કહીએ તો હિંદુસ્તાનના મનુષ્યજીવનમાં વસંત પાંગરતી જ નથી. આપણે તો શિશિરમાંથી સીધેસીધા ગ્રીષ્મમાં ચાલ્યા જઇએ છીએ. શિશિરના છેલ્લા દિવસોમાં થોડા ઘણા કુમળા અંકુરો ફુટે છે ત્યાં તો ગ્રીષ્મના પ્રખર તાપમાં બળીને ખાખ થઇ જાય છે.

"આજે આપણી આસપાસ ચારે બાજુ વસંત પૂર બ્હારમાં ખીલી ઉઠી છે. અમેરિકા, ઇંગ્લંડ, જર્મની, રશિયા, ચીન અને જાપાનમાં આજે તારુણ્યની વસંત દેશને નવપલ્લવિત કરી રહી છે. તેની સુગંધ છેક અહીં સુધી આવે છે. એના પરિણામરૂપ આપણું આજનું સંમેલન છે.

"આપણી આસપાસ વ્યાયામ માટે તો હમણાં નગારાં વગાડીને અવાજ કરવામાં આવે છે. પણ આપણા કાનના દરવાજા ઉઘડતા જ નથી. કાલિદાસે शरीरमाद्यं खलु धर्मसाधनम् એ સુત્રમાં आद्य પર ભાર મૂક્યો છે. એ શબ્દ ન હોય તો સુત્રની ઝાઝી કિંમત નથી. આજે તો આપણે દ્વિતીય, તૃતીય, અરે, અંતિમ પણ નથી રાખ્યું. આપણા છાત્રાલયમાં જો કસરતની વ્યવસ્થા ન હોય તો અધિકારીઓ સામે બળવો જગાવી તે વ્યવસ્થા કરાવીએ. તેમ છતાં તે ન થાય તો એ યૌવનની પહેલી જરૂરીઆત પૂરી ન પાડનાર છાત્રાલયનો ત્યાગ કરીએ. ગૃહપતિને પાઠ શીખવીએ કે અમે તમારા જેટલા ઘરડા નથી. અમારામાં તરુણનું લોહી વહે છે. શારીરિક કેળવણી એ અમારી પહેલી ભૂખ છે. એ ન મળે ત્યાં સુધી અમે જંપશું જ નહિ.

"આ તો આપણી વાત થઈ. જો ગૃહપતિનો આપણી સાથે સહકાર ન હોય તો આપણું કંઇ ન વળે. આથી એક બીજો પણ નિશ્ચય કરી લઇએ કે આપણા છાત્રાલયમાં આપણને દોરી શકે તેવો યુવાન ગૃહપતિ જ શોભે. ઘરડો કે ૪૦-૫૦ વરસનો આધેડ ગૃહપતિ આપણામાં શું પ્રેરણા અને પ્રાણ રેડી શકવાનો છે? વયથી ઘરડો થયેલો પણ બુદ્ધિ અને હૃદયથી જુવાની ભોગવતો ગૃહપતિ હશે આપણે ચલાવી લઇશું; પણ જેના વિચારમાં ઘડપણ આવ્યું છે તેને તો કેમ જ નિભાવી શકીએ? આપણા આખા છાત્રાલયમાં જુવાની જ હોવી જોઇએ. બધે જ વસંત પ્રગટવી જોઇએ. આપણા મનનમાં, આપણા ભોજનમાં, દરેક ક્રિયામાં અને તેના સાધનમાં જુવાની અને તાઝગી (freshness)ની સુગંધ વ્યાપેલી હોવી જોઇએ. આપણે એ પણ નિશ્ચય કરી લઇએ કે આપણો ગૃહપતિ તો યૌવનના ભારથી નમ્ર બનેલો, શરીરમાં અને મનમાં તરુણોનો આદર્શ બની શકે તેવો જ હોઇ શકે. બીજું કંઇ નહિ તો આપણે અહીંથી જતાં વેંત જ ઘરડા ગૃહપતિને તો દરવાજામાંથી જ પાછો વાળીએ. !!.

"છાત્રાલયી પત્રિકોના મુખપૃષ્ઠ પર બેઠેલો તરુણ તમને વારંવાર કહે છે કે 'ભાંગફોડ એ મારો ધર્મ છે.' એ આપણો ધર્મ આપણે છોડી દીધો છે. વિનાશ વિના રચના અસંભવિત જ છે. આપણે નવી રચના કરવા માગતા હોઇએ તો આપણી સ્વતંત્રતાના ક્ષેત્રમાં જેટલી આડખીલી હોય તેટલી ભાંગી નાખીએ. પછી તે શિક્ષક હોય કે ગૃહપતિ, માબાપ હોય કે સગાં વહાલાં, સમાજ હોય કે રાજકારણ, જ્યાં જ્યાં તમારી સ્વતંત્રતા રોકાતી હોય, તમારે અયોગ્ય-અંકુશ તળે દબાવું પડતું હોય, સ્વમાનનો

ભંગ થતો હોય ત્યાં ત્યાં તમારો બંડનો તીક્ષ્ણ પરશુ લગાવો.

"જુવાન એટલે બંડખોર, બળવો કરનાર, સળગાવનાર. આપણે માટે તો ભાંગવું, તોડવું, અને સળગાવવું એવાં જ ક્રિયાપદો કામનાં છે. ભાંગફોડ કરતાં કુહાડો આપણા જ પગ પર ન આવી પડે તેથી ચેતતા રહેવું. અને તમારામાં વિનાશ કરીને નવી રચના કરવાની તાકાત હોય તો જ વિનાશ શરૂ કરવો. આ બે વસ્તુ તમારી પાસે હોય તો શિક્ષક સામે, ગૃહપતિ સામે, માબાપ સામે, જ્ઞાતિ સામે આવતી કાલથી બળવો જગાવજો. સંપ અને આત્મવિશ્વાસને પાયામાં રાખીને બંડની ઇમારત ઉભી કરજો. તરુણો માટે વિજય જ નિર્માએલો છે.

"તરુણ એટલે બેપરવાહ. બેપરવાઇ એ દુર્ગુણ ગણાતો હોય તોપણ એ તરુણનો સ્વભાવ છે. એ સ્વભાવ આપણે દેશ માટે કુરબાની કરવામાં વાપરીએ. વધારે અગત્યની ફરજ બજાવવા માટે શરીર, શિક્ષણ અને માબાપ તરફ પણ આપણે બેપરવા બનીએ. અનેક કષ્ટો સહેવામાં આપણે બેપરવા રહીએ. આ આપણા સ્વભાવને સદ્ગુણના રૂપમાં દીપાવીએ."

ત્રીજો નિબંધ 'તરુણ અને જાતીય પ્રશ્ન' વિષે હતો.

આ ગહન અને અત્યંત મહત્ત્વના વિષયના લેખક દક્ષિણામૂર્તિવાળા ભાઇ તનસુખ ભટ્ટ હતા. પોતાનો નિબંધ એમણે જ વાંચી સંભળાવ્યો હતો. એ ભાઇના નિબંધમાંથી થોડો ભાગ નીચે પ્રમાણે છે—

"..........નાનપણથી તરુણ મોટે ભાગે અસંસ્કારી વાતાવરણમાં ઉછરે છે. જાતીય બદીમાં ફસાએલા તરુણો તરફથી તેને જાતીય બદીનો વારસો મળે છે. એ વારસાદાર તરુણ છાત્રાલયમાં આવે છે, અને છાત્રાલયના વાતાવરણમાં જોતજોતામાં બદીઓનો ચેપ ફેલાઇ જાય છે. સદ્ભાગ્યે કોઇ સંસ્કારી તરુણ આવી બદીઓમાંથી નિર્લેપ રહીને આવે તો છાત્રાલયમાં તે શિકાર થવાને સર્જાયો જ હોય છે. બહુ જ ઓછા તરુણો એવા નીકળશે કે જેઓ જાતીય બદીમાં ન ફસાયા હોય. એવા તરુણો પણ તેમની ઉમ્મર આવતાં સમાજના પાપે અચાનક જાતીય બદીમાં સપડાય છે. આમ છાત્રાલય આખામાં આવા ખદબદી રહેલા વિદ્યાર્થીઓ જ જોવામાં આવે છે.

"જાતીય પ્રશ્ન સંબંધે તરુણો આગળ એક અક્ષર ઉચ્ચારવામાં પણ વડીલો પાપ માનતા હોય એવું દેખાય છે. પરિણામે નાનપણથી જ અત્યંત મહત્ત્વની એવી કેટલીએક બાબતોથી તે અજ્ઞાત રહે છે, અને અજ્ઞાનનું પરિણામ વિનાશ વિના બીજું શું આવે?

* *

"તેર ચૌદ વરસની ઉમરથી બાળકમાં ફેરફાર થાય છે. અત્યાર સુધી તે બાળક હોય છે; હવે તે તરુણ અવસ્થામાં પ્રવેશે છે. તેનું મન, તેની બુદ્ધિ, તેનું શરીર વગેરે વિકસે છે અસામાન્ય ઝડપે ને વિકસતો જાય છે. તે પોતે પણ આશ્ચર્યચકિત થઇ જાય છે. આટલી બધી ગતિ શા માટે તે તેને પણ સમજાતું નથી. આ ઉમરને સહજ એવી તેનામાં શરમની વૃત્તિ પણ પેદા થઈ હોય છે. તેથી તે પોતાની આ મુંઝવણ બીજાને કહી પણ શકતો નથી. તેનામાં આ વિકાસ થાય છે એ પોતે પણ જોઇ શકે છે પણ સમજી શકતો નથી. શા માટે આ વિકાસ થાય છે, આનું પરિણામ શું, વગેરે જીજ્ઞાસાઓ તેનામાં સૂક્ષ્મ સ્વરૂપે જન્મે છે; પરંતુ તેને તે પોતે પણ સ્પષ્ટ સ્વરૂપમાં સમજી શકતો નથી તો પછી પૂછી તો શકે જ શેનો? અને આપણા વડીલોએ તો આ બાબત વિષે એક અક્ષર સુદ્ધાં ન બોલવાનું પણ લીધું છે, એટલે આ ઉગતો તરુણ તેના મિત્રો પાસેથી દ્રાવિડી પ્રાણાયામ-સીદીના ડગા જ્ઞાન જેવે ઉંધે રસ્તે આ બધું જાતીય જ્ઞાન હલકા સ્વરૂપમાં મેળવે છે. આ વડીલોને પાપે.

* * *

"અને પછી આ બધાનું પરિણામ શું આવવાનું હતું? વિદ્યાર્થી અવળા ધંધામાં પડે છે. તેનું શરીર ને મન નીચોવાતાં જાય છે. તે પાણી વિનાનો થતો જાય છે. તે લપસે છે. લપસતી વખતે તો તરુણને તેનું ભાન પણ હોતું નથી. પરંતુ પડતાં પડતાં તેની આંખ ઉઘડી જાય છે. પણ હવે તેને બહુ મોડું થઇ ગયું હોય છે. તે ભાગ્યે જ ઉભો થઇ શકે છે. તે પ્રયત્ન તો ખૂબ કરે છે પણ તેનું મન તેને ફાવવા દેતું નથી. અને છેવટે જ્યારે તેને બચવાનો કોઇ પણ ઉપાય દેખાતો નથી, ખાડામાંથી નીકળવાનો કોઇ પણ માર્ગ સૂઝતો નથી, ત્યારે તેનામાં નિરાશાનું ઝેર વ્યાપે છે. તે વિચારે છે કે હું ઉંચો તો જઇ શકતો જ નથી, હજારો પ્રયત્ન છતાં નીચે ને નીચે જ ડુબતો જાઉં છું, ત્યારે હવે તરવાનો પ્રયત્ન જ શા માટે કરવો? આમ નિરાશાના ઝનુનથી તે પોતે જ જાણી જોઇને જ જાતીય બદીમાં ડુબે છે—પૂરેપૂરો ડુબે છે.

* * *

"તરુણની કમ્મર દુખે છે, તેની આંખે અંધારાં આવે છે, તેનું શરીર નમાલું થાય છે. માબાપો બિચારાં ચિરંજીવીની ચિંતા કરે છે. તરુણને તાવ

આવો તો માની લે છે કે તેને બહુ શ્રમ પડ્યો હશે; તરુણનું માથું દુઃખતું તો માની લે છે કે તેને બહુ વાંચવું પડ્યું હશે; તરુણને ચશ્માં આવે તો માની લે છે કે અભ્યાસ બહુ આકરો હશે.

* * *

"અને છાત્રાલયના ગૃહપતિઓ વડીલોથી કયાં જાય એવા હોય છે? તેઓની સ્થિતિ પણ ઉપર જેવી જ હોય છે. તેઓ પણ આ જાતીય પ્રશ્ન વિષે મૂંગા જ રહે છે. જ્યાં જાતીય બદી હોય ત્યાં તેને ટાળવાને બદલે તેનાથી દૂર ભાગે છે. વિદ્યાર્થીઓ તેની પાસે આવતાં ન શરમાય તેટલા વિદ્યાર્થીઓના પરિચયમાં આવતાં તેઓ શરમાય છે. પછી તરુણો તેમની તરફ આકર્ષાય જ શાના?

"ભડકશો નહિ. હસ્તદોષ શબ્દ સાંભળ્યા છે? ન સાંભળ્યો હોય તોપણ તેનો અર્થ તો કેટલાય તરુણો જીવનમાં સમજી ચૂક્યા હશે. બિચારા તરુણો આ બદીમાં સપડાય છે. હાથે કરીને શરીરનું સત્ત્વ ખોતા હોય છે. તેમનો શો ઉકેલ? આજે તેઓ આ બદીમાંથી છૂટવા માગે છે. દિલ ખોલીને વાત કરી શકાય એવા શ્રદ્ધાપાત્ર મોટેરાને શોધે છે.

"એથીય આગળ વધેલા કેટલાય હોય છે. સ્ત્રીઓને જોતાં કે રૂપાળા વિદ્યાર્થીઓને જોતાં જેઓના શરીરમાં ઉશ્કેરાટ ફેલાઈ જાય એવાય અસંખ્ય તરુણો પડ્યા છે. જાતીય બદીની જેટલી જેટલી કલ્પના કરી શકાય તેટલી બધીને આચારમાં મૂકી જાતીય બદીમાં રચ્યા પચ્યા રહેનારા પણ પાર વિનાના છે. આ પાર વિનાના તરુણો આનો ઉકેલ માગે છે. કોણ એ નિકાલ લાવી દેશે? તરુણ પોતે? તરુણ સમાજ? મુરબ્બીઓ? જાતીય વિજ્ઞાનના આચાર્યો? કોણ આને માટે કમર કસે છે?

"મને તો આનો એક જ રસ્તો લાગે છે. બહુ જાણીતો રસ્તો હશે પરંતુ તરુણોને માટે તો તે એક જ ઉપાય લાગે છે. તરુણને જે મુરબ્બી ઉપર—જે વડીલ ઉપર—જે મોટેરા ઉપર શ્રદ્ધા હોય, તેની પાસે તરુણ પોતાનું દિલ ખોલી શકે એમ હોય તેની પાસે તે જાય. પછી ચાહે તો તે હાઈસ્કૂલનો હેડ માસ્તર હોય કે ઘરનો બાપ હોય. તેની આગળ પોતાની બધી વસ્તુ-સ્થિતિ ધરી દે. મોટેરાઓ જાતીય બદીમાંથી નીકળવાનો માર્ગ તેને બતાવશે. જાતીય બદીમાં ફસેલા તરુણોને માટે તો તાત્કાલિક આ એક જ માર્ગ હોઈ શકે. મોટા આગળ પોતાનું નિવેદન કર્યા બાદ પછી તે ભલે ગમે તેટલા માર્ગ સ્વીકારે, મોટાની સલાહ મુજબ અને રીતે અખત્યાર કરે, પણ સાથી

પહેલા સ્તનો-જનનેંદ્રિય બદીમાંથી છૂટવાનું સાથી પહેલું પગથિયું તો આ કબૂલાત જ છે.''

* * *

"તરુણોએ સ્પર્શની બાબતમાં બહુ ચેતતા રહેવું જોઈએ. જાતિ બદીમાં ફસાવનારું જો કોઈ મોટામાં મોટું સાધન હોય તો તે સ્પર્શ છે. માણસ બાળક હોય ત્યાં સુધી તો તેને સ્પર્શની કાંઈ ખાસ અસર નથી થતી. પણ તરુણ થતાં જ તેનામાં સ્પર્શની એક વિશિષ્ટ ભાવના જાગે છે. ઇચ્છાપૂર્વક તે બીજાનો સ્પર્શ કરવા ઇચ્છે છે, અને એમ સ્પર્શ મેળવી પોતાની વાસનાને સંતોષે છે. આગળ જતાં તે સ્પર્શથી જ ન અટકતાં ક્યારે ઊંડા ઊતરે છે. એટલે સ્પર્શનાં આવાં ખરાબ પરિણામો [illegible] નકામા નકામા બીજી કોઈ પણ વ્યક્તિ[illegible] ન કરવો. એટલું જ નહિ પણ જે તરુણ [illegible] ખૂબ ઊંડે ઊતર્યા હોય તેમણે તો કારણ વિના પોતા[illegible]નો પણ સ્પર્શ ન કરવો જોઈએ. આ સ્પર્શનું વિવર્ણન કદાચ બહુ મહત્ત્વનું નહિ લાગે પણ જાતીય બદીના મોટામાં મોટા અંગ તરીકે અંગસ્પર્શને ગણાવી શકાય. શા માટે તરુણે બીજાના ગાલ નાચુવા જોઈએ? શા માટે તરુણે બીજાના શરીર પર હાથ ફેરવવો જોઈએ? શા માટે તેણે બીજાના ગળામાં હાથ નાખવો જોઈએ? શા માટે તેણે બીજાના શરીર ઉપર પડ્યા રહેવું જોઈએ? તરુણ આવી આવી ચેષ્ટાઓ દ્વારા પોતાની સ્પર્શેન્દ્રિયને તૃપ્ત કરવા મથે છે. તેના વિકારોને પોષવા માગે છે.

"આ બાબતમાં વડીલોને તો ખૂબ કહેવાનું મન થાય છે. પણ આ સ્થળ વડીલોને કહેવાનું નથી એટલે એટલું જ કહું છું કે આ પ્રશ્ન ઘણો નાજુક અને ગંભીર હોઈ તેમાં તેઓ અત્યાર સુધી રહ્યા તેમ હવે ઉદાસીન ન રહે. તરુણોમાં થોડા ભળો, તેમનો વિશ્વાસ મેળવો અને તેમને અડચણ પડે ત્યાં મદદ કરો. જાતીય પ્રશ્નમાં મોટાઓએ તરુણો સાથે કઈ રીતે કામ લેવું તેની જાણ માટે તેઓએ જાતીય શાસ્ત્રનું જ્ઞાન મેળવવું જોઈએ. તેમનામાં અનુભવનું જ્ઞાન હોવું જોઈએ. તો જ તેઓ ઉપકારક થઈ પડે."

* * *

## ગાંધીજીનો સંદેશ

આ નિબંધ પૂરો થયો કે તુરત જ એક માણસે આવીને પ્રમુખશ્રીને પૂજ્ય ગાંધીજીનો છાત્રસંમેલનને સંદેશાનો પત્ર આપ્યો તે વાંચવામાં આવ્યો. અમારી પાસે હાલ તે પત્ર ન હોવાથી અત્રે આપી શક્યા નથી.

આ પ્રમાણે નિબંધવાચન પૂરું થયા બાદ સભા બરખાસ્ત થઇ અને બધા છાત્રાલય સંમેલનમાં ભાગ લેવા માટે દોડી ગયા. ૧૨ વાગે ભોજન પછી

## વિષયવિચારિણી સભા

( Subjects committee ) શ્રી. પ્રમુખના ઉતારામાં મળી. દરેક શહેરની બોર્ડિંગમાંથી એક એક પ્રતિનિધિ ચૂંટાઇને કુલ ૧૨-૧૩ સભ્યો થયા. આમાં બહેનોને પણ નિમંત્રણ હતું. છાત્રાલયને અંગે ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નો, ઠરાવો વગેરે મૂકવાની દરેકને છૂટ હતી. બરોબર એક વાગે સર્વ સભ્યો હાજર થવાની સાથે સભાનું કામ શરૂ થયું.

શરૂઆતમાં તો બે ચાર ઠરાવો ઠીક ચાલ્યા, પરંતુ થોડી વાર પછી એક ભાઇ બોલ્યા: " ગૃહપતિ બીજી નોકરી કરે એવો ન જ હોવો જોઇએ." એટલે બીજા ભાઇના મુખમાંથી શબ્દો નીકળ્યા કે "ત્યારે શું સારો યોગ્ય ગૃહપતિ ત્રીશ રૂપીઆમાં રાખી શકાય ?" અને પછી તો 'ગૃહપતિ જુવાન હોવો જોઇએ' 'ગૃહપતિ કુંવારો હોવો જોઇએ' 'ગૃહપતિએ છાત્રાલયોમાં જમવું જોઇએ' 'છાત્રાલય શાળા હોવી જોઇએ' એવા ઠરાવો ઉપરાઉપરી ચર્ચાવા માંડ્યા. કોઇ કહે કે " છાત્રાલયમાં પરિણીત વિદ્યાર્થીઓને સ્થાન જ ન હોવું જોઇએ " તો કોઇ કહે કે " પરણેલા વિદ્યાર્થીઓએ ભણવું ક્યાં ?"

આ પ્રમાણે પ્રશ્નોની મારામારીમાં સાડા ત્રણ વાગ્યા અને પ્રમુખ મહાશય તો બીજા ઠરાવો જલદી તપાસવા લાગ્યા. ઘણા ઠરાવો આવ્યા હતા. એ ઠરાવોના ત્રણ ભાગ પાડી કેટલાક ઠરાવ તરીકે, કેટલાક ચર્ચા તરીકે અને કેટલાક વિજ્ઞપ્તિ રૂપે એમ વર્ગીકરણ કર્યા બાદ આ સભા પૂરી થઇ અને પાંચ વાગે ફરી વખત લાઇબ્રેરીના ઉપરના હોલમાં સભાની બેઠક મળી.

### ઠરાવોની યાદી

આ સભામાં કેટલાક ઠરાવો વાંચી સંભળાવ્યા તે નીચે પ્રમાણે હતા—

(૧) સ્વાગત પ્રમુખને અભિનંદન.

છાત્રસંમેલનના સ્વાગત પ્રમુખ તરીકે ચુંટાએલા ભાઇશ્રી પ્રેમશંકર ભટ્ટ બારડોલીના સત્યાગ્રહને અંગે માગવામાં આવેલ સ્વયંસેવક દળમાં દેશના અવાજને માન આપી ગએલા છે એ માટે અત્રે મળેલાં સર્વ ભાઇ બહેનો ખરા અંતઃકરણથી તેમને અભિનંદન આપે છે. ( આ ઠરાવ પ્રમુખપદેથી મુકાઇ સર્વાનુમતે પસાર થયો હતો. )

(૨) જુદાં-જુદાં છાત્રાલયોના છાત્રો પરસ્પર મૈત્રી સાધે અને તેમની સ્થાનિક

સંસ્થાઓના પ્રશ્નોનો વિચાર કરી પરસ્પર મદદ કરે એ આવશ્યક હોવાથી જે ગામની અંદર એકથી વધારે છાત્રાલયો હોય તે પોતાનું 'સ્થાનિક છાત્રમંડળ' નામે અને એ બધાની સાથે સીધો સંબંધ રાખતું એક મુખ્ય 'છાત્રમંડળ' નીમવું.

તા. ક. જ્યાં એક જ છાત્રાલય હોય ત્યાં તે સીધી રીતે 'છાત્રમંડળ' સાથે જોડાઈ શકશે.

ઠરાવ મુકનાર; પુરુષોત્તમદાસ; અનુમોદન આપનાર તનસુખ ભટ્ટ. એક જ જણ વિરુદ્ધમાં. (વધુમતે ઠરાવ પસાર.)

(૩) છાત્રાલય સંમેલનની બેઠક સાથે છાત્રસંમેલનની પણ બેઠક ભરવી અને તેની વ્યવસ્થાનું કાર્ય છાત્રમંડળને સોંપવું.

જો છાત્રાલય સંમેલનની બેઠક સતત ત્રણ વર્ષ સુધી ન જ ભરાય તો એ સંમેલનથી સ્વતંત્ર એક છાત્રસંમેલન ભરવું.

આ ઠરાવ ભાઈ પુરુષોત્તમદાસે મૂક્યો હતો અને શ્રી. કૃષ્ણલાલ શાહનું અનુમોદન મળ્યું હતું. (અંતે સર્વાનુમતે પસાર થએલ છે.)

(૪) દરેક છાત્રાલયમાં એક સ્વતંત્ર વિદ્યાર્થિમંડળ હોવું જોઇએ એમ આ સંમેલન માને છે: અને એવું મંડળ સ્થાપવાને દરેક છાત્રાલયનાં છાત્રોને સંમેલન આગ્રહભરી વિનંતિ કરે છે.

આ ઠરાવ પ્રમુખ સ્થાનેથી મુકાયો હતો. (સર્વાનુમતે પસાર થએલ હતો.)

(૫) દરેક છાત્રાલયમાં વ્યાયામ અને રમતો હોવી જોઇએ. (સર્વાનુમતે પસાર)

(૬) કોઇ પણ છાત્રાલયમાં પરણેલા વિદ્યાર્થીને સ્થાન ન જ હોવું જોઇએ. (વિજ્ઞપ્તિ.)

(૭) કોમી છાત્રાલય કરતાં સાર્વજનિક છાત્રાલયો વધારે સારાં છે અને તેથી હવેથી નવાં કોમી છાત્રાલયો ન ઉઘાડવાં એમ આ સંમેલન આગ્રહપૂર્વક વિનતિ કરે છે: અને જે કોમી છાત્રાલયો અસ્તિત્વમાં છે એ છાત્રાલયોમાં ઓછામાં ઓછા ૨૦ થી ૨૫ ટકા બીજી જ્ઞાતિના બાળકોને દાખલ કરી સમભાવ સાધવા હિમાયત કરે છે.

આ ઠરાવ એક ભાઈએ મૂક્યો અને વ્રજલાલ શાહે અનુમોદન આપ્યું. વળી ત્રીજા ભાઈ ઉભા થઈને વિરુદ્ધમાં બોલ્યા અને એ ભાઈ બેસવાની તૈયારી કરતા હતા એટલામાં તો પાંચ ભાઇઓ ઉભા થયા. વ્રજલાલ શાહે સાર્વજનિક છાત્રાલય કોમી છાત્રાલયો કરતાં ઘણાં સારાં છે, આજે દેશની એ જરૂર છે અને એથી કોઇના ધર્મને, નીતિને, આચરણને કોઇ પણ જાતની અડ-

ત્રણ નથી થતી એમ સમજાવ્યું. પરંતુ એ બેઠા ત્યાં તો એક સાથે પંદર જણ ઉઠયા અને પ્રમુખશ્રીને જેને બોલાવવાની ઇચ્છા હોય તે પોતાનાં નામ આપી જાય એમ કહેવાની જરૂર પડી. વીસેક નામ આવ્યાં. ત્રણ ત્રણ મિનિટો અપાઇ અને પછી તો વખતના અભાવે બબ્બે મિનટ આપવી પડી. ઘણા વિરુદ્ધમાં બોલ્યા અને ઘણા પક્ષમાં બોલ્યા. એક ભાઇ કહે કે ડૉક્ટર જીવરાજ જેવાં રત્ન તો કોમી છાત્રાલયમાં જ પાકે તો બીજો કહે કે સાર્વજનિક છાત્રાલયોમાં ભોજનરીતિ, ધર્મ વગેરે બરાબર ન સચવાય. વળી કોઇ બોલે કે કોમી છાત્રાલયો બાળી મૂકવાં જોઇએ તો એક ભાઈ ઉભા થઇને કહે કે વરને કોણ વખાણે ? વરની મા ! દક્ષિણામૂર્તિવાળા તો સાર્વજનિક છાત્રાલય જ વખાણે ને ? આમ લગભગ દોઢેક કલાક પસાર થઇ ગયો પછી નીચેનો ઠરાવ પસાર થયો—

સાર્વજનિક છાત્રાલય કોમી કરતાં સારાં છે ખરાં; પરંતુ હમણાં કોમી છાત્રાલયો બંધ ન થઇ શકે એટલા માટે દરેક કોમની પેટા જ્ઞાતિઓ કોઇ પણ જાતના ભેદ વગર સાથે રહે. જેમકે કપોળ, જૈન, મોઢ, સોરઠીયા એમ બધા વાણીયાની એક જ બોર્ડિંગ રહે. ( આ ઠરાવ વધુમતે પસાર થયો હતો.)

(૮) છાત્રાલયમાં પર્યટનની જરૂર છે. ( સર્વાનુમતે પસાર. )

(૯) દરેક છાત્રાલયમાં વિદ્યાર્થીઓનું એક મંડળ હોવું જોઇએ કે જે મંડળ કોઇ પણ પ્રવૃત્તિ દ્વારા છાત્રાલયના દરેક દરેક વિદ્યાર્થીને દેશની પરિસ્થિતિનું ભાન કરાવતું હોય. અને આ મંડળની અંદર રાષ્ટ્રીય અસ્મિતાનું જ્ઞાન અપાવા માટે ગૃહપતિએ પૂરતી મદદ કરવી જોઇએ. (સર્વાનુમતે પસાર.)

(૧૦) દરેક છાત્રાલયે બની શકે તો પોતાની એક જૂદી છાત્રશાળા કાઢવી એ વસ્તુ જરૂરી હોઇ તેનો અમલ થાય એમ આ સંમેલન ઇચ્છે છે. ( વિજ્ઞપ્તિ. આ ઠરાવ શ્રીમતી ચંદનબહેને મૂક્યો હતો ).

(૧૧) વિદ્યાર્થીઓને જોઇતું સાહિત્ય શિષ્ટ અને સંસ્કૃત હોવું જોઇએ એ માટે દરેક છાત્રાલયમાં વાચનાલય હોવું જોઇએ. ( વિજ્ઞપ્તિ. આ વિજ્ઞપ્તિ શ્રી. પોપટલાલભાઇએ મૂકી હતી. )

(૧૨) છાત્રાલય ગામ બહાર હોય એ વધારે ઇષ્ટ છે.

(૧૩) યુવકોની અંદર અત્યારે જાણ્યાની બદીઓ, જાતીય જ્ઞાન સુંદર રીતે અને સાચી રીતે નથી મળતું એ કારણે છે. તેથી એ જ્ઞાનના ખરા શાસ્ત્રીઓને દરેક છાત્રાલયે અવાર નવાર બોલાવી વિદ્યાર્થીઓને એવું શાસ્ત્રીય

જ્ઞાન મળે તેવી વ્યવસ્થા કરવી. ( આ ઠરાવ પ્રમુખશ્રીએ મૂક્યો અને તુરત જ સર્વાનુમતે પસાર થયો હતો.)

(૧૮) શારીરિક શિક્ષા એ પશુતા છે અને તેથી કોઇ પણ ગૃહપતિ પોતાના છાત્રને જરા પણ શિક્ષા ન કરે એવી અમારી આગ્રહભરી વિનતિ છે.
( આ વિનતિ પ્રમુખસ્થાનેથી મૂકવામાં આવી હતી. )

ઉપર પ્રમાણે ઠરાવો પસાર થયા બાદ સભા પુરી થઈ અને છાત્ર મહેમાનો રાત્રિભોજન માટે ઉપડ્યા.

## ત્રીજો દિવસ

તા. ૨૮મી ફેબ્રુઆરીનું મંગળમય પ્રભાત શરૂ થતાંની સાથે જ સર્વે છાત્રો પ્રભાતકાર્યથી પરવારીને સભામાં હાજર થયા આ વખતે વખતના અભાવને લઇને થોડા જ પ્રશ્નો ચર્ચાયા.

(૧) "કોમી છાત્રાલયોમાં કોમી ગૃહપતિ જોઇએ."

પક્ષમાં-ભાઈશ્રી ચંદુલાલ ગાંધી.

કોમી ગૃહપતિ કોમના દરેક રીતરિવાજ જાણતો હોવાથી છાત્રાલય સારી રીતે ચલાવી શકે અને ધર્મનું જ્ઞાન પણ સારૂં અપાય; એથી ઉલટું અન્ય કોમના ગૃહપતિ ધર્મની બાબતમાં બેદરકાર રહે છે.

વિરુદ્ધમાં-ભાઈશ્રી તનસુખ ભટ્ટ.

જ્ઞાતિના ગૃહપતિને લઇને જ્ઞાતિમાં ચાલતા ઝગડામાંથી છાત્રાલયમાં એ ઝઘડો આવે એવી ભીતિ છે.

(૨) "ગૃહપતિ બીજે નોકરી ન કરતો હોવો જોઇએ."

મુખ્ય વક્તા-ભાઇશ્રી કૃષ્ણલાલ.

બન્ને ઠેકાણે કામ કરવાથી માણસ મુખ્ય કામ તેમજ બીજું કામ પણ સારી રીતે નથી કરી શકતો. ગૃહપતિ એ માતા અને પિતા છે અને તેથી એણે માબાપની પેઠે હમેશાં સાથે જ રહેવું જોઇએ.

તરફેણમાં—ભાઈશ્રી વિનાયક પંડ્યા.

વિરુદ્ધમાં—છાત્રાલયમાં જ જો નોકરી કરે તો એ ગૃહપતિને પૂરો પગાર નથી મળતો; કારણ કે આજની સંસ્થાઓ બહુ પૈસાદાર નથી. સ્કૂલમાં નોકરી કરતો ગૃહપતિ સારૂં શિક્ષણ આપી લાભદાયક નીવડે છે.

(૩) "છાત્રાલયમાં પરણેલા વિદ્યાર્થીઓનું સ્થાન ન જ હોવું જોઇએ."

પક્ષમાં—ભાઇશ્રી પોપટલાલ.

પરણેલાઓની સંસ્કૃતિ અપરિણીત વિદ્યાર્થીઓ કરતાં કંઇક વિચિત્ર જ હોય છે અને એને લીધે તેઓ છાત્રાલયમાં નાના વિદ્યાર્થીઓને હાનિકારક છે. જો એમને છાત્રાલયમાં સ્થાન નહિ મળે તો માબાપ અને સમાજ સમજશે અને બાળલગ્ન અટકશે.

વિરુદ્ધમાં—ભાઇશ્રી કપિલરાય અને શ્રી પુરુષોત્તમદાસ.

ઉપર પ્રમાણે ઘણી ચર્ચાઓ થઇ હતી. ઘણી થવાની હતી. એક જ કલાકમાં પૂરી થઇ. અને સૌ છાત્રાલય સંમેલનમાં ભાગ લેવા ગયા.

## છાત્રસંમેલનનું રચનાત્મક કાર્ય

આપણું આ સમેલન કંઇ મેળો ન હતો કે બધા જૂદે જૂદે સ્થળેથી અમરેલી સાથે રહી ત્રણ દિવસ આનંદ ઉડાવવા ખાતર જ આવે. આપણે તો અહીં એક મોટું કાર્ય કરવા ભેગા થયા છીએ એમ સર્વ કોઇ માનતા જ હતા. એથી આપણે કંઇ એક નાનું સંગઠન કરવું જોઇએ. એ વિચાર કરવા આઠ જણની નાની કમિટિ તા. ૨૮મીએ રાત્રે મળી હતી. એમાં ચર્ચાને અંતે નિર્ણય થયો કે આપણે એક છાત્રમંડળ કાઢવું. એ છાત્રમંડળની યોજના નીચે પ્રમાણે છે—

### છાત્રમંડળની યોજના

૧ છાત્રો પરસ્પર મૈત્રી સાધે, એક બીજાના પરિચયમાં આવે અને એક જાતનું સંગઠન કરી પોતાના છાત્રજીવનને લગતા પ્રશ્નોનો ઉકેલ પોતે જ કરે, અને એ રીતે છાત્રાલયના સંચાલકોના કાર્યમાં યત્કિંચિત્ પણ મદદ કરી શકે એ આ મંડળનો પ્રધાન હેતુ રહેશે.

૨ આ મંડળનું નામ "છાત્રમંડળ" રહેશે.

૩ કાર્યપ્રદેશ:—

, અનિવાર્ય હશે તે વખતે 'સ્થાનિક છાત્રમંડળ'ની મુશ્કેલીઓમાં અને પ્રશ્નોના ઉકેલમાં બનશે તેટલી મદદ કરશે અને સહાય આપશે.

૪ આને કાજે પાંચ સભ્યોનું એક ન્હાનું કાર્યવાહક મંડળ રહેશે.

१ श्री. જમનાદાસ વલ્લભદાસ દાણી ... ... અમદાવાદ
२ श्री. તનસુખ ભટ્ટ ... ... ... ભાવનગર
૩ શ્રી. વ્રજલાલ મણિલાલ શાહ ... ... અમરેલી
૪ ભાઈશ્રી પોપટલાલ ... ... ... રાજકોટ
૫ શ્રી. પુરુષોત્તમદાસ ... ... ... રાજકોટ
૬ શ્રી. ભાઈલાલ પટેલ ... ... ... આણંદ

૫ ભાઈશ્રી દાણી આ કાર્યવાહક મંડળના પ્રમુખ ચૂંટાયા છે.

ઉપરની યોજના છાત્રસંમેલન પાસે રજુ કરતાં સર્વાનુમતે મંજુર થએલ છે.

સભાને અંતે મંત્રીઓએ જાહેર કર્યું કે જે ભાઈઓને કંઈ પ્રશ્ન પૂછવા હશે એ પ્રશ્નોના જવાબ કાકાસાહેબ આજે સાંજના ૨ થી ૪ સુધીમાં આપશે. માટે જે જે પ્રશ્નો પૂછવા હોય એ પ્રશ્નો કાગળ પર લખી મંત્રીઓને ૧૨ વાગ્યા પહેલાં આપી જવા.

આ પ્રમાણે પ્રશ્નો આવ્યા અને તેનું વર્ગીકરણ કરી સારા સારા પ્રશ્નો કાગળ પર લખી બે વાગે કાકાસાહેબ પાસે છાત્રાલય મંડપમાં મૂકવામાં આવ્યા. ઘણા પ્રશ્નો આવ્યા હતા પરંતુ એ પ્રશ્નો સામાન્ય હતા. એ પ્રશ્નો પૈકી કેટલાએક તારવેલા તે નીચે પ્રમાણે છેઃ—

## કાકાસાહેબને પૂછેલા પ્રશ્નો

૧ જાતીય પ્રશ્નમાં ન ફસવું એ તો કેટલાયે વિદ્વાનોના ભાષણમાં સાંભળ્યું છે પરંતુ એમાં ફસાએલા વિદ્યાર્થીઓને તેમાંથી છુટી શકવાને કયા કયાં રસ્તા લેવા શક્ય છે? બ્રહ્મચર્યપાલન માટે આપ કંઈ પગથીઆં બનાવશો? જાતીય પ્રશ્નનું જ્ઞાન વિદ્યાર્થીઓને અપાવું જોઈએ એમ આપ માનો છો? તેમાં શા શા લાભ હોવા છે?

૨ સનાતન ધર્મ એટલે શું? સનાતનીઓ દાવો કરે છે કે સાર્વજનિક છાત્રાલયો જેવાં કે વિદ્યાપીઠ, દક્ષિણામુર્તિ વગેરેએ સનાતન ધર્મનો નાશ કરવાનું શરૂ કર્યું છે. તો ખરો સનાતન ધર્મ કયો અને તેમાં વર્ણાંતર લગ્ન બાબત આપ શું સ્પષ્ટીકરણ કરશો?

૩ છાત્રાલયમાં સહવ્યસન બાબત આપનો શો મત છે? એથી બાળકો સુધરે છે કે ખરાબ થાય છે? સહવ્યસનથી બાળકોનાં મન પર થતી અસર આપ જણાવશો?

૪ કઈ રીતે સ્ત્રીસેવા થાય?
૫ અમને રાષ્ટ્રીય શાળામાં ભણવાની ઇચ્છા હોય છતાં અમારાં માબાપો અમને સરકારી શાળામાં જવાની ફરજ પાડે તો અમારે શું કરવું?
૬ છાત્રાલયો કોમી હોવાં જોઇએ કે સાર્વજનિક?
૭ છાત્રાલયમાં પરણેલા વિદ્યાર્થીઓને સ્થાન આપવું ઇષ્ટ છે?
૮ વ્યાયામ, પ્રાર્થના વગેરે છાત્રાલયના બીજા કાયદાઓ ફરજીયાત હોવા જોઇએ કે મરજીયાત?
૯ ધાર્મિક શિક્ષણ ફરજીયાત હોય તો શું વાંધો છે?
૧૦ છાત્રાલયમાં કોઇ પણ વિદ્યાર્થીને પોતાનો ભાઇ કે ગમે તે સગો મળવા આવે અથવા તો જૂના વિદ્યાર્થીઓ આવે તો ભોજનના પૈસા લેવા એ યોગ્ય છે?
૧૧ અંત્યજોને સ્પર્શ કરવાથી શો લાભ છે? એમ કરવાથી સ્વરાજ મળશે?
૧૨ સહશિક્ષણમાં આપ શું કહો છો?
૧૩ પરદેશગમન વિષે આપ શું માનો છો?
૧૪ ગૃહપતિ અને રસોયાની આપખુદી સત્તામાંથી બચી જવા માટે શા શા ઉપાયો લેવા જોઇએ?
૧૫ છાત્રાલયમાં કોઇ વિદ્યાર્થી બીડી પીએ અને ગમે તેટલી શીખામણથી ન માને તો શું કરવું?

આવા પ્રશ્નોના જવાબો દાદાસાહેબે એક પછી એક દોઢેક કલાકમાં સમજાવ્યા. જાતીય બદીનો પ્રશ્ન બહુ જ સારી રીતે સમજાવ્યો. જે લોકો જાતીય બદીમાં ફસાયા છે એમને માટે એકદમ છૂટી જવાનું છે જ નહિ. ધીમે ધીમે જ્યારે મન ઉપર કાબુ મેળવશે અને પવિત્ર વાતાવરણમાં રહેશે ત્યારે મોટી બદીમાંથી સ્વમદોષ અને પછી સ્વમદોષનો પણ લાંબે વખતે નાશ થાય છે. એ નાશ કરવા માટે ઘણો જ વખત લાગે છે. એટલો વખત જવો જોઇએ કે એ વાતનું સ્મરણ આપણને ન હોઇ શકે.

બીજા પ્રશ્નો પણ સુંદર રીતે સમજાવ્યા. ચાર વાગે છૂટા પડ્યા. બધા સ્ટેશન પર જવા તૈયાર થયા. અને આ રીતે છાત્રસંમેલનના પ્રથમાધિવેશનની સમાપ્તિ થઇ.

છાત્રાલય સંમેલનમાં શ્રીયુત્ રામનારાયણ પાઠકે ૪૫ મિનિટમાં આ છાત્રસંમેલનનો તમામ સંક્ષિપ્ત અહેવાલ આપ્યો હતો.

અહીં આ અમારો રિપોર્ટ પૂરો થાય છે. આખાયે સંમેલનમાં જેટલે અંશે સફળતા મળી છે અને સુંદરતા લાગી છે એ માટે અમે સર્વના ઋણી છીએ અને જે જે ખામીઓ જણાઈ છે એ માટે સર્વ બ્હેન બંધુઓ પાસે ક્ષમા માગીએ છીએ. આ હજુ પહેલું છાત્રસંમેલન છે અને એ પ્રથમ સંમેલનને જે સફળતા મળી છે એ માટે અમે ઈશ્વર તેમજ સર્વ છાત્રબંધુઓના આભારી છીએ.

અમરેલી

વૃજલાલ મણિલાલ શાહ
ચંદુલાલ અમરશી ગાંધી
મંત્રીઓ:
પ્રથમ છાત્રસંમેલન

## છાત્રસંમેલનનો કાર્યક્રમ

### દિવસ ૧ લો. તારીખ ૨૭ મી સોમવાર

બપોરના ૪-૩૦ થી ૫-૩૦

૧ સ્વાગત પ્રમુખનું ભાષણ.
૨ પ્રમુખનું ભાષણ.
૩ નિબંધવાચન.

સાંજે ૫-૩૦ થી ૭

૧ વિષયવિચારિણી સભાની બેઠક.

### દિવસ ૨ જો. તારીખ ૨૮ મી મંગળવાર

સવારના ૭ થી ૯

૧ ઠરાવો, સૂચના, વિજ્ઞપ્તિ અને તે પર ચર્ચાએ

### દિવસ ૩ જો. તારીખ ૨૯ મી બુધવાર

બપોરના ભોજન પછી

૧ વડીલો સાથે વાતો.
૨ આભારદર્શન.
૩ વિદાય.

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. લાખાભ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું

# દ્વિતીય છાત્રાલય સંમેલન

[ સોમવાર તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૨૮ ]

પ્રમુખ

શ્રી૦ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનું

ભાષણ

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

અમરેલી

ભાઈઓ અને બહેનો,

છાત્રાલય સંમેલનની કલ્પના ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના જેટલી જ જૂની છે. શ્રી. જગજીવનદાસભાઈના શુભ સંકલ્પનું તે ફળ છે. વઢવાણની રાજકીય પરિષદના અરસામાં સંમેલનની કલ્પનાએ કંઈક મૂર્ત સ્વરૂપ પકડ્યું. પ્રથમ વિચાર તો વિદ્યાપીઠ તરફથી જ છાત્રાલય સંમેલન ભરવાનો હતો. પણ અનેક કારણસર એ વાત રહી ગઈ. સત્યાગ્રહાશ્રમમાં પણ હું સંમેલનને બોલાવી ન શક્યો. અમારો ઉદ્દેશ પ્રથમ સંમેલનના પ્રમુખ તરીકે શ્રી. નાનાભાઈને નીમવાનો હતો. છાત્રાલયોનો પ્રશ્ન જેટલો એમણે પોતાનો કર્યો છે તેટલો આખા ગુજરાતમાં બહુ જ થોડા લોકોએ કર્યો હશે. શ્રી. મોતીભાઈ અને નાનાભાઈના નામ સાથે મૂકી શકાય એવું ત્રીજું નામ હોય તો તે હું જાણતો નથી.

પણ બન્યું એવું કે નાનાભાઈને સંમેલન પોતાને ત્યાં બોલાવવું પડ્યું, અને શ્રી. રામનારાયણભાઈને પ્રથમ પ્રમુખનું માન મળ્યું. જૂનું વચન પાળવા ખાતર મારે આ વર્ષે પ્રમુખપદ સ્વીકારવું પડ્યું, એટલે આ વર્ષે પણ નાનાભાઈ રહી ગયા. તેમ છતાં આપણે સૌ જાણીએ છીએ કે સંમેલનના બુદ્ધિદાતા અને વિઘ્નહર્તા શ્રીગણેશ તો નાનાભાઈ જ છે. તેમની દૃષ્ટિ, તેમનો અનુભવ અને તેમની કુશળતા આપણી મદદમાં છે, એટલે આપણે નિશ્ચિંત થઈ શકીએ છીએ.

છાત્રાલય સંમેલનના પ્રમુખ તરીકે મને પસંદ કરવા માટે હું આપ સૌનો અને ખાસ કરીને ભાઈશ્રી જગજીવનદાસનો અત્યંત આભારી છું. છાત્રાલયો વિષેનો મારો અનુભવ સળંગ દીર્ઘકાળનો જરાયે નથી. જે છે તે તૂટક પણ વિવિધ છે. છતાં આપે પ્રેમપૂર્વક મને સંભાર્યો એ આપનું માયાળુપણું સૂચવે છે. એ માયાનો બદલો આ સમાજને કષ્ટ આપીને વાળવાનું મારા ભાગ્યમાં ન રહે એમ હું પ્રભુ પાસે યાચું છું.

આજે આપણે મુખ્યત્વે સમાજમાં છાત્રાલયનું સ્થાન એ જ વિષય ચર્ચવાના છીએ. પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓ ગુરુના ઘરમાં જઈને રહેતા, તેની સેવા કરતા, તે ભણાવે તેટલું ભણતા, અને તેની રજા લઈ ઘેર પાછા જતા, એ વિષેનાં વર્ણનો છે. આવી ગુરુકુળની પ્રથા સાચેસાચી હતી કે ફક્ત એ કલ્પના જ છે એવી શંકા ઉઠાવનાર લોકો પણ પડ્યા છે. પણ ઉપનિષત્કાલીન ઋષિઓની પ્રાર્થનાઓ, ઉપદેશો અને કથાપ્રસંગો એટલાં બધાં સ્પષ્ટ અને વસ્તુસ્થિતિનાં સૂચક છે કે એ વિષે શંકા રહેતી નથી. સ્મૃતિગ્રંથોમાં શિષ્યને હાથે ગુરુગૃહમાં થતા અપરાધોનું પ્રાયશ્ચિત્ત વિગતવાર આપેલું છે, તે ઉપરથી પણ ગુરુગૃહવાસની પ્રથા એક કાળે આ દેશમાં પ્રચલિત હતી એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. દસ દસ હજાર વિદ્યાર્થીઓનું ભરણપોષણ કરી તેમને વિદ્યા આપનાર કુલપતિઓ આ દેશમાં હતા એમ કુલપતિ શબ્દની વ્યાખ્યા પરથી જણાય છે. જોકે શાકુંતલના શાન્ત વાતાવરણમાં હજારો વિદ્યાર્થીઓ રહેતા હોય એમ માન્યામાં આવતું નથી. નાલંદા, તક્ષશિલા ઇત્યાદિ વિદ્યાપીઠોમાં છાત્રો ગુરુ સાથે જ રહેતા હતા એ વાત ઇતિહાસસિદ્ધ છે. તેમાં સંસારવિમુખ તપસ્વીઓ વધારે હતા કે ગૃહસ્થાશ્રમની તૈયારી કરનાર બ્રહ્મચારીઓ વધારે હતા એ આજે જાણવું મુશ્કેલ છે. બંગાળમાં નવદ્વીપ, ઉત્તરમાં કાશી, મધ્યદેશમાં અવંતી, મહારાષ્ટ્રમાં પ્રતિષ્ઠાન, અને દક્ષિણમાં કાંચી એવાં એવાં મધ્યયુગીન વિદ્યાપીઠો વિષે માહિતી મળે છે. પણ તેમાં વિદ્યાર્થીઓ ગુરુની સીધી દેખરેખ તળે રહેતા એ વિષે ખાતરી નથી. આજે પણ વારાણસીમાં કેટલાયે વિદ્યાર્થીઓ જ્યાં

જગા મળે ત્યાં રહે છે, અન્નછત્રોમાં જમે છે, અને પોતાને અનુકૂળ અધ્યાપકો શોધી, તેમને ઘેર જઇને ભણે છે. વિદ્યાર્થીઓ પર સામાન્ય જનસમાજનો જે કંઇક સામાજિક અંકુશ રહી શકે તેના કરતાં વધારે દેખરેખ વિદ્યાર્થીઓ પર રહે જ છે એમ નથી. બનારસમાં કેટલાક વિદ્યાર્થીઓનું સ્વતંત્ર જીવન જોઇ હું તો હેબતાઇ જ ગયો છું. એવા જ એક પ્રાચીન વિદ્યાર્થીએ પોતાના નિરંકુશ જીવનનો ચિતાર એક અનુષ્ટુભમાં ભયાનક રીતે આપ્યો છે:

प्रपायां पीयते वारि सत्रागारेऽपि भुज्यते ।
सुप्यते देवसदने . . . . . . ॥

એજવાબદાર જીવનમાંથી બીજું શું નીકળે? સંસ્કારવિહીન માણસ મફતનું ખાય અને છતાં ચારિત્રભ્રષ્ટ ન થાય તો અધ્યાત્મ-શાસ્ત્ર જૂઠું પડે.

વિદ્યાર્થીઓ કાં તો માબાપ કે સગાંવહાલાં પાસે રહે, અથવા કુમળી દશામાં તેમને સાચવી શકે એવા ગુરુઓની દેખરેખ તળે રહે, એ યોગ્ય છે. બીજી કોઈ પણ વ્યવસ્થા પરિણામે હિતકર નથી. જે વિદ્યા આપે છે તેની જ દેખરેખ વિદ્યાર્થીઓ પર રહે તો તે ઉભયપક્ષે શ્રેયસ્કર છે. પણ આજના જમાનામાં, 'વિદ્યાર્થીઓ વિદ્યા ભલે ગમે ત્યાંથી લે, એમને ફક્ત સાચવવાનું કામ અમે કરીશું' એ જાતનો શ્રમવિભાગ કરનારી સંસ્થાઓ ઉભી થઇ છે. એવો શ્રમવિભાગ યોગ્ય છે કે કેમ એ આપણે તપાસવાનું રહે છે.

ઘર એ ઇશ્વરનિર્મિત સનાતન સંસ્થા મનાય. એને તોલે આવે એવી એકે સંસ્થા આજ સુધીમાં આપણે ઉભી કરી શકયા નથી. કુટુંબોને જ્યારે આપણે સંસ્કારસંપન્ન કરીશું, કૌટુંબિક આદર્શને પહોંચી વળીશું, ત્યારે જ કુટુંબ કરતાં મોટી કે વિશાળ સંસ્થા ચલાવવાની શક્તિ આપણામાં આવશે. આજે આપણે કુટુંબો ચલાવી શકતા નથી, જૂના કાળમાં કેળવેલી સ્થૂળ સંસ્કારિતા પણ ટકાવી શકતા નથી, તે કારણે છાત્રાલય જેવી સંસ્થાઓ કાઢવા બેઠા છીએ, તેથી જ બધી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. જે જન્મ દે તે જ પ્રાથમિક સંસ્કારો આપે એ સ્વાભાવિક નિયમ છે.

આપણો જીવનવ્યવહાર જો સંતોષમૂલક હોત તો એ આદર્શ આપણે સહેજે શક્ય કરી શક્યા હોત. દરેક માબાપ જો એમ નક્કી કરે કે 'ઉદરનિર્વાહ જોગું મેળવીને સન્તોષ માનીશું, ઝાઝી કમાણીનો લોભ નહિ રાખીએ, અને આમ કરીને જેટલી નવરાશ મેળવી શકાય તે બધી પોતાના સંસ્કાર સુધારવા પાછળ, એ સંસ્કારો બાળકોમાં રેડવા પાછળ, અને આવશ્યક તેટલી સમાજસેવા કરવા પાછળ ગાળીશું,' તો કેળવણીનો સવાલ જ નહિ પણ સમાજના કેટલાયે સવાલો એની મેળે ઉકલશે. બાળકોની સોળ વરસ સુધીની કેળવણી એમને માબાપ અને સગાંવહાલાં પાસેથી જ મળે એ જાતની સમાજવ્યવસ્થા કલ્પવી અશક્ય નથી. પણ આપણે કુટુંબ-સંસ્થા વિષે અશ્રદ્ધાળુ થયા છીએ. ચકલોચકલી અને તેમનો માળો એ સંકુચિત દશામાંથી ઉગરી જઈ આપણે આર્ય લોકોએ મોટાં-મોટાં સંયુક્ત કુટુંબો રચ્યાં અને ચલાવ્યાં; અને તેમ કરતાં અનેક કિંમતી સામાજિક સદ્ગુણો કેળવ્યા. એ સદ્ગુણોને જોરે જ આપણે મોટીમોટી ન્યાતો બાંધી, અને તે દ્વારા સામાજિક પુરુષાર્થ સાધ્યો. આવી અનેક ન્યાતોને વર્ણાશ્રમવ્યવસ્થામાં સંગઠિત કરી આપણે વિરાટ હિંદુ સમાજ ઉભો કર્યો, અને તે દ્વારા ચતુર્વિધ પુરુષાર્થનો ઉત્કર્ષ બતાવ્યો. આ બધું શક્ય થયું એનું મૂળ કારણ ત્યાગ, ક્ષમા, પરાક્રમ, પવિત્રતા, આત્મવિલોપન, ઇત્યાદિ કૌટુંબિક સદ્ગુણો છે. એ સદ્ગુણોનો નાશ પરરાજ્ય આવવાથી થયો એમ માનવા કરતા, પ્રથમ એ સદ્ગુણોનો નાશ થયો, તેથી સમાજ શિથિલ થયો, અને ત્યારપછી જ પરરાજ્યો આવ્યાં, એમ કહેવું વધારે વ્યાજબી છે. આજે આપણી પડતી સૌને સાલે છે. પણ આપણી રાષ્ટ્રીય મટી જે કૌટુંબિક સદ્ગુણો, તે પાછા આણવાનો પ્રયત્ન કર્યા વગર બીજા અનેક ઉપાયોથી સમાજને સુધારવાનાં ફાંફાં આપણે મારતા આવ્યા છીએ. આપણે લોભમાં પડ્યા છીએ કે એવી કંઇક યુક્તિ શોધી કાઢીશું જેથી બે ને બે મળીને પાંચ કરીશું, વાવ્યા વગર લણીશું, અને રાંધ્યા વગર જમીશું.

સંસ્કારોની કેળવણી આપણે ઘરમાંથી કાઢી શાળાઓને સોંપી. પરિણામે ઘરના છોકરાઓને પણ ઘરમાંથી કાઢી શાળાઓમાં રહેવા મોકલવા પડ્યા. આજની દરેક સંસ્થા કુટુંબસંસ્થાને

તોડવા મથે છે. ઈશ્વરનિર્મિત કુટુંબસંસ્થા પર અશ્રદ્ધા રાખી આપણે અસંખ્ય સંસ્થાઓ ઉત્પન્ન કરીએ છીએ, અને તેમના પર આંધળો વિશ્વાસ રાખીએ છીએ. હોટેલો, વીશીઓ, ઇસ્પિતાલો અને વકીલોની પેઠે છાત્રાલયો પણ કુટુંબસંસ્થાને નબળી પાડવાનું જ કામ કર્યાં કરે છે. સોલજરો જેમ બરાકોમાં રહે છે તેમ છોકરાઓને જમવારહેવાની સવડ કરી આપવી એ કામ અઘરૂં નથી." એવી સંસ્થાઓ મારફતે છોકરાઓના મગજમાં અમુક જાતની માહિતી ભરી શકાય, છોકરાઓ માટે જમવા રહેવા રમવાની સગવડ કરી શકાય, અને બધી ઇંદ્રિયોની અમુક કવાયત પણ કરાવી શકાય. પણ એ કેળવણી ન થાય. એકલી શાળા લો, એકલાં છાત્રાલયો લો, અથવા બંનેની સંયુક્ત સંસ્થા લો, એમના શિક્ષકો, આચાર્યો અને ગૃહપતિઓમાં જો કૌટુંબિક સદ્દગુણો ન હોય તો બધું એળે જવાનું. જવાનું શું, આપણે જતું જોઇએ છીએ! કૌટુંબિક સદ્દગુણોના નાશથી આપણો સમાજ અધોગતિએ જાય છે એ તરફ આપણે બધા જ આંધળા થયા છીએ, તેથી ગમે તેવી કેળવણી અને ગમે તેવાં છાત્રાલયોથી આપણે ચલાવી લઇએ છીએ.

આપણા સમાજમાં કૌટુંબિક વૃત્તિ અને ન્યાતપરતંત્રતા પૂરતા પ્રમાણમાં છે, પણ તે કંઇ સામાજિક સદ્દગુણો ન ગણાય. પામરતામાંથી પણ કેટલીક વૃત્તિઓ ઉદ્દભવે છે જે ઉપરઉપરથી સદ્દગુણો જેટલી જ રૂપાળી દેખાય છે. પણ પ્રસંગ પડ્યે એનું મૂલ્ય બરાબર જણાઇ આવે છે. આજની આપણી ન્યાતવૃત્તિ કે કૌટુંબિક વૃત્તિની પાછળ પ્રેમના ઐક્ય અને આત્મસમર્પણના કરતાં એકબીજાનો આધાર લેવાદેવાનું જ વધારે છે. જેમનામાં આત્મવિશ્વાસ નથી, પરાક્રમ નથી, પૌરુષ નથી એવા લોકો ટોળાં બાંધીને રહે એમાં આર્ય સદ્દગુણો નથી. એવા લોકો અણીને પ્રસંગે એકબીજાને પણ દગો દેવા તૈયાર થવાના અને સંકુચિતમાં સંકુચિત સ્વાર્થ શોધવાના. આપણો આજનો વેપાર એ જ કારણસર તૂટી પડ્યો છે. અને આપણું રાજકારણ પણ એ જ કારણે નબળું પડ્યું છે. એવી જ મનઃસ્થિતિને કાયમ રાખી આપણે ગમે તેટલી સંસ્થાઓ કાઢીએ તોયે શું? એના એ જ દોષો જ્યાં ત્યાં

નડવાના. આપણે શાળાના અધ્યાપકો અને છાત્રાલયના ગૃહપતિઓ નીમતી વખતે તેમનામાં સામાજિક સદ્‌ગુણો કેટલા પ્રમાણમાં છે એ શું બરાબર તપાસતા આવ્યા છીએ? તે ક્યાં સુધી ભણ્યો છે, નાણાંની ઉચાપત ન કરવા જેટલો પ્રામાણિક છે કે નાહ, અસંતોષ ઉત્પન્ન કર્યા વગર વિદ્યાર્થીઓને કાબુમાં રાખી શકે એવો છે કે કેમ, એટલું જોઇ લીધું એટલે બસ થયું એમ આપણા ઉત્તમમાં ઉત્તમ લોકો માને છે. તેથી જ ગૃહપતિ પરણેલો હોય કે અપરિણીત, એવા નિરર્થક સવાલોની ચર્ચામાં આપણે ઉતરીએ છીએ.

છાત્રાલયનો સવાલ ચર્ચતા પહેલાં એક મહાન વ્યાપક સવાલ છેડવાની જરૂર છે. કુટુંબ, સંયુક્ત કુટુંબ અને ન્યાત એ ત્રણે સંસ્થા લોહીના સંબંધ પર બાંધેલી છે, લગ્નસંબંધ પર રચાયેલી છે. ત્રણેને યૌન સંસ્થા કહી શકાય. આથી જુદી, વિચાર, આચાર, સંસ્કાર અને આદર્શ ઉપર રચાયેલી એવી આધ્યાત્મિક સંસ્થાઓ સ્થાપન કરી શકાય કે કેમ, અને રચાય તો તે યૌન સંસ્થા કરતાં વધારે હિતકર નીવડે કે કેમ? આપણા સાધુઓના અથવા જેસ્યુઇટ મીશનરીઓના અખાડાઓ, બૌદ્ધ સંઘો અને જૈન ગચ્છો એ આવા પ્રયોગો ગણાય. ગુરુકુળો અને છાત્રાલયો એ અમુક મુદતને માટે એવો જ પ્રયોગ કરનારી સંસ્થાઓ છે. યૌન સંબંધથી આગળ જઇ આવા આધ્યાત્મિક સંબંધ બાંધવાની શક્તિ માણસજાતમાં છે, તેથી આવી સંસ્થાઓ યશસ્વી કરવાનો પ્રયત્ન માણસજાતે વિશેષ ચીવટપૂર્વક કરવો જોઇએ. કુટુંબો ચલાવતાં ચલાવતાં હારીને કાઢેલી સંસ્થા તરીકે નહિ, પણ માનવી શક્તિને કુટુંબ સંસ્થા અધૂરી અથવા સંકુચિત પડવાથી સ્થાપન કરેલી સંસ્થાઓ તરીકે આપણે આધ્યાત્મિક સંબંધવાળા પ્રયોગો કરવા જોઇએ. એવા આદર્શથી જ આજના જમાનામાં આશ્રમો ચલાવવાનો પ્રયોગ શરૂ થયો છે એમ કહી શકાય.

કૌટુંબિક પદ્ધતિથી ઉતરતા દરજ્જાની સંસ્થાઓ જો કાઢવી પડે તો તે નછૂટકે, અપરિહાર્ય સમજીને કાઢવાની રહેશે;

અને બનતી ઉતાવળે તેમનું કાર્ય પૂરું કરી કુટુંબસંસ્થાને પુનર્જીવન આપવાનું રહેશે. કુટુંબ કરતાં ઉતરતા દરજ્જાની સંસ્થાઓ સ્થાયી કરવી પડે તો તેમાં સમાજની નામોશી છે. કુટુંબ કરતાં ચડતા દરજ્જાની, ઉપલા પગથિયાની સંસ્થાઓ કાઢવી અઘરી છે; પણ તે જ ચિરસ્થાયી થવાને લાયક છે.

એટલે હવે આપણે એ નિર્ણય પર આવ્યા છીએ કે છાત્રાલયો હોય કે આશ્રમો હોય, તેમાં ઓછામાં ઓછું વ્યવસ્થિત કુટુંબ જેટલા સદ્દગુણોની તૈયારી હોવી જ જોઇએ. કુટુંબને લાગુ પડતા ઘણાખરા નિયમો આવી સંસ્થાને લાગુ પડવા જોઇએ. આવા કેટલાક નિયમો આપણે અહીં જોઈ જઇશું. કુટુંબમાં સરકારી ખાતાં જેવાં ચોક્સ ધારાધોરણ નથી હોતાં, છતાં કંઇક વ્યવસ્થા તો હોય જ છે. એનો પાયો પરસ્પર અણવિશ્વાસ પર રચાયેલો નથી હોતો. પરસ્પર વિશ્વાસ અને શ્રદ્ધા વગર સાચું કુટુંબ સંભવતું જ નથી. અમુક હદની એકબીજા પ્રત્યેની ઉચ્ચ લાગણી હોય તો જ વિશ્વાસ અને આદર હોઈ શકે. અને તેમ હોય ત્યારે જ ધારાધોરણ વગર ચાલી શકે. કુટુંબમા બધાંનું ધ્યાન દરકસર તરફ હમેશ જાગૃત રહે છે, કેમકે બધાને થાય છે કે બેદરકારીને લીધે જે નુકસાન થાય તે આપણું દરેકનું પોતીકું નુકસાન છે. સંસ્થામાં પણ એમ જ થવું જોઇએ. કુટુંબમાં જીવનના અનેક સવાલોનો ઉકેલ અમુક રીતે જ આવી શકે એ વિષે કુટુંબ બધું લગભગ એકમત હોય છે. એટલે કે બધાં કુટુંબીઓનો આદર્શ અમુક હદ સુધી સરખો હોય છે, અને તેની પાછળ વિશિષ્ટ વ્યક્તિના ચિંતન અને અનુભવની છાપ હોય છે. સંસ્થામાં પણ તેમ જ હોવું જોઇએ, અને એવી છાપ પાડનાર વ્યક્તિ સત્તાની રૂએ નહિ પણ ઉદાર મન, ત્યાગ અને અનુભવના કારણે આવો અધિકાર ભોગવતી હોવી જોઇએ. કુટુંબમાં કોઇની સત્તા વ્યાખ્યાપૂર્વક નિયમિત કરેલી નથી હોતી. દરેકની શક્તિ–વૃત્તિ પ્રમાણે એ વ્યવસ્થા એની મેળે ગોઠવાઇ જાય છે. સંસ્થામાં એ રીતે થઇ શકતું હોય તો જ સંસ્થા વગરખટકે ચાલી શકે છે. એ પણ તો જ સંભવે જો સૌના મનમાં એકબીજા પ્રત્યે પ્રેમ અને આદરની લાગણી હોય અને આખા વાતાવરણમાં એકતા હોય.

કુટુંબનો વિકાસ ધીમેધીમે અને સ્વાભાવિક રીતે થાય છે. વગર-વિચારે કોઇ નવી વ્યક્તિને કુટુંબમાં દાખલ નથી કરતા. ઘરમાં એક છોકરી આણવી હોય અથવા કોઇને આશ્રિત રાખવો હોય તો કેટલોય વિચાર કરવાનો હોય છે. જે સંસ્થાઓનો વિકાસ આ ઢબે થયેલો હોય છે તેનો જ ઉત્કર્ષ થાય છે. જેમ પાંચપચાસ લોકો એકાદ દિવસ ભેગા થઇને કુટુંબ બનવાનો ઠરાવ નથી કરતા, તેમ જ જીવનવ્યાપી સ્થાયી સંસ્થાઓ એકાએક નથી બની શકતી, ન બનવી જોઇએ. ખાસ કરીને આશ્રમ કે છાત્રાલય જેવી સંસ્થાઓ, જેમાં આખું જીવન ઘડવાનું હોય છે અને સનાતન તત્ત્વોના પ્રયોગો કરવાના હોય છે, ત્યાં તો શરૂઆત નાની હોય અને સ્વાભાવિક વિકાસ થતો હોય એ જ અત્યંત આવશ્યક છે.

મનુસ્મૃતિમાં લખ્યું છે કે આચાર્ય પિતા છે અને સાવિત્રી એ માતા છે. સાવિત્રી એટલે કેળવણી, જીવન રચનાર પ્રેરણા, બુદ્ધિને દોરનાર શક્તિ. એ જો માતૃસ્થાને બરાબર પ્રતિષ્ઠિત હોય તો બીજું શું જોઇએ? જે સંસ્થામાં સાવિત્રીરૂપ કેળવણી મળતી હોય તે સંસ્થાના વિદ્યાર્થીઓ માજાયા ભાઇ કરતાંયે વધારે એકબીજાને ચાહે છે. તેથી એક કુટુંબમાં જેમ વિવાહસંબંધ સંભવતો નથી તેમ એક સંસ્થામાં પણ ન સંભવે. કુટુંબમાં જો માંહોમાંહે વિવાહ કરવાની પ્રથા શરૂ થાય તો કુટુંબ તૂટી જાય. અનાચાર પેદા થાય એટલું જ નહિ પણ કુટુંબની હસ્તિ જ મટી જાય. એ જ રીતે જીવનને ઘડનાર કેળવણીની સંસ્થાઓમાં પણ શિષ્યશિક્ષકનો સંબંધ પિતાપુત્ર કે પિતાપુત્રી જેવો હોવો જોઇએ, અને એક સંસ્થામાં સાથે ભણતાં છોકરાછોકરીઓ ભાઇબહેન સમાન ગણાવાં જોઇએ.

કુટુંબ અને સંસ્થા વચ્ચે સરખામણી કરતાં આપણે અહીં સુધી આવ્યા. પણ અહીં એક મુશ્કેલી ઉભી થાય છે. 'ધારો કે એકાદ નાની ન્યાત પોતાનાં બધાં છોકરાછોકરીઓ માટે એક મોટું 'છાત્રાલય' કાઢે અને સદ્દશિક્ષણ અને સદ્દજીવનનો અખતરો કરે, તો એ ન્યાતમાં વિવાહની વ્યવસ્થા શી કરવી? ઘણાં

વરસથી હું આ વિષયનો વિચાર કરતો આવ્યો છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ સવાલનો બે રીતે વિચાર કરી શકાય છે. એક તો ન્યાતવાર જુદાંજુદાં છાત્રાલય ન જ હોવાં જોઇએ. અને એવાં છાત્રાલય હોય કે ન હોય, આપણા સમાજમાં જે ઢબે ન્યાતો અને પેટાન્યાતોનો વિસ્તાર વધ્યો છે તે જોતાં ગોત્રનો નિયમ આ ન્યાતોને પણ લાગુ પાડવા જેવો છે. જેમ માણસ પોતાના જ ગોત્રમાં પરણી નથી શકતો તેમ પોતાની પેટાન્યાતમાં માંહોમાંહે વિવાહ ન જ થઈ શકે, એવો નિયમ કરવા જેવો છે. એક જ ગોત્રની અંદર વિવાહ થાય તો જેમ સમાજનો આત્મા એની સામે થાય છે, એને અનાચાર ગણી નિંદે છે, ધિક્કારે છે, તેમ એક જ પેટાન્યાતમાં વિવાહ થાય તો તે સમાજને નાપસંદ હોવો જોઇએ.

છાત્રાલયના કૌટુંબિક વાતાવરણ વિષે બોલતાં સમાજ-વ્યવસ્થાના એક નાજુક સવાલ સુધી હું કયા ગયો, એમ ઘણાને થશે. પણ એ વાંક મારો નથી. આપણે છાત્રાલયોનો સામાજિક દરજ્જો ઝપાટાભેર વધારતા ચાલ્યા છીએ. કુટુંબો તોડી છાત્રાલયો વધારીએ તો છાત્રાલયોની સ્મૃતિ બનાવ્યા વિના છૂટકો નથી. વગરવિચારે પગલું ભરીએ તો એની સાથે આવતી જવાબદારીઓનો પણ વિચાર કર્યા વિના છૂટકો નથી. છાત્રાલયને કુટુંબ-વ્યવસ્થાની કબર ન બનાવવું હોય તો એને વ્યાપક જીવનની શરૂઆત તરીકે સ્વીકારવાની હિંમત કરવી ઘટે છે.

મારો નમ્ર અભિપ્રાય છે કે કોમી છાત્રાલયો સરવાળે લાભદાયક નથી. આજના જમાનામાં ભિન્નભિન્ન સમાજના છોકરાઓ સાથે રહે, સાથે ભણે તો જ તેમનાં બુદ્ધિ અને હૃદયનો યોગ્ય વિકાસ થઇ શકે. ફક્ત એક જ ન્યાતના છોકરાઓ સાથે રહેવાથી બંધુભાવ કેળવાય છે એમ આપણે ભલે આશા રાખીએ, પણ ખરેખર તો ન્યાતના સંકુચિત ઝગડા અને વાસી આદર્શોની અંદર જ જુવાનોનાં મન કહોવાઇ જવાનો સંભવ રહે છે. વ્યાપક દેશસેવાના વિચારો એવા વાતાવરણમાં કુંઠિત થઇ જાય છે. જે લોકો આહારના અને શુચિતાના એક જ પ્રકારના નિયમો સ્વીકારે છે તે બધા એકત્ર રહી શકે છે એટલો વ્યાપક નિયમ હોવો જોઇએ.

દરેક જમાનાની વિશિષ્ટ હાજત હોય છે, વિશિષ્ટ ભીડ હોય છે, એ જમાનાએ કરવાજેવું ખાસ કાર્ય હોય છે. એ કાર્યને તોલે આવે એવી સંસ્થાઓ જે ન રચીએ તો તે શાપરૂપ થાય છે. જમાનો માગે છે એના કરતાં સંકુચિત સંસ્થાઓ આપણાથી કદાચ જ નહિ. તેથી જ કહું છું કે કામી છાત્રાલયો આજે કાલાનુકૂલ નથી. મને ભાન છે કે ગુજરાતમાં કામી છાત્રાલયોની સંખ્યા વધારે છે, કામી લાગણીને લીધે તેમની નાણાંની સગવડ સારી રીતે થાય છે, કામી દેખરેખની સંગીનતા મેળવી એમા સરસ વ્યવસ્થા આણવી પણ શકય છે, અને દરેક કામની ખાસિયત કેળવવાની અસાધારણ તક પણ મળે છે. કામી સંસ્થાઓના લાભ હું નથી જોતો એમ નથી. પણ સરવાળે તે વસ્તુ આખા સમાજને તો હિતકર નથી, એટલું જ નહિ પણ તે તે કામને પણ હિતકર નથી, એ નિર્ણય પર હું આવ્યો છું. કામી છાત્રાલયો ચલાવનાર સંસ્થાપકો અને વ્યવસ્થાપકાને ફરીફરી પોતાના કાર્યની અસર તપાસવા હું વીનવું છું.

અને જો કામી છાત્રાલયો અપરિહાર્ય જ હોય, કામો એવી સંસ્થાઓના લોભ ન છોડી શકતી હોય તો બીજો એક વિચાર અહીં સૂચવું. એ વિચાર આપણા નિત્યવિધિમાં આવેલા વૈશ્વદેવવિધિ પરથી સુઝેલો છે. ધાર્મિક કુટુંબો વૈશ્વદેવ કર્યા વગર જમતાં નથી. વૈશ્વદેવ સાથે અતિથિપૂજા, ભૂતયજ્ઞ વગેરે વિધિઓ હોય છે. એ વિધિ જે ન કરે અને પોતાને માટે, પોતાપૂરતું જ રાંધે તેને ગીતાએ ચોર કહેલો છે. જે નિયમ વ્યક્તિને લાગુ પડે છે તે જ ન્યાત અને સમાજને લાગુ છે. ઋષિતર્પણથી માંડીને કાગવાસ સુધીના બધા વિધિઓ કરવામાં આવે ત્યારે જ માણસને જમવાનો હક મળે છે. આપણા કામી દાનધર્મમાં કામ બહારના ભાઇઓનો પણ વિચાર રાખવો ઘટે છે. કેટલીક ગાયોને પોતાનું જ દૂધ પીવાની કુટેવ હોય છે. એ અત્યંત અશુભ ગણાય છે. એવી ગાયનું દૂધ પૂજાનૈવેદ્યમાં કે અભિષેકમાં કામ નથી આવતું. કાઈ વ્યક્તિ કે કામ જો પોતાનો દાનધર્મ પોતાની કામ પૂરતો જ સંકુચિત રાખે તો તે દાન પણ પવિત્ર ન ગણાવું જોઇએ. એમાં

સૂક્ષ્મ સમાજદ્રોહ કહેલો છે. સમાજનો કોઈ પણ એક ભાગ સ્વયંપૂર્ણ થવા માગે અને બાકીના સમાજ વિષે બેદરકાર થાય તો તે વિશાળ સમાજનો દ્રોહ કરે છે, સમાજના વિશાળ આત્માને હણે છે. બીજા ભાગોના મનમાં આવી સ્થિતિ સામે સ્વાભાવિક વિરોધ ઉત્પન્ન થાય છે, અસૂયા પેદા થાય છે, અને તેને પરિણામે આખો સમાજ શિથિલ દુર્બળ અને પામર બની જાય છે.

એક જમાનો એવો હતો જ્યારે ન્યાત મારફતે આપણા સામાજિક આદર્શો વ્યક્ત થતા, સમાજની મૂંઝવણો ઉકેલાતી. આપણી ન્યાતો અને પેટાન્યાતો તે વખતે પ્રગતિના પગથિયાંરૂપ હતી. આજે એ સ્થિતિ રહી નથી. આજે એ જ બંધારણો પ્રગતિનાં વિરોધી થઇ પડ્યાં છે. આજના સવાલો જુદા છે; પુરુષાર્થનાં ક્ષેત્રો ભિન્ન છે; સમાજના વિભાગ જુદાં તત્ત્વો પર, નવા પાયા પર પડવા લાગ્યા છે. ન્યાતોની પરિષદોમાં આપણે જોઇએ છીએ કે વિચાર કરનાર લોકો વચ્ચે ક્યાંયે મેળ ખાતો જ નથી. આજનું સામાજિક વર્ગીકરણ ન્યાતવાર નથી પણ આદર્શવાર છે. ન્યાતોમાં બહુ બહુ તો સંકુચિત સ્વાર્થનું કંઇક એકીકરણ જડે છે, પણ તે પોષવાજેવું નથી હોતું. તેથી જ કોમી છાત્રાલયોને હું અનિષ્ટ ગણું છું. કોમી છાત્રાલયો જો એવો નિયમ કરે કે દરેક છાત્રાલયમાં કોમના વિદ્યાર્થીઓને જે જે લાભો મળે છે તે બધા જ લાભો ન્યાતબહારના અમુક ટકા વિદ્યાર્થીઓને મળવા જોઇએ, તો કાંઇક નિષ્કૃતિ થાય. આપણે જો ચાતુર્વર્ણ્યમાં માનતા હોઇએ તો દરેક પ્રવૃત્તિમાં ચારે વર્ણના હિતનો વિચાર થવો ઘટે છે. અને જે પછાત કોમોનો પૂરેપૂરો હાથ ઝાલવા આપણે તૈયાર ન હોઇએ તેમનો ઉદ્ધાર આપણે બીજી અનેક રીતે કરવા તરફ વધારે ધ્યાન આપવું જોઇએ. પોતાની આવકનો પૂરેપૂરો પાંચમો ભાગ અંત્યજોને કેળવવા અને છાત્રાલયોનો લાભ આપવા દરેક કોમ ખરચે તો અંત્યજ કોમ કૃતજ્ઞતાબુદ્ધિથી જ સુધરી જશે, સંસ્કારી થશે. જેમ નાનાં ગંદાં બાળકોને પ્રેમપૂર્વક પાસે રાખીને આપણે તેને બધા શુભ સંસ્કારોની કેળવણી આપીએ છીએ તેમ જ દુર્દૈવે પછાત કોમોને પણ આપણે કેળવવી ઘટે છે. શું હિંદુધર્મમાં એટલીયે તાકાત

નથી કે હજારો વરસના સહવાસ પછી પણ અંત્યજો સ્પર્શલાયક ન બની શકે? હિંદુધર્મને આપણે પતિતપાવન તરીકે ઓળખીએ છીએ. આપણી નદીઓ, આપણાં તીર્થો, આપણા સંતોનો સત્સંગ, અને ભગવાનનું નામ એ બધાંની શક્તિ શું આપણે એટલી ક્ષીણ કરી મૂકી છે કે એમનામાં કોઇનો ઉદ્ધાર કરવાની તાકાત જ રહી નથી? મુસલમાનોના સ્પર્શમાં જે શક્તિ છે તે શું આપણા પ્રેમમાં નથી? અથવા, નયે હોય. વિશાળ હૃદય વગર આપણામા પવિત્રતા ક્યાંથી જ આવે? ઉપનિષદના ઋષિઓ ગાઇગાઇને થાક્યા કે 'महामनाः स्यात्, तद् व्रतम्. ભાઇઓ, મન મોટું રાખો, ઉદાર રાખો, વિશાળ રાખો.' એ હાલો ઉપદેશ નથી, પણ વ્રત છે. વ્રતની દૃઢતાથી તેનું પાલન થવું જોઇએ. 'न कंचन वसतौ प्रत्याचक्षीत, तद् व्रतम्. કોઇને પોતાના ઘરમાં વાસો આપવાની ના ન પાડવી જોઇએ.' એ પણ વ્રત જ છે. આપણા છાત્રાલયો જો ભૂતનું બતાવેલું આ વ્રત સમજીને પાળશે, અને સમાજના દરેક અવયવના હિત તરફ જાગૃત થશે, તો જરૂર તેમનો અસાધારણ ઉત્કર્ષ થશે.

હું ધારું છું સહૃદય લોકોને આથી વધારે કહેવાની જરૂર નથી. આપણે શુદ્ધ સ્વાર્થનો પણ વિચાર કરતા હોઇએ અને સમય જાણતા હોઇએ તોપણ આ બાબતનું આપણું કર્તવ્ય આપણને દીવાજેવું સ્પષ્ટ દેખાશે.

## ૨

છાત્રાલયોની પ્રવૃત્તિનો હવે આપણે બીજી રીતે વિચાર કરીએ. આજનું વિદ્યાર્થીજીવન જેવું હોવું જોઇએ તેવું નથી એ અનુભવ દરેકનો છે. ચારિત્રની, સારી ટેવોની, અને આદર્શોને સેવવાની જે દૃઢતા જોઇએ છે તે પૂરતા પ્રમાણમાંનથી મળતી. આખા જીવનમાં એક જાતનું અસાધારણ પોચાપણું આવી ગયું છે. મુશ્કેલીઓ સામે ઝૂઝવાની શક્તિનો વિચાર કોરે મૂકીએ,

પણ જમાનાની જાગૃતિને અંગે જે સગવડો, તકો અને અનુકૂળ પ્રસંગો પ્રાપ્ત થાય છે તેનો લાભ લેવાની શક્તિ કે ઉત્સાહ પણ વિદ્યાર્થીઓ પૂરતા પ્રમાણમાં નથી બતાવતા. એમ તો આજના વિદ્યાર્થીઓમાં સમાજસેવા કરવાની ધગશ ચોખ્ખેચોખ્ખી દેખાય છે, જૂનાં બંધનો ફેંકી દેવાની ઉત્કંઠા પણ દેખાય છે. ઉચ્ચ આદર્શો પાછળ ખુવાર થવું પડે તો તેમ કરવાની અભિલાષા પણ નથી હોતી એમ નથી. પરિસ્થિતિ સમજવાની શક્તિ આજના વિદ્યાર્થીઓમાં વિશેષ પ્રમાણમાં દેખાય છે. છતાં કાંઈક અગમ્ય શિથિલતાને લીધે, અથવા પરંપરાથી વધેલા તમોગુણને લીધે કહો, કોઈ પણ જાતના સંસ્કારો દૃઢ કરવા તરફ એમનું મન વળતું નથી. જુવાનીના ઉત્સાહમાં અનેક જાતની કાર્યકુશળતા કેળવવાની અદમ્ય ચળ હાથપગને હોવી જોઈએ. બાળક જે કંઈ જુએ તે પોતે કરવા બેસે એ પ્રાકૃતિક નિયમ છે. એ વૃત્તિ ઉચ્છૃંખળ ન થાય એટલા માટે મુરબ્બીઓ એને અંકુશમાં રાખે; લગામ ખેંચે, એ જ સ્વાભાવિક પરિસ્થિતિ ગણાય. એના બદલામાં જુવાનો શિથિલ, નિરુત્સાહી રહે, જડતા દાખવે, અને મુરબ્બીઓ એમને 'ઊઠો, ઊઠો, કંઈ કામ કરો,' એવી હાકલ દેતા રહે. એ સ્થિતિને શું કહી શકાય? વીર્યવાન યુવાનો લગામના અધિકારી હોય, ચાબુકના નહિ.

આજના વિદ્યાર્થીઓ સ્વાતંત્ર્યની માગણી કરે છે એ વધાવી લેવાજેવી વાત છે. પણ સ્વાતંત્ર્ય કંઈક પુરુષાર્થને માટે હોય. વિદ્યાર્થીઓ જો આળસુ થઈ સૂઈ રહેવાનું સ્વાતંત્ર્ય માગે, છાત્રાલયમાં ગંદા રહેવાનું સ્વાતંત્ર્ય માગે, નોકરો પર અપંગની જેમ આધાર રાખવાનું સ્વાતંત્ર્ય માગે, અવ્યવસ્થિત અને પરાવલંબી જીવન ગાળવાનું સ્વાતંત્ર્ય માગે, તો તેનો શો અર્થ કરવો?

પણ આ દોષ કંઈ મૂળ એમનો નથી. 'વડ તેવા ટેટા.' આજે માબાપો પોતે ક્યાં સંસ્કારોની ચીવટ રાખે છે? ભૂખતરસ જેવા દેહધર્મનું દબાણ, આજીવિકા મેળવવાની આવશ્યકતાનું દબાણ અને સામાજિક માન્યતાઓનું દબાણ જો કોરે મૂકીએ, અને એને લીધે થતી પ્રવૃત્તિઓ બાદ કરીએ તો આપણા જીવનમાં શું અને કેટલું રહે છે? સ્વયંસ્ફુર્તિ જ સમાજમાંથી ઘણી ઓછી થઈ

ગઇ છે. પોતાના જીવન વિષે જ જ્યાં આપણી આટલી બેદરકારી, ત્યાં છોકરાઓના ઉછેરની તકલીફ લેવા કેટલાં માબાપો તૈયાર હોય? છોકરાઓ પાછળ માબાપો મહેનત ન લે, કાળજીખંત ન રાખે, તો એકલી માયાની અસર કેટલી થવાની હતી? માબાપો બાળકોને ઉછેરવા નથી માગતાં, અને છતાં તેમના પર હકુમત તો રાખવા માગે છે. એ શી રીતે બને અથવા યોગ્ય ગણાય? અને જ્યારે છોકરાઓ કમાણી અને પ્રતિષ્ઠા તરફ લઇ જનાર કેળવણી લેતા થાય છે ત્યારે એ ભાવિ લાભને લોભે માબાપો હકુમતનો આગ્રહ પણ જતો કરે છે. બાળકોના વિકાસ પામતા આત્મા પ્રત્યે આદર રાખી એનું સ્વાભાવિક સ્વાતંત્ર્ય કબૂલ રાખનાર માબાપો ઘણાં ઓછાં હોય છે.

સાચું જોતાં, વિદ્યાર્થીઓ જો સ્વચ્છંદ કે જડતા પોષવાની વૃત્તિથી સ્વાતંત્ર્ય માગે, અને માબાપો જો બેદરકારી અથવા લોભને વશ થઇ સ્વાતંત્ર્ય આપે, તો એ આપલેની કંઈ જ કિંમત નથી. સ્વાતંત્ર્ય એટલે વિકાસનો અવકાશ. એવું સ્વાતંત્ર્ય પ્રેમ અને આદરથી જ અપાય, અને ઉત્સાહ અને ભક્તિથી જ લેવાય. કુટુંબમા આ વસ્તુની શક્યતા ઓછી થઇ તેથી છાત્રાલયો પસંદ પડવા લાગ્યાં. એમ જ હોય તો ત્યાં પણ, સ્વાતંત્ર્યનો સવાલ એવો ને એવો જ ઉભો રહેવાનો. છોકરાઓ ઘર છોડી છાત્રાલયમાં ગયા, તો એમને લગતો આ મહાનમાં મહાન સવાલ પણ ત્યાં પહોંચવાનો જ. ત્યા પણ જો મુરબ્બીઓમાં સેવાભાવ ન હોય તો [illegible] શ્રદ્ધાભાવ આવવાનો નથી. ગૃહપતિમાં જો અ[illegible] મર [illegible]દ્યાર્થીવૃત્તિ હોય તો જ તે વિદ્યાર્થીઓને દોરી શકે અને તેમનું જીવન ઘડી શકે. વિદ્યાર્થીઓ કુદરતી રીતે મોટા માનસશાસ્ત્રીઓ હોય છે. પોતાના ગૃહપતિને તેઓ સ્વભાવતઃ જ પારખી લે છે. વિદ્યાર્થીઓ વચ્ચે રહેવું એ પરીક્ષકો આગળ ઉભા રહેવા કરતાં પણ આકરું છે. જાણેઅજાણ્યે આપણામાં જેટલી નબળાઇઓ હોય તે બધી વિદ્યાર્થીઓની નજરે પડવાની જ, અને તેનું કંઇક અનુકરણ તેઓ કરવાના.

મનુષ્યપ્રકૃતિ જ એવી છે કે અમુક માણસનો સ્વભાવ આપણને ગમે છે ને અમુક માણસનો નથી ગમતો. ગૃહપતિ

અને છાત્ર વચ્ચે પણ એવા જ ગમાઅણગમા પેદા થાય છે. પણ જેમ સામાન્ય પોલીસ બધા જ નાગરિકોનું સરખું રક્ષણ કરવાને બંધાયલો છે, તેમ ગૃહપતિ પણ બધા છોકરાઓને સરખા ઉત્સાહથી દોરવાને બંધાયલો છે. અમુક છોકરાઓ પ્રત્યે વિશેષ ભાવ રહે એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોયે ઇષ્ટ તો નથી જ. એમ તો જરૂર બને કે કેટલાક વિદ્યાર્થીઓ અમુક ગૃહપતિ પાસેથી વધારે મેળવે ને કેટલાક ઓછું. એનો આધાર તે તે વિદ્યાર્થીઓની ગ્રહણશક્તિ પર છે. પણ આપનારે તો મેઘવૃષ્ટિની પેઠે સર્વત્ર સમાનભાવ રાખવો જોઇએ.

છાત્રાલય એ મુખ્યતઃ સંસ્કૃતિનું કેન્દ્ર છે. સંસ્કૃતિનાં બધાં અંગો ત્યાં કેળવાવાં જોઇએ. પ્રકૃતિ અને સંસ્કૃતિ વચ્ચે મુખ્ય ભેદ એ છે કે પ્રકૃતિ એની મેળે વધ્યાં કરે છે, જ્યારે સંસ્કૃતિ બુદ્ધિપુરઃસર પ્રયત્નના સાતત્યથી જ જળવાય છે. જેમ લુહારની ભઠ્ઠી ધમણ ચલાવવાથી જ તેજ રહે છે તેમ સંસ્કારની કેળવણી સતત ચાલુ રાખવાથી જ સંસ્કારિતા ટકે છે અને વધે છે. વિસ્મૃતિ, પ્રમાદ, આળસ, વિકલ્પ, અનુત્સાહ ઇત્યાદિ જડતા સામે સતત યુદ્ધ ચલાવે તે જ સંસ્કૃતિને ટકાવી શકે છે. સંસ્કૃતિ મફતની કેળવાતી નથી. સંસ્કૃતિ કાંઈ વ્યાખ્યાનમાં, ચોપડીઓમાં કે કળાસંગ્રહમાં રહેલી નથી હોતી. એ તો જીવનનો વિષય છે, જાગૃતિનો વિષય છે.

સંસ્કૃતિના પાયામાં મુખ્ય વસ્તુ શૌચાચાર છે. એક જમાનો એવો હતો કે જ્યારે આપણી આર્ય જાતિ ખાનપાન, રહેણીકરણી બધી બાબતમાં દુનિયાની બીજી પ્રજાઓ કરતાં વધારે સ્વચ્છ અને સુઘડ ગણાતી. પચાસ વરસ પહેલાં પણ સંસ્કારી કુટુંબોમાં ઘરની અંદર સરસ સ્વચ્છતા જળવાતી. નહાવાધોવામાં, કપડાંલત્તાંમાં અને ખાનપાનમાં અત્યંત સ્વચ્છ રહેવું એ ધર્મનું અંગ ગણાતું. એ વખતે ઘરબહાર પોળોમાં અને શેરીઓમાં, સાર્વજનિક મકાનોમાં અને જળાશયોમાં સ્વચ્છતા જળવાતી જ એવો અનુભવ નથી. આજે વ્યક્તિગત પ્રયત્ન બહુ જ ઓછો થઇ ગયો છે. રોજ નિયમિત દાતણ કરી ઘડપણ સુધી હીરા જેવા દાંત

ટકાવવાને બદલે વરસ છ મહિને એકવાર દંતવૈદ્ય પાસેથી દાંત સાફ કરાવનાર લોકોનો વર્ગ ઉત્પન્ન થવાની બીક બતાવી રહ્યો છે. મ્યુનિસિપાલિટી, ધોબીઓ, દંતવૈદો અને દાક્તરો શૌચાચારના ઇજારદારો થઇ ગયા છે. હું તો એ અભિપ્રાય ઉપર આવ્યો છું કે આધુનિક જમાનામાં આવા બધા પ્રયત્નોને લીધે માનવી સંસ્કારિતા ઘણી ઘટી છે. ઘરમાં નોકરોનું સામ્રાજ્ય; નોકરો ન હોય તો સ્ત્રીઓ તો છે જ. પુરુષો અને છોકરાઓ કશું કામ હાથે ન કરે એ બધે ઇષ્ટ મનાય છે. આને પરિણામે આળસ, શિથિલતા અને અપંગતા એટલાં બધાં વધ્યાં છે કે એની સામે થનાર માણસ ઘણીવાર અકારો થઇ પડે છે; અને આજના લોકશાહી સ્વાતંત્ર્યના જમાનામાં અકારો માણસ સેવા કરવાની પોતાની શક્તિ ગુમાવી બેસે છે. છાત્રાલયોમાં વિદ્યાર્થીઓની ટેવો સુધારવાનો પ્રયત્ન બધે જ સરખો અને સાર્વત્રિક થવો જોઇએ, અને દરેક સંસ્થામાં પણ બધા કાર્યકર્તાઓ સરખા જ આગ્રહવાળા હોવા જોઇએ. જ્યા આગ્રહ અણસરખો હોય છે ત્યાં વાતાવરણ બંધાતું નથી, એટલું જ નહિ પણ ભાગી પડે છે.

સરખો આગ્રહ નિયમો કડક કરવાથી પળાતો નથી. એ તો અંદરના ઉત્સાહના અને આદર્શો વ્યવહારકુશળતાથી નક્કી કરવાના ફળ તરીકે સાળી શકે છે.

જે વાત સ્વચ્છતાની એ જ ધાર્મિક આચારની. માબાપો અને સંસ્થાના વાલીઓ જે આચારનુ પોતે પાલન કરતા નથી અથવા કરી શકતા નથી તેનું પાલન નિયમો ઘડી પગારદાર નોકરો મારફતે થયેલું જોવા માગે છે. આર્યસમાજીઓ ઘરમાં ભલે હવન કરતા ન હોય, પણ ગૃહપતિઓ અને વિદ્યાર્થીઓ પાસેથી તો તેમ કરાવવાનો આગ્રહ રાખે જ છે. એ જ છોકરાઓ ઘેર રજા ઉપર આવે ત્યારે હવન ન કરવાની છૂટ. સંસ્થામાં કાંતવાનો આગ્રહ હોવો જ જોઇએ એવા નિયમની તરફેણમાં મત આપનાર લોકોનું પણ આવું નથી દેખાતું એમ નથી. જૈન બોર્ડિંગોના જે વ્યવસ્થાપકો સૂર્યાસ્ત પછી ન જમવાના, બટાટા ન ખાવાના વગેરે નિયમો સંસ્થામાં પળાવવાનો ખાસ આગ્રહ રાખે છે તેઓ જ પોતાના જીવનમાં એ નિયમના છડેચોક ભંગ કરતા હોવાનો એકરાર પણ

કરે છે. આવો પ્રયત્ન તો ગરમ પાણીમાં મડદું રાખી તેની ઉષ્ણતા ટકાવવાના પ્રયત્ન જેવો છે. આપણને જે યોગ્ય જણાય તેને જ યોગ્ય કહીએ, પણ જેનો અમલ આપણે કરી શકતા નથી તેનો અમલ બીજા પાસે કરાવવાનો આગ્રહ આપણે ગમે તેટલો રાખીએ પણ આપણે હાથે તે થવાનો નથી એટલું જો જાણીએ તો કૃત્રિમતામાંથી અને દંભમાંથી બચી જઇશું.

•

છાત્રાલયોમાં પ્રથમ ધ્યાન વિદ્યાર્થીઓનાં શરીર બાંધવા તરફ અપાવું જોઇએ એ પણ કેટલે ઠેકાણે આચારમા સ્વીકારાયું છે? શરીર બાંધીને એને અલમસ્ત, કસાયેલું અને કાર્યક્ષમ કરવા માટે ખોરાક કેવો હોય, મહેનત કઇ જાતની હોય, વાતાવરણ કેવું હોય, શારીરિક પરિશ્રમ કઇ જાતનો અનુકૂળ આવે, એ બધાંનું શાસ્ત્ર હજી ક્યાં આપણે રચ્યું છે? છાત્રાલયોની પ્રવૃત્તિમાં અત્યાર સુધી તો અધ્યાપકો અને ધર્મપ્રચારકો જ પડ્યા છે. શરીરશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ છાત્રાલયવ્યવસ્થાને જીવનકાર્ય સમજી તેમા હજી ક્યા ઉતર્યા છે? નૈસર્ગિક ઉપચારપદ્ધતિવાળા જેમ દર્દીનું શરીર તપાસી એને માટેનો ખોરાક નક્કી કરે છે, એ જ રીતે છાત્રાલયોના વ્યવસ્થાપકોએ અખતરા કરવા જોઇએ, એની શાસ્ત્રીય નોંધ રાખવી જોઇએ, અનુભવોની આપલે કરવી જોઇએ. શરીરને ઘીદૂધ જોઇએ છે એટલું તો સૌ સ્વીકારે છે. છોકરાઓને અવારનવાર ગળ્યુંગળ્યું કંઇક ખાવાને મળવું જોઇએ એ પણ હવે બધા સમજી ગયા છે. પણ ખાવાના સમયો કયા, પ્રમાણ કેટલું, વગેરે કેટલીયે વસ્તુઓની શોધખોળ કરી શકાય એમ છે. વધતા શરીરને દૂધ પૂરતા પ્રમાણમા મળવું જ જોઇએ. એના ઉપરાંત શરીરને ફળોની આવશ્યકતા છે એ હજી બરાબર સ્વીકારાયું નથી. ફળોનો આહાર મોંઘો છે માટે આપણે એ છોડી દીધો છે એમ કહેવા કરતાં આપણે ફળોનો આહાર છોડી દીધો તેથી ફળો મોઘાં થયાં છે એમ કહેવું જ વધારે સાચું નીવડે. કેળાંપપૈયાં જેવાં ફળો તો હજીયે સર્વત્ર વપરાય. પાકાં ટમેટાં અને લિંબુ પણ અસાંત મહત્ત્વનો ખોરાક છે. એ વસ્તુઓની અસર તરત ભલે ન દેખાય, પણ શરીર બાંધવામાં

અને લોહી શુદ્ધ રાખવામાં એનો ઉપયોગ ઘણો છે. કઠોળ અને ખાંડ પર આપણે એટલા બધા મોહિત થઇ ગયા છીએ કે ફળ જેવા ઉત્તમ ખોરાકને આપણે આપણા આહારમાંથી લગભગ બાતલ કરી નાંખ્યો છે. દરેક છાત્રાલય જો જમીનની સગવડ રાખી કેળાંપપૈયાં ઉગાડવાનું નક્કી કરે, બની શકે એટલાં લિંબોઇનાં ઝાડ ઉગાડે, અને થોડાક ટમેટાના છોડ પણ રાખે તો ઝાઝા ખર્ચ વિના વિદ્યાર્થીઓને ઉત્કૃષ્ટ ખોરાક મળી શકે.

જેને આજકાલ 'જાતીય પ્રશ્ન' કહેવામાં આવે છે તેની ચર્ચા આવે પ્રસંગે કર્યા વગર છૂટકો નથી. Sex Problem માટે 'જાતીય' શબ્દ ન ચાલે એમ નથી, પણ 'જાતીય પ્રશ્ન'નો જે પહેલવહેલો અર્થ મનમાં આવે છે તે 'કોમી સવાલ' છે. એટલા માટે હું તો Sex Problem માટે 'કામમીમાંસા' એ જ આપણો રૂઢ શબ્દ પસંદ કરું છું. એ સવાલની બધી જટિલતા કે ગૂઢતા, સ્વાભાવિકતા કે ઉદાત્તતા 'કામ' શબ્દમાં આવી જાય છે.

વિદ્યાર્થીઓમાં અમુક ઉમ્મરે પહોંચતાં કામ સ્વાભાવિક રીતે જાગૃત થાય છે. કૃત્રિમ પરિસ્થિતિમાં ઉમ્મર પહેલાં અને વિચિત્ર રીતે એ જાગૃત થાય છે. કામના સ્વાભાવિક કે વિકૃત પ્રાદુર્ભાવની બાબતમાં વિદ્યાર્થીઓને વખતસર અથવા વખત પહેલાં જ્ઞાન આપીને ચેતવવા કે નહિ, અને એ બાબતમાં નિર્ણય કરી કાંઈ પણ પગલાં ભરવાની કે ન ભરવાની જવાબદારી કોની, એટલા સવાલો આ કામમીમાંસામાં આવી જાય છે. કામનો પ્રાદુર્ભાવ કઇ ઉમ્મરે અને કયા ક્રમે થાય છે, એના પ્રત્યે વિદ્યાર્થીએ તેમજ એના વાલીઓએ તથા અધ્યાપકોએ કેવી વૃત્તિ રાખવી, અને એ બાબતમાં કઇ સાધના કરવી, એ સવાલો તો સાર્વત્રિક અને સનાતન છે. વિકૃતિનાં કારણો, વિકૃતિના પ્રકારો, એનાં પરિણામો અને એના ઇલાજ એટલા સવાલો બીજા વર્ગમાં આવે છે. ત્રીજા વર્ગના સવાલો તે કામમીમાંસાનું આ જ્ઞાન આપવું એ ઇષ્ટ છે કે ન આપવું એ ઇષ્ટ છે? મુગ્ધતા ઉપર વિશ્વાસ રાખવો કે જ્ઞાન ઉપર વિશ્વાસ રાખવો? મુગ્ધતા ઓળખવી શક્ય છે કે કેમ? જ્ઞાન આપવું હોય તો કોણ આપે અને ક્યારે આપે? શા રીતે આપે?

સ્વાભાવિક કામ વિષેનું જ્ઞાન આપવું બસ છે કે વિકૃતિ વિષે પણ માહિતી સાથે ચેતવણી આપવાની જરૂર છે? યોગ્ય રીતે જ્ઞાન ન અપાય તો એનાં દુષ્પરિણામો ક્યાં ક્યાં? એ વિષેના અજ્ઞાન અને કુજ્ઞાનમાંથી ક્યાનું જોખમ વહોરી લેવા જેવું છે? કામ વિષેનું જ્ઞાન એકાન્તમાં આપવું કે સમુદાયમાં આપવું? મિશ્ર સમુદાયમાં અપાય કે કેમ? આ ત્રણ પ્રકારના સવાલોમાં વિદ્યાર્થી પરત્વેની મુખ્ય કામમીમાંસા આવી જાય છે. વિવાહનો સવાલ ત્યારપછીનો છે. એને અહીં છેડવાની જરૂર નથી.

બાળકોના જન્મના સંસ્કારો સારા હોય અને વાતાવરણ નિર્મળ હોય તો એનામાં કામનો પ્રાદુર્ભાવ જલદી નથી થતો, અને જ્યારે થાય છે ત્યારે યોગ્ય સંસ્કારી કેળવણીને લીધે હદ ઓળંગીને તે ઉદ્દામ નથી થતો. પણ આવા નિર્મળ દાખલાઓ દુર્ભાગ્યે સમાજમાં ક્વચિત જ હોય છે. જ્યાં હોય ત્યાં એ વસ્તુસ્થિતિ વધાવી લેવી જોઇએ અને મુગ્ધતા જેટલી ટકાવી શકાય તેટલી ટકાવવી જોઇએ. અને જ્યારે એ મીમાંસાનું પૃથક્કરણ કરવાની જરૂર જણાય ત્યારે પણ જરૂરપૂરતી જ માહિતી આપી અટકવું જોઇએ. વિકૃતિના એકેએક પ્રકાર સામે વિદ્યાર્થીને ચેતવવા જતાં નવીનવી વિકૃતિઓ પેદા થવાનો સંભવ ઘણો રહે છે. અજ્ઞાનની દશા એ સુરક્ષિત દશા કોઇ કાળે ન મનાય એ સાચું; પણ મુગ્ધતા એ કંઇ ફક્ત અજ્ઞાનની દશા નથી. એ નિર્વિકારી દશા છે. એ નક્કર વસ્તુ છે. એ જ્યાં સુધી ટકે ત્યાં સુધી ટકાવવામાં જ લાભ છે. આવી મુગ્ધતા ન હોય અને છતાં છે એમ માનવાની ભૂલ આપણે કરીએ તો તેના પરિણામ ઘણાં માઠાં આવે એ ખરૂં છે. પણ જો આપણી બેદરકારી ન હોય, મુગ્ધતા છે એમ પ્રામાણિકપણે લાગતું હોય તો બાળકને કશું ન કહેવામાં આપણે ઇશ્વર આગળ ગુન્હેગાર નથી. છતાં અમુક ઉમ્મર પછી તો કુદરતનો ક્રમ ઓળખી જ્ઞાન આપવું એ જ યોગ્ય છે.

કામમીમાંસાનું જ્ઞાન શી રીતે આપવું એ સવાલ કરતાં તે જ્ઞાન આપવાને અધિકારી કોણ છે એ સવાલ મારે મન અધિક મહત્ત્વનો છે. અને વિકૃતિની બાબતમાં તો વિકૃતિ વિષે આપણને

સ્પષ્ટ શંકા થાય નહિ ત્યાં સુધી કશું ન કહેવું એ જ યોગ્ય ગણાય. સર્વસામાન્ય જેટલી માહિતી આપેલી હોય છે તેટલી જ બસ હોય છે. દરેક વિદ્યાર્થીને આરોગ્યનું જ્ઞાન પૂરતું હોય. દરેક રોગની સ્થિતિ અને તેનાં લક્ષણો સમજાવવાની જરૂર નથી. આરોગ્ય ઠીકઠીક હોય તો એ સહેજ પણ બગડે તો એની મેળે અંદરથી સમજાય છે. જ્યાં મુગ્ધતા જાળવવી અશક્ય હોય ત્યાં તો વખતસર ચેતવણી આપવી એ જ ઉપાય રહે છે. બાળકોનું ડાહ્યું મોઢું અને તેમની શુદ્ધ ભાષા ઉપરથી એમ ન સમજવું કે તેઓ સાવ મુગ્ધ છે. બાળકોમા જિજ્ઞાસા એટલી બધી હોય છે અને ગુપ્ત ગણાતી વાતો છાનીછાની બીજાને કહેવાનો રસ એટલા બધાને હોય છે કે કાંઈક ને કાંઈક કાને પડ્યા વગર રહેતું નથી. ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરવાની ટેવ બાળકોને હોય છે. તે તરત જ સાંભળેલી વાત ઉપર વિચાર કરવા બેસે છે. જ્યાં સુધી અમુક વિષય ગુપ્ત રાખવા જેટલા મહત્ત્વનો છે એમ બાળકોને ખ્યાલ રહે ત્યાં સુધી તેઓ વડીલોને અને શિક્ષકોને પૂછવાને બદલે બેજવાબદાર લોકોને જ પૂછી લેવાના. પ્રતિષ્ઠાનું કવચ મુરબ્બીઓ પણ જાળવે અને વિદ્યાર્થીઓ પણ જાળવે, પછી મોકળી વાતો થાય જ શી રીતે?

આજકાલનો જમાનો જ કામમીમાંસા જાહેર રીતે ચલાવી એમાંથી રસ લેવાનો છે. આ વિષેની શાસ્ત્રીય ચર્ચા કરવાને બદલે એનો રસ લૂંટવાની વૃત્તિ ઘણા લોકો પોષે છે. જૂના જમાનામાં જેમ કૃષ્ણગોપીલીલાનું શૃંગારિક વર્ણન ધર્મકથાને નામે છડેચોક કરવાની અને સાંભળવાની છૂટ રહેતી, તેમ આજના જમાનામાં શાસ્ત્રીય ચર્ચા અને આવશ્યક જ્ઞાનના પ્રચારને નામે જ્યાં ત્યાં કામમીમાંસા કરવાની છૂટ લેવાય છે. બન્નેની પાછળ રસ લૂંટવાની જ વૃત્તિ નથી હોતી શું? કુમળી વયે બાળકોની કલ્પનાશક્તિ ખૂબ વધારીને મોટપણના રસો એમને આપવાની પદ્ધતિ જોખમકારક છે એ તરફ કેળવણીકારોનું પણ પૂરતું ધ્યાન ગયું નથી.

અમેરિકામાં પ્રવેશ કરતી વખતે માણસ નીરોગી છે કે નહિ તે તપાસવામાં આવે છે. પણ માથોપિયા એટલે કે ટૂંકી દૃષ્ટિ એ રોગ જ ગણાતો નથી. એને ખાસ અપવાદ મળ્યો છે. માયોપિયા

એ રોગ નથી એમ નથી, પણ આજના જમાનામાં જ્યારે લગભગ દરેક માણસને એ રોગ હોય છે ત્યારે કેટલા માણસને અમેરિકા બહાર રાખી શકે? આજના જમાનામાં માનસિક વિકૃતિ એ પણ માયોપિયા જેવો જ વ્યાપક રોગ થઇ પડેલો હોવાથી શિક્ષક કે વિદ્યાર્થીની પસંદગીમાં ધોરણ જ હલકું રાખવું પડે છે. સમાજના સામાન્ય નિયમોનું જે પાલન કરે છે, જે માણસનો આચાર જોખમકારક નથી લાગતો તે માણસ સજ્જન છે એમ માનીને ચાલ્યા વગર છૂટકો નથી થતો. પણ કામવિકાર એટલી સૂક્ષ્મ વસ્તુ છે અને વિદ્યાર્થીદશામાં એની અસરમાંથી મુક્ત રહેવું એટલું બધું આવશ્યક છે કે સામાન્ય રીતે ઠીકઠીક એવા વાતાવરણથી સંતોષ ન મનાય. સાધનાનું અઘરાપણું જોઇને આદર્શને જ નીચે ખેંચવાની વૃત્તિ સમાજમાં વધી પડી છે. એ સ્વાભાવિક હોય તોપણ ઇષ્ટ નથી એમ બતાવવા ખાતર ગાંધીજીએ તે વરસે આશ્રમમાં ઉપવાસ કર્યા હતા.

વિદ્યાર્થીઓને માહિતી આપવાનું કામ અથવા બોધ કરવાનું કામ કઇ રીતે થાય એની ચર્ચા પાશ્ચાત્ય ગ્રંથોમાં ઘણી કરી છે. એ વિષય મહત્ત્વનો છે. પણ એથીયે વધારે મહત્ત્વનો સવાલ કેવી મનોવૃત્તિવાળો માણસ એ માહિતી આપે એ છે. બહુ આકરો આદર્શ રાખીએ તો કામ જ ન થાય, અને સામાન્ય પરિસ્થિતિથી ચલાવી લઇએ તો સંતોષ થતો નથી, એવી સ્થિતિ છે. એકાન્તમાં વિદ્યાર્થીઓને ઉપદેશ આપવો એ કેટલીક વખતે અનિષ્ટ હોય છે; જ્યારે વર્ગોમાં આવી ચર્ચા ચલાવવાથી વિદ્યાર્થીઓને માંહોમાંહે ચર્ચા કરવાનું ઉત્તેજન મળે છે, જેને પરિણામે સ્વાભાવિક શરમનું કવચ પણ તૂટી જાય છે.

આજકાલ શિક્ષકોનો કામમીમાંસા કરવાનો વધતો રસ જોઇ વિદ્યાર્થીઓ પણ અનેક રીતે સવાલો પૂછે છે. કેટલાક વિદ્યાર્થીઓ તો માહિતી કઢાવવા ખાતર જ ખોટી મૂંઝવણ શિક્ષક આગળ રજૂ કરે છે; અને કોઇકોઇવાર તો શિક્ષક કરતાં વિદ્યાર્થીઓ જ વધારે જાણકાર હોય છે. શિક્ષકની નબળાઈ ક્યાં છે એ તો વિદ્યાર્થીઓ જાણતા હોય જ. તેમાં આવી ચર્ચાની છૂટ મળી એટલે પછી પૂછવું જ શું? કામમીમાંસા વિદ્યાર્થીઓના મનમાં

હમેશ રમ્યા કરે એ જ એક સ્વતંત્ર સંકટ છે. આજકાલની કેળવણીના વિષયો, કાવ્યો, નવલકથાઓ વિકારી વાતાવરણને ઘણે અંશે પોષે છે. ઘણી વસ્તુઓ નિર્દોષ છે એમ જ માનવું જોઇએ એવો આજના જમાનાનો આગ્રહ છે, અને છતાં એ જ જમાનામાં આપણે વિવાહનો સર્વમાન્ય આદર્શ કાંઇક અપ્રતિષ્ઠિત કરી વિદ્યાર્થીઓ આગળ બ્રહ્મચર્યનો આદર્શ વ્યાપક કરવા માગીએ છીએ. આ પ્રશ્નની ગંભીરતા જાણતા છતાં શિષ્ટ લોકો જ્યારે જાણે અમુક વિવેક જાળવ્યો એટલે બધું સુરક્ષિત એમ માનતા હોવાનું બતાવે છે, ત્યારે તેઓ ગંભીરપણે વિચાર કરે છે કે કેમ, સાચી લાગણીથી જ બોલે છે કે કેમ એને વિષે મનમાં શંકા ઉપજ્યા વિના રહેતી નથી.

સહશિક્ષણનો સવાલ શાળાની કેળવણી સુધી પહોંચ્યો છે, છાત્રાલયો સુધી હજી પહોંચ્યો નથી. જોકે ચોકસ મર્યાદાઓ મૂકી અને મળી શકે તેટલું આદર્શ વાતાવરણ મેળવી અમે આશ્રમમાં એનો પણ અખતરો કરી રહ્યા છીએ. છાત્રાલયને અંગે સહજીવનનો સવાલ જ્યારેત્યારે આપણી આગળ આવ્યા વગર રહેવાનો નથી. પણ તેની આજે ચર્ચા કરવા નહિ બેસીએ. સહશિક્ષણ હોય કે સહજીવન, તેના હિમાયતીઓને હું એટલું જ કહું કે એ અખતરાની શરૂઆત કરતી વખતે નરનારીસંબંધની શુદ્ધતા વિષેના તમારા આદર્શો ચોકસ ભાષામાં વિસ્તૃત લખી રાખો, અને ત્યારપછી જેમજેમ અખતરો અને અનુભવ વધતા જાય તેમતેમ મૂળ આદર્શને આપણે હજી માનીએ છીએ, એને વળગી રહ્યા છીએ કે આદર્શ ધીમેધીમે બદલતા જઇએ છીએ એ તપાસતા રહેજો. ફેરફાર થતો હોય તો તે અનિષ્ટ જ છે એમ હું કહેવા નથી માગતો. પણ શરૂઆતમાં અખતરાકારો જે ખોળાધરી આપે છે તે પાછળથી ધીમેધીમે પાછી ખેંચી લેવા માંડે છે એ વસ્તુ તરફ ફક્ત ધ્યાન જ ખેંચવા માગું છું.

સહશિક્ષણ લ્યો કે સહજીવન, શુદ્ધ કૌટુમ્બિક વાતાવરણ વગર તેમાંથી આપણે શ્રેય નીપજાવી શકવાના નથી. બહોળા કુટુંબમાં નાનીમોટી ઉંમરનાં કેટલાંયે છોકરાછોકરીઓ સાથે રહે

છે, છૂટથી રહે છે. એમના પર કોઇ એક ખાસ નિરીક્ષક નીમેલો નથી હોતો. અથવા એમના પરસ્પર સંબંધનાં ધારાધોરણો વ્યાખ્યાબદ્ધ કરેલાં નથી હોતાં. એમને દરેક રીતે જોઇએ તેટલું સ્વાતંત્ર્ય હોય છે, છતાં અંકુશ વધારેમાં વધારે હોય છે. એ અંકુશની માઠી અસર નથી થતી. કેમકે એ અજાણે સ્વેચ્છાસ્વીકૃત હોય છે. એવા સંબંધમાં અણવિશ્વાસ પણ નથી હોતો અને સામે થવાપણું પણ નથી હોતું. પરસ્પર સદ્‌ભાવના પાયા ઉપર રચાયેલા તંત્રમાં હક સાચવવાપણું નથી હોતું અને સ્વાતંત્ર્ય આપવાપણું પણ નથી હોતું. આપણા શરીરમાં માથું ખભા ઉપર ચઢી બેઠું છે એને કોઇ શિરજોરી ગણતું નથી, કેમકે ખભા અને માથું બન્ને એક-જીવ છે. જ્યાં અને જેટલા પ્રમાણમાં આવું વાતાવરણ ઉભું કરી શકાય ત્યાં અને તેટલાં જ મોટાં છાત્રાલયો સ્થાપવાં જોઇએ. કુટુંબવ્યવસ્થામાં સામાન્યપણે કહી શકાય કે પાંચ બાળક દીઠ એક ગૃહપિતા અને એક ગૃહમાતા હોય છે. આજનાં છાત્રાલયોમાં માને સ્થાને ભાગ્યે જ કોઇ હોય છે અને ગૃહપતિ તો સેંકડો બાળકોનો પિતા થઇને બેઠેલો હોય છે! અને આવી પરિસ્થિતિને પહોંચી વળવા જેટલી કેળવણી એને ઘરમાં કે બહાર હમેશાં મળેલી હોય છે જ એમ નથી. "એક વખતે વીશી કરતાં પણ ઉતરતું એક છાત્રાલય જોઇ મને તો એક અંગ્રેજી લોકગીત યાદ આવ્યું:

> "There was an old woman,
> That lived in a shoe;
> She had so many children,
> She did not know what to do!"

અને પછી તો એ ડોસી છોકરાઓને ભડકું પીવડાવી સાવરણી વતી શી રીતે બહાર વાળી કાઢતી હતી એનું મજાનું વર્ણન આવે છે. મોટાંમોટાં લશ્કરી અને વેપારી વ્યવસ્થાતંત્રો જોઇ આપણે હૃદય અને લાગણી કરતાં ગુણાકાર ઉપર વધારે વિશ્વાસ રાખતા થયા છીએ. જેમ મકાનોના મજલા વધતા જાય છે તેમ છાત્રાલયોના આકારો વધતા જાય છે. આવી સ્થિતિમાં સદ્‌જીવનનો ખખનરો કોઇ કાળે સુરક્ષિત ન જ ગણાય. આજનો જમાનો

બુદ્ધિ, કળા, વ્યવસ્થાશક્તિ, કાર્યકુશળતા અને કમાણી કરવાની શક્તિ, એ બધું કેળવવાનો છે. આ બધું સહેજસાજ ચારિત્ર્યને ભોગે થતું હોય તો કોઇને ઝાઝું માઠું લાગે છે એમ જણાતું નથી. સમાજની નૈતિક ભૂમિકા ચઢાવવી શકય છે અથવા ચઢાવવાની જરૂર છે એ વિષેનો આગ્રહ બહુ મોળો પડ્યો છે. 'નીતિનો આગ્રહ રાખવાથી કંઇ વળતું નથી, ઉલટી કૃત્રિમતા વધે છે, માટે વાતાવરણ ઉપર જ આધાર રાખવો,' એમ કહેવાની ફેશન પડી છે. અને એ કથન અક્ષરેઅક્ષર સાચું પણ છે. કેમકે નીતિના યાંત્રિક આગ્રહથી કશું જ વળતું નથી. પણ જે વાતાવરણ ઉપર આધાર રાખવાની ભલામણ કરવામાં આવે છે તે વાતાવરણ ઉત્પન્ન કરવાની કે ટકાવવાની ધગશ જવલ્લે દેખાય છે. નીતિમાં પ્રગતિ કરવાના પંથ ઉપર આપણે થાકીને બેઠા હોઇએ એમ લાગે છે. પણ નીતિનો પંથ એ સ્થળમાર્ગ નથી પણ જળમાર્ગ છે. અને એ માર્ગે ઉપરઉપર જવાનું છે. થાક ખાવા હલેસાં થોભાવ્યાં કે માર્યા ગયા. પ્રવાહ વહાણને ખબર ન પડે એવી રીતે અધોમાર્ગે લઇ જવાનો. જ્યાં સદાચાર યાંત્રિક નિયમબદ્ધ થયો નથી, અસંખ્ય વિધિઓ અને નિત્યઉપદેશની આર ભોંકીભોંકીને તે જાગ્રત રાખવામાં આવતો નથી, પણ જીવનના ઉત્સાહથી પ્રસન્નતાપૂર્વક આગળ વધવાના પ્રયત્ન ચાલે છે ત્યાં જ બધા અખતરાઓ સફળ થવાના. આપણે આત્મિક શક્તિનો વિચાર કર્યા વગર મોટી સંસ્થાઓ કાઢીએ છીએ અને સદાચારનો આદર્શ વધારવા વિષે મોળા રહીએ છીએ; તેટલું જો છોડી દઇએ તો જ સહશિક્ષણ સહજીવનના અખતરાઓ કરવાની આશા રાખીએ.

કેટલીક સંસ્થાઓના ચાલકો પાંચપચાસ સંસ્થાનાં નિવેદનપત્રકો ભેગાં કરી તેમાંના અભ્યાસક્રમો, આદર્શો, અને વ્યવસ્થાની ખૂબીઓ એકત્ર કરે છે; અને અમારે ત્યાં આટલું આટલું કરવાનો આગ્રહ રાખવાના છીએ, પ્રયત્ન કરીએ છીએ એમ દોરી દે છે. નિવેદનમાં આવો આગ્રહ રાખ્યાથી તે જીવનમાં એની મેળે ઉતરશે એવી ખાતરી એ લોકોને ક્યાંથી મળે છે કોણ જાણે? સમાજની મદદથી ચાલનાર છાત્રાલયો સમાજની દેખરેખ સ્વીકારે એ ઇષ્ટ

છે. પણ એને પરિણામે જો વ્યવસ્થાપકો સમાજ ઉપર છાપ પાડવા માટે જ બધો પ્રયત્ન કરતા હોય તો તેમાંથી કશું સારું નીકળવાનું નથી. દેખરેખ કરનાર સમાજે પોતે સાચી દૃષ્ટિ ક્યાં કેળવેલી હોય છે ?

શાળાઓમાં અને છાત્રાલયોમાં મળીને ચોવીસે કલાક માટે છોકરાઓ આવી ગયા એટલે આચાર્યો, ગૃહપતિઓ અને વ્યવસ્થાપકોને લોભ છૂટે છે કે જાતજાતની વસ્તુઓ છોકરાઓ પાસેથી કરાવીશું. એમ કરતાં નવા વિષયો, નવી પ્રવૃત્તિઓ ઉમેરાતી જાય છે, અને જૂનું કશું છોડવાની હિંમત ચાલતી નથી. પછી મુંબઇની ચાલોમાં જેમ મધ્યમ સ્થિતિના લોકો નાનકડા ઘોલકામાં આખો ઘરસંસાર ખડકે છે તેમ ચોવીસ કલાકમાં બધી વસ્તુઓ ખડકી દેવામાં આવે છે. આને પરિણામે એકે કામ વ્યવસ્થિત નથી થતું, અને એકે સંસ્કાર ધીરજપૂર્વક મગજમાં ઉતારવામાં નથી આવતો. જીવનમાં અમુક મોકળાશ તો હોવી જ જોઇએ. મગજમાં પણ મોકળાશ જોઇએ છે. વિદ્યાર્થીઓ પાસે જેમ કેટલાંક માબાપો હાથખર્ચના પૈસા રાખે છે તેમ હાથખર્ચનો વખત પણ હોવો જોઇએ. માત્ર એનો ઉપયોગ શી રીતે કરવો એની વિદ્યાર્થીને અનેક જાતની સૂઝ આપેલી હોય; એને વ્યવસ્થિત ટેવો પાડેલી હોય. જે છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ એદી થઇને વખત બગાડે છે ત્યાં દોષ નવરાશનો નથી, પણ નવરાશ વાપરવાની કળા અને ટેવો વિદ્યાર્થીઓને આપેલી નથી હોતી એનો છે.

છોકરાઓ પાસેથી કરાવવાની ભલે ઘણી વસ્તુઓ હોય, પણ દરેક સત્રમાં અમુક વસ્તુ કરતાં વધારે કરાવવું નથી એ જાતનો આગ્રહ ગૃહપતિએ રાખવો જ જોઇએ. કોઇ પણ દિવસ અસંખ્ય વસ્તુઓના ખીચડાથી બગાડવો ન ઘટે.

વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ જેમ પરિમિત હોવી જોઇએ તેમ ગૃહપતિની અને શિક્ષકોની જવાબદારી પણ કાંઇક અંશે પરિમિત હોવી જોઇએ. એમને માથે ઘણી વસ્તુઓ નાંખવાથી ઘણું કામ થાય છે એ વિચાર ખોટો છે. જે ગૃહપતિ નાંખો એટલું કામ માથે લેવા તૈયાર હોય છે તે આળસુ અને અવ્યવસ્થિત અથવા

મોળો છે એ વિષે શંકા રાખવાનું કારણ નથી. જેમ ગૃહપતિનું કાર્ય પરિમિત હોવું જોઇએ તેમ એનું કાર્યક્ષેત્ર પણ પરિમિત રાખવું ઘટે છે. કેટલાક ગૃહપતિઓ વિદ્યાર્થીઓ મારફતે એમના ઘરના સવાલોમાં પણ રસ લે છે, સલાહ આપે છે, અને એ રીતે સમાજની મૂંગી અને કીમતી સેવા કરે છે. છાત્રાલયનો ઉદ્દેશ પણ અંતે સમાજની સંસ્કારિતા વધારવી એ જ છે. છતાં આ જાતના પગપેસારાને મર્યાદા હોય એ જ સારૂં. નહિ તો અતિલોભ કરવા જતાં છાત્રાલયના વાતાવરણમાં જે તટસ્થતા જોઇએ છે તે નષ્ટ થવાની અને ગામડામાં હોય છે તેવી ખટપટ શરૂ થવાની. એના કરતાં અમુક અમુક પ્રસંગે છાત્રાલયના ગૃહપતિઓ વિદ્યાર્થીઓને લઇને સમાજસેવામાં ઉતરે એ વધારે ઇષ્ટ છે. વિદ્યાનું, ઉદ્યોગનું અને નિયમિતતાનું વાતાવરણ ન બગડે એટલું સાચવીને સમાજસેવાના જેટલા પ્રસંગો મળે તે બધાનો લાભ લેવો જોઇએ; અને અસાધારણ પ્રસંગે વેદિયા ન રહેતાં બધું જતું કરીને પણ સેવામાં ઝંપલાવવું જોઇએ. કટોકટીને પ્રસંગે સેવા કરવાની તક મળે એના કરતાં શ્રેષ્ઠ કેળવણી દુનિયામાં છે જ નહિ. રાજદ્વારી હીલચાલની બાબતમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. પક્ષાપક્ષીની હીલચાલમાં છાત્રાલયો અને વિદ્યાલયો તટસ્થ રહે, પણ રાષ્ટ્રીય ઉત્થાનના પ્રસંગોએ એમણે હીલચાલને મોખરે રહેવું જોઇએ.

શાળા ઉપરાત છાત્રાલયમાં પણ બુદ્ધિનું વાતાવરણ હોવું જોઇએ; પણ તે પંડિતાઇનું નહિ, બહુશ્રુતતાનું. કાવ્યશ્રવણ, પુરાણશ્રવણ, ચરિત્રકીર્તન, પ્રવાસવર્ણન, હાસ્યવિનોદ, બધી વસ્તુઓને નવરાશના વખતમાં થોડુંથોડું સ્થાન હોવું જોઇએ. વિદ્યાર્થીઓને જેમ સારાંસારાં સ્થળો અને તીર્થો જોવા લઇ જઇએ છીએ તેમ જંગમ તીર્થો એટલે કે સત્પુરુષો, પ્રખ્યાત પુરુષોની મુલાકાતે લઇ જવા જોઇએ. પ્રજાના પુરુષાર્થના પ્રતીકરૂપ જે કારખાનાં, ઇમારતો, પૂલો, નહેરો વગેરે આસપાસ હોય તેની મુલાકાતે પણ જવું જોઇએ. અને તે માહિતી ભેગી કરવાના વાણિયાશાઈ લાભ માટે નહિ, પણ મહત્ત્વાકાંક્ષા જાગૃત કરવા અને માનવી પુરુષાર્થનું દર્શન કરવા. વિદ્યાર્થીઓ સાથેના

ગૃહપતિઓ જો નિરુત્સાહી, ભૂખડા અથવા અલ્પસંતોષી હોય તો આવી મુલાકાતમાંથી પૂરતો લાભ નથી મળતો. ગૃહપતિઓમાં ચારિત્રતેજ, બુદ્ધિતેજ અને કર્મયોગ હોય તો જ તેમનું વાતાવરણ પ્રેરણાપ્રદ થઈ શકે છે.

અને તેથી જ ગૃહપતિ અને શિક્ષકનાં કાર્યક્ષેત્ર ભિન્નભિન્ન હોવા છતાં બન્નેનો ઉપરી એક જ હોવો જોઇએ. આમ કહેતાં એક મહત્ત્વના સવાલ ઉપર હું આવું છું. ગુજરાતમાં છાત્રાલયો તો ઘણાં છે, પણ પ્રમાણમાં કેળવણીની સ્વતંત્ર વ્યવસ્થાવાળાં છાત્રાલયો બહુ ઓછાં છે. મને તો એ સ્થિતિ દયાજનક લાગે છે. નાણાંની બધી સગવડ હોય, વિદ્યાર્થીઓ હોય, સમાજની સહાનુભૂતિ હોય, છતાં કેળવણીની બાબતમાં પરતંત્ર રહેવું પડે એ દુર્બળ મનોદશા સૂચવે છે. મોટો આપભોગ વેઠીને બહુ જ ચીવટપૂર્વક આપણે વિદ્યાર્થીઓને સાચવતા હોઇએ અને ભણવાને માટે જ્યાંના સંસ્કારો ઉપર આપણો કાબુ નથી એવી શાળાઓમાં મોકલી દઇએ, એ આપણા પુરુષાર્થને છાજતું નથી. અસહકારની દૃષ્ટિએ નથી કહેતો, પણ સંસ્કારો અને કેળવણીની દૃષ્ટિએ જ કહું છું કે કેળવણીની બાબતમાં આપણે સરકાર ઉપર આટલા બધા અવલંબીને રહીએ છીએ એ આપણી જાગૃતિ સૂચવતું નથી.

કેટલાંયે છાત્રાલયો પાસે પોતપોતાની નિશાળો કાઢવા અને ચલાવવા જેટલા પૈસા હશે. તેઓ જો છાત્રાલયનું અને શાળાનું વાતાવરણ એક રહી શકે એવી કેળવણી આપવા માંડશે તો તેમની મહેનત ઉગી નીકળશે.

છાત્રાલયના આ વાતાવરણમાં મુખ્ય સ્થાન હું જાતમહેનતને આપું. છાત્રાલય સાથે રસોઇયાઓ, નોકરો, કોઠારીઓ, ગૌશાળા વગેરેનો પ્રશ્ન હમેશાં મહત્ત્વનો હોય છે. આ આવશ્યક અને ગરીબ સેવકવર્ગને આપણે હજી કેળવી શક્યા નથી એ બહુ દુઃખની વાત છે. આપણે એમના પર અવલંબીને રહીએ છીએ, એમના વગર એક દિવસ પણ ચલાવવું મુશ્કેલ છે, છતાં એમની પાસેથી આપણે ઇચ્છીએ તેવી સેવા લઇ શકતા નથી. જ્યાં સુધી આપણા ગૃહ-

પતિઓ અને છાત્રો જાતમહેનતનું તત્ત્વ પૂરેપૂરૂં સમજે નહિ ત્યાં સુધી નોકરોની પરિસ્થિતિનું અને એમની અજ્ઞાન દશાનું ભાન આપણને થવાનું નથી. વિદ્યાની અને સંસ્કારની કેળવણી માટે અમુક વખત કાઢવો અપરિહાર્ય છે, તેથી વિદ્યાર્થીઓ પાસે નવરાશનો વખત બહુ થોડો રહે છે એ ખરૂં. છતાં જાતમહેનતને જેટલો વખત આપી શકાય તેટલો આપવા તરફ આપણું લક્ષ હોવું જોઇએ. વિદ્યાર્થીઓ વખત ફાજલ પાડી શકતા હોય ત્યારે નોકરોને નવરા રાખીને પણ તેમને જાતમહેનતનો અનુભવ લેવાને ઉત્તેજન આપવું જોઇએ. આમ કર્યા પછીજ સંસ્થા સાથે જોડાયેલા નોકરોને કંઇક કેળવણી આપી શકાય. શિક્ષણસંસ્થામાં કામ કરનાર નોકરો હમેશ અશિક્ષિત રહે અને એમને કેળવવાની જવાબદારી આપણને ન જણાય, એ સારૂં નથી.

છાત્રાલયના વાતાવરણમાંથી બીક, લાલચ, હરીફાઇ, ઇનામો અને સજાઓ જેમ બને તેમ જલદી કાઢી નાંખવાં જોઇએ. ત્યાં તો ફક્ત જિજ્ઞાસા, સેવા અને સહકારનું જ વાતાવરણ હોય. ધાર્મિક કળા અને ઉચ્ચ રસિકતા માટે તહેવારો છે જ. દરેક જીવનસંસ્થાના વાતાવરણમાં પંચમહાયજ્ઞને સ્થાન હોવું જોઇએ. આ પાંચ યજ્ઞો માનવસંસ્કૃતિના વિકાસના દ્યોતક છે. વિદ્યાર્થી પ્રથમ જલાશયશુદ્ધિ કરી એની પૂજા કરે. નદી, તળાવ, કુવામાંથી કાદવ કાઢી આસપાસ બધું સાફ રાખે. આ પહેલો યજ્ઞ થયો. બીજો મહાયજ્ઞ તે વૃક્ષવનસ્પતિની સેવા. ફળઝાડ, ફૂલઝાડ વગેરેનાં મૂળમા જમીન પોચી કરી, ખાતર નાખી, તેને પાણી પાવું. ત્રીજો યજ્ઞ જેમની સેવા પર આપણે હમેશ નિર્ભર છીએ એવાં ગ્રામ્ય પશુઓની સેવા. કૃતજ્ઞતાપૂર્વક ગાયબળદ વગેરે પશુઓને ખવડાવીએ, તેમને ખરેરો કરી નવડાવીએ, ચાંચડમચ્છર સામે એમનું રક્ષણ કરીએ, વગેરે વસ્તુઓ પણ એક મહાયજ્ઞ છે. ચોથો યજ્ઞ તે હાથે કાંતી કપડાં વણી લેવાં તે. સુતારીનો સમાવેશ પણ એમાં જ કરાય. તર્કુ અને તક્ષ (ત્રાક અને ફરશી) એ આ યજ્ઞનાં સાધનો છે. પાંચમો મહાયજ્ઞ તે સ્વાધ્યાય. શુભ સંસ્કારો આપી સંસ્કૃતિને જાગ્રત રાખનાર સદ્ગ્રંથોનું વાચન અને મનન તે સ્વાધ્યાય. આ પંચમહાયજ્ઞ જ્યાં ચાલતા હોય ત્યાં

કેળવણી જરૂર તેજસ્વી થવાની. એવી કેળવણી દેશમાં દાખલ કરવાને છાત્રાલયો સાધનરૂપ થાઓ એ જ આપણે પરમાત્મા પાસે યાચીએ.

મિત્રો, છાત્રાલયને લગતા અને આજે વિચાર કરવાજેવા વિષયો આપણે ચર્ચ્યા. આપણે જોયું કે છાત્રાલયની સંસ્થા એ કુટુંબસંસ્થા જેટલી જ મહત્ત્વની છે. જ્યાં સુધી કેળવણી આજની ઢબે અપાય છે ત્યાં સુધી છાત્રાલયો આપણને ગમે કે ન ગમે, અપરિહાર્ય સમજી એમને વધાવ્યે જ છૂટકો. માત્ર હમેશ છાત્રાલયોને કુટુંબ સાથે સરખાવી આપણે કઈ કઈ બાબતમાં કુટુંબ કરતાં ઉતરતા છીએ તે તપાસતા રહીએ. ઓછામાં ઓછું કુટુંબ જેટલું વાતાવરણ આપણે રાખતાં શીખવું જ જોઇએ. આપણે જો ધ્યેયવાદી હોઇએ, ભવિષ્યને માટે નવી સૃષ્ટિ નિર્માણ કરવા માગતા હોઇએ, કુટુંબો કરતાં વ્યાપક આધ્યાત્મિક અને ચિરસ્થાયી સંસ્થા ઉભી કરવા માગતા હોઇએ તો આપણે આશ્રમના આદર્શની સંસ્થાઓ ખીલવવી ઘટે છે. એનો આદર્શ કુટુંબ જેવો ન હોય એ ખરું, પણ કુટુંબ કરતાં ઉતરતો ન જ હોય. આ દૃષ્ટિએ વિચાર કરતાં કુટુંબધર્મ, સમાજધર્મ, વિકાસધર્મ અને મોક્ષધર્મ બધાને આધારરૂપ એવી સંસ્થા આપણે ખીલવવાના છીએ એનું યથાર્થ ભાન જો આપણને હોય તો ધર્મસૂત્રકારોની દીર્ઘદૃષ્ટિ આપણે કેળવવા મથીશું અને સંસ્કૃતિના સંસ્થાપકોની ધીરજથી આપણે અખતરાઓ કરીશું. લાખો વરસના પ્રયોગને અંતે જો કુટુંબો, ન્યાતો અને સમાજ બંધાયાં હોય તો આશ્રમો બાંધવાના આદર્શ પાછળ અનેક પેઢીઓની ધીરજ વાપરવી પડે તેમાં અસ્વસ્થ કે નિરાશ થવા જેવું કશું નથી.

છાત્રાલયો અને આશ્રમો જો તાત્કાલિક ગરજ પૂરી પાડનાર ક્ષણજીવી સંસ્થાઓ ન હોય, જીવનવ્યાપી સંસ્થાઓ હોય તો આજે જેમ એકલા પુરુષો જ એ ચલાવે છે, પુરુષો જ એની કલ્પના બાંધે છે અને એને દોરે છે તેમ ન થવું જોઇએ. આશ્રમો સ્થાપવા માટે પણ આપણે હૃદયધમી બહેનોને જ શરણ જવું પડશે. પુરુષો કરતાં સ્ત્રીઓમાં વિવાહધર્મ, કુટુંબધર્મ વધારે સિદ્ધ

થયો છે. કુટુંબધર્મનો આધાર સ્ત્રીઓ ઉપર જ છે. એ જ કારણે કુટુંબધર્મથી ભિન્ન એવાં છાત્રાલયો અને આશ્રમો સ્વાભાવિક રીતે સ્ત્રીઓને રુચતાં નથી. એ સ્થિતિ જ્યાં સુધી રહે ત્યાં સુધી પુરુષોએ જ આ વ્યાપક સંસ્થાઓ ખીલવવી પડશે. સ્ત્રીઓ કુટુંબનો ચીલો સહેજે ન છોડી શકે. પણ જ્યારે સાચેસાચ છોડશે — અને તે પણ કુટુંબ કરતાં ઉતરતી અકુદરતી સ્થિતિ ભોગવવા માટે નહિ પણ કુટુંબો કરતાં વિશાળ વ્યાપક જીવન આ દુનિયામાં પ્રસ્થાપિત કરવા માટે — ત્યારે તેઓ જ સમાજનાં આગેવાનો થશે. કુટુંબ-ધર્મમાં વિગ્રહને સ્થાન છે. આશ્રમધર્મનો પાયો સંયમ, સંતોષ અને આત્મસમર્પણ ઉપર જ રચી શકાય. એ ગુણો કેળવવાની વિશેષ શક્તિ સ્ત્રીઓની જ છે. માટે ભવિષ્યકાળ તેમનો જ છે. સ્ત્રીઓને તે કાર્ય માટે તૈયાર થતાં હજી વાર છે. ત્યાં સુધીનું પ્રાથમિક કાર્ય કરવાનું આપણે માથે છે. આપણી જવાબદારી ઓળખી વિચારપૂર્વક આપણે તે દિશામાં પ્રયત્ન કરીએ. મનુષ્ય-પ્રગતિનું એક મોટામા મોટું પગથિયું આપણે હાથે ચણાવાનું છે એ ભાન જો આપણે રાખીશું તો આજે જે નાલાયક દશામાં રહીએ છીએ તેમાંથી નીકળી જવાનો આપણે અસાધારણ પ્રયત્ન કરીશું. માનવી પ્રગતિનો તારો કઇ દિશામાં છે એ આપણે જોઇ લઇએ અને એ મંગળ બિંદુ તરફ અવિચળ દૃષ્ટિ રાખી ધીરજ, ઉત્સાહ અને શ્રદ્ધાપૂર્વક પુરુષાર્થ કરીએ. આપણાં હૃદયોને દોરનાર નારાયણ આપણને સહાય થાઓ.

वंदे मातरम्

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા.
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૨ જું   અંક ૧ લો

૧૯૨૮   એપ્રીલ

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ


---

એક કહે છે: " ગૃહપતિની પાસે સમાજજીવનની ફિલસુફી ન હોય તો નકામું છે. એ ફિલસુફી વિના ઉગતી પ્રજાને તે કયા સમાજ માટે તૈયાર કરશે ? "

બીજો કહે છે: " ગૃહપતિએ કેળવણીશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ; નહિતર તે છાત્રાલય જેવી કેળવણીની સંસ્થાને વીશી બનાવી મૂકશે. "

ત્રીજો કહે છે: " ગૃહપતિને કસરત-રમતોનું જ્ઞાન આવશ્યક છે. નહિતર વિદ્યાર્થીઓમાં તે આ બાબતમાં કશું કરી શકશે નહિ. "

આમ અનેક લોકો અમારામાં શું શું જોઇએ તેની ફિલસુફી ધરી રહ્યા છે તે માટે તેમનો આભાર : પણ—

આ આટલા વર્ષના અનુભવે મને કોઇ પૂછે તો કહું: " ગૃહપતિને બીજી બધી વસ્તુઓ વિના ચાલશે. Strong Common Sense વિના નહિ ચાલે. આ સામાન્ય અક્કલ કોઇ જગાએ વેચાતી મળતી હોય તો છાત્રાલયના ચાલકોએ તે અમને ખરીદી આપવી જોઇએ, એમ તમને નથી લાગતું ? "

—ગૃહપતિ

# આપણું નવું વર્ષ

આજે 'છાત્રાલય'નું નવું વર્ષ બેસે છે. આપણે ગયા વર્ષનો રોજમેળ તપાસી લેશું ?

૧ આપણા 'તરુણે' કેટલા ગૃહપતિઓને તરુણ અવસ્થાના અભ્યાસ પર ચડાવ્યા હશે ?

૨. આપણાં છાત્રાલયોમાં ગૂઇને સ્થાને ફ્રૅર ૧લે કેટલે અંશે દાખલ થઇ છે ?

૩ આપણા ગૃહપતિઓમાં વિદ્યાર્થીઓનાં માબાપ તરીકેનો કેટલો ભાવ વધ્યો છે ?

૪ આપણાં રસોડાંઓ હતાં તેથી કેટલાં વધારે ચોકખાં થયાં હશે ?

૫ વિદ્યાર્થીઓના જાતીય પ્રશ્ન તરફ આપણે કેટલા જાગ્રત થયા હશું ?

૬ આપણા ગૃહપતિઓ જોહુકમીને સ્થાને સ્વાતંત્ર્યમાં કેટલા માનતા થયા હશે ?

૭ આપણા વિદ્યાર્થીઓ ખરા સ્વાતંત્ર્યને કેટલે અંશે સમજતા થયા હશે ?

૮ માબાપો અને વાલીઓ વિદ્યાર્થીઓ તરફની પોતાની ફરજ કેટલે અંશે સમજતાં થયાં હશે ?

૯ આપણા કેટલા સેક્રેટરીઓ ગૃહપતિને નોકર ન માનતાં મિત્ર માનતા થયા હશે?

૧૦ કેટલાં છાત્રાલયોમાં ગૃહપતિને વ્યવસ્થાપક મંડળમાં સ્થાન મળ્યું હશે ?

૧૧ કેટલા ગૃહપતિઓ છાત્રાલયશાસ્ત્રનો આવશ્યક અભ્યાસ કરવા પ્રેરાયા હશે ?

૧૨ કેટલાં છાત્રાલયોમાંથી માકડ, જૂ, ખસ, વગેરે નાબુદ થયાં હશે?

૧૩ કેટલા ગૃહપતિઓ વિદ્યાર્થીઓ પર ઓછા ચીડાતા થયા હશે?

૧૪ કેટલા ચાલકોએ ગૃહપતિઓની રીતસરની કદર કરી તેમને સન્માન આપ્યું હશે ?

૧૫ કેટલા વિદ્યાર્થીઓ ધર્મની પરીક્ષાને મહત્ત્વ આપતા બંધ થયા હશે ?

૧૬ કેટલાં છાત્રાલયોમાં વિદ્યાર્થિમંડળો ઉભાં થયાં હશે ?

૧૭ કેટલા ગૃહપતિઓ પોતાના કામની ગંભીરતા સમજતા થયા હશે ?

૧૮ કેટલા ગૃહપતિઓ આત્મસંશોધન તરફ વળ્યા હશે ?

૧૯ કેટલાં છાત્રાલયોમાં ગૃહપતિઓને સંસ્થાનું મહત્ત્વ ઉભું થયું હશે ?

૨૦ કેટલા વિદ્યાર્થીઓને સાચી વિદ્યા મેળવવાની ભૂખ લાગી હશે ?

૨૧ કેટલાં છાત્રાલયોમાં ગૃહપતિ અને વિદ્યાર્થીઓ વચ્ચેની ખેંચતાણ ઓછી થઇ હશે ?

૨૨ કેટલા ગૃહપતિઓ વિદ્યાર્થીઓ પાસે હારવામાં રાજી થતાં શીખ્યા હશે ?
૨૩ કેટલા વિદ્યાર્થીઓ ગૃહપતિ પાસે હારવામાં પ્રતિષ્ઠા માનતા થયા હશે ?

આ જમા ઉધારનું સરવૈયું નીકળે તે પરથી 'છાત્રાલય'નો વેપાર અંકાવો જોઇએ. નહિતર તો એટલાં લવાજમો, એટલા કાગળ શાહી, એટલી લખવાની મહેનત એ બધું એળે ગયું ગણાય. આ સરવૈયું આંકડાના જવાબ પરથી નીકળે; એટલે ઉપરના પ્રશ્નોના જવાબો આપવા માટે અમે સૌને વિનતિ કરીએ છીએ. એ જવાબો છાત્રાલયના નવા વર્ષના વેપારમાં આપણને માર્ગ-દર્શક થશે એવી અમને આશા છે.

૨

પણ આ નવા વર્ષનો વેપાર ? એ વેપાર કઇ કઇ દિશાએ ખેડવાના મનોરથ છે ? મન તો દોડે છે કે આ નવા વર્ષે આપણે—

૧ છાત્રાલયમાં ગૃહપતિના અંતરમાં ઉતરીને તેની મુઝવણો તપાસીએ;
૨ આ મુંઝવણો દૂર કરવા માટે વ્યવહારૂ ઉપાયો શોધીએ;
૩ સ્વાતંત્ર્યના મહામંત્રનો માત્ર નામોચ્ચાર ન કરતાં છાત્રાલયના વ્યવહારમાં તેને કેમ ઉતારવો તે જોઇ લઇએ;
૪ છાત્રાલયની બધી વ્યક્તિઓનો એક બીજા સાથે શો ધર્મ છે તે વિચારી લઇએ;
૫ છાત્રાલયનું સમાજમાં સ્થાન આંકીએ;
૬ છાત્રાલયની અનેક નાની મોટી પ્રવૃત્તિઓ જીવનની વધારે પોષક કેમ બને તેનો વિચાર કરી લઇએ;
૭ છાત્રાલયમાં ક્યાં ક્યાં અને કઇ કઇ રીતે ચારિત્ર્ય ઘડાય તે કાળજીપૂર્વક તપાસીએ;
૮ જુવાનોને જાતીય પ્રશ્નનો ઉકેલ લાવવામાં મદદ કરીએ;
૯ માબાપો અને ગૃહપતિ કઇ કઇ બાબતોમાં રીતસર સહકાર સાધી શકે તે જાણી લઇએ;
૧૦ છાત્રાલયો મોટી મોટી વાતો કરવાને બદલે નાની નાની વાતો સિદ્ધ કરતાં થઇ જાય તેનો વિચાર કરીએ;
૧૧ છાત્રાલયોનું આખું વાતાવરણ આજે છે તે કરતાં વધારે પવિત્ર અને સંસ્કારી કેમ થાય તે જોઇ લઇએ;
૧૨ અને આ બધી વસ્તુની પાછળ આખા છાત્રાલયના પ્રશ્નનો જે તાત્વિક અભ્યાસ છે તે કરી લઇએ.

૩

પણ એક વાત સૌના ધ્યાન પર મૂકવાની જરૂર છે. છાત્રાલયના પ્રશ્નો એ કંઈ એકલા છાત્રાલયના જ પ્રશ્નો નથી. છાત્રાલયોમાં આજે મોટે ભાગે તરુણ વિદ્યાર્થીઓ વસે છે અને એમના જ પ્રશ્નો આજે આપણને હલાવે છે. પરંતુ તરુણો છાત્રાલયમાં જ છે એમ નથી. તરુણો તો આપણા ઘરોમાં પણ છે, અને તરુણ અવસ્થાના પ્રશ્નો જેટલા ગૃહપતિઓને ઉપયોગી છે તેથી વધારે તો આપણને સૌ માબાપોને ઉપયોગી છે. છાત્રાલય એક અલાયદી સંસ્થા રહી એટલે કેટલાક પ્રશ્નો સંસ્થાગત ઉપજે. ઘરમાં રસોયો ન હોય એટલે રસોયાના ઘણા પ્રશ્નો ઘરમાં ઉઠે જ નહિ; પણ ખુદ તારુણ્ય તો જેવું છાત્રાલયમાં અટપટું એટલું જ, બલ્કે તેથીયે વધારે ઘરમાં અટપટું; જાતીય પ્રશ્ન જેવો છાત્રાલયમાં તેવો જ ઘરમાં; જીવનના આદર્શો જેવા છાત્રાલય માટે ઉપયોગી તેટલા જ ઘરમાં ઉપયોગી; આ મંથનકાળ તરુણોને છાત્રાલયોમાં પણ વલોવી નાખે અને ઘરમાં પણ વલોવી નાખે. આ દૃષ્ટિથી જોઈએ એટલે આ આખું પત્ર છાત્રાલયનું મટી તારુણ્યનું થાય છે અને એ જ યથાર્થ છે. આજે આ પત્ર છાત્રાલય મંડળ મારફત નીકળે છે, એટલે છાત્રાલયોમાં વ્યક્ત થતું તારુણ્ય તેમાં અગ્રસ્થાન ભોગવે છે એ વાત સાચી છે. પણ આ બધાની પાછળ તરુણજીવનના પ્રશ્નોનો ઉકેલ આ પત્ર દ્વારા વધારે ને વધારે થતો જાય એ અમારો મનોરથ અમે સમાજ પાસે મૂકીએ છીએ. અને માત્ર છાત્રાલયો પાસેથી જ નહિ પણ જેને જેને હૈયે આ તરુણજીવનનો પ્રશ્ન રમી રહ્યો છે તે બધા પાસેથી પ્રોત્સાહન માગીએ છીએ.

## તહેવારોનો વિચાર

રામનવમી આવી અને ગઈ. આપણી શાળાઓમાં રામનવમીની રજા પડે છે. રજા શા માટે પડે છે ? રામચંદ્રજી અવતાર લે તે દિવસે વિદ્યાર્થીઓ આપું દિવસ કરતાં વધારે રખડે એ માટે ?

રજાની પાછળ તો તહેવારનો વિચાર છે. એ રજાના દિવસે વિદ્યાર્થી શાળાના ભણતરથી મોકળો રહે પણ શાળાના ભણતર કરતાંયે ઉચું જે કેટલુંક જીવનનું ભણતર છે તે જાણી લે. આખી પ્રજાને આવું જીવનનું ભણતર મળી રહે એવા અંતર્ગત ઉદ્દેશથી દુનિયાના બધા લોકોમાં ભાત ભાતના તહેવારો ઉભા થયા છે. એ તહેવારોનાં ઉજવણાંમાં સમગ્ર પ્રજાની કેળવણી રહેલી છે.

આપણા તહેવારોમાં કેટલાક તહેવારો ઋતુના તહેવારો છે જેવા કે શરદ્ પૂનેમ, વસંત પંચમી; કેટલાક ધાર્મિક તહેવારો છે જેવા કે રામનવમી, મહાવીર જયંતી, બકી ઇદ; કેટલાક રાષ્ટ્રીય તહેવારો છે જેવા કે એપ્રીલની છઠ્ઠી; કેટલાએક વીરપૂજનના તહેવારો છે જેવા કે ટિળકજયંતી; કેટલાક સામાજીક તહેવારો છે જેવા કે વીરપસલી, ભાઇબીજ વગેરે.

આ બધા તહેવારો સમાજમાં ઉત્સાહભેર ઉજવાતા હોય ત્યારે તો ઉછરતી પ્રજાને એ ઉજવણાંથી સુંદર કેળવણી મળે છે એમાં શક નથી. પણ આજે જેમ આપણું આખું જીવન રસહીન થયું છે તેમ તહેવારો પણ રસહીન થયા છે. આપણા તહેવારો એટલે કાં તો ખાવાનું પ્રોગામ માત્ર–શિવરાત્રિનાં શકરીઆં અને જન્માષ્ટમીનાં પારણાં એ તહેવારોનો મુખ્ય વિચાર. તહેવારને દિવસે માણસના મનનો જે ઉત્ક્રમ તે આપણે સૌ ગુમાવી બેઠા છીએ. હજી આપણી સ્ત્રીઓ સાપ ગયા ને લીસોટા રહ્યા એ રીતે તહેવારોનું બાહ્ય સ્વરૂપ થોડું ઘણું જાળવી રહી છે પણ તેયે નજીવું. આપણી આજની કેળવણીએ આપણા તહેવારોને ઘા માર્યો છે અને એ તહેવારોને પુનર્જીવન આપવાના જે પ્રયત્નો આજકાલ જોવામાં આવે છે તે પણ ઘણી વાર માત્ર ભાષણિયા પ્રયત્ન જેવા નીવડવાના છે.

આ તહેવારોને ઉજવીને જીવનમાં રસ ઉભો કરવો હોય તો આજે આપણે છાત્રાલયોમાં તેની શરૂઆત કરી શકીએ. જેટલા જેટલા તહેવારોની રજા પડે તે બધા તહેવારો એક યા બીજી રીતે છાત્રાલયમાં ઉજવવા જ એવો સર્વસામાન્ય નિયમ કરવો જોઇએ. અને પછી દરેક તહેવારની પાછળ જે કેન્દ્રભૂત વિચાર હોય તે વિચારને પોષણ મળે એવી રીતે જ તેનો આખો વિગતવાર કાર્યક્રમ યોજવો જોઇએ. હોળીના તહેવારે ખાવામાં ધાણીદાળિયા ને ખજુર જ હોય અને શરદ્પૂનેમના રોજ દુધપાવા હોય એ જ યથાર્થ છે. બળેવના રોજ સમુદ્રપૂજનનો વિધિ હોય અને વસંતપંચમીના રોજ આંબાના મોરનું પૂજન હોય; પજુસણમાં ઉપવાસ હોય અને મકરસંક્રાંતિના લાડુ હોય; અખાત્રીજના રોજ આંબાડાળે હીંચકો હોય અને શરદ્પૂનેમના રોજ દાંડિયારાસ હોય; ગાંધી જયન્તીના રોજ આખો દિવસ કાંતવાનું હોય અને હોળીના દિવસે રંગ ખેલવાનું હોય; ધનતેરશે લક્ષ્મીપૂજન હોય અને આષાઢી પૂનમે ગુરુપૂજન હોય.

આ તહેવારોને આજે છાત્રાલયમાં ઉજવવા હોય ત્યારે એક વિચાર ઉપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. છાત્રાલયમાં મોટો સમૂહ જુવાન વિદ્યા-

ર્થીઓનો હોય છે. તહેવારોના વિચારમાં આપણી આંખ આગળ એ જુવાનો રહેવા જોઇએ અને એ જુવાન માનસનો વિચાર તહેવારના કાર્યક્રમમાં લગીરે વિસરાવો ન જોઇએ. જુવાનોના નિર્દોષ આનંદ તરફ સૂગ લાવીને આપણે પ્રજાજીવનમાંથી તહેવારોને વિદાય કર્યા છે. આજે હવે એ સૂગને વિદાય કરવી પડશે. જુવાનો હસે, રમે, ખેલે, બજાવે, ખાય, પીએ, એ બધી વસ્તુઓને સ્થાન અપાવું જોઇએ; નહિતર એ તહેવાર મટીને બીજું કંઈ બની જશે એમાં શક નથી.

સાથે સાથે આવા તહેવારોમાં વિદ્યાર્થીઓના સર્જનને યોગ્યઅવકાશ મળે એવી ગોઠવણ કોઇ પણ ચકોર ગૃહપતિ ન જ ભૂલે. ખરી રીતે તો આવા તહેવારો જ અંતરને વ્યક્ત કરવાના સુંદર પ્રસંગો છે. પ્રજાની લલિત કલાઓ આવા તહેવારોમાં જ ભભકી ઉઠવી જોઇએ. ઉત્સવના રોજ ખાસાં તોરણો બંધાય, રંગોળી સાથિયા પૂરાય, ફળફૂલની શોભા થાય, માણસો રંગબેરંગી પોષાક પહેરે, ધૂપ અગરબત્તી મ્હેંકે, ચાકળા બંધાય, નવાં ચિત્રો પ્રકટે, નવાં કાવ્યો સ્ફુરે, નવાં નાટકો લખાય-ભજવાય, નૃત્ય, સંગીત, ગાયન, વાદન બધાં જામી પડે અને મનુષ્યજીવનનો આ બધો લ્હાવો લેતો વિદ્યાર્થી સાધારણ દિવસોના કરતાં આજે વધારે પાવિત્ર્ય વધારે સંસ્કારિતા વધારે ઉલ્લાસ અનુભવે એથી વિશેષ આપણે શું માગીએ ? **નાનાભાઇ.**

## સુધરવા મોકલ્યો છે!

" રમણલાલ, તમારા શિક્ષકની ચિઠ્ઠી આવી છે કે તમે વર્ગમાં બીલકુલ ધ્યાન આપતા જ નથી અને વારે વારે રજા લઇને છાત્રાલયમાં પાછા ચાલ્યા આવો છો. આમ કરો તે ઠીક ન કહેવાય ! "

" પણ સાહેબ, શાળામાં જરા પણ મજા આવતી જ નથી. અને ત્યાં આખો દિવસ કરું પણ શું ? "

" કેમ ? શાળામાં તો ખૂબ ભણવાનું છે. ભણ્યા કરો. "

" પણ ઘણા વિષયો તો ભણવા જ ગમતા નથી; અને બધા ભણવાની ઇચ્છા પણ નથી. "

" ત્યારે તમે શાળામાં કયા કયા વિષયો ભણો છો ? "

" ગૂજરાતી, ગણિત અને અંગ્રેજી. "

" તમારા કાકાની મંજુરી તો છે ને ? "

" હા જી. "

"તો પછી શાળામાં તમારે ચોક્કસ જ કલાક કામ કરવું તેવો આપણે તમારા આચાર્ય સાથે બંદોબસ્ત કરીએ અને બાકીના વખતનો તમે છાત્રાલયમાં સદુપયોગ કરી શકો તેવી વ્યવસ્થા અહીં કરીએ. બોલો, તો તો ઠીકને ?"

"હા જી. પણ છાત્રાલયમાં મારે શું કામ કરવું ?"

"તે તો આપણે ગોઠવીએ."

"પણ કહો તો ખરા સાહેબ !"

"જુઓને, બાગ કરવો હોય તો બાગ કરો; વણાટનું કામ શીખવું હોય તો તે પણ થઇ શકે; સુથારી કામનો શોખ હોય તો તેની પણ આપણે વ્યવસ્થા કરી શકીએ; અને તે ઉપરાંત પણ ચિત્રકામ કે એવું જે કંઈ તમને ગમે તેવું હોય તે પણ કરી શકશો. શાળામાં ભણવાના વિષયો ભણીને અહીં ચાલ્યા આવો અને પછી તમને રુચે તે કરો."

"પણ સાહેબ, આપે ગણાવ્યા તેમાંથી એકેય કામ મને ગમતું નથી. અને વળી તે શીખવા માટે પણ મને અહીં મોકલ્યો નથી."

"ત્યારે તમે અહીં શું કરવા આવ્યા છો ?"

"મને તો ખાસ કરીને અહીં સુધરવા માટે મોકલ્યો છે."

"શું બગડી ગયા છો તે સુધરવું છે ?"

"સાહેબ, મારા કાકા મને કહેતા હતા કે તું બહુ બગડી ગયો છે માટે તને સુધરવા માટે દક્ષિણામૂર્તિમાં મોકલવો છે; અને પછી ૭ માસે આપના લખવા પ્રમાણે તેઓ મને અહીં આવીને મૂકી ગયા છે."

"પણ તમે શું બગડી ગયા છો તે જાણો છો ?"

"ના જી, મને ખબર પડતી નથી. પણ મારા કાકા કહેતા હતા કે તું બહુ જ બગડી ગયો છે."

"તે તમને સુધરવા મોકલ્યા છે એટલે ભણવાની ના કહી છે !"

"ના ના. ના તો નથી કહી, પણ કહ્યું છે કે તું ભણીશ નહિ તો ચાલશે પરંતુ સુધરીને આવજે."

"ઠીક જાઓ. કાલે પાછા મને મળજો."

રમણલાલના કાકાએ તેને સુધરવા મોકલ્યો છે! તે શું બગડી ગયો છે તેની હજી સુધી મને સુઝ પડી નથી. તેને આવ્યાં તો હજી બે માસ જ થયા છે. તે શરીરે સશક્ત છે ને બુદ્ધિનો પણ સારો છે તેવો મારો અનુભવ છે. પણ હા, તે બીજા છોકરાઓ સાથે ખૂબ જ તોફાન કરે છે અને

ઘણી વખત આપણને ન રુચે કે ન ઉકલે તેવું કાંઇ કરી બેસે છે ખરો! પણ તેનામાં શો બગાડ હશે તે તો પ્રભુ જાણે, અને બીજા જાણે તેના કાકા! મને તો તે પ્રાણવાન દેખાયો છે. હા, તેના પ્રાણને સારો માર્ગ મળે તેવા પ્રયત્નો કરવાની જરૂર દેખાય છે ખરી, પરંતુ એમ તો કોઈ પણ જુવાન છોકરાના પ્રાણને યોગ્ય માર્ગદર્શનની જરૂર તો રહે જ. તેનો પ્રાણ એ તો તેનો બગાડ નહિ હોય? જોઉં છું. હરભાઈ.

## કરકસર

છાત્રાલયની ફિલસુફી નીપજાવી કાઢવી તે એક વાત છે અને ફિલસુફીને વ્યવહારમાં ઉતારીને રીતસરનું છાત્રાલય ચલાવી લેવું તે બીજી વાત છે. છાત્રાલય વ્યવહારના આવા અનેક પ્રશ્નોમાં એક પ્રશ્ન કરકસરનો છે.

છાત્રાલય વ્યવહારમાં કરકસર ક્યાં ક્યાં થઇ શકે? કેવી રીતે થઇ શકે?

એક તો છાત્રાલય એટલે સંસ્થા. ઘરમાં કાંઇ ચીજ વસ્તુ બગડે કે નકામી જાય તો માને હૈયે વાગે. રાંધતાં રાંધતાં તાપ વધી જાય તો લાકડાં પર મા પાણી નાખે; સવારે દાળ વધી હોય તો રાત માટે સાચવી રાખે; લૂગડાં પહેરવા લાયક ન રહ્યું હોય તો ગોદડાં કરે, ચંદરવા કરે, બાળોતિયાં કરે, હાથ લોવાના કટકા કરે અને છેવટ મસોતાં કરે. આ બધાની પાછળ માની મમતા છે. "આ ઘર મારૂં; આ છોકરાં મારાં; બચશે તો મારા ધણીની કમાણી મજરે આવશે; હશે તો મારી પ્રજા વાપરશે." વગેરે અનેક ભાવનાઓ માની આવી કરકસર પાછળ છુપાએલી હોય છે.

પણ છાત્રાલયમાં આવી મમતા કોને હોય? સારા વિદ્વાન ગૃહપતિઓને પણ પોતાની વિદ્વત્તા વિદ્યાર્થીઓને આપવા ઉપરાંત આવો હૃદયનો ધક્કો લાગે છે કે કેમ તે વિચારવા જેવું છે. માણસ જ્યાં નોકર હોય, જ્યાં બીજા પૈસા લાવે અને ગૃહપતિ વાપરે એવી સ્થિતિ હોય, જ્યાં આવી કરકસર ઉપર પોતાના પગારનો આધાર ન હોય ત્યાં વ્યવહારમાં કરકસર આવવી મુશ્કેલ છે. હા; કેટલાક ગૃહપતિઓ સાદાઇની ભાવનાવાળા હોય છે તેમને કરકસર કરવાનું મન થાય છે, પણ તેમનો ઉછેર જ એવો હોય છે કે અનેક ભાવનાઓ ખિસ્સામાં લઇને ફરે છતાં કરકસર કરતાં આવડે જ નહિ.

આટલું છતાં કરકસરને છાત્રાલયમાંથી જતી નહિ કરાય. આપણાં છાત્રાલયોની આર્થિક દશા પણ કરકસર માગે છે અને ખુદ મનુષ્યજીવન પણ

કરકસર માગે છે. વિદ્યાર્થીઓને માટે આપણે છાત્રાલયમાં અનેક વસ્તુઓ ઉભી કરવા માગીએ છીએ તેમાં આ પણ એક અગત્યની વસ્તુ છે.

માટે આપણે સૌથી પહેલાં ગૃહપતિમાં આ કરકસરની દૃષ્ટિ માગીએ. ગૃહપતિના હાથ નીચેનાં બધાં માણસોમાં પણ આ કરકસર માગીએ. છાત્રાલયમાં રહેના તમામ વિદ્યાર્થીઓ કરકસરની આ દૃષ્ટિને બરાબર સમજે એમ પણ ઇચ્છીએ. આ દૃષ્ટિ લાવવામાં મુખ્ય કારણ છાત્રાલય તરફની મમતા છે; એવી મમતા થોડે ઘણે અંશે છાત્રાલયનાં તમામ મનુષ્યોમાં માગીએ.

ગૃહપતિમાં આ મમતા આવશે એટલે તે જેને તેને નકામા કાગળો નહિ લખે; ફર્નીચર વિના ચાલશે ત્યાં માત્ર શોખ ખાતર ફર્નીચર નહિ લે; પોતાના હસ્તક ચાલતો બધો વહીવટ કરકસરથી ચાલે તે જોશે. ગૃહપતિની આ મમતા રસોયામાં ઉતરશે તો રસોયો ચૂલામાં ઘી નહિ રેડે; ખાવાના પદાર્થો નહિ બગાડે; લાકડાંમાં બને તેટલી કરકસર કરશે; તાવડીઓ ઓછી ફોડશે; ચૂલો સળગાવવામાં ઓછું ઘાસલેટ વાપરશે અને રોજના વપરાશમાંથી કશું નકામું જવા નહિ દે. ગૃહપતિની આ મમતા વિદ્યાર્થીઓ ઝીલશે તો જમતાં જમતાં પદાર્થો નકામા બગાડશે નહિ; છાત્રાલયની ચીજ વસ્તુઓ નકામી તોડશે ફોડશે નહિ; પોતાનું બચાવીને છાત્રાલયનું વાપરી નાખવાની વૃત્તિ કેળવશે નહિ અને ગૃહમાં બીજાં માણસો બગાડ કરતાં હશે તે સાંખશે પણ નહિ.

કરકસરની આ દૃષ્ટિ આખા છાત્રાલયમાં આવી જશે તો ગૃહપતિ અને વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બનશે; છાત્રાલયનું તમામ કામ હાથે કરતાં તેઓ શરમાશે નહિ; છાત્રાલયમાં ન જ ચાલતાં નોકરો રાખશે અને હાથે કામ કરવાથી આવતો સંયમ આખા છાત્રાલયજીવનને વધારે સાદું અને પવિત્ર બનાવશે.

આ કરકસર એટલે કંજુસાઈ નહિ. આજે આપણે કેટલાંયે છાત્રાલયોમાં કરકસરના નામથી કંજુસાઇ કરી રહ્યા છીએ. પણ કંજુસાઈ એ તો ખૂરી ચીજ છે. જુવાની એટલે જ જીવનની ઉડાઉગિરી. કંજુસાઈથી જીવનમાત્ર ઢીંગરાઇ જાય છે તો જુવાની ઢીંગરાય એમાં તો પૂછવું જ શું? સાચી કરકસરની પાછળ તો મનુષ્યજીવનનો યથાર્થ આદર્શ છે; બચત રહેલી જીવનશક્તિનો સદ્વ્યય છે; નાની નાની કરકસરથી સંયમનું મોટું ચણતર ચણવાનો શુભ આશય છે. કરકસરનું આ સ્વરૂપ સમજ્યા વિના કોઇ છાત્રાલય કંજુસાઇમાં ખૂપસી પડે તેના કરતાં છાત્રાલય કરકસરને લાત મારીને ઉડાઉ ધોરણ પર ઉડતાં શીખે એ વધારે પસંદ કરવા જેવું છે.

-નાનાભાઈ.

## થાળે પડયું નથી !

સાધારણ રીતે તો બધી સંસ્થાઓમાં અને ખાસ કરીને છાત્રાલયોમાં નવા સત્રની શરૂઆતમાં પાંચ સાત દિવસ એવા જાય છે કે જેમાં ન કશું વ્યવસ્થિત કામ ચાલી શકે કે ન કશું નવું શરૂ કરી શકાય. ભોજનશાળામાં અવ્યવસ્થા, કોઠારમાં અપૂર્ણતા, રમતો ચાલે નહિ, બેઠકો ગોઠવાય નહિ, અભ્યાસનાં સાધનો મળે નહિ અને સારી એવી સંખ્યામાં વિદ્યાર્થીઓની પણ ગેરહાજરી. આવું બધું એકાદ અઠવાડિયું તો ચાલે જ. પછી બધું ધીમે ધીમે વ્યવસ્થિત થવા લાગે અને છાત્રાલય ખુલ્યાને લગભગ દશ બાર દિવસ વીત્યા બાદ પછી બધું પાછું હતું તેવું ને તેવું બને; અને પછી જ કંઇ પણ નવું કરવા માટે દમ ખેંચી શકાય.

આવું તો દરેક સત્રે બને અને છતાં તેનો કશો જ ઉપાય ન થાય. આમ બનવાનાં અનેક કારણો હોઇ શકે છે. વિદ્યાર્થીઓને કંઇ કૌટુમ્બિક કારણો હોય, ગૃહપતિને કોઇ વ્યાવહારિક મુશ્કેલી હોય, રસોયા મળતા ન હોય, સાધન સામગ્રીની સંચાલકો તરફથી જોઇએ તેટલી ઝડપથી અનુકૂળતા ન મળતી હોય વગેરે. પરંતુ આમ બનવાનું સૌથી મોટું કારણ તે આપણી બધાની આ પ્રકારની મનોદશા જ હોય છે. છાત્રાલય ઉઘડવાના દિવસો આવી પહોંચે અને દીકરો છાત્રાલયમાં વખતસર પહોંચી જવા માટે માબાપને વિનતિ કરે, એટલે તેને તુરત જ જવાબ મળે કે "એટલી બધી તે શી ઉતાવળ છે? મોટાભાઇનો જન્મદિવસ આવે છે ને ઉજવીને જજે. હજી તો બધું રે'ઢાચતું થતાં ચાર પાંચ દિવસ નીકળી જશે. ત્યાં તો તું પહોંચી જઇશ!"

છાત્રાલય ઉઘડવાની બરાબર તારીખે હાજર થઈ જવા માટે ગૃહપતિએ રસોયાને હુકમ મોકલ્યો હોય; તેના જવાબમાં રસોયો પોતાને ગામથી વધારાની બે દિવસની રજા મંજુર કરવા માટે લખી મોકલે અને જણાવે કે "બે દિવસ એક રસોયાથી ચલાવી લેવાશે કારણ કે વિદ્યાર્થીઓની પૂરી ભરતી પણ હજી તો નહિ થઇ હોય; અને ત્યાં તો મારું અગત્યનું કામ પતાવીને બે દિવસ પછી, હું આપની સેવામાં હાજર થઇ જઇશ."

નવા આવેલા વિદ્યાર્થીઓ ગૃહપતિ પાસે જરૂરી સગવડો માગવા આવે ત્યારે ગૃહપતિ સાહેબ પણ એવો જ જવાબ આપે કે "જરા ધીરજ રાખો: હજી બધું થાળે પડવા દો. બે ચાર દિવસ પછી બધું બરાબર થઈ જશે."

આ દિવસોમાં જ સેક્રેટરી સાહેબ કોઇ મીજમાનોને લઇને છાત્રાલય

દેખાડવા આવે ત્યારે તે પણ આ અવ્યવસ્થિત પરિસ્થિતિનો બચાવ કરતા બોલે કે "હજી તો સત્ર હમણાં જ ખુલ્યું, હજી બધું થાળે પડ્યું નથી તેથી આપને બરાબર જોવાનું નહિ મળે; પરંતુ બે ચાર દિવસ પછી બધું કામ પાટા ઉપર ચડી જાય એટલે આપ વધારે સારી રીતે જોઈ શકશો."

આમ સત્રની શરૂઆતના દિવસોમાં સાધારણ ભંગીથી માંડીને તે ઠેઠ સેક્રેટરી સાહેબ સુધીની મનોદશામાં 'થાળે પડ્યું નથી'નું જ વાતાવરણ ઘૂમતું હોય છે. અને તેથી જ ચોક્કસ તારીખે અને ચોક્કસ કલાકે જે બરાબર વ્યવસ્થિત રીતે શરૂ થવું જોઈએ તે થોડા દિવસો સુધી થાળે જ પડતું નથી. આ થાળે પડવાના બે ચાર દિવસોની મનોદશા જેવી ઉડી ગઈ કે વગર તકલીફે બધું થાળે પડેલું જ બની જાય છે. થાળે નહિ પડવાની આ મનોદશા છાત્રાલયજીવનમાંથી ખસી જવી ઘટે છે. હરભાઈ.

## સ્વાતંત્ર્ય કે ગુંડાશાહી ?

રાત પડી હતી. આકાશમાં ચૌદશનો ચંદ્ર ખીલી નીકળ્યો હતો. અમે બધા રેતીમાં બેઠા હતા. નટવરલાલે ઉપાડ્યુંઃ "નાનાભાઇ, તમે કરો એટલે કબુલ હોય તે જૂદી વાત છે પણ રસિકલાલ માટે આ પગલું અમને યોગ્ય નથી જણાતું !"

"હા, નાનાભાઇ. એકલા રસિકનો વાંક જ નથી; ડિસ્મિસ્ કરવો હોય તો યોગેન્દ્રને પણ સાથે જ કરવો જોઇએ" ચુનીભાઇ બોલ્યા.

"યોગેન્દ્ર અને રસિકલાલની ઉંમરમાં તફાવત છે તે તમે ભૂલી જાઓ છો ?" નાનાભાઇ જરા કડકાઇથી બોલ્યા.

"તફાવત છે એ બરાબર છે. પણ યોગેન્દ્ર તેને મારવા દોડે ત્યારે રસિકલાલે આત્મરક્ષણ ન કરવું ?" વ્રજલાલજીએ અખાડાની દલીલ નીપજાવી.

"તો તો આત્મરક્ષણના બહાના હેઠળ સબળ હોય તે નબળાને કાયમ કચરી શકે, અને મોઢેથી આત્મરક્ષણનો જપ જપ્યે જાય, કેમ ?" નાનાભાઈ બોલ્યા.

"તો પછી યોગેન્દ્રે રસિકલાલને બટકું શા માટે ભર્યું ?"

"ભર્યું નથી."

"માર્યો ન હત તો ભરત."

"પણ નાનાભાઇ, આ યોગેન્દ્ર ધોળા બહુ છે એટલે જરા વાગે તો પણ લાલચોળ થઇ જાય છે હો !" ટી.એસે ટાપશી પૂરી.

"એ હું જાણું છું. તમને પણ થોડું માર્યે વધારે દેખાય છે!"

"તો પછી નાનાભાઈ, આ વાત બંધ કરો. તમે જો નિશ્ચય જ કર્યો હોય તો ભલે, તેને કાઢી મૂકો. અમને તો આ પગલું ભારે લાગે છે." કૃષ્ણલાલ હાથમાં દિલરૂબા ફેરવતા બોલ્યા.

"કૃષ્ણલાલ, સાચું કહું? હજી ગઈ કાલે જ આપણે ત્યાં ગોપાળદાસે ભાઈ ચુનીલાલને માર્યા તે મારા માટે અસહ્ય હતું. તે વખતે હું મારા મનને બહુ જ મુશ્કેલીથી રોકી શક્યો. મને લાગ્યું કે નાના વિદ્યાર્થીઓ મોટા વિદ્યાર્થીઓને ચીડવે, તેમનો માનભંગ કરે, તેમની મશ્કરી કરે અને નાનપણના બહાના હેઠળ રોઈને છૂટકી જાય એ ઠીક નથી; એટલા માટે તો મેં ઉલટો ચુનીલાલને ઠપકો આપ્યો અને ગોપાળદાસને થોડો ઠપકો આપી જવા દીધા."

"નાનાભાઇ, અરે ગોપાળદાસે તો ચુનીલાલને બહુ માર્યા છે. તેમને કાલે ડિસ્મિસ્ કર્યા હોત તો બહુ સારું થાત." ટી.એસે ટાપશી પૂરી.

"હં. મને આજે એ જ પશ્ચાત્તાપ થાય છે. કાલે ગોપાળદાસને મોટા વિદ્યાર્થી ધારીને જતા કર્યા અને નાના વિદ્યાર્થીઓએ મોટા સાથે કેમ વર્તવું તે પર ભાર દીધો, ત્યારે આજે રસિકલાલે ગોપાળદાસની નવી આવૃત્તિ બહાર પાડી. આજે તો આ પગલાથી મારે તમને જણાવવું છે કે નાનાઓને મોટાઓની સાથે જેમ ગમેતેમ વર્તવાનો હક્ક નથી તે પ્રમાણે મોટાઓને નાના વિદ્યાર્થીઓને મારવાનો તો લગીરે હક્ક નથી." નાનાભાઇએ કહ્યું.

"તો તો પછી નાના વિદ્યાર્થીઓ અમને જેમ તેમ બોલશે." ચુનીભાઇ ગોઠણભર થયા.

"એમ કેમ થાય? તમે મોટાઓ તમારું સંભાળોને? નાનાઓ તમારા તરફ કેમ વર્તે એનો વિચાર કરો છો તે પ્રમાણે તમારા વર્તનનો વિચાર કેમ નથી કરતા? આપણા છાત્રાલયમાં આપણે સ્વાતંત્ર્યનાં બણગાં ફૂંકીએ પણ જ્યાં નાના વિદ્યાર્થીઓ સલામત નથી ત્યાં સ્વાતંત્ર્ય છે કે મોટાશાહી છે તેનો વિચાર કર્યો?"

નટવરલાલ આગળ આવ્યા: "એ તો આજથી બંધ સમજો. આજના બનાવથી એટલું તો થઈ ચૂક્યું છે કે મોટાઓ હવે નાનાઓને આંગળી નહિ અડાડે."

"મને એ સાચું ન લાગે." નાનાભાઇ બોલ્યા.

"નાનાભાઇ, સાચું કહું છું."

નાનાભાઇએ ડોકું ધુણાવ્યું.

"તમે અમને સૌને એટલા બધા ઠોઠ અને મૂર્ખ માનો છો?" કોઈનો પુણ્યપ્રકોપ જાણે જાગી ઉઠ્યો.

"આજે તો એમ માનવા જેવું જ થયું છે."

"તો પછી તમને ગમે તે કરી લ્યો. અમારો તો આ છેલ્લો શબ્દ છે. રસિકલાલની આ સજા ગુન્હા કરતાં ઘણી વધારે છે. આ સજાથી અમારા મનમાં બહુ તો તમારી વધારે ધાક બેસશે એટલું. અમારા અંતરમાં ફેરફાર થાય એટલાથી જ આપને સંતોષ હોય તો આટલું બસ છે. એક ડગલું આગળ અને બધી અસર ફોક નહિ થાય?" કોણ જાણે કોનોય અવાજ સૌના કાન પર અથડાયો.

નાનાભાઈએ બધા તરફ એક આંખ ફેરવી લીધી અને કહ્યું: "તો પછી તમે સૌ મારા વ્હાલા દીકરાઓ છો. મારું પગલું તમને અતિશય આકરું લાગતું હોય તો હું રસિકલાલને ત્રણ દિવસ માટે જ ડિસ્મિસ્ કરું."

"એ કરતાં તો કાયમના ડિસ્મિસ્ સારા!"

"તો કાયમના ડિસ્મિસ્ તો છે જ."

"પણ અમને એ જ આકરું લાગે છે."

"તો ઢીલું કરો!"

"તમે કહો ત્યારે ઢીલું થાય ના?"

ડી.એસે છાતી કાઢી: "સજા કરો ન કરો સરખું છે. અમને સૌને સજા તો થઈ ચૂકી છે. હવે રસિકલાલને સજા કરવાનું પ્રયોજન રહેતું જ નથી માટે તમારો હૂકમ ફેરવો, નાનાભાઈ."

નાનાભાઈ વિચારમાં પડ્યા.

"એમાં વિચાર શો કરો છો? નાનાભાઈ, અમે ઘા તો ખાઈ જ ગયા છીએ. રસિકલાલને બચાવો."

"ભલે, તમે બધા મળતા હો તો ડિસ્મિસ્ ન કરું. મારો હૂકમ પાછો ફેરવીને હું તમારા હાથે પરાજય સ્વીકારું છું. મને એનું દુઃખ નથી." નાનાભાઈએ ધીરેથી કહ્યું.

"એ તો મેં પહેલેથી જ ધાર્યું હતું કે ડિસ્મિસ્ નહિ થાય." કૃષ્ણાલાલ બોલી ઉઠ્યા.

"એ તો અમને ખંખેરવાનો ફક્કડ લાગ લઈ લીધો, કેમ? નાનાભાઈ, બહુ લુચ્ચા છો." ડી.એસ બોલ્યા.

"લુચ્ચા તો તમે કે હું? સાંભળો, આ વખતે તો આ પરાજય સ્વી-

કારું છું પણ ફરીથી નિર્ણય ફેરવવાની આવી માગણી કરશો તો રોમન કોરીઓલેનસની જેમ તમે મારું મોત માગશો." નાનાભાઇએ સંભળાવી દીધું.

"પણ જે દિવસે રોમને બચાવવા માટે કોરીઓલેનસને મારનારી મા થતાં અમને આવડશે તે દિવસે તમને મારતાં પણ શા માટે આંચકો ખાશું ?" કૃષ્ણલાલ બોલ્યા.

નાનામોટા વિદ્યાર્થીઓનું પુરાણ પૂરું કરી એક મોટા કોલાહલ સાથે સૌ છૂટા પડ્યા.

એક પ્રેક્ષક.

## વેકેશનમાં શું કરશું ?

૧

**એક સાધારણ વિદ્યાર્થી**

ઘેર જશું.
ખૂબ ઊંઘશું.
માના હાથનાં ભોજન ખાશું.
બાંધવાને રમાડશું.
માબાપને ઘરકામમાં મદદ કરશું.
શેરીના જૂના દોસ્તોને નવી રીતે મળશું.
પાડોશીનાં છોકરાંને વાર્તાઓ કહેશું.
બપોરે પડ્યા પડ્યા વાંચશું.
નિશાળના વિદ્યાર્થીઓને ચોકખા રહેતાં શીખવશું.
બોર્ડિંગની સારી વસ્તુઓ ઘરમાં દાખલ કરશું.
આસપાસનાં ગામડાંઓમાં પગે ચાલીને મુસાફરી કરશું.
રજા પૂરી થયે બે દિવસની વધારે રજા માગશું.
ખબર પણ આપ્યા વિના બોર્ડિંગમાં દોડ્યા આવશું.

૨

**એક સાધારણ ગૃહપતિ**

નિરાંતે ઊંઘશું.
વખતસર જમશું.
છાત્રાલયને સાફસૂફ કરાવશું.
આવતા સત્રની તૈયારી કરશું.
વિદ્યાર્થીઓને કાગળો લખશું.
નવીન કેળવણીનાં પુસ્તકો વાંચશું.
એકાદ કેળવણીની સંસ્થા જોવા જશું.
માબાપોને વિદ્યાર્થીની હકીકત મોકલશું.
નવા સત્રનો કાર્યક્રમ ઘડશું.
મિત્ર સાથે નવી નવી વાતો કરશું.
રજા પૂરી થયે વિદ્યાર્થીઓને નવા ઉત્સાહથી વધાવવા દરવાજે ઉભા હશું.
વધારે આત્મશ્રદ્ધા કેળવશું.
જીવનને સમજવા વધારે પ્રયત્ન કરશું.

## શારીરિક શિક્ષા ગઇ?

આપણે બધાય વાતો કરીએ છીએ શિક્ષા નહિ કરવાની. પરંતુ વ્યવહાર કરવાનો સમય આવે છે ત્યારે કંઈ જૂદા જ બની જઇએ છીએ. હા, આપણે શારીરિક શિક્ષા કરતાં હવે જરૂર અચકાઇએ છીએ. પરંતુ શિક્ષા કરવાના બીજા અનેક પ્રકારો શારીરિક શિક્ષાના સ્થાને શોધી કાઢ્યા છે અને તેનો અમલ કરતાં જરા પણ અચકાતા નથી! આ રહ્યા તે પ્રકારોઃ મ્હેણું, તિરસ્કારદર્શન, ઇતરાજી, અપ્રતિષ્ઠા અને ગાળો પણ ખરી.

શિક્ષાના આવા પ્રકારોને વશ થવા કરતાં તો બે તમાચા મારી લેવા એ વધારે સારૂં છે. શારીરિક શિક્ષા કરતાં આવી શિક્ષા વિદ્યાર્થીને ઘણું વધારે નુકશાન કરે છે.

હરભાઇ.

## શેરીમાંથી

જાતીય વિકૃતનાં મૂળ છેક જ બાળપણથી નખાય છે અને તેનાં અનેક કારણો હોય છે. તેમાં સૌથી મોટું કારણ સોબત હોય છે. સોબત એ જાતીય વિકૃતિનું સૌથી મોટું કારણ છે તેમજ સૌથી વધારે ઉપેક્ષિત પણ છે. આપણું બાળક દશ કે બાર વર્ષની ઉંમરનું થાય ત્યાં સુધી તે કેવી જાતની સોબતમાં છે તેનું આપણે મોટે ભાગે ધ્યાન રાખતા જ નથી; અને પછીનાં વર્ષોમાં આપણું થોડું ઘણું ધ્યાન ખેંચાય છે ખરું, પરંતુ તે વખતે તેના સોબતીઓના ગુણદોષ જાણી લેવા જેવી સ્થિતિ હોતી નથી; એટલે આપણે ઉપેક્ષા નહિ તો તટસ્થવૃત્તિ તો રાખવી જ પડે છે.

સોબતીઓ બાળપણની આ વિકૃતિનાં મૂળ, મોટેરાંઓથી છાનામાના પોતાની જ શેરીના કોઇ એક ખાંડીયેરમાં કે અવાવરૂ ઘરના ઓરડામાં કે ખૂણા ઉપરના કોઇ નવેળામાં નાખે છે. માબાપ સમજે છે કે આપણું બાળક બીજાં બાળકો સાથે શેરીમાં રમે છે; અને બાળક જાણે છે કે જે રમત આપણે ઘરમાં રમી શકવાનાં નથી તે રમત અહીં છૂપા સ્થળમાં નીરાંતે રમાય છે. પછી તો એ છૂપું સ્થળ જ બાળકનું પ્રિય નિવાસસ્થાન થઇ પડે છે. ઘરમાં તો માંડ કલાક બે કલાક રહેતું હશે; અને તેયે ખાવા પૂરતું. સહેજ પણ ફુરસદ મળી કે બાળક ઘરમાંથી ન્હાસે જ છે અને પેલા પ્રિય થઇ પડેલા સ્થળે જઇ સોબતીઓ સાથે છૂપી રમતોમાં ભળે છે. ઘરમાં રહી કામ કરતી બા પોતાની જાતને માથાઝીકમાંથી બચેલી માને છે અને હાશકારો લે છે. બાપા તો બાને ખોળે બાળકને નાખીને પોતાના ધંધા ઉપર ચાલ્યા ગયેલા હોય છે.

આમ માબાપ જાણેઅજાણે બેદરકાર બની રહે છે અને બાળક સોબતીઓની કુસંગતમાં ફસાઇ દિવસે દિવસે વધારે ને વધારે જાતીય વિકૃતિના ખાડામાં ઘસડાતું જાય છે.

મોટેરાંઓથી ગુપ્ત રીતે જાતીય વિકૃતિમાં સપડાયેલું બાળક અનેક પ્રકારના બીજા અનર્થો તરફ પણ જાણ્યે અજાણ્યે ખેંચાઇ ગએલું હોય છે. આ રીતે જાતીય વિકૃતિએ બાળકમાં જૂદી જૂદી રીતે ચારિત્ર્યહીનતા ઉભી કરી હોય છે. ઘણી વાર માબાપો પોતાના બાળકને છાત્રાલયમાં મૂકે છે તેનું કારણ પોતે સંભાળ લેવાની કુમ્મતવાળાં નથી હોતાં તે હોય છે, તો ઘણી વાર બાળકને ચારિત્ર્ય સુધારવા માટે છાત્રાલયમાં મોકલવામાં આવે છે. એટલે આવું જ બાળક દશ કે બાર વર્ષની ઉમરે આપણાં આજનાં છાત્રાલયોમાં પ્રવેશે છે. પોતાને ઘેરથી જ શેરીમાં સેવાની વિકૃતિ છુપાવવા તરફ તેના પ્રયત્નો હોય છે, તેથી જ્યારે તે છાત્રાલયમાં પ્રવેશે છે ત્યારે છૂપી રીતે પોતાનું કામ આગળ ચલાવવા માટે જૂદી જાતની શેરીઓ તેને શોધવી પડે છે. શેરીના સોબતીઓ અહીં નથી હોતા તેથી અહીં તેને નવા સોબતીઓ પણ શોધવા પડે છે. પોતાની શેરીના સોબતીઓના વિયોગે પાછા ઘેર ભાગી જવાના પ્રયત્નો કરતા વિદ્યાર્થીઓ આપણાં છાત્રાલયોમાં આપણે ક્યાં નજરે નથી જોતા? પરંતુ જ્યારે તેને ખાત્રી થાય છે કે હવે અહીંથી છટકાય તેવું નથી ત્યારે તેના પ્રયત્નો નવીન શેરી અને નવા સોબતીઓની શોધમાં વળે છે. આવા સોબતીઓ અને આવી શેરી છાત્રાલયમાં કે છાત્રાલયથી થોડે દૂરની કોઈ એકાંત જગ્યામાં શોધી કાઢવાં તેને માટે જરા પણ મુશ્કેલ નથી. આમ શેરીમાં શરૂ થએલ વિકૃતિ ઠેઠ છાત્રાલય સુધી લંબાય છે અને છાત્રાલયને પણ જાતીય વિકૃતિની પોષક શેરી બનાવી મૂકે છે.

શેરીમાંનો આ ઇતિહાસ દરેક ગૃહપતિએ નવા દાખલ થનાર વિદ્યાર્થી પાસેથી અથવા તો બીજા કોઇ પણ માર્ગે જાણી લેવો ઘટે છે. હરભાઇ.

## ગૃહપતિને તાલીમ

ગૃહપતિને પોતાના કાર્ય માટે તૈયાર થવું હોય તો શું કરવું એ પ્રશ્ન સંમેલનમાં એક યા બીજી રીતે અનેકવાર ડોકિયાં કરી રહ્યો હતો. અમને તો એમ પણ જણાયું હતું કે ગૃહપતિઓ પોતે જ આ પ્રશ્નના ખુલાસા માટે સૌથી વધારે આતુર હતા. ગૃહપતિને સંઘેડા પર ચડાવીને એક જ પ્રકારના ઘાટ ઉતારવાનો ધંધો જે દિવસે આપણે હાથ ધરશું તે દિવસે ગૃહપતિના

પ્રાણ વિનાનું રૂપકડું ખોખું આપણા હાથમાં આવશે એમાં જરાયે શક નથી. પરંતુ આથી આપણે એમ જ માની ન લઇએ કે ગૃહપતિને તાલીમની જરૂર નથી. તાલીમની જરૂર તો છે જ, પણ આજે જ્યાં જ્યાં તાલીમખાનાં ઉઘડે છે ત્યાં બાહ્યજીવનના કર્મકાંડ ઉપર જેટલું ધ્યાન અપાય છે તેટલું ધ્યાન જીવનની દૃષ્ટિ ઉભી કરવા પાછળ નથી અપાતું; એ વાત ધ્યાનમાં રાખીને આપણે આ તાલીમનો વિચાર કરીએ.

. ગૃહપતિ તરીકેની તાલીમ ત્રણ રીતે લઇ શકાયઃ—

૧ જે પુરુષો તેમજ સ્ત્રીઓ ઉચ્ચ માનવ જીવન ગાળી રહ્યાં છે તેમના સંગમાં રહી એ જીવનનો અભ્યાસ કરવો અને એ અભ્યાસના પરિણામે માનવ જીવનનાં સનાતન સૂત્રો પારખી લેવાં. આપણા ગૃહપતિઓ આ ઉદ્દેશથી મહાત્મા ગાંધીજીનો, ડૉ. રવિન્દ્રનાથનો, શ્રીમતી બેસન્ટનો કે એવી જ બીજી વ્યક્તિઓનો અન્તેવાસ સેવે એને હું સારામાં સારી તાલીમ ગણું.

૨ આજે આખા ભારતમાં જ્યાં જ્યાં સારાં છાત્રાલયો ચાલી રહ્યાં હોય તે તે સંસ્થાઓમાં અમુક દિવસો રહી તેમનો બારીક અભ્યાસ કરવો અને તે પરથી તે તે તત્ત્વો પોતાના કાર્ય માટે વીણી લેવાં. આપણા ગૃહપતિઓ શાંતિનિકેતન, કાંગડી ગુરુકુલ, અદ્યાર, સત્યાગ્રહાશ્રમ, હિંદુ યુનિવર્સિટી, બિહાર વિદ્યાપીઠ, ચીંચવડ આશ્રમ વગેરે સંસ્થાઓમાં રહી તેમનો અભ્યાસ કરે તો તેમને ઘણો લાભ થાય એમાં શક નથી.

૩ 'છાત્રાલય' જીવનને લગતાં જે જે પુસ્તકો બહાર પડ્યાં હોય કે પડતાં હોય તેનો અભ્યાસ કરવો અને તે ઉપરથી પોતાનો માર્ગ નક્કી કરવો.

જે ગૃહપતિઓ આ ત્રણે માર્ગનો લાભ લઈ શકે તેમને તો તેમ કરવા અમારો આગ્રહ છે. છાત્રાલયના ચાલકો છાત્રાલયના ખર્ચ પેટે મોટી રકમો મંજુર કરે છે તેમ ગૃહપતિઓને આ રીતે બીજા પુરુષો પાસે કે સંસ્થાઓમાં મોકલવાનો ખર્ચ પણ મંજુર કરે તો આપણાં છાત્રાલયોએ એક અગત્યનું પગલું ભર્યું ગણાય. આ પ્રમાણે ગૃહપતિને તૈયાર કરવાનો ખર્ચ છાત્રાલય જીવનમાં અનેક રીતે વળી રહેવાનો છે. છતાં આ પ્રમાણે ગૃહપતિઓને બહાર મોકલવા એ બધાં છાત્રાલયોને પાલવશે નહિ એ વાત અમારા ધ્યાન બહાર નથી. આવાં છાત્રાલયો માટે અમે અમારો ત્રીજો માર્ગ આગળ ધરીએ છીએ અને સંયોગો જોતાં એ માર્ગ વધારે સુલભ છે તેથી જ તેના પર ભાર મૂકીએ છીએ. માત્ર પુસ્તકિયા જ્ઞાનથી માણસને ઘણી વાર જે ઝેર ચડે છે તે ઝેર ન ચડવા દેવા માટે આવાં પુસ્તકોનું જ્ઞાન અનુભવી વ્યક્તિઓ પાસે

રહીને મળે તે ઇચ્છવા જેવું છે. પણ જ્યાં સુધી આવી સગવડ આપણને ન મળે ત્યાં સુધી એટલા જ્ઞાનથી પણ વંચિત રહેવું એ અમને સલાહભરેલું લાગતું નથી.

આટલા વિચાર સાથે ગૃહપતિ ભાઇઓને માર્ગદર્શક થઇ પડે એવા હેતુથી અમે થોડાંએક પુસ્તકોની યાદી આ નીચે આપીએ છીએ.

| | પુસ્તક | કર્તા |
|---|---|---|
| ૧ | કાલેલકરના લેખો ભાગ ૧-૨ | કાકા કાલેલકર |
| ૨ | કેળવણીના પાયા | શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા |
| ૩ | આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | મહાત્મા મોહનદાસ ક. ગાંધી |
| ૪ | Adolescence | S. Hall |
| ૫ | Up from Slavery | B. T. Washington |
| ૬ | Educatation for Life | F. G. Peabody |
| ૭ | છાત્રાલય કમીશનનો અહેવાલ | નાનાભાઇ, હરભાઇ, નારૂભા |
| ૮ | વિદ્યાર્થીઓનું માનસ | શ્રી. હરિશંકર ત્રિવેદી |
| ૯ | વાર્તાનું શાસ્ત્ર | શ્રી. ગિજુભાઇ બધેકા |
| ૧૦ | The Young Delinquent | Cyril Burt |
| ૧૧ | The Junior Republic | |
| ૧૨ | The Centure of Indian Culture | રવીન્દ્રનાથ ટાગોર |
| ૧૩ | The Problem of National Education | લાલા લજપતરાય |
| ૧૪ | ,, ,, | અરવિન્દ ઘોષ |
| ૧૫ | ,, ,, | ડૉ૦ એની બીસેન્ટ |
| ૧૬ | Rovering to Success | B. Powell |

ઉપરાંત The New Era, શ્રીદક્ષિણામૂર્તિ, છાત્રાલય, શિક્ષણ પત્રિકા, 'કેળવણી'ના જૂના અંકો વગેરેમાંથી છાત્રાલયને લગતું ઘણું મળવાનો સંભવ છે.

નાનાભાઈ.

## રીઢો

" ચોર અનેક વખત ચોરીઓ કરે, કોરટ તેને તેટલી જ વખત સજા કરે, છતાં ચોર તો પાછો એનો એ જ. વારંવાર સજા ખમી ખમીને એ તો રીઢો થઈ ગયેલો હોય છે.

વેપારી જરાક નફો મળતાં જૂઠું બોલે, બીજી વખત વધારે નફા માટે થોડી અનીતિ કરે અને એમ પોતાના સ્વાર્થ માટે વારંવાર જૂઠાણાં અને અનીતિ ચલાવ્યા જ કરે, કારણ કે સ્વાર્થે તેને રીઢો બનાવી મૂકેલો હોય છે.

બટકું રોટલા માટે કૂતરો પૂંછડી પટપટાવતો આવે છે, ગાળ ખાય તો પણ ફરીથી રોટલાના ટુકડાની આશાએ તે ઘરના આંગણા તરફ દોડે છે; અને બીજી વખત પાટુ ખાવા છતાંયે આંગણામાંથી ખસતો નથી, કેમકે જીભની લાલસાએ તેને રીઢો કરી મૂક્યો હોય છે.

ગુલામ શેઠનો ઠપકો નીચું માથું રાખીને સાંભળે છે; ફરી વખત સહેજ ગુન્હા માટે પણ શેઠાણી તેને ગાળો ભાડે તે ચૂં કે ચાં કર્યા વિના સાંભળી રહે છે; અને ત્રીજી વખત વગર ગુન્હાએ પણ શેઠ તેને લાત મારે તો તે માર પણ ખાંગી રહે છે; કારણ કે તે રીઢો ગુલામ બની રહ્યો હોય છે.

વિદ્યાર્થી નવો સવો છાત્રાલયમાં રહેવા આવે છે. મોટો વિદ્યાર્થી તેને પજવે છે, ખીજવે છે, માર મારે છે. સામા થવાની તાકાત ખોઇ બેઠેલો વિદ્યાર્થી પછીથી તે બધાં અપમાન તેમજ માર સ્વાભાવિક થઇ ગયાં હોય તેમ સહી લે છે, કારણ કે તે રીઢો થઇ જાય છે.

ઘરમાં માબાપના ઠપકા સાંભળતો ને માર ખાતો વિદ્યાર્થી છાત્રાલયમાં વસવા આવે છે માબાપ તરફનો તિરસ્કાર કે ક્રોધ પોતાના સાથીઓ ઉપર ઢોળે છે, અને પછી તો માબાપે તેના તરફ રાખેલા ખરાબ વર્તનનું વેર લેવાનું સ્થળ મળી રહેવાથી તે રીઢો-ગુંડો બની જાય છે.

વિદ્યાર્થી ગૃહપતિ પાસે ફરીયાદે જાય છે. ગૃહપતિ તેના નાના એવા ગુન્હા માટે તેને ધમકાવે છે, ફરીથી ગુન્હો આવતાં તેનો દંડ કરે છે, ત્રીજી વખત શિક્ષા કરે છે. વિદ્યાર્થી અપમાનિત થાય છે અને ગૃહપતિ સામે ખોટી સાચી હીલચાલ ચલાવી તેને હલકા પાડવાના પ્રયત્નો કરે છે, કારણ કે ગૃહપતિનો તે રીઢો દુશ્મન બની ગયો હોય છે.

એક યા બીજી રીતે આવા રીઢા વિદ્યાર્થીઓ આપણાં આજનાં છાત્રાલયોમાં કેટલા હશે તે આપણે જાણીએ છીએ ?

હરભાઇ.

## નોંધ

ભાવનગરનાં જૂદાં જૂદાં છાત્રાલયો મળીને એક નાનું છાત્રાલય મંડળ ચલાવે છે અને તેના સંયુક્ત મંત્રીઓ તરીકે લોહાણા બોર્ડિંગવાળા શ્રી. કપિલરાય ઠક્કર તથા દક્ષિણામૂર્તિ ભવનવાળા શ્રી. સંતોષરામ ભટ્ટ કામ કરે છે એ હકીકત તો આજે પણી જૂની ગણાય. આ મંડળ દર મહિને એક વાર વારા ફરતી એક એક છાત્રા-

સભામાં મળે છે અને છાત્રાલયના જુદા જુદા પ્રશ્નો ઉપર વિચાર ચલાવે છે. મંડળમાં રીતસર હાજરી આપનારની સંખ્યા છ સાતથી વધારે નથી, છતાંયે આ ભાઇઓ એક બીજાના અનુભવથી ભજના રહેવાની ઇચ્છાવાળા હશે તો આવડી નાની સંખ્યા પણ આપણાં આજનાં છાત્રાલયોમાં ફેરફાર કરવા માટે બસ થશે.

આ બધા ભાઇઓ આજે કેટલાક વખતથી એક બીજાની વધારે નજીક આવવાનો વિચાર ચલાવી રહ્યા છે. મંડળની એક બેઠક વખતે તો ભાવનગરનાં જુદાં જુદાં છાત્રાલયો એકઠાં મળીને કસરતનો પ્રબંધ કરે, મજમુ કોઠાર ચલાવે, બધાનું સામાન્ય એવું એક પુસ્તકાલય ઉભું કરે વગેરે બાબતો પર માત્ર ચર્ચા ખાતર નહિ પણ કંઇક કરી શકાય એવી બુદ્ધિથી ઉહાપોહ થયો હતો; આ ઉહાપોહનો છેવટનો નિકાલ આવ્યો નથી અને કદાચ આપણે ધારીએ તેટલી સહેલાઇથી આવે પણ નહિ.

દરમ્યાન આ માસની તા. ૧૦મીએ રાતના આઠ વાગે બધી બોર્ડિંગોના વિદ્યાર્થીઓએ એકઠા મળી પોતાનું આનંદસંમેલન ઉજવ્યું. સાવ ખર્ચ વિનાનું ઉજવણું. ઉજવણામાં રજપૂત વિદ્યાર્થીઓ પોતાનો pole jump અને લાઠી લાવ્યા, ઉદીચ્ય વિદ્યાર્થીઓ પોતાનાં ફારસો અને વાર્તા લાવ્યા, પ્રશ્નોરા વિદ્યાર્થીઓ વ્રજભાષાનાં કવિતો લાવ્યા, મોઢ વિદ્યાર્થીઓ દિલરંજન નાટ્યપ્રયોગો લાવ્યા અને શ્રીદક્ષિણામૂર્તિએ પોતાને આંગણે આવેલા આ મોંઘા મહેમાનોને પોતાના ગાનથી, દિલરૂબાના વાદનથી અને દાંડિયારાસથી, સત્કાર અને વિદાય દીધાં.

છાત્રાલય જીવનને રસિક અને સંસ્કારી બનાવવાના અને તેની પાછળ સ્થાનિક છાત્રાલયમંડળને જીવતું રાખવાના આ પ્રયાસને અમારાં અભિનંદન છે. ઉપરાંત જે સ્થાનોમાં એકથી વધારે છાત્રાલયો છે ત્યાં પણ છાત્રાલયના ચાલકો આવા પ્રયત્નો કરે એવી અમારી આગ્રહભરી વિનતિ છે.

નાનાભાઇ.

## કાર્યાલય તરફથી:—

આ બીજા વર્ષમાં મંડળ સાથે નીચેની સંસ્થાઓ જોડાઇ છે.

૧ વાઘોડીઆ વિદ્યાર્થિઆશ્રમ — વાઘોડીઆ

૨ શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિગૃહ — ભાવનગર

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખોઃ વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

---

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૨ જું
૧૯૨૮

અંક ૨ જો
મે

: : તંત્રી : :
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

---

અમારે માથે પાંચ ધણી—સંસ્થાનો શેઠ, કમિટી, સેક્રેટરી, વિદ્યાર્થીઓ અને માબાપો. પાંચે ધણી ભાતભાતના; પાંચેનાં ધ્યેય જૂદાં જૂદાં; પાંચેના આગ્રહો જૂદા જૂદા; પાંચેના સ્વાર્થો જૂદા જૂદા; અને દરેક બીજા ચારને તો કેમ જાણે સ્વીકારે જ નહિ અને અમારી પાસેથી નિષ્કલંક પાતિવ્રત્ય માગે!

પાંચ ધણીથી મળતું આવું સૌભાગ્ય સારું કે વૈધવ્ય સારું? આવા સૌભાગ્યના કરતાં ‘વૈધવ્યે વધુ વિમલતા’ તો નહિ હોય? નવા યુગના કોઈ કલાપી ઉત્તર આપો.

શૃંદપતિ.

# નવીન કેળવણી એટલે ?

આપણે હમણાં હમણાં નવીન કેળવણી અને કેળવણીની નવીન દૃષ્ટિની વાતો કરીએ છીએ અને છાત્રાલયના ગૃહપતિમાં આ નવીન દૃષ્ટિ આવે એવી અપેક્ષા પણ રાખીએ છીએ.

પણ કેટલાક ગૃહપતિઓને તો એમ જ લાગે છે કે "આ બધી શબ્દોની રમત છે. કેળવણી વળી નવીન શી? દૃષ્ટિમાં નવીનતા શી હોય? દુનિયામાં નવું કશું હોતું જ નથી.' આ શબ્દબાજીમાંથી નીકળી આપણે આ નવીન કેળવણીના એક જ મુખ્ય લક્ષણને તપાસીએ અને પછી તેને નવીન કેળવણી કહેવી કે પ્રાચીન કેળવણી કહેવી તે સૌ સૌની મુખત્યારી પર છોડી દઈએ.

નવીન કેળવણીનું એક લક્ષણ એ કે તે વિદ્યાર્થિપ્રધાન છે. આપણી ઘણી શાળાઓ હજી આજે પણ વિષયપ્રધાન છે; આપણી શાળાઓમાં પરંપરાથી ચાલ્યા આવતા વિષયો વિદ્યાર્થીને રુચે ન રુચે તો પણ ભણવા જ પડે છે અને ને તે વિષયોના સારા અભ્યાસી ગ્રેજ્યુએટોને આપણે શિક્ષકો તરીકે પસંદ કરીએ છીએ. શાળાના વિષયો વિદ્યાર્થી માટે છે પણ વિદ્યાર્થી વિષયો માટે નથી એ વસ્તુ આપણા લક્ષમાં હોત તો તો આજે આપણે વિષયના જાણકારને શોધીએ છીએ તે પ્રમાણે વિદ્યાર્થીના જાણકારને શોધતા હોત. કુલીનચંદ્રને સંસ્કૃત શીખવવું હોય તો શિક્ષકને જેમ સંસ્કૃતનું જ્ઞાન જોઈએ તેમજ કુલીનચંદ્રનું પણ જ્ઞાન હોવું જોઈએ. પણ આજે આપણી નજર આ વાત પર નથી.

આપણી શાળાઓની માફક જ આપણાં છાત્રાલયો પણ વિષયપ્રધાન છે, વિદ્યાર્થિપ્રધાન નથી. આપણા ગૃહપતિઓની લાયકાતમાં વિદ્યાર્થીને ઓળખવાની શક્તિનો સમાસ ક્યાં છે? છાત્રાલયનો કારભાર ચલાવી દઈએ, વિદ્યાર્થીઓને ઘરના પાકા ફક્કડ કરાવી દઈએ ને સેક્રેટરીને રાજી રાખી શકીએ તો પછી વિદ્યાર્થીને ઓળખીએ છીએ કે નથી ઓળખતા એ કોણ જુએ છે? આપ[illegible] છાત્રાલય" [illegible] કેન્દ્રસ્થાને આપણે ગૃહપતિઓ, કેન્દ્રસ્થાને સેક્રેટરી, વાર્ષિક સમાજ, ધર્મશિક્ષણ, કેન્દ્રસ્થાને સમયપત્રક, કેન્દ્રસ્થાને [illegible] વ્યવસ્થાપક, [illegible]સિપ્લીન: નહિ કેન્દ્રસ્થાને વિદ્યાર્થી. છાત્રાલયનું

---

આ માસિક ભાવનગરમાં [illegible] કેળવણી માટે છે તો જેને માટે તે ઊભું થાય. [illegible] છાપ્યું અને તંત્રી[illegible] પાડીએ ? છાત્રાલયના આખા વિચારમાં [illegible]ર્થીને કેન્દ્રસ્થાન પર મૂકવો જોઈએ અને આપણે

બધાએ એની આસપાસ ગોઠવાઈ જવું જોઈએ. છાત્રાલયમાં દરેક વસ્તુનો આંક આ વિદ્યાર્થીને લક્ષમાં રાખીને કઢાવો જોઈએ.

આથી કોઈ એમ માની ન લે કે છાત્રાલયમાં વિદ્યાર્થી કરે તેજ થાય અને વિદ્યાર્થીઓ જ છાત્રાલયમાં માનેલા થઈને ફરે. વિદ્યાર્થી કેન્દ્રસ્થાને એટલે આપણે તેનો અને તેના માનસનો વિચાર પહેલો કરવો. આપણે ગૃહપતિઓ છાત્રાલયમાં જે જે કરીએ કે વિચારીએ તે ખુદ વિદ્યાર્થી ઉપર શું પરિણામ લાવશે, વિદ્યાર્થીના અંતરને સારી વસ્તુ તરફ કેટલું અભિમુખ કરશે, તેની શક્તિમાં કેટલો વધારો કરશે, તેના જીવનમાં કેટલું જડાઈ જશે વગેરેનો વિચાર કરીને કરીએ તો બસ છે. આજે તો આપણને સારું લાગ્યું માટે વિદ્યાર્થીને સારૂં લાગવું જ જોઈએ એમ માનીને આપણે ચાલીએ છીએ અને વિદ્યાર્થીનો વિચાર સરખો કરતા નથી. આથી ખરી રીતે તો એમ બને છે કે આજે વિદ્યાર્થી શાળામાં કે છાત્રાલયમાં કેળવણી મેળવે છે તેના કરતાં બહારથી વધારે મેળવે છે અને શાળા છાત્રાલયોમાંથી છૂટી હાશ કરે છે.

આ લક્ષણને મળતું જ અને તેની સાથે ગાઢ સંબંધ ધરાવતું નવીન કેળવણીનું બીજું લક્ષણ એ છે કે તેમાં વિદ્યાર્થીના વ્યક્તિત્વનો આદર હોય છે. વિદ્યાર્થી એક માણસનું પૂતળું કે કોરો કાગળ નથી અથવા તો જેમ વાળવું ધારીએ તેમ વાળી શકાય એવો પાતળો છોડ નથી પણ એક સ્વતંત્ર આત્મા છે, વ્યક્તિ છે, જીવતું પ્રાણી છે અને તેને પોતાના વિકાસના ખાસ નિયમો છે. દરેક વિદ્યાર્થી સ્વતંત્ર વ્યક્તિ છે. તે અનંત શક્તિઓને લઈને અવતરે છે અને પોતાની અમુક ચોક્કસ રીતે આગળ વધે છે. વિદ્યાર્થીના આ વ્યક્તિત્વનો વિચાર આપણી શાળાઓમાં તેમજ છાત્રાલયોમાં ક્યાં છે? આપણાં છાત્રાલયો તો સિપાહીઓનાં બરાકો છે. એક જ સમયપત્રક, એક જ ડ્રેસ, એક જ ડિસિપ્લીન, એક જ તાલીમ, બધાને માટે એક જ લશ્કરી ગોઠવણ. આપણી શાળાઓ જૂદાં જૂદાં વ્યક્તિત્વવાળા વિદ્યાર્થીઓને એક જ બીબામાં ઉતારે છે તેમ છાત્રાલયો પણ ઉતારવા મથે છે. આથી છાત્રાલયોમાં વ્યક્તિત્વનો હ્રાસ થાય છે અને માણસનામાં જે કાંઈ માણસાઈ કે જેમ છે એ તો આ વ્યક્તિત્વનું છે. છાત્રાલયો ચલાવીને વિદ્યાર્થીઓના વ્યક્તિત્વને કચરી નાખી ફિક્કા પોચા નામર્દોને ઉત્પન્ન કરવા તેના કરતાં શાળા છાત્રાલયો બંધ કરી ગમે તેવા જંગલી પણ વ્યક્તિત્વની છાપવાળા મર્દોને ઉભા થવા દેવા એ યોગ્ય નથી? આપણે છાત્રાલયોમાં દરેક વિદ્યાર્થીના વ્યક્તિત્વને સ્વીકારીએ, તેને આદર આપીએ, એ વ્યક્તિત્વને લક્ષમાં લઈ

છાત્રાલયની વિવિધતામાં એકતા ઉભી કરીએ અને એ રીતે છાત્રાલયને જીવનના સંકોચનું સ્થાન બનાવવાને બદલે જીવનના વિકાસનું સ્થાન બનાવીએ.

નવીન કેળવણીનાં આ બે લક્ષણો આજે આપણે જોયાં. વળી કોઈ વાર બીજાં લક્ષણો જોશું.

- નાનાભાઇ.

## પ્રાર્થનામાંથી

માર્કંડ:—કેમ હરિલાલ, આજે સાહેબનું પ્રવચન સારું થયું, નહિ? પરમેશ્વરને કેમ મેળવવા તે સંબંધે બહુ સરસ કહ્યું, ખરું?

હરિલાલ:—આપણે તો કાંઇ પણ સમજ્યા નથી ભાઇશા'બ. ઇ સાકાર ને નિરાકાર તથા નિરંજન ને સાંજન બધું મારાથી તો કંઈ સમજાતું જ નથી. મને તો થાય છે કે કોણ જાણે પરમેશ્વર તે કેવોએ હશે!

માર્કંડ:—એમ તો હુંયે કંઇ બહુ સમજ્યો નથી. પણ સાહેબ એવું એવું બોલતા હતા કે હું તો ચકિત જ થઇ ગયો.

હરિલાલ:—તું પણ ખરો લાગે છે; જે બધું ન સમજાય તે બધું બહુ સારું, ખરું ને?

માર્કંડ:—એમ તો ખરું જ ને વળી? ઇ બધી વાતો એવી તો અઘરી અને અગમ્ય છે કે આપણાથી સમજાય જ નહિ. મને તો તેમાં આપણી અલ્પ બુદ્ધિનો જ દોષ લાગે છે. બાકી સાહેબ તો બહુ સરસ બોલે છે.

હરિલાલ:—મને તો એવું કશું જ લાગતું નથી. ખરું કહું છું તેથી માફ કરજે, પણ મને તો આ પ્રાર્થના થાય છે તે પણ ગમતું નથી.

માર્કંડ:—હેં! તું શું કહે છે? પ્રાર્થના ગમતી નથી? ત્યારે તું તો નાસ્તિક લાગે છે! પ્રાર્થના તો ગમવી જ જોઇએ.

હરિલાલ:—તારે નાસ્તિક કહેવો હોય તો કહે, બાકી પ્રાર્થના નથી ગમતી તે કંઇ નાસ્તિક કહેવાથી ગમવા નહિ લાગે. મારાથી તો પ્રાર્થનામાં જરાપણ એકચિત્ત થવાતું નથી અને અમસ્થા આડે વખતે જે વિચારો દેખાતા પણ નથી તે બધા પ્રાર્થના વખતે કોણ જાણે ક્યાંથી પણ ઉભરાવા જ માંડે છે. હું તો ઘણુંયે પ્રયત્નો કરું છું પણ જેમ જેમ તેને કાઢવાના પ્રયત્નો કરું છું તેમ તેમ એ તો વધારે ને વધારે જ આવવા લાગે છે.

માર્કંડ:—એમ તો મને પણ થાય છે. મને તો પ્રાર્થના વખતે ન આવવા જેવા બધા વિચારો આવવા જ લાગે છે. પણ સાહેબ તો કહેતા હતા કે ઇ સેતાન, ઇશ્વરસ્મરણમાં હમેશાં આડો આવવાનો જ. તેને તો હાંકી કાઢયે જ છૂટકો.

હરિલાલઃ—તે હાંકી કાઢવામાં તું કેટલો સફળ થયો?

માર્કંડ:—હજી તો જરાકે નહિ. પણ તેથી કંઇ હારી જવાય છે? ઇ તો એમને એમ મહેનત કરતાં કરતાં ફાવી જશું.

હરિલાલ :—માફ કરજે ભાઈ, મારો અભિપ્રાય જરા જૂદો છે. મને તો અમસ્યા જે વિચારો અડના પણ નથી તે બધા પ્રાર્થના વખતે જ આવી મળે છે તેથી મેં તો વિચાર કર્યો છે કે પ્રાર્થનામાં જવું જ નહિ! ત્યાં જવાથી જ આવા ખરાબ વિચારો વારંવાર મન સાથે અથડાયા કરે છે. ઈ તો અદલ પલોંઠી વાળીને આસન જમાવીને બેઠા એટલી જ વાર; માંડે ઉભરાવા! એનાં કરતાં તો અભ્યાસમાં જો લાગી જઈએ તો આખો દિવસ તેમાંનો એક પણ વિચાર અડવા પણ પામતો નથી. આપણે તો હવેથી પ્રાર્થનામાં આવવું જ નથી. ઇ વખતમાં કાં તો બગીચાને પાણી પાશું, કાં તો વાંચશું અને કાં તો બીજું જે કંઇ ગમશે તે કરશું પણ નાહકના હેરાન થવા ત્યાં નહિ આવીએ.

માર્કંડ :—મને થાય છે તો તારા જેવું. પણ તું કહે છે તેમ પ્રાર્થનામાંથી ગેરહાજર રહેવાનું ગળે નથી ઉતરતું.

હરિલાલઃ—તો ત્યારે તને ફાવે તેમ તું કર અને મને ફાવે તેમ હું કરું.

માર્કંડ :—ના ના, એમ નહિ. આપણે આ વાત ગૃહપતિ સાહેબ પાસે મૂકીને તેનો ખુલાસો માગીએ તો શુ? તને કંઇ વાંધો છે?

હરિલાલ :—ના મને કશો જ વાંધો નથી. ખુશીથી જઇશું.

હરુભાઇ.

## વિદ્યાર્થીની ટપાલ

એક વાર હું ગૂજરાતની એક મોટી બોર્ડિંગમાં જઇ ચડ્યો ત્યારે એક મોટી ઉંમરના વિદ્યાર્થીએ મને પ્રશ્ન પૂછ્યો: "ગૃહપતિ વિદ્યાર્થીની ટપાલ ફોડે એ યોગ્ય છે?"

વિદ્યાર્થીની ટપાલ ફોડવાનો આ સવાલ ઉક્ત એક છાત્રાલયનો જ નથી; એ સવાલ તો આપણાં બધાં છાત્રાલયોનો છે. આપણાં લગભગ બધાં છાત્રાલયોમાં એવો નિયમ હશે કે ટપાલ પહેલી ગૃહપતિના હાથમાં આવે અને ગૃહપતિ વિદ્યાર્થીઓની ટપાલ વાંચીને પછી વિદ્યાર્થીઓને આપે. દક્ષિણામૂર્તિનાં શરૂઆતનાં વર્ષોમાં અમે પણ આ પ્રમાણે જ ટપાલ ફોડતા અને પછી વિદ્યાર્થીઓને આપતા. આ પ્રમાણે કરવામાં આપણે ભૂલ કરીએ છીએ એમ જ્યારથી સમજાયું ત્યારથી અમે એ વસ્તુને બંધ કરી છે.

લે. રમતોના વાના આવા દિવસોમાંથી જ ચતુર ગૃહપતિ નવી નવી રમતો નિર્માણ કરી શકે છે. દિલગીરીની વાત છે કે આપણે આજે તો હાથ જોડીને બેઠા છીએ; દેશી વિદેશી જે રમતો આપણી પાસે અનાયાસે આવી પડેલી છે તે જ બધી વિદ્યાર્થીઓ પાસે ધરીએ છીએ, અને તે જ રમાડવાનો આગ્રહ ધરાવીએ છીએ. આપણે એમ માનતા હોઇએ એમ લાગે છે કે તરુણોને રમાડવાની રમતો કોઈ પ્રખર ભેજામાંથી જન્મતી હશે! આપણે ભૂલી જઇએ છીએ કે આજની સખ્યાબંધ રમતો બધી જ રમતીયાળ તરુણના ભેજામાંથી અને તેની રોજની રમતોમાંથી જ જન્મી છે. મોટેરાંઓએ તો તેને થોડું ઘણું વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું હોય તેટલું જ.

આ હકીકતને કસોટી ઉપર મૂકી જોવા જેવી છે. અલબત્ત વિદ્યાર્થીઓને વ્યવસ્થિત રમતો આપણે જરૂર આપીએ; પરંતુ તેના દુરાગ્રહમાંથી તેને મુક્ત રાખીએ. તરુણોને ફાવે તેવી રમતો રમવા આપણે છૂટા મૂકીએ અને પછી જ આપણે જોઇ શકશું કે તેમની તે છૂટી રમતોમાં તો નવી નવી અનેક પ્રકારની રસિક રમતોનાં બીજ વેરાએલાં પડેલાં છે. પછી તે તકનો લાભ લઇ તેમાંથી આપણે તરુણોને નવી રમતો તરફ લઇ જઇ શકીએ.

આપણે ગૃહપતિ ભાઇઓ આ સત્યને સમજી લઇએ અને તે દિશામાં કંઈ પણ કરવા પ્રેરાઇએ તે આપણા આજના રમતોના ભંડારમાં બહુ જ થોડા વખતમાં મહા મૂલ્યવાન ઉમેરો થઇ શકે.

હરભાઇ.

## રસોયાની જોહુકમી

છાત્રાલય પોતે આજના સમાજનું necessary evil છે અને રસોયો છાત્રાલયનું necessary evil છે. બાર પંદર વિદ્યાર્થીઓ દરેક ગૃહપતિના કુટુંબમાં જ સમાઈ જાય અને બધાંય મળીને એક આખું કુટુંબ બને એ દિવસ બહુ નજીકમાં તો દેખાતો નથી. નાના વિદ્યાર્થીઓ પોતાની મેળે પોતાની રસોઇ કરી લે અને અભ્યાસ કરે તે આજના અભ્યાસક્રમ માટે અશક્ય છે. છાત્રાલયના તમામ વિદ્યાર્થીઓ ભિક્ષા માગી લાવે અને અભ્યાસ કરે તે આજે સમાજના માનસને અનુકૂળ નથી. એટલે આજે તો છાત્રાલયોમાં રસોયો અનિવાર્ય છે.

અને રસોયો એક નોકર તો થોડો જ છે? રસોયો એટલે તો સાંઢ. શ્રીમંતોને ઘેર રસોયાઓ છે તેમને જઇને પૂછો તો ખરા? જે મંદિરોમાં રોજ મોટી રસોઇઓ થાય છે ત્યાં જઇને તપાસ તો કરો? જે અધિકારીઓ પોતાના કામને અંગે મહાલોમાં ફરે છે તેમની તહેનાતમાં રહેનારા વહીવટ-

દારેનો અભિપ્રાય તો લ્યો ? બધાનો એક જ અનુભવ: 'રસોયો એટલે તોબાની તાબી.' શ્રીમંતોને ઘેર રસોયાઓની કેટલી આળપંપાળ કરવી પડે છે તે શેઠાણીઓ જ જાણે છે. મંદિરોમાં રસોયાઓ કેવા ધણીરણી થાય છે તે કોઇનું અજાણ્યું નથી. અધિકારીઓના રસોયાઓ તો દાન દક્ષિણા ન પામે તો બરદાસ કરનારાઓને ટાળે પાણીએ મોકલી શકે છે તેટલું સુપ્રસિદ્ધ છે. બોર્ડિંગમાં રસોયાઓ હોટ ગૃહપતિ થઇને ફરે છે એવી એક મોટી ફરિયાદ આપણા કાન પર વારંવાર અથડાય છે.

આમ શા માટે ?

રસોયા તો છે તે છે; તેમનો વર્ગ નાનો, તેમની અક્કલ થોડી, તેમના સંયોગો ચોરી ચોરીને ખાવાના અને તેમનું કામ એવું કે તેના પર સાધારણ રીતે માણસના સુખનો અને આરામનો આધાર. રસોયાઓને આપણાથી બને તેટલા સુધારીએ; આજે બમે જનોઇ એટલે રસોયો એવું છે તેને બદલે તેની બીજી કસોટીઓ પણ ઉભી કરીએ; તેને ચોરીને ખાવું ન પડે એટલી છૂટ તેને આપીએ અને તેના પોષણને જરૂરજોગો પગાર તેને આપીએ. આ એક માર્ગ તો ખરો જ.

પણ સાથે સાથે આપણે બીજો માર્ગ વિચારી લેવો જોઇએ. આજે રસોયાઓ આપણી નબળાઈ પર નભે છે. રસોયો સમજે છે કે 'હું નહિ હોઉં તો શેઠાણીથી રંધાય તેમ નથી અને શેઠથી ચલાવી લેવાય તેમ નથી' એટલે તે નાચે છે. રસોયો જાણે છે કે 'હું નહિ હોઉં તો થાળ ધરાશે નહિ અને ભાવિક લોકોનાં દિલ જરૂર દૂભાશે' એટલે તો તે મોંઘો થઇને ફરે છે. રસોયો સમજે છે કે 'અધિકારીના કાન કાચા છે એટલે ભેંશના દૂધમાં છાશનું ટીપું નાખીને તેનો વાંક વહીવટદાર પર ઢોળી શકાશે' એટલે તો તેની ધમપછાડ પર આટલું ધ્યાન અપાય છે. છાત્રાલયનો રસોયો ગૃહપતિને ઓળખે છે, સેક્રેટરીને ઓળખે છે, તેમની નબળાઇને જાણે છે એટલે તો વિદ્યાર્થીઓને ધમકાવી શકે છે અને કોઇને દાદ બાદ દેતો નથી.

આપણી નબળાઈ પર વેપલો કરનાર આ રસોયાને ઠેકાણે લાવવો હોય તો એક જ રાજમાર્ગ છે અને તે એ કે આપણી નબળાઈ કાઢી નાખો. રસોયાને એક વખત ખબર પડે કે શેઠાણીને પણ હાથ પગ છે અને શેઠને ગમે તે ખાઇને ચલાવી લેતાં આવડે છે એટલે તેના બાર વાગ્યા સમજો. મંદિરમાં એક વાર જાહેર થાય કે પ્રભુ તો ભાવના ભૂખ્યા છે, રસોયાની તુમાખી-ભરી સેવાના ભૂખ્યા નથી એટલે ખેલ ખલાસ ! કોઇ પણ ખાતાનો અધિકારી

એક વાર દંડો પછાડે કે મારા નોકરોની નોકરીનો આંક રસોઇની સગવડ પર નહિ મૂકાય પણ ખુદ કામ પર મૂકાશે એટલે રસોયાઓ સુઆ સમજો. છાત્રાલયમાં ગૃહપતિ કે સેક્રેટરી નિશ્ચય કરે કે રસોયો તે રસોયો છે, વિદ્યાર્થીઓ તેની ગુલામી સેવે તે પહેલાં તો હું છાત્રાલય ભલે બંધ કરૂં યા તો અમે સૌ હાથે રાંધીએ, એટલે બોર્ડિંગના રસોયા ટાઢાટૂમ થઇ જવાના.

પણ આ નબળાઇ દૂર થવી સહેલ છે? જરૂર આપણા હાથ પગ સાજા હોય અને રસોયાઓ મારફત બીજો કશો અણઘટતો લાભ ન લેવો હોય તો આ નબળાઈ એક મિનિટમાંજ દૂર થાય એવી છે.

આજે છાત્રાલયના રસોયાઓ ગૃહપતિ અને સેક્રેટરીની સાથે બીજી અનેક રીતે સંકળાએલા હોય છે એટલે તેમના પર સખ્તાઇ કરવી પાલવતી નથી; અને પરિણામે રસોયાઓ જ કેમ જાણે છાત્રાલય ચલાવતા ન હોય એવું બની જાય છે.

રસોયાની આ જોહૂકમી કેટલે દરજ્જે પહોંચે છે તેનું ભાન પણ ઘણી વાર ગૃહપતિઓને કે સેક્રેટરીને હોતું નથી. વિદ્યાર્થીઓ કોઇ વાર ફરિયાદ કરે તો તેની ફરિયાદને નવા જમાનાના ધાંધલ તરીકે ગણી કાઢવામાં આવે છે અને છાત્રાલયનું રસોડું તો એમને એમ ગબડે જાય છે.

વિદ્યાર્થીઓના હિતની ખાતર, ગૃહપતિઓએ અને સેક્રેટરીઓએ આ બાબતમાં જાગતા રહેવાની જરૂર છે.

**નાનાભાઈ.**

## હવે તો બચાવો

ગૃહપતિઃ—કેમ જયંતિલાલ, તમને આવ્યાને છ માસ તો થઇ જવા આવ્યા પણ હજી તમારૂં શરીર તો એવું ને એવું જ રહ્યું. કસરત બરાબર કરો છો ને?

જયંતિઃ—હા જી, કસરત તો બરાબર નિયમિત કરૂં છું. પણ શરીર હજી વળતું નથી.

ગૃહપતિઃ—તમારું અભ્યાસ પાછળ બહુ પડશો નહિ. પહેલું શરીર સુધારો, પછી અભ્યાસની વાત.

જયંતિઃ—હા જી. અભ્યાસ પાછળ બહુ મહેનત કરતો જ નથી, શરીર પાછળ જ પડ્યો છું. પણ હજી કંઇ ઠેકાણે આવતું નથી.

ગૃહપતિઃ—તે તમને છેલ્લાં બે ચાર વર્ષમાં કંઈ ભારે મંદવાડ ગએલો ખરો?

જયંતિઃ—ના જી. અમસ્થો સાધારણ તાવ આવી જાય એટલું જ.

ગૃહપતિઃ—ત્યારે તમારૂં શરીર નાનપણથી જ આવું છે કે?

જયંતિઃ—એમ પણ નથી સાહેબ, નાનપણમાં તો હું બહુ જ અલમસ્ત હતો.

ગૃહપતિઃ—ત્યારે અત્યારે આમ કેમ થઈ ગયું?

જયંતિઃ—એ વાત કહેવાની મરજી તો અહીં આવ્યો ત્યારની થયા કરે છે. મારા મોટાભાઇએ મને એમ પણ કહેલું કે છાત્રાલયમાં ગયા પછી તુરત જ તારા ગૃહપતિને તે કહેજે અને તને ત્યાંથી ઉપાય હાથ લાગશે. પણ હું બોલી જ શક્યો નથી.

ગૃહપતિઃ—ત્યારે બોલોને ભલા માણસ! મારી પાસે તે વળી શરમ કેવી? એ તો જેટલું મોડું કરો તેટલું તમને જ નુકશાન. હવે આજે તો કહી જ નાખો.

જયંતિઃ—ત્યારે સાહેબ, મને હસ્તદોષ કરવાની કુટેવ પડેલી છે.

ગૃહપતિઃ—કેટલા વખતથી?

જયંતિઃ—એક વર્ષ થયાં હશે.

ગૃહપતિઃ—હજી પણ ચાલુ જ છે?

જયંતિઃ—હા જી, વરસ દિવસથી સમજ્યો તો છું જ કે એ બહુ જ ખરાબ ટેવ છે અને તેનાં પરિણામ બહુ જ ભયંકર છે; પરંતુ...

ગૃહપતિઃ—પરંતુ શું? કહી નાખોને જે હોય તે?

જયંતિઃ—પરંતુ મારાથી રહેવાતું નથી. જ્યારે મનમાં વિચાર જોર કરી જાય છે ત્યારે બધું ભાન ભૂલી જાઉં છું અને યંત્ર માફક હાથ પોતાનું દુષ્ટ કૃત્ય કર્યા પછી જ ઝંપે છે. પાછળથી તો ઘણો પસ્તાવો થાય છે પરંતુ પાછળથી શું વળે? મને તો હવે એ હાથ વછુટી બાજી જેવું થઇ ગયું છે. હવે આમાંથી કેમ નીકળી જવું એ જ વિચારમાં મુંઝાયા કરૂં છું.

ગૃહપતિઃ—તમારા મોટાભાઇ જાણે છે કે?

જયંતિઃ—હા જી.

ગૃહપતિઃ—તેમણે કંઇ ઉપાય બતાવ્યો નહિ?

જયંતિઃ—તેણે તો મને આપની બોર્ડિંગમાં આવવાની જ સલાહ આપી; કહ્યું કે અહીંથી જ માર્ગ મળી રહેશે. અને હું પણ બીજા કશા ખાતર નથી જ આવ્યો. આ કુટેવમાંથી છુટવા આવ્યો છું. આજ ૭ મહિના થયા આજ કહું કાલ કહું તેમ થયા કરતું હતું પરંતુ હિંમત નહોતી ચાલતી.

આજે તે અનાયાસે કહેવાઈ ગયું. હવે તો બચાવો, મહેરબાની કરીને બચાવો.

ગૃહપતિ:—વારુ, વારુ, ગભરાઓ નહિ; બધાં સારાં વાનાં થઈ રહેશે. પણ આ હસ્તદોષ કરો છો ક્યે વખતે?

જયંતિ:—રાત્રે બધા સૂઈ ગયા પછી પથારીમાં એકલો એકલો અને કાં તો દિશાએ જાઉં ત્યાં.

ગૃહપતિ:—ને લગભગ હમેશાં તમારાથી આમ થઈ જાય છે કે?

જયંતિ:—હમેશાં તો નહિ.

ગૃહપતિ:—ત્યારે કેટલા કેટલા દિવસને અંતરે?

જયંતિ:—બે ત્રણ દિવસે એક વખત.

ગૃહપતિ:—તમને કેટલાં વર્ષ થયાં?

જયંતિ:—આ પંદરમું ચાલે છે સાહેબ.

ગૃહપતિ:—ઠીક ત્યારે મુંઝાશો નહિ. તમે એમાંથી જલદી છૂટી જવાના છો તે મારી ખાત્રી છે. કાલે રાત્રે પાછા મળશું; મારે તમને હજી કેટલાક સવાલો પૂછવા બાકી છે.

જયંતિ:—આશીશ સાહેબ. **હરભાઈ.**

## મૂતરડી

સો મોટી વાતો બોલી જાણવી તેના કરતાં એક નાની વાત કરી જાણવી એ સારું છે. છાત્રાલયજીવનને વિષે આપણે કેટલીયે મોટી વાતો કરીએ પણ અમલમાં મીંડું હોય તેના કરતાં થોડીક નાની નાની વાતો કરતા થઈ જઈએ તો કેવું સારું? આવી એક વાત મૂતરડીની છે.

આપણાં ઘરોમાં તેમજ આપણાં ગામડાં અને શહેરોમાં મૂતરના પ્રશ્નનો નિકાલ આપણે લાવ્યા જ નથી. ગમે ત્યાં અને ફાવે તેવી રીતે માણસ પેશાબ કરી શકે એવી આપણી દૃઢ માન્યતા છે. અલબત્ત ઢોર ગમે ત્યાં મળમૂત્ર કરે છે પણ આપણને તો ઈશ્વરે બુદ્ધિ આપી છે. આપણે આપણી બુદ્ધિથી સમાજજીવન ઊભું કર્યું છે એટલે ક્યાં પેશાબ કરવો તેનો વિચાર માણસ તરીકે આપણે કરવો જ પડશે. આજે ઘરમાં ગમે તે ખાળે આપણે પેશાબ કરી લઈએ છીએ અથવા તો ઘરનાં આંગણામાં કે પાડોશીના ઘરની પછીતે બેસી જઈએ છીએ. ગામડાંઓમાં તેમજ શહેરોમાં ખાલી ખાંચો દીઠો કે પેશાબના રગેડા થયા જ સમજો. મ્યુનિસિપાલીટીઓએ માનસશાસ્ત્રનો અભ્યાસ

ક્યોં નથી હોતો એટલે તો "આ ઠેકાણે ગંદકી કરવી નહિ" એવાં પાટીયાં મારી ગંદકી કરવાનું નિમંત્રણ કરે છે. મોટાં મોટાં મંદિરોમાં દરવાજા પાસે જ દુર્ગંધ હોય છે; આપણા કેટલાક શેઠીયાઓના બંગલાઓમાં કૂણીમાં પેશાબ કરવો એ જ પ્રથા હોય છે. શાળાઓમાં તેમજ છાત્રાલયોમાં તો આ પ્રશ્ન ગંભીર સ્વરૂપ પકડે છે. શાળામાં તેમજ છાત્રાલયોમાં વિદ્યાર્થીની સંખ્યા એવડી મોટી કે તેમને માટે મૂતરડીઓ કરવાની તકલીફ લેવી જ કોઇને ન ગમે, અને કરે તો પણ સાફ રખાવવી એ તો કોઇ સમજે જ નહિ. નિશાળોમાં ચણનારા ઇજનેરો મૂતરડી કરવી ભુલી જાય છે ત્યારે કોલેજોની હોસ્ટેલોમાં ગેલેરીમાંથી પેશાબ કરવો એ સહજ વસ્તુ છે.

ખરી વાત એ છે કે આ વસ્તુ અસંત ખરાબ છે અને પહેલી મિનિટે જવી જોઇએ એમ આપણને લાગ્યું નથી. કોઇ પણ સમાજમાં આ વસ્તુ ટકવી ન ઘટે એવો આપણને વિચારનો આગ્રહ બંધાયો નથી. આપણી કલ્પના એવી બૂઠી થઇ ગઇ છે કે આ પ્રથાથી થતાં નુકશાનો આપણા મગજમાં ઉતરી કમકમાટી ઉપજાવી શકતાં નથી. આપણી મ્યુનિસિપાલીટીઓ આ પ્રથાને દૂર કરવા માટે ઠેકાણે ઠેકાણે મૂતરડીઓ ઉભી કરે છે, પણ આ મૂતરડીઓ પોતે જ એવી ગંધાય છે કે લોકો ત્યાં અરધી મિનિટ પણ બેસવાની સજા ભોગવવી પસંદ ન કરે! ઉપરાંત, લોકોને આ બાબત પૂરેપૂરી સમજાય નહિ ત્યાં સુધી આજે જેમ ચાલે છે તેમજ ચાલવાનું.

આપણે નિશાળોમાં તેમજ છાત્રાલયોમાં આ સામાજીક પ્રશ્નનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે

૧ શાસ્ત્રીય ઢબે મૂતરડીઓ ઉભી કરીએ;

૨ મૂતરડીનો ઉપયોગ વિદ્યાર્થીઓને સમજાવીએ;

૩ મૂતરડીઓને અસાધારણ સ્વચ્છ રખાવવા જહેમત ઉઠાવીએ;

૪ મૂતરડીઓમાં જ પેશાબ થાય એવો આગ્રહ રખાવીએ;

૫ ગમે ત્યાં પેશાબ કરનાર સમાજના આરોગ્યનો મોટો દ્રોહી છે એટલી વાત મોટા વિદ્યાર્થીઓને શાસ્ત્રીય રીતે સમજાવીએ.

આજે આટલી શરૂઆત કરશું તોયે ઘણી છે. આપણે શિક્ષકો તેમજ ગૃહપતિઓ હજી ગંદી પેશાબની ઓરડીઓ ચલાવી લઇએ છીએ અને ઘેરથી નીકળી મંદિરો પાસે પેશાબ કરીએ છીએ ત્યાં આટલું કરી શકીએ તો બસ છે. આપણાં ગૂજરાત કાઠિયાવાડના લોકોને ફાવે અને ખર્ચમાં તેમજ વ્યવ-

સ્થામાં કિફાયત પડે તેવી મૂતરડીઓ સત્યાગ્રહ આશ્રમમાં વપરાય છે એટલે તે મૂતરડીઓ જોવાની અને તે મૂતરડીઓ પાછળ રહેલો વિચાર પકડી તેવી પોતાને ત્યાં ઉભી કરવાની અમે શાળા અને છાત્રાલયોના ચાલકોને ભલામણ કરીએ છીએ.

નાનાભાઇ.

## નિયમન કેવી રીતે?

સમૂહ એકઠો થયો એટલે નિયમનની જરૂર ઉભી થઇ જ સમજવી. પચીસ પચાસનાં ટોળા માટે જે વ્યવસ્થા જરૂરી હોય તે કદાચ એક માણસ માટે જરૂરી ન પણ હોય. પરંતુ તે માણસ એ ટોળામાં ભળ્યો કે તેણે તે જરૂર સ્વીકારવી જ પડે છે. છાત્રાલય એ એક મોટા સમૂહની પ્રવૃત્તિ છે; અને તેથી તેમાં સમૂહગત નિયમનની જરૂર પડે જ છે.

સાધારણ રીતે આપણે ત્યાં નિયમન ઉભું કરવાની બે રીતો પ્રચલિત છે; એક વ્યક્તિગત શિક્ષા અને બીજી સામાજીક બહિષ્કાર. કોઇ એક વિદ્યાર્થી એકાદ ભૂલ કરે એટલે આપણે તુરત જ ભૂલ માટેની અમુક પ્રકારની જે શિક્ષા કરાતી હોય તે શિક્ષાને આધીન થવાનું તેને માથે ફરજીઆત બનાવીએ. આમ કરવાથી આપણે એમ માની લઇએ છીએ કે તે વિદ્યાર્થી હવે પછી તેમ કરતો જરૂર અટકશે. જેમ આપણે કોઈ પણ ચોરને તેણે ચોરી કરી હોય તેના બદલામાં તેને કેદમાં પૂરીને એમ માનીએ છીએ કે હવે તે ચોરી નહિ જ કરે, અથવા તો લૂંટારાઓથી રક્ષણ કરવા માટે ઘરની આસપાસ મોટી મોટી વંડીઓ બાંધી લઇએ અને એમ માની લઇએ કે હવે લૂંટારાઓ લૂંટ કરવાનો ધંધો છોડી દેવાના છે, તેવી જ રીતે કોઇ એક વિદ્યાર્થીને તેના ગુન્હા બદલ શિક્ષા કરીએ અથવા તો બીજા વિદ્યાર્થીઓને તેનાથી અલગ રાખવાનો પ્રબંધ કરીએ અને પછી માનીએ કે પેલો ગુન્હેગાર વિદ્યાર્થી સમજી ગયો છે તો એ બન્ને માન્યતાઓ ખરેખર ભૂલ ભરેલી છે. આપણું કામ દોષોને ઢાંકવાનું કે દોષોથી દૂર ભગાડવાનું નથી પરંતુ દોષો કાઢવાનું છે. અને ઉપરની રીતે આ કામ કદિ પણ પાર પાડી શકાતું નથી.

ગુન્હેગારને સુધારવાનું આપણે બીજું હથિયાર વાપરીએ છીએ તે સામાજીક બહિષ્કાર છે. આ સામાજીક બહિષ્કારમાં મેણાંટુણાં, શરમ વગેરેને પણ આપણે સમાવી દઇ શકીએ. વિદ્યાર્થી ગુન્હેગાર ઠર્યો એટલે તેને શારીરિક શિક્ષા નહિ કરવામાં આવે, પરંતુ સમાજની વચ્ચે તેને શરમાવવો, તેને મેણાં મારવાં, સામાજીક બહિષ્કારની ધમકી આપવી વા તો

અમલ કરવો: એ બધી રીતો આપણે અજમાવીએ છીએ. પહેલી રીતના કરતાં કદાચ આ બીજી રીત વધારે શિષ્ટ, વધારે સંસ્કારી ગણાતી હશે. પરંતુ તેનાથીયે ગુન્હેગારને ગુન્હો કરતાં અટકાવી શકાય એ પણ વિવાદાસ્પદ જ છે. જાહેર ફાંસીની સજાથી કે જાહેર પ્રતિષ્ઠાભંગથી ખુનીઓને તેમજ બદમાશોને. ખુની કે બદમાશ મીટાવી શકાતા હોય તો જ ઉપરની રીતથી ગુન્હેગારને ગુન્હા રહિત બનાવી શકાય.

પણ ત્યારે નિયમનનું શું ? સમહમાં નિયમન જોઇએ એ પણ ચોક્કસ. તેની કોઇ વધારે સાચી રીત ખરી ?

હા. સમહમાં નિયમન લાવવાની એક નવીન રીત છે અને તે આજ દિન સુધી સાચી ઠરેલી છે. તે રીત તે ગુન્હેગારને ગુન્હા કરાવે તેવી પ્રવૃત્તિઓ કે વાતાવરણમાંથી ખસેડી વધારે સારી પ્રવૃત્તિઓ અને વધારે સારા વાતાવરણમાં રોકી દેવાની.

ગુન્હેગાર ગુન્હો કરે ત્યારે તેને શિક્ષા ન ઘટે, તેને ઠપકો ન ઘટે, તેને ઉપદેશો ન હોય, તેને મેણાં ન મરાય, તેનો સામાજીક બહિષ્કાર પણ ન કરાય; પરંતુ ગુન્હાનો સ્વભાવ પારખી, ગુન્હેગારની તાસીર સમજી યોગ્ય સમયે તેને વધારે સારાં કામો તરફ વાળી દેવો જોઇએ; અને તેવા જ વાતાવરણમાં મૂકી દેવો જોઇએ. છાત્રાલય જેવાં સમૂહપ્રવૃત્તિવાળાં ક્ષેત્રોમાં આ રીત અજમાવવી અનુકૂળ પણ છે. સમહમાં નિયમન ઉભું કરવા માટે આ રીત જરૂર અમલમાં મૂકવા જેવી છે. નિયમનના ઘણાયે અટપટા પ્રશ્નો કદાચ આથી સુલેલા થઇ પડશે.

હરભાઈ.

## સત્તા કોની : સેક્રેટરીની કે ગૃહપતિની ?

એક ગૃહપતિભાઈ મને પૂછે છે: "છાત્રાલયમાં કોનું કહેવું થવું જોઇએ, ગૃહપતિનું કે સેક્રેટરીનું ?"

આ પ્રશ્નનો જવાબ ઘણી રીતે આપી શકાય. એક જવાબ તો એ કે જે કહેવું વધારે યોગ્ય હોય તે થવું જોઇએ; પછી તે ગૃહપતિનું હોય કે સેક્રેટરીનું. આપણાં ઘરોની અંદર આપણે એવો વિચાર નથી કરતા કે બાપનું કહેવું થવું જોઇએ કે માનું. મા અને બાપની સત્તાના આવા વિભાગો કરવા નીકળવું એ ઘરને ભાંગી નાખવા બરાબર છે. એ તો એ બન્ને પોતપોતાની મેળે એકબીજાના કહેવાને સમજી લે અને આખા ઘરનું શ્રેય થાય તેમ

કરે. એ જ પ્રમાણે ગૃહપતિ અને સેક્રેટરી બન્નેએ પોતપોતાની મર્યાદા સમજી લેવી અને છાત્રાલયના કલ્યાણનો વિચાર કરી જે યોગ્ય હોય તે કરવું.

પણ આજે આપણે ત્યાં સત્તાનો અને પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે એટલે આ કોકડું ગુંચવાએલું જ રહે છે. છાત્રાલય એટલે માત્ર ઘર નહિ પણ સંસ્થા; સંસ્થા એટલે રીતસરના ઉપરી અને નોકર; ઉપરી અને નોકર એટલે ઉપરી મોટો અને નોકર નાનો. આ પરિસ્થિતિ છે અને ઉપરનો પ્રશ્ન આ પરિસ્થિતિમાંથી ઉદ્‌ભવે છે. માત્ર આવી સંસ્થાની દૃષ્ટિથી બોલીએ તો આપણે કહેવું જ જોઇએ કે સેક્રેટરીનું કહેવું થવું જોઇએ. સેક્રેટરી ગૃહપતિથી ભિન્ન મત ધરાવતો હોય ત્યાં આખરી નિર્ણય સેક્રેટરીનો જ હોવો જોઇએ એમાં શક નથી. એમ ન થાય તો છાત્રાલયનું તંત્ર ચાલે નહિ અને ભારે અવ્યવસ્થા ઉભી થાય.

પણ સેક્રેટરી ભાઇઓને એક નમ્ર સૂચના આપવાનું મન થાય છે. આપ બંધારણની રૂઇએ ગૃહપતિઓના ઉપરીઓ છો એની ના નથી, પણ ગ્રેજ્યુએટ જેવા ગૃહપતિઓને રોજ એક લાત લગાવવાથી સત્તા વધે છે એમ માનવાની ભૂલ ન કરો. આપ સેક્રેટરીઓ, વ્યવહારકુશળ છો તો ગૃહપતિ વિદ્યાકુશળ છે: આપને સમાજની પ્રતિષ્ઠા છે તો ગૃહપતિને વિદ્યાર્થિસમાજમાં પ્રતિષ્ઠા છે; આપ ધારો તો ગૃહપતિને બદલી શકો છો, ગૃહપતિ ધારે તો સંસ્થાઓને બદલી શકે છે. એટલે સાધારણ નોકરિયાત વર્ગમાં અધિકારી નોકરની જેવી નીતિ છે તેવી નીતિ છાત્રાલયમાં દાખલ ન કરો. છાત્રાલય એ તો ઘર છે, છાત્રાલય એ તો સેવાનું સ્થાન છે એટલે ત્યાં ગૃહપતિને યોગ્ય સન્માન આપો. જેના હાથમાં આપ આટલા બધા વિદ્યાર્થીઓનું જીવન મૂકવા તૈયાર થયા છો તેના હાથમાં એ જવાબદારીને પહોંચી વળવા જેટલી સત્તા નહિ આપો તો કેમ ચાલશે? આપને માટે સાચો માર્ગ તો એ છે કે છાત્રાલયના આંતર વહીવટમાં ગૃહપતિને વધારે સ્વતંત્રતા આપવી અને બાહ્ય વહીવટમાં આપે વધારે ચીવટ રાખવી. આજે તો આંતર વહીવટમાં પણ ગૃહપતિની કશી સત્તા નથી એટલે ગૃહપતિ એક ભણેલા મ્હેતા જેવો થઇ રહે છે, અને પછી પાછા તમે જ ગૃહપતિ પાસેથી વિદ્યાર્થીઓને જીવનની પ્રેરણાઓ મળે એવી આશા રાખો છો! જે વિદ્યાર્થીઓ ઉપર ગૃહપતિના જીવનની છાપ પડે એવી આપ આશા રાખો છો તે ગૃહપતિને આપ વિદ્યાર્થીઓના દેખતાં કે ખાનગીમાં નજીવી બાબતો માટે ધમકાવો ત્યારે વિદ્યાર્થીઓ તો તેના પર આફ્રીન થવાના જ નથી, પણ એ પોતે પણ વારંવારના અપમાનથી નિરાશ

થઇ પૈસાની જરૂર હશે ત્યાં સુધી ચલાવ્યે રાખશે, અને આપને હાથનાં કર્યાં હૈયે વાગશે.

સાથે સાથે મારા ગૃહપાલભાઇઓને પણ એવી જ નમ્ર વિનંતિ. આપને સેક્રેટરીના કરતાં વધારે સત્તા જોઇતી હશે તો સંસ્થા પરની મમતાથી મળશે. સેક્રેટરી સંસ્થાને પોતાની માની રાતદિવસ ભાર ખેંચે અને આપણે એક ઉપવસ્ત્ર તરીકે સંસ્થામાં આવીને સત્તા માગીએ તે શી રીતે બને? સંસ્થા તો જે સંસ્થાને 'મારી' ગણે તેની હોય છે. તમે તેને 'મારી' એમ કરી શકતા હો તો બોલવાની કશી જરૂર નથી: તમારૂં જ કહ્યું છેવટ થવાનું છે. કોનું કહ્યું થવું જોઇએ એ સવાલ ઉભો થયા પહેલાં તો તમારૂં કહ્યું થવા જ લાગ્યું હશે–પણ આવી 'સંસ્થા મારી' એમ કહેવાની લાયકાત હશે તો. બાકી સંસ્થામાં ઉભડીઆ તરીકે કામ કરવું અને પછી કહેવું કે 'હું કરું તે જ ચિાલ્યા–છેવટનું' તો રામ રામ. એમ દુનિયામાં કોઇને સત્તા મળી નથી અને મળી હોય ત્યાં ટકી નથી. મમતાથી કામ કરનાર આદમીને તો સત્તા પોતે શોધતી આવે છે પણ 'સત્તા, સત્તા' કરી તેની પાછળ ઘૂમનાર ઘેલિયા લોકોથી તે હમેશાં દૂર નાસે છે: સમજ્યા? તમારે સત્તા લેવી હોય અને તમારૂં જ કહ્યું થાય એમ કરવું હોય તો તમારા કામથી સૌને મ્હાત કરો; સંસ્થાની જ રાતદિવસ ચિંતા કરો; સંસ્થા તમને ગુમાવે એ પાલવે જ નહિ એવા સંસ્થા સાથે એક થઇ જાઓ: અને પછી જુઓ કોનું કહ્યું થાય છે: તમારૂં કે સેક્રેટરીનું?

નાનાભાઇ.

## રાત્રિપ્રવૃત્તિ

રાત એ કોઇ અજબ વસ્તુ છે. સાંજના ઓળા પડવા લાગે એટલે ગાયો શીમમાંથી ઘેર આવે અને વાછરડાંને ચાટવા લાગે. આકાશમાં સંધ્યાના રંગો ખીલે એટલે પંખીઓ બધાં માળા તરફ વળે અને પોતાનાં બચ્ચાંઓને પાંખમાં લેતાં કલ્લોલ કરે. સાંજ પડતા આવે ત્યારે ખેડૂત પોતાના બળદને હાંકતા અને ગીતો લલકારતો ઘેર આવે અને ખાટલા પર બેસીને વિસામો લે. આખો દિવસ છૂટાં પડેલાં અને જીંદગીનાં આવશ્યક કામોથી થાકેલાં પ્રાણીઓને રાત પાછાં એકઠાં કરે છે, તેમના શરીરને તેમજ મનને વિસામા આપે છે, પરસ્પરના સ્નેહજીવનને વ્યક્ત કરે છે અને આવતી કાલના જીવનની સુંદર તૈયારી કરાવે છે.

આ રાતનો મહિમા આજે આપણા ગૃહજીવનમાંથી ભૂલાતો જાય છે. આજે રાતના આખું કુટુંબ એકઠું મળીને સુખદુઃખની વાતો કરે એ ક્યાં છે? આજે સાંજના વાળુ પછી ડોશીમાની ફરતાં છોકરાંઓ વીંટાઇ વળ્યાં હોય અને એક ચિત્તે વાતો સાંભળતાં હોય તે ક્યાં છે? આજે રાતના વખતે જુવાન દીકરો અને બાપ જીવનની વાતો કરતા હોય, સંસ્કારી પિતાની જીવન ડાયરી વંચાતી હોય એવું ક્યાં છે? આજે રાતના વખતે મા દીકરીને ગીતો મોઢે કરાવતી હોય અથવા તો વ્યવહારજીવનની સાદી વાતો કરતી હોય એવું ક્યાં છે? આજે સાંજના આખું કુટુંબ મળીને દેવમંદિર જતું હોય અને એ રીતે કુટુંબજીવનની એકતા સાધતું હોય એવું પણ ક્યાં છે?

સમાજમાંથી આવું જીવન અદૃશ્ય થતું જાય છે ત્યારે છાત્રાલય જીવનમાં તો તે નજરે જ પડતું નથી. છાત્રાલયમાં રાતનો વખત એ સોનેરી તક છે. વિદ્યાર્થીઓ અને ગૃહપતિને એક બીજાને ઓળખવાનો, એક બીજાના અંતરમાં પેસવાનો, એક બીજાના ભાવાભાવ જાણવાનો, પ્રત્યક્ષ શિક્ષણથી જે કંઇ મળી ન શકે તેવું અનેકાનેક આપવાનો અને લેવાનો, અરે વિદ્યાર્થીઓનાં હૃદયોને ઓળખી તેમાં સ્થાન લેવાનો આ અમૂલ્ય કાળ છે અને કોઇ પણ ગૃહપતિએ તે જતો ન કરવો જોઇએ.

આજે છાત્રાલયોમાં રાતનો વખત મોટે ભાગે વિદ્યાર્થીઓને વંચાવવામાં રોકવામાં આવે છે તે મોટી ભૂલ છે. માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને રાતના વાંચવું પડે એ જ અક્ષંતવ્ય છે પણ તેમાં આપણે નિરુપાય છીએ. આપણે વાંચવાનો બીજો કોઈ વખત ગોઠવીને રાત તો ઉપર જણાવ્યાં તેવાં કાર્યો માટે જ રાખવી જોઇએ. આવી રાત્રિપ્રવૃત્તિ એ છાત્રાલયનું એક મુખ્ય અંગ છે. આવી રાત્રિપ્રવૃત્તિ છાત્રાલયજીવનમાં રંગો પૂરે છે, વિદ્યાર્થીઓ ને ગૃહપતિ વચ્ચેનું અંતર ટાળે છે, વિદ્યાર્થિજીવનના અનેક પ્રશ્નો નજર પાસે ખડા કરે છે, આખું છાત્રાલય એક કુટુમ્બ છે-તેવી ભાવના જાગ્રત રાખે છે, આખા દિવસનાં ઝેરને ઉતારે છે, વિદ્યાર્થીઓના વિકાસનાં નવાં નવાં ક્ષેત્રો ઉભાં કરે છે અને યોગ્ય શ્રમને અંતે મળતો આરામ જીવનમાં જે મજા આપી શકે તે મજા આપે છે.

બધાં છાત્રાલયો રાતના આ સમયને પોતાનો અમૂલ્ય સમય ગણી તેનો ઉપયોગ કરે, અને ન તેને વેડફી નાખે તેમ ન તેને શાળાનાં લેસનો ગોખાવવામાં ગાળે. આ સમયમાં કેવા કેવા પ્રકારની વિધવિધ પ્રવૃત્તિઓ થઇ શકે તે વળી કોઈ વાર આપણે જોઇ લેશું.

**નાનાભાઇ.**

# ઉનાળાની લાંબી રજાઓ

માધ્યમિક શાળાઓમાં લાંબી રજાઓની પ્રથા ઘણા વખતથી ચાલતી આવે છે. તેમાંયે ઉનાળાની ઋતુમાં તો છ કે સાત અઠવાડિયાં જેટલી રજા પડે છે, અને આ રજાઓ દરમ્યાન બહાર ગામથી ભણવા આવતા વિદ્યાર્થીઓ પોતાને ઘેર જાય છે તેથી કોઇ પણ શહેરનાં છાત્રાલયો મોટે ભાગે ખાલી થઇ જાય છે. છાત્રાલયોને આથી કરીને લાંબી રજાઓનો પ્રશ્ન બહુ વિચારવાનો નથી રહેતો. પરંતુ હમણાં હમણાં વળી કેટલાક વિદ્યાર્થીઓ ઘેર જવાને બદલે એક યા બીજા કારણે છાત્રાલયમાં રહે પણ છે. તેથી લાંબી રજાઓમાં છાત્રપતિ કે માબાપ તરુણ વિદ્યાર્થીને કયો માર્ગ દર્શાવી શકે તે આપણે જોઇએ તો અસ્થાને નહિ ગણાય.

સામાન્ય રીતે ઉનાળાની ઋતુ જ એવી હોય છે કે જ્યારે બુદ્ધિનું બહુ કામ કરવાની ઇચ્છા માણસને ન થાય. વળી આ ઋતુમાં તરુણનું શરીર શરીરશાસ્ત્રની દૃષ્ટિથી પણ વધારે ને વધારે વિકાસ માગી લે છે. આટલા માટે આ લાંબી રજા દરમ્યાન તરુણ વિદ્યાર્થીના સમયપત્રક ઉપર બુદ્ધિનું કામ બહુ જ ઓછું રાખી, શરીરના કામનું પ્રમાણ વધારવું જોઇએ. હવે આ શરીરશ્રમમાં ખાલી મજુરી તરુણ વિદ્યાર્થીને રુચવાની નથી. તેને તો શરીરને વ્યાયામ મળે, સાથે સાથે બહુ જ ઓછી તકલીફે બુદ્ધિને પણ થોડો ખોરાક મળે, જીવનમાં વિનોદ સાંપડે અને અદ્‌ભૂતતા અનુભવે તેવું કંઇક જોઇએ છીએ; અને આ બધું એક સામટું મળી શકે તેવી વસ્તુ તો એક જ છે, અને તે મુસાફરી. લાંબી રજા દરમ્યાન ગૃહપતિ કે માબાપ પોતાના વિદ્યાર્થી માટે એક નાના એવા સંઘ દ્વારા નાની મોટી મુસાફરી ગોઠવી શકે છે. આવી મુસાફરી દ્વારા વિદ્યાર્થી પોતાના મનને જે કંઇ જોઇએ છીએ તે મેળવી શકે છે, અને તેથી લાંબી રજાઓ પછીનો સમય શાળામાં કંઇ નવા જ ઉલ્લાસથી, નવી જ દૃષ્ટિથી કામ કરવા તે સમર્થ બને છે. આવી મુસાફરી દરમ્યાન ગૃહપતિ કે પિતા સાથે હોય તો વધારે સારૂં ખરૂં, પરંતુ તેમ ન જ બની શકે તો તરુણ વિદ્યાર્થીઓની સરખે સરખાની ટોળી બાંધી આપવી અને મુસાફરીમાં જતા પહેલાં તેમને થોડીએક દૃષ્ટિ આપવી. આથી તેમની મુસાફરી વધારે ફલપ્રદ નીવડશે.

લાંબી રજાઓ દરમ્યાન ધારો કે આવી મુસાફરીનું ન બની શકે તો એક બીજો ક્રમ પણ અમલમાં મૂકવા જેવો છે: પોતાના રહેઠાણની આસ-

પાસનાં ગામડાંઓમાં પરિભ્રમણ. સવારે વહેલો, તરુણ ઉપડી જાય, સાથે ખાવા પૂરતું ભાથું બાંધેલો જાય અને તેનાથી બની શકે તેટલું અવલોકન કરી સાંજે પાછો ઘેર આવી જાય. આવાં નાનાં પરિભ્રમણોમાં પણ માબાપે કે ગૃહપતિએ તેને દિશાસૂચન તો કરવાનું જ. ગામડાંઓમાં શું જોવું, પોતાનું કેમ ચલાવી લેવું, આપણાથી આજે છૂટા પડી ગએલા જેવા લોકસમાજ સાથે કેવી રીતે ભળવું, કોઇને જરા પણ હાનિ કર્યા સિવાય દિનચર્યા કેવી રીતે ચલાવવી વગેરે બાબતો તરફ અંગુલિનિર્દેશ કરી તરુણને છોડી મૂકવો. બની શકે તો તેની પ્રવૃત્તિઓની નોંધ તેની પાસે રખાવવી અથવા નોંમોઢે કહી સંભળાવવાનું ધોરણ અખત્યાર કરવું. આથી તેની બુદ્ધિને પણ થોડો ખોરાક મળતો રહેશે.

લાંબી રજાઓ દરમ્યાન આવી પ્રવૃત્તિઓ અજમાવી જોવા જેવી છે. આપણે ગૃહપતિઓ તો તેવી પ્રવૃત્તિઓને જતે દિવસે કેળવણીની વ્યવસ્થિત પ્રવૃત્તિનું સ્વરૂપ પણ આપી શકીએ તેમ મને લાગે છે. હરભાઇ.

## કાર્યાલય તરફથી:—

મંડળ સાથે જોડાએલી સંસ્થાઓમાંથી નીચેની સંસ્થાઓએ ચાલુ વર્ષના પોતાના લવાજમના રૂપીઆ પાંચ મોકલવાની વ્યવસ્થા કરી છે. બાકીની બીજી સંસ્થાઓ પોતપોતાનાં લવાજમની રકમો કાર્યાલયમાં સત્વર મોકલી આપે એવી વિનંતિ છે.

૩ કાઠિયાવાડ ભારીઆ વિદ્યાર્થિભવન — રાજકોટ
૪ શ્રી બ્રહ્મક્ષત્રિય બોર્ડિંગ — રાજકોટ
૫ શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ — પાલીતાણા
૬ શેઠ પ્રભુદાસ નેમચંદ દશાસોરઠીઆ વણિક વિદ્યાલય — મહુવા
૭ કપોળ બોર્ડિંગ તથા શેઠ પરમાણંદદાસ ત્રિભુવનદાસ બાળાશ્રમ — અમરેલી

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. લીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૨ જું
૧૯૨૮

અંક ૩ જો
જુન

:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

સોટી ફિલસુફીમાં તો એક જ વાત: "આટલું ન કરો અને કોના ભાર છે કે તે થાય?" પણ આજે આ ફિલસુફી જૂની ગણાય છે અને સ્વાતંત્ર્યની નવી ફિલસુફી નીકળી છે. સોટી ફિલસુફીને પકડી રાખીએ તો જૂની ઘરેડના ગૃહપતિ ગણાઈએ અને મનમાં પણ એના વિષે પહેલાં હતી તેવી શ્રદ્ધા તો નથી જ રહી. પણ સ્વાતંત્ર્યની ફિલસુફીને પકડવા જઈએ છીએ ત્યારે તો કશું જ હાથમાં આવતું નથી અને ગૃહપતિ તરીકે કેમ જાણે કશું કરવાનું જ નથી રહેતું એમ લાગ્યા કરે છે.

હવે કરવું શું?

ગૃહપતિ

# સમુદ્રમંથન

દેવો અને દાનવો સમુદ્રને વલોવવા એકઠા મળ્યા. સાગર જેવડું મોટું વલોણું, મંદાર પર્વત રવઈ થયો અને વાસુકિ નેતરું થયા. સાગર જેવડા વલોણામાં ઘમમમ ઘમ ઘમંમમ ઘમ થવા લાગ્યું; સમુદ્ર તો આખો ફીણફીણ થઇ ગયો અને અમૃત નીકળવાની રાહ જોતા દેવદાનવો ભારે મહેનત કરી રહ્યા.

એવામાં મંદાર નીચે બેસવા લાગ્યો, અને હાથમાં નેતરું ખેંચાવા લાગ્યું એટલે સૌ ગભરાયા. મંદારને નીચે આધાર ન હતો એટલે તે શાના પર ટકી રહે ? મંદાર તો નીચે ચાલ્યો...ચાલ્યો... દેવો ઘણાયે નેતરું પકડી રાખે પણ કોના ભાર ?

"હવે સમુદ્રમંથન નહિ જ થાય. આમ હતું તો આપણને આ મંથનને રસ્તે વિષ્ણુએ ચડાવ્યા ન હત તો સારૂં. આ તો મહેનત પાણીમાં જશે અને અમૃત તો નહિ મળે તે નહિ જ મળે." દેવો ખૂબ નિરાશ થઈ ગયા.

ભગવાન વિષ્ણુ આવ્યા: "તમે મંથન ચાલુ રાખો. હું કાચબો થઇને મંદારને મારી પીઠ ઉપર ટેકવી રાખુ છું. તમે પૂર જોસથી રવઇને ફેરવો, અમૃત માટે નિરાશ ન થાઓ."

વિષ્ણુ કાચબો થયા અને દેવોએ ઉલ્લાસમાં આવી મંથન ચાલુ રાખ્યું.

અને એ તો સાગરનું મંથન ! સાગરના પેટમાં તો અનેક દ્રવ્યો— કેટલાંક સારાં, કેટલાંક નઠારાં મંદાર ફર્યો અને થોડી વાર દૂધના આ દરિયા ઉપર ઝેર ઉછળ્યું. ઝેર તો ખરૂં પણ હળાહળ ઝેર ! એક ટીપું અડે ત્યાં દેહ આખો લીલો કાચ બની જાય; ઝેરની ગંધથી જ માણસને તો મૂર્છા થાય. ઝેર જોયું કે દેવો ગભરાયા; તેમનાં ગાત્રો શિથિલ થયાં; તેમના હાથનું નેતરું ઢીલું થવા લાગ્યું; તેમના મ્હોં પર ત્રાસ દેખાયો.

"મંથનનું આ પરિણામ ? ભગવાને ભારે કરી ! આવું હતું તો આપણને આ ચીલે જ શા માટે ચડાવ્યા ? હવે આ ઝેર જગતનો પ્રલય કરી નાખશે." દેવો બેબાકળા થઇ ગયા.

નીચેથી શાંત ગંભીર અવાજ આવ્યો.

"ગભરાઓ ના. જ્યારે જ્યારે આવાં મંથનો થાય ત્યારે ત્યારે હળાહળ ઝેર પણ નીકળે અને અમૃત પણ નીકળે. જેઓ આવાં મંથનોમાં એકલા અમૃતની જ આશા રાખે છે તેઓ ભૂલ કરે છે. તમે શા માટે ધ્રૂજો

છો ? તમારા મંથનથી નીકળેલું ઝેર પી લેવા ભગવાન શંકર તમારી સાથે છે ત્યાં સુધી થડકો નહિ. આ ઝેર એમને પચશે. તમે મંથન ચાલુ રાખો. ભગવાન શંકર આ હળાહળને પી જવા તૈયાર ન હત તો તમને ભય હતો. જાઓ, ઝેરની પાછળ જ અમૃત ચાલ્યું આવે છે. તમારા મંથન પર મારા આશીર્વાદ છે."

દેવોએ મંથન ચાલું રાખ્યું. થોડી વારે અમૃત બહાર આવ્યું અને દેવો અમૃત પી અમર થયા.

જે ગૃહપતિઓ જુવાનીને જીવનનો મંથનકાળ સમજે છે તેમને આ કથામાંથી ઘણું શીખવાનું મળે તેમ છે. જુવાની મંથને તો ચડશે પણ એ મંથનદંડ આપણા પર ટેકાવાનો છે: ગૃહપતિની પીઠ પર જુવાનોનો મંથનદંડ ફરશે. એ મંથનનો ભાર સહન કરવાની તાકાત ન હોય તે ગૃહપતિ ન થાય.

જુવાનીના આ મંથનમાં હળાહળ ઝેર પણ નીકળવાનું જ. કોઇએ એકલા અમૃતની આશા ન રાખવી. જુવાનીનો આખો સાગર ડહોળાશે ત્યારે અનેક પ્રકારે ઝેરના છાંટા ઉડવાના. જે ગુરુઓ આવા ઝેરને ઝીલી લઈ વિદ્યાર્થીઓ માટે અમૃતનો અધિકાર રાખે તે જ સાચા ગુરુ. એ ઝેરને ઝીલવામાં શંકરનું ગળું લીલું થયું પણ દેવો અમર થઇ ગયા. જુવાનીનો સાગર વલોવાઇ રહ્યો હોય તેવે વખતે આવા કાયમા થઇને અને આવાં ઝેર પીને જેઓ બીજાને અમૃત ચખાડે છે તેઓને જ આવાં મંથનોના સાક્ષી થવાનો અધિકાર છે.

આપણે માબાપો, ગૃહપતિઓ અને શિક્ષકો જુવાનીના મંથનનો આ મર્મ સમજશું ? આખાયે મંથનમાં આવો ભાર ઝીલી શકશું ? ગળે ઝેર સુધાંત ઉતારી દેશું ?

નાનાભાઇ.

## અવલોકન

### ( ૧ )

કેળવણીની દુનિયામાં અવલોકનનો મહિમા હવે ઠીક સ્થપાઇ ગયો છે. બાળકેળવણીમાં તો શિક્ષક માટે તે એક મોટું અને મહત્ત્વનું સાધન મનાય છે; અને હવે ધીમે ધીમે આ સાધન કેળવણીનાં બધાં ક્ષેત્રોમાં વપરાવું જોઇએ તેમ મનાવા લાગ્યું છે.

આપણાં છાત્રાલયો પણ હવે તો કેળવણીની સંસ્થા તરીકે સ્વીકારાવા લાગ્યાં છે. આવાં છાત્રાલયોમાં દશ વર્ષથી માંડીને તે વીશ બાવીશ વર્ષ

સુધીના વિદ્યાર્થીઓ આવી વસે છે, એટલે કે આપણાં છાત્રાલયોમાં આજે કુમાર, કિશોર તેમજ તરણ અવસ્થાનાં મિશ્રિત પ્રતિબિંબો પડ્યા કરે છે. તેમાં વળી મોટા શહેરનાં કોમી છાત્રાલયોમાં તો બૌદ્ધિક તાલીમ લેનારા, ઔદ્યોગિક તાલીમ લેનારા, ધાર્મિક તાલીમ લેનારા અને હવે તો કદાચ શારીરિક તાલીમ લેનારા પણ વિદ્યાર્થીઓ આવી વસે છે. આ બધી જાતના વિદ્યાર્થીઓ ઉપર માબાપ અને કેળવણીકારની દૃષ્ટિથી કામ કરવું તે અત્યંત વિકટ થઈ પડે છે. એ દિશામાં આજે આપણે અનેક પ્રયોગો કરી રહ્યા છીએ; અને એક મોટા સમાજની વ્યવસ્થાના કામ સાથે જ કેળવણીના આ કઠણ કામનો થોડો ઘણો પણ ઉકેલ લાવવા મથીએ છીએ. આ ઉકેલમાં આપણે ત્યાં વસતા તમામ વિદ્યાર્થીઓનું તટસ્થ અવલોકન કરવાની પ્રથા આપણે દાખલ કરીએ તો આપણા કામમાં તે ભારે સહાયક થઈ પડે.

અલબત આવા પ્રકારનું અવલોકન કરવા માટે આપણે ગૃહપતિઓએ આપણો અધિકાર મેળવવો જોઈશે; અને તે અધિકાર પ્રાપ્ત કરવા માટે આપણે સતત ઉદ્યોગશીલ રહેવું જોઈશે; શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરેના પ્રાથમિક સિદ્ધાંતોનું આપણને જ્ઞાન જોઈશે; આપણામાં ધીરજ, ક્ષમા અને તાટસ્થ્ય જોઈશે. પરંતુ આ બધું મેળવવા માટે આજનો ગૃહપતિ જરૂર પોતાથી બનતું કરી રહ્યો છે તેમ સ્વીકારીને હું આ લેખમાં આગળ ચાલું છું.

કેળવણીનો દાવો ત્રિવિધ વિકાસનો છે. આજની શિક્ષણસંસ્થાઓ તે પૈકી એકને એટલે માનસિક વિકાસને પહોંચી વળવા પ્રયત્નો કરે છે. આપણાં આજનાં ઘરો કેળવણીની બાબતમાં અજ્ઞાન નહિ તો ઉદાસીન તો જરૂર છે જ. આજના વિધેયો અનેક કારણોને લીધે વધારે ને વધારે અટપટા બનતા જાય છે. આવી પરિસ્થિતિમાં વળી બૌદ્ધિક શિક્ષણને મોહે ગામડાંમાંથી શહેરો ભરાવા લાગ્યાં છે, અને તેમને પહોંચી વળવા માટે છાત્રાલયો કુદકે ને ભુસકે ઉઘડવા માંડ્યાં છે. આ છાત્રાલયોને તેમની સામાન્ય ભૂમિકા ઉપરથી ખેસવી કેળવણીની સંસ્થાની વિશિષ્ટ ભૂમિકા ઉપર લાવવાના આપણા મનોરથો છે. આપણા છાત્રાલયનો ગૃહપતિ સંસ્કારી અને સુશિક્ષિત માબાપ ઉપરાંત શિક્ષક થવાના-કેળવણીકાર થવાના મનોરથો પણ સેવે છે. આવો અધિકાર પ્રાપ્ત કરવા માટે તેણે કેળવણીના કોઈ એક અંગની જ માત્ર ઉપાસના કર્યે નહિ ચાલે. તેણે તો કેળવણીનાં ત્રિવિધ અંગો ઉપર પોતાથી બને તેટલું લક્ષ આપવું જ જોઈશે.

આ ત્રિવિધ કેળવણીના કામ માટે જે પ્રયત્નો આપણે કરવાના છે તે પ્રયત્નોને વધારે દૃઢ, વધારે શાસ્ત્રીય અને વધારે ફલદાયી બનાવવા માટે આપણે અનેક સાધનોનો ઉપયોગ કરવો આવશ્યક છે. તે સાધનો પૈકી અવલોકન એ એક મહત્ત્વનું સાધન છે એમ આપણે ઉપર કહી ગયા. વિદ્યાર્થીના શારીરિક, માનસિક તેમજ હાર્દિક ( આધ્યાત્મિક ) વિકાસ માટે આપણે જે જે પ્રયત્નો કરી શકીએ તે તે પ્રયત્નોનો પાયો આપણે આ અવલોકનની ભૂમિ ઉપર ચણીએ તો વિદ્યાર્થીને વિકસવામાં આપણે સાચી અને શાસ્ત્રીય મદદ કરી ગણાય.

ત્યારે આપણે વિદ્યાર્થીને એ ત્રણે દૃષ્ટિબિન્દુથી કેવી રીતે અવલોકી શકીએ તેના સીધા વિચાર ઉપર આવીએ.

આ ત્રણે દૃષ્ટિમાં પહેલાં આપણે શારીરિક અવલોકનની દૃષ્ટિ લઈશું.

 હરભાઈ.

## જાળ

શાંતિઃ "કેમ કાંતિ, પેલા રમણને જોયો કે? તેની સાથે આપણે મૈત્રી બાંધી લેવાની."

કાંતિઃ "કંઈ ખાજખાજ છે કે?"

શાન્તિઃ "અરે દોસ્ત, વાત પૂછ મા. એનો બાપ તો ભારે મોટો પૈસાદાર છે. રંગુનનો મોટો ઝવેરી છે."

કાંતિઃ "તેં આ બધું જાણી ક્યારે લીધું? હું ધારું છું કે હજી રમણ તો પરમ દિવસે જ આવ્યો."

શાંતિઃ "અરે ભલા માણસ પારખતાં તે કેટલી વાર? કાલે રાત્રે ફરવા લઈ ગયો હતો ને ત્યાં બધું પૂછી લીધું."

કાંતિઃ "તેં એ ઠીક કર્યું. ત્યારે તો કસવાળું ફળ દેખાય છે."

શાન્તિઃ "હા, હા, જો આ આવ્યો." ( રમણ પ્રવેશ કરે છે. )

શાંતિઃ "જો રમણભાઈ, આ કાંતિલાલ મારો દિલોજાન દોસ્તદાર છે. આપણે ત્રણે જણા હવે ભાઈબંધ. જોજે તને કેવી લહેર આવે છે તે!"

રમણઃ ( જરા રોવા જેવો થઈ જઈને ) "શાંતિભાઈ, મને તો અહીં ગમતું જ નથી. ઘેર પાછા ચાલ્યા જવાનું મન થયા કરે છે."

શાંતિઃ "ગાંડાભાઈ, એ તો બે પાંચ દિવસ એમ લાગે. આ કાંતિ પણ નવો સવો આવ્યો ત્યારે તેને પણ ચેન નહોતું પડતું. નહિ ભાઈ કાંતિ?"

કાંતિઃ "હા. મેં તો સાહેબની રજા પણ લઇ લીધેલી અને જવા માટે તૈયારીઓ પણ કરી નાખેલી. પણ ત્યાં તો આ શાંતિભાઇ મળી ગયા. આપણે તો સારા પ્રતાપ એના કે અહીં ખૂબ ગોઠી ગયું. અને બસ હવે તો ઘેર જવાની પણ ઇચ્છા થતી નથી."

રમણઃ "પણ ભાઈશા'બ, મને તો જરાય ચેન નથી પડતું. રોઇ પડું રોઇ પડું એવું જ થયા કરે છે; અને ઘર ઘડી પણ વિસરાતું નથી."

કાંતિઃ "શાંતિભાઇ, ચાલોને આપણે ક્યાંઇક ફરવા જઇએ ? તો આ રમણને પણ મજા આવશે."

શાંતિઃ "જરૂર જઇશું. રમણ અમે તને અહીંનું બંદર દેખાડશું, મોટું તળાવ દેખાડશું, વળી ક્યારેક ક્યારેક સીનેમા જોવા જઇશું; નાટક કંપની પણ અહીં કાયમી હોય જ છે. અરે દોસ્ત, તને લ્હેર આવી જશે. પછી તો આ કાંતિભાઇની જેમ તનેયે ઘેર જવાનું નહિ સાંભરે."

રમણઃ "ત્યારે ચાલોને શાંતિભાઇ અત્યારે જ. મારૂં મન બહુ ગભરાયા કરે છે તે જરા કસર વળે."

કાંતિઃ "હા, હા, શાંતિભાઈ ચાલો જઇએ. આ બિચારો રમણ ખૂબ ગભરાતો લાગે છે."

શાંતિઃ "મને અત્યારે કામ તો બહુ છે; પણ રમણની ખાતર શું ન કરૂં ? રમણ, તું તો આવ્યો ત્યારથી જ મારો દિલોજાન બની ગયો છો હો ! ચાલ, જહાન્નમમાં ગયું કામ ! આજે ક્યાં જઇશું, કાંતિ ?"

કાંતિઃ "ચાલો આજે તો બંદર ઉપર જઇએ. સાથે નાસ્તા પાણી લેતા જઇએ, એટલે સાંજના વખતની જરા વધારે મજા પડશે."

શાંતિઃ "ભલે ત્યારે ચાલો બંદર. કેમ રમણભાઇ, ખીસામાં પૈસા છે કે ?"

રમણઃ "હા. જતી વખતે બાપા પાંચ રૂપીઆ આપતા ગયા છે ને હજી સાહેબને આપ્યા નથી અને મારી પાસે જ પડ્યા છે."

શાંતિઃ "[illegible] સંસ્કારી રે. સાહેબને આપવાની જરૂર નથી. તારી [illegible] મારી પા[illegible]રી જશે અને કાં તો સાહેબ [illegible] હશે [illegible] તો કોઈ [illegible]"

રમણઃ "[illegible] સાહેબને આપી દેવાનું કહ્યું છે, અને સાહેબે [illegible] આપાએ તે રૂપીઆ [illegible] પાસે જે કંઇ રોકડ હોય તે [illegible] કહ્યું છે કે મારી

મારે તેમને સોંપી દેવી."

શાંતિ: "તું તો સાવ ભોળો છે રમણ! એમ બધા જ પૈસા સાહેબને આપી દઇએ તો પછી આપણા ખીસા ખર્ચ માટે આપણી પાસે શું રહે? અને ઘડી ઘડીમાં ચાર આઠ આના માટે સાહેબ પાસે માગવા જવું એ પણ કંઇ ઠીક કહેવાય? અમે તો અમારી પાસે થોડાએક પૈસા ખાનગી કાયમ રાખીએ જ. તેની વળી આપાને કે સાહેબને ખબર કેમ પડે? આ કાંતિ પાસે પણ બે ચાર રૂપીઆ છે, નહિ!"

કાંતિ: "હો, આપણી પાસે તો આઠ છે આઠ. આપણે કંઇ તેરા બ્હીકણ ફીકણ નહિ! પૈસા આપણા પોતાના અને જોઇએ ત્યારે સાહેબ પાસે ભિખારીની માફક માગવા જવુ એ પણ કયાંનો ન્યાય? આપણા પૈસાના આપણે માલિક!"

રમણ: "પણ સાહેબને ખબર પડી જશે તો?"

શાંતિ: "તેની તારે જરાય ચિંતા ન કરવી. તારો વાળ પણ અહીં વાંકો નહિ થાય. દોસ્ત, તને ભાઇબંધ બનાવ્યો પછી તો તારા માટે માથું પણ કુરબાન, સમજ્યો? તું તારે લ્હેર કર. લાવ એ પાંચ રૂપીઆ અને કાંતિ તું જરા અમારાથી આગળ જા. બંદરની આવવા જવાની એક ગાડી ભાંડે કરી રાખ; ત્યાં અમે બન્ને પાછળ આવી પહોંચીએ છીએ."

કાંતિ: "ઠીક, હું આગળ જાઉં છું. તમે જલદી આવજો હો!"

શાંતિ; "હમણાં, હમણાં; તું તારે જાને." (કાંતિ જાય છે.)

રમણ: "આપણે બંદર જઇએ છીએ તેની રજા તો ચાલો સાહેબ પાસે જઇને લઇ આવીએ?"

શાંતિ: "તું તો છેક જ મૂર્ખો લાગે છે. કોઇ વખત કોઇ બોર્ડિંગમાં રહ્યો લાગતો નથી! નહિ તો આવું મૂર્ખાઇ ભરેલું ન બોલે."

રમણ: "કેમ શાંતિભાઇ, રજા ન લેવી જોઇએ?"

શાંતિ: "અરે ના રે ના, મારા ભાઇ! રજા તે લેવા જવાય? અને એમ સાહેબ આપણને રજા આપે પણ ખરા? એવી રજા લેવાની પડમાં આપણે કાંઇ પડવાનું જ નહિ. હવે તેવા વિચાર પણ કરતો નહિ. પણ તારે શું કામ છે? હું છું ને? એ બધું હું તને ધીમે ધીમે સમજાવી દઇશ."

રમણ: "પણ સાહેબને ખબર પડી જશે તો?"

શાંતિ: "હવે તું વધારે બોલ મા. તારા ઉપર મને હસવું આવે છે.

એ બધી ચિંતા તારા માથાથી ઉતરી હવે મારા માથા ઉપર આવી તું તારે કૂજા અને પાંચ રૂપીઆ લઇ આવે."

(રમણ ચુપચુપ ચાલ્યો જાય છે અને પાંચ રૂપીઆ લઇ આવે છે. પછી બન્ને ગામ તરફ ચાલ્યા જાય છે.)

* * *

આવા શાંતિ કાંતિઓ દરેક છાત્રાલયમાં હોય છે. તેમને ઓળખી કાઢવા અને નવા આવનારાઓને તેમની જાળમાંથી બચાવી લેવા એ કુશળ ગૃહપતિનું નવા વર્ષની શરૂઆતનું ધર્મકૃત્ય ! હરજીવ.

## માખણિયો

માખણિયો એ માત્ર છાત્રાલયની નહિ પણ આખા જગતની વિભૂતિ છે. જ્યાં જ્યાં મનુષ્યની નબળાઇ છે, જ્યાં જ્યાં કાન કાચા છે, જ્યાં જ્યાં આંખે અંધાપો છે, જ્યાં જ્યાં હલકા સ્વાર્થ અને રાગ દ્વેષ ભર્યાં છે, જ્યાં જ્યાં હૈયાં છીછરાં છે ત્યાં ત્યાં માખણિયો જન્મ્યા વિના રહેતો જ નથી. આવા માખણિયા લોકોએ મોટાં મોટાં રાજ્યો ઉથલાવી પાડ્યાં છે, પ્રજાઓના કલ્યાણમાર્ગોનો રોધ કર્યો છે, મોટા મોટા આશ્રમોમાં ઝેર વાવ્યાં છે, અંધેરી કુટુંબોમાં ચીરા પાડ્યા છે અને હજી આજે પણ જગતમાં શું શું કરી રહ્યા છે.

ગૃહજીવનમાં દીકરો દીકરી કે બ્હેન ભાઇ માખણિયાં બને છે ત્યાં પણ તેમનું જન્મસ્થાન તો ઉપર જણાવ્યું તેજ હોય છે. ઘરમાં લોહીનો સ્નેહ-સંબંધ હોય એટલે આ માખણ કુટુંબની હિતબુદ્ધિનું રૂપ પકડે છે પણ તેની જાત તો એની એ જ. લીઅર જેવા રાજાને પોતાના રાજ્યની વહેંચણી કરવી હોય ત્યારે માખણિયા દીકરીઓ કેવો લાભ ખેંચી જાય છે અને સાચાબોલી દીકરીને કેવી તાવણીમાંથી પસાર થવું પડે છે તે આપણે જાણીએ છીએ. ગૃહજીવનમાં વડિલો જ્યાં જ્યાં પોતાની નબળાઇને લીધે આખા કુટુંબવિસ્તાર પર એક સરખી દૃષ્ટિ રાખી શકતા નથી ત્યાં ત્યાં મીઠાબોલાં કાંઇક છોકરાં તેમને ઉંધે રસ્તે ઘસડી જાય છે અને આખા કુટુંબમાં ઝેર વેર ઉભાં કરે છે.

છાત્રાલય એકલું ઘર નથી: એ તો સંસ્થા ગણાય. ઘરમાં વડિલોનો પક્ષપાત નાના મોટાના વેગને લીધે ઘણી વાર સૌ જનો ક્ષમી શકે છે, પણ છાત્રાલયમાં તો ગૃહપતિનો પક્ષપાત રોજ સૌને ખૂંચે. અને તેમાંયે માખણિયો

તો આખાયે છાત્રાલયનો ઉતાર; એની જીભ પર મધ; એ તો ગૃહપતિનો વણનીમ્યો છિદ્રકીવ. સાચી ખોટી તમામ બાતમી એ લાવે ને ગૃહપતિને ખુશખુશ કરે; એનો દેખાવ વિવેકી અને આજ્ઞાધીનઃ એનું અંતર દાઝેલું. આવો વિદ્યાર્થી ગૃહપતિનું અકલ્યાણ કરે છે, પોતાનું અકલ્યાણ કરે છે અને આખી સંસ્થાનું અકલ્યાણ કરે છે એટલે આપણે તેને તરત જ પારખી લેવો અને પારખ્યા પછી તરત જ ડાંભી દેવો.

છાત્રાલયમાં આવા વિદ્યાર્થીને જન્મવા જ ન દેવો હોય તો ગૃહપતિએ સાવધાન થવું ઘટે છે. ગૃહપતિ જ્યારે પોતાનો સ્વાર્થ અને વિદ્યાર્થીઓનો સ્વાર્થ એ બે જૂદી જૂદી વસ્તુઓ છે એમ માને છે ત્યારે જ માખણિયાને બે પક્ષની વચ્ચે ઘૂસવા જેટલી જગા મળે છે. એટલે ગૃહપતિ પોતાના ચરૂ વિદ્યાર્થીઓની સામા ન ચડાવે તો માખણિયાને પોષણ જ ન મળવાથી તે અનાયાસે અદશ્ય થશે. ખરી રીતે તો આપણે ગૃહપતિઓ આપણી શક્તિ ઉપર જીવવાને બદલે વિદ્યાર્થીઓની નબળાઇઓ પર જીવવા માગીએ છીએ ત્યારે જ વિદ્યાર્થીઓની સાચી ખોટી બાતમી તરફ કાન ઢળતા રાખવાનું મન થાય છે; અને આવા ઢળેલા કાનમાં ગુસપુસ કરનારી જીભો તો તૈયાર જ હોય છે. આપણી નકામી સ્તુતિ કરનાર અને બીજાનાં છિદ્રોની નકામી વાતો કરનાર માણસ પોતે જ હલકો હોય છે એટલે એવા હલકટ વૃત્તિના વિદ્યાર્થીને તેના પગમાંથી પારખી લઈ તે પોતે એ ટેવમાંથી કેમ છૂટે તે આપણે બતાવવું જોઇએ.

'ખુશામત ખુદાને પણ વાલી છે' એ કહેવત બતાવે છે કે ખુશામતના ઝેરમાંથી મુક્ત રહેવું મોટા પુરુષોને માટે પણ બહુ આકરૂં છે. વિદ્યાર્થી આપણે માટે એ સ્તુતિવચન બોલે ત્યારે તે મીઠાં લાગે એ સ્વાભાવિક છે. પરંતુ કારણ વિના આપણા માટે સારો અને બીજાને માટે નઠારો અભિપ્રાય આપનાર માણસ વિશ્વાસ લાયક જ હોતો નથી એમ એક વાર સમજી લીધું કે પછી તો આવા માખણિયાથી પણ આપણે છેતરાશું નહિ; અને આવી રીતે ન છેતરાવું એ જ માખણિયા વિદ્યાર્થીને પાકવા ન દેવાનો સુંદર માર્ગ છે.

જે સંસ્થાની આખી હવામાં સ્વાતંત્ર્ય છે, જે સંસ્થામાં માણસોની જીભ ઉપર નકામાં તાળાં મારવામાં આવતાં નથી, જ્યાં માણસોનો અરસપરસનો વ્યવહાર વિશ્વાસ અને સ્નેહ પર બંધાયેલો હોય છે, જ્યાં તંત્ર ચલાવવા માટે ભેદનીતિનો આશ્રય લેવામાં આવતો નથી, તે સંસ્થામાં માખણિયો જીવી

શકતો નથી. પછી તે સંસ્થા રાજ્ય હોય, દેવમંદિર હોય, પેઢી હોય, ખાતું હોય, ઘર હોય, શાળા હોય કે છાત્રાલય હોય.

માખણિયો પોતે માખણિયો જ મટી જાય એ માટે શું કરી શકાય તે વળી કોઈ વાર જોઇ લેશું.

નાનાભાઈ.

## મારી ડાયરીમાંથી

તા. ૧૭-૧૨-૧૯

" ચિ. અંશુ અને ચિ. શાંતુ રમતા હતા. બન્નેના હાથમાં ત્રાકો હતી. નાની નાની ગમ્મતોમાંથી સહેજ તોફાને ચડી ગયા અને ચિ. શાંતુની ત્રાક ચિ. અંશુના પેટમાં લાગી. જરા ચિંતા કરાવે તેવી રીતે લાગી, જો કે તેમાં બન્ને જણ હતા તો નિર્દોષ જ. બન્ને ગભરાયા અને મારી પાસે આવ્યા. પહેલાં તો મેં તેમને બન્નેને ઉધડા જ લીધા. " કેમ રમાય તેનું પણ ભાન આવડા મોટા થયા તો પણ નથી?" તેમ કહીને બન્નેને વઢ્યો. પછી જખમ ઉપર દવા મૂકી અને મોટો પાટો બાંધ્યો. મને બરાબર યાદ છે કે આબાદ અને કુશળ ડાકટરની માફક મેં તેની સારવાર કરી.

" પરમેશ્વરને કરવું છે તે બરાબર આજે સાંજે જ-ઉપરનો બનાવ બન્યા પછી બરાબર દોઢ કલાકે મારા ચિ. બકુનું માથું ફૂટ્યું. અમારા છાત્રાલયના ચોગાનમાં બાંધેલા મોટા હીંચકા ઉપર બે ત્રણ વિદ્યાર્થીઓ સાથે તે હીંચકતો હતો. ગમ્મતમાં ભાન ન રહ્યું. હીંચકો વછૂટ્યો અને તેના માથામાં જખમ થયો. સદ્‌ભાગ્યે હું થોડેક જ દૂર ઉભો હતો. દોડીને તેની પાસે ગયો, તેને તેડી લીધો અને લોહીથી તરબોળ બનતા જતા પેરણ સાથે ઘેર પહોંચ્યો. એક બે મોટા વિદ્યાર્થીઓને દવા તથા પાટો લઈ મારી પાછળ આવવાનું કહેતો ગયો. ઘેર પહોંચતાં જ તેની બાને ખબર કર્યા. આંખમાં ઝળઝળીયાં સહીત તે રૂ બાળવા દોડી અને સાથે જ બોલવા લાગી: " આવડો મોટો થયો છતાં હજી પણ શરીરનું ભાન રાખતો નથી? જોતો નથી આ લોહી કેટલું બાગ્યું જાય છે તે?" હું આ સહન ન કરી શક્યો. દવા આવે છે માટે રૂ નહિ બાળવાની મેં મારી સ્ત્રીને વાત કહી અને ઓશરીમાં જરા ખીજાઇ જઇને કહ્યું કે " આ પડ્યા ઉપર પાટું શા માટે મારે છે?" વિદ્યાર્થીઓ દવા લઇને આવી પહોંચ્યા. દરમ્યાન મારા પુત્રનું લોહી જોઇને મારાં હૃદયે પોતાના ઉપરનો કાબુ ખોવા માંડ્યો હતો. મારા જ્ઞાનતંતુઓ

પણ ખૂબ ઉશ્કેરાઇ ગયા હતા. મારાથી આ લોહી ન જોવાયું. વિદ્યાર્થીઓને જ તે જખમ સાફ કરી ઉપર પાટાપીંડ કરવાની સૂચના આપી હું છેટો ખસી ગયો. મારામાં રહેલો સારવાર કરનાર કુશળ ડાક્ટર આ વખતે કોણ જાણે ક્યાંયે નાસી ગયો !

" ચિ. અંબુનાં પેટમાં ત્રાક લાગી તે કિસ્સો મારા પુત્રના કિસ્સા કરતાં વધારે જોખમવાળો ન હતો ? છતાં મેં પોતે જ તેને પગ્ના ઉપર પાટુ મારી હતી. જે બાબતમાં મેં મારી સ્ત્રીનો 'વાંક જોયો તેવા વાંક તો હું હમેશાં કર્યાં જ કરૂં છું ! અને મારા વિદ્યાર્થીઓનો માબાપ થવાનો ફાંકો ધરાવનાર હું તેમનો ખરો માબાપ થઇ શકું છું ખરો ? ચિ. અંબુને પાટાપીંડ કરતી વખતે મારા પેટનું પાણી પણ નહોતું હલ્યું, હૃદયમાં એક નાનો શો પણ ખળભળાટ નહોતો થયો એ વાત પ્રામાણિકપણે મારે કબુલ કરવી જ જોઇએ. અને છતાં મન કેવું જશ માગતું હતું ? ' આવા પ્રસંગોએ ગભરાઇએ તો આપણે માણસ નહિ. આવા વખતે તો આપણા પોતાના ઉપર પણ એક કુશળ ડાક્ટર જેટલી કુનેહ અને ધીરજથી કામ કરવું જોઇએ ! ' વાહ રે દોરંગ મન ! તારી કુશળતા અને તારી ધીરજ તારા પુત્ર વખતે ક્યાં ગયાં ? અને તારા કેળવણીના બધા સિદ્ધાંતો તારા વિદ્યાર્થીને દાઝ્યા ઉપર કામ દેતી વખતે ક્યાં ઊંઘી ગયા હતા ?

" એક મિત્રે ઠીક જ કહ્યું હતું કે ' પરાયાથી માબાપ થવાય નહિ; અને માબાપ સાચો શિક્ષક હોઇ શકે નહિ. ' માટે જ કદાચ પારકાનાં છોકરાંને સંભાળનાર આપણે ગૃહપતિઓ અને શિક્ષકો પોતાનાં છોકરાંઓને પારકાને સોંપતા હોઇશું ! પ્રભુ જાણે ! "

*

તા. ૨૧-૧૨-૧૯

" ચાલુ સત્રની શરૂઆતથી જ છાત્રાલયમાં ખસનો વા ખૂબ વાયો છે. અને બીક હતી કે આ રોગનો ચેપ ખૂબ ફેલાશે; અને બન્યું પણ તેમ જ.

" ચિ. રતિલાલને તો પીલુડી પાકી ! શરીરનો એક ભાગ પણ ખસના ફોડલા વિનાનો નહિ. અને ફોડલા પણ કેવડા મોટા ? એ બિચારો આ સત્રથી નવો જ આવેલો. તેની ઉમર પણ અગિયાર વર્ષની; શરીરે નબળા બાંધાનો અને મનનો પોચો. તેના ફોડલા ફોડવા, તેને સાફ કરવા અને ઉપર દવા લગાવવી તેમાં પાકા બે કલાક જાય. અને આ લોહી પરુનું કામ પણ

બહુ ભારે વિકટ. સેવા કરનારને કસોટી ઉપર ચડાવે તેવું. તેમાંયે ચિ. રતિલાલ જેવા વિદ્યાર્થી મળે એટલે તો પૂરી આકરી કસોટી.

"મારા મનમાં મને સેવાનો પણ ભારે ફાંકો. ચાર પાંચ દિવસ તો બરાબર ચલાવ્યું. ચિ. રતિલાલથી એમ પણ બોલી જવાયું કે "મારા બાપુ પણ આવું તો ન કરત!" પણ પછી કોણ જાણે શું થયું, બીજા મોટા વિદ્યાર્થીઓને સેવાના પાઠ શીખવવાના મનોરથો મારા મનમાં ઉભા થયા! દવાખાનાનું કામ કરતા એક બે મોટા વિદ્યાર્થીઓને મેં બોલાવ્યા અને સેવાની આવી સુંદર તક મળે તે જવા ન દેવી જોઇએ તે વિષય ઉપર ગંભીરતાથી સમજણ આપી, ને બીજા દિવસથી તેમને તે કામ સોંપ્યું. થોડા દિવસ મને પોતાને જ આવી સેવા કરતો જોયો હતો તેથી તેમને તો પાનો ચઢયો; અને તેઓ બરાબર કામે લાગશે તેની મને પણ ખાત્રી હતી. સાથે જ ચિ. રતિલાલને પણ કહ્યું કે "તમે પણ જરા સ્વાશ્રયી બનો. આ બન્ને ભાઇઓ તમારી સેવા કરે છે તો તમે પણ અનુકૂળ હોય તેવી જગ્યાએ ધીમે ધીમે તમારા પોતાના જ હાથે દવા લગાવતા રહો."

"રાત્રે પથારીમાં પડયો પડયો હું વિચારે ચડી ગયો. મારા વિચારમાં ચિ. રતિલાલની ખસનો ત્રાસ મુખ્ય હતો. આજથી બરાબર બે માસ પહેલાં મારી પુત્રીને શરીરે લોહીના બિગાડને કારણે પાંચ પચીશ ગુમડાં થઇ આવેલાં. મારા ઘરમાં તેની સારવાર કરનાર ઘણાં હતાં: હું, મારી સ્ત્રી, મારા પિતા, મારો નાનો ભાઇ વગેરે. પણ ચિ. કાંતાની સારવાર તો હું જ કરતો. તેનાં ગુમડાંમાંથી પામ કાઢી નાંખવું, તેને સાફ કરવાં, તેના ઉપર દવા લગાવવી અને જરૂર હોય ત્યાં પાટા બાંધવા, એ બધું જ હું જાતે કરતો. તેમાં મારા હમેશાં બેથી અઢી કલાક જતા. આ કામ મેં ન કોઇને સોંપેલું કે ન એક દિવસ પણ બેદરકાર રહેલો. મારી સ્ત્રીની એટલે મારી પુત્રીની ખુદ માતાની સારવાર ઉપર પણ મેં પૂરો વિશ્વાસ નહિ રાખેલો. પૂરા એક માસની આવી કાળજી પછી તેનાં ગુમડાં મટેલાં.

"હું બરાબર જાણું છું કે તે પ્રસંગે મેં નથી કોઇને સેવાનો ઉપદેશ આપ્યો કે નથી કોઇને સેવાની તક આપવાની ઉદારતા બતાવી! તેમજ ચિ. રતિલાલની જ ઉંમરની મારી પુત્રી કાંતાને સ્વાશ્રયનો ઉપદેશ આપ્યો હોય તે પણ મને યાદ નથી!

"સેવા અને સ્વાશ્રયના આપણા અર્થો કેવા હશે? ઇશ્વરને ખબર!"

દરબાઇ.

# આપણું અંગત જીવન

આપણે ઘરમાં, શાળામાં કે છાત્રાલયમાં જુવાન છોકરા છોકરીઓની કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે મોટે ભાગે તેમને શું શીખવશું, કેવી રીતે શીખવશું, કેવી યોજના કરશું, કેવી પ્રવૃત્તિઓ ગોઠવશું વગેરેનો વિચાર કરીએ છીએ. અને છોકરા છોકરીની દૃષ્ટિથી આ બરાબર છે. પણ એક વાત આપણે ભૂલવી ન જોઇએ. આપણે બાહ્ય દૃષ્ટિથી કેળવણીની ગમે તેવી યોજના કરીએ પરંતુ ઘરમાં માબાપનું, શાળામાં શિક્ષકનું અને છાત્રાલયમાં ગૃહપતિનું ખુદ જીવન આ જુવાનોને મોટામાં મોટી કેળવણી આપે છે. જીવનના કેટલાંક મહા પ્રશ્નો પર માબાપના, શિક્ષકના કે ગૃહપતિના જીવનની જેટલી છાપ પડે છે તેટલી ભાગ્યે જ બીજા કશાની પડતી હોય. આપણા પોતાના અંગત જીવનનો આ પ્રશ્ન આપણે વિચારી લેવો જોઇએ.

જુવાનીનો આવો એક મોટો પ્રશ્ન તે લગ્નજીવન. આપણે હાલમાં જેને જનનીય પ્રશ્ન, જાતીય પ્રશ્ન કરીને લખીએ છીએ તે આ મહા પ્રશ્નનો એક કટકો માત્ર છે.

જુવાનીના આ કાળને માનસશાસ્ત્રીઓ જીવનનો વસંતકાળ કહે છે. જુવાન છોકરા છોકરીઓ ચૌદ પંદર વર્ષે નવા મનોભાવો અનુભવે છે; તેમનું શરીર સૌંદર્ય ધારણ કરે છે; હૃદયમાં નવો વેગ પ્રગટે છે; જગતને જોવાની નવી દૃષ્ટિ આવે છે; આખુયે શરીર પણ કોઇ નવા જીવનને માટે તૈયારી કરતું હોય તેવો સંક્રાંતિકાળ ભોગવે છે અને મહાન પરમેશ્વરના કોઇ અકળ નિયમને અનુસરીને બંને એક બીજા તરફ અજબ રીતે આકર્ષાય છે. પરસ્પરનું આ આકર્ષણ જુવાનીનો એક મહા પ્રશ્ન. આ આકર્ષણનો વેગ છોકરા છોકરીને તાણી ન જાય પણ એ બંને એ વેગ પર સ્વાર થઇ પોતાનો ધાર્યો માર્ગ કાપે જાય એ કેળવણીનો મોટો પ્રશ્ન.

આ આકર્ષણનો વેગ જ્યારે પહેલ વહેલો શરૂ થાય છે ત્યારે છોકરો છોકરી તેને સમજતાં નથી. એની શરૂઆત ભલે શરીરના વેગથી દેખાતી હોય, પણ એનાં આ આકર્ષણનાં મૂળ તો તેથી ઘણાં ઉંડાં હોય છે એમાં શક નથી. આજે આપણાં ઘરોમાં તેમજ છાત્રાલયોમાં જે શિષ્ટાચાર ચાલે છે તે શિષ્ટાચારમાં આવા આકર્ષણ વિષે શબ્દ સરખો ઉચ્ચારવો એ પાપ ગણાય છે; એટલે આવું આકર્ષણ વ્યક્ત થવાને માટે બીજા હલકા માર્ગો શોધે છે. આપણે માબાપોએ તથા શિક્ષકો અને ગૃહપતિઓએ જુવાનીના આ

પ્રશ્નનું મહત્ત્વ સમજી લઈ જુવાન છોકરા છોકરીઓના માર્ગમાં પ્રકાશ પાડવાનો અધિકાર મેળવી લેવો જોઈએ.

પણ આજે તો આપણે આપણા જીવનમાંથી નીકળતી કેળવણીનો વિચાર કરીએ છીએ એટલે આપણા પોતાના જીવનમાંથી જુવાનોને આ પ્રશ્નના ઉકેલ માટે શું મળવું જોઈએ તે જ વિચારીએ.

આપણે માબાપો, ગૃહપતિઓ અને શિક્ષકો આ જુવાનો પાસે ઉભા છીએ. આપણે આપણા જીવનને ઢાંકવાના ગમે તેટલા પ્રયત્નો કરીએ તો પણ એ જીવન વિદ્યાર્થીઓ પાસે ખુલ્લું જ પડ્યું છે એમ સમજવું. આપણા પરિણીત જીવનનાં સુખદુઃખ, એ જીવનના લ્હાવા અને એ જીવનના કડવા ઘુંટડા, એ જીવનનાં સંયમ અને વિલાસ, એ જીવનની સંસ્કારિતા અને પામરતા, બધાં વિદ્યાર્થીની પાસે જ પડેલાં છે અને વિદ્યાર્થીના વાતાવરણને ઘડે છે. વિદ્યાર્થીની આસપાસ પડેલાં માબાપનાં, ગૃહપતિનાં અને શિક્ષકોનાં જીવન જેટલાં ઉચ્ચ, ઉદાત્ત અને સંસ્કારી હોય તેટલું તેમનું વાતાવરણ વધારે ઉચ્ચ અને સંસ્કારી રહે એ આપણે સમજી શકીએ. માબાપ કે ગૃહપતિના જીવનમાં કડવાશ અને પામરતા હશે તો આ બાબતમાં વિદ્યાર્થીઓના વિચારો કદાચ વિકૃત પણ થઈ જાય. માબાપ કે ગૃહપતિનું ગૃહજીવન સંયમી અને સંસ્કારી હોય તો વાતાવરણમાં એ સંયમ અને સંસ્કારિતા આવવાનો મોટો સંભવ છે.

એટલે આપણે માબાપો અને ગૃહપતિઓ બીજા કશાની ખાતર નહિ તો આપણાં જુવાન છોકરાંઓ ખાતર પણ સંયમી અને સંસ્કારી જીવન ગાળીએ. આપણા ખાનગી જીવનની પામરતામાંથી ઉગરી જઈએ અને આપણને સોંપાએલાં જુવાનો જે મહા પ્રશ્નનો ઉકેલ શોધી રહ્યાં છે તે પ્રશ્નનો ઉકેલ આપણા શબ્દોથી નહિ, આપણાં ભાષણોથી નહિ, આપણી તર્કશક્તિથી નહિ, પણ ખુદ આપણાં જીવનથી આપીએ. આપણે માબાપો અને ગૃહપતિઓ આપણી જાત ખાતર કહો કે આપણી પ્રજા ખાતર કહો, જો આટલું કરવા તૈયાર ન થઈએ તો આપણને માબાપ થવાનો હક્ક છે કે કેમ તેનો વિચાર પણ આપણે જ કરવાનો રહે છે.

**નાનાભાઈ.**

## ઘરમાં

જેમ જાતીય વિકૃતિનાં મૂળ બાળકનામાં શેરીમાંથી નખાય છે તેવી જ રીતે આપણી કેટલીક બેદરકારીને પરિણામે ઘરમાંથી પણ નખાય છે.

એવાં ઘરો તો ઘણાં કે જેમાં એકથી વધારે બાળકો હોય જ. નહિતર પણ પાડોશી પાડોશીનાં બે ચાર બાળકો કોઈ એકાદ ઘરમાં રમવા ભેગાં થતાં હોય છે. ઠીક જ બાળપણમાં બાળકોની આ રમતો પણ જાતીય વિકૃતિની રમતો બની જતી દેખાઈ છે. કોઈ શારીરિક કારણે કે કોઈ મોટેરાંઓના અનુકરણના પરિણામે અથવા તો કોઈ સાવ જ નિર્દોષ કુતૂહલતાને લીધે બાળકો એવા પ્રકારની રમતો તરફ પ્રેરાઈ જાય છે કે જે તેમને આગળ જતાં નુકશાનકારક નીવડે.

નાનાં બાળકો ઘરના કોઈ આઘેના ખૂણામાં ગાદલાં ગોદડાં માટે ગોઠવેલા ડામચીયાનો આશરો લે છે. આ ડામચીયા ઉપર મોટે ભાગે એકાદ મોટી ચાદર–કે જમીન સાથે ઘસડાતી ચાદર–ઢાંકી દેવામાં આવી હોય છે. આ ચાદરની પાછળ બાળકો–પછી તે છોકરા છોકરા પણ હોય અને છોકરા છોકરીઓ મિશ્ર પણ હોય–ઘુસે છે અને તેમની ઘોલકી ઘોલકીની રમત શરૂ કરે છે. આ રમત દરમ્યાન જ ઉપર જણાવેલા કોઈ એકાદ કારણને લીધે બાળકોમાં અંદર અંદર જનનેન્દ્રિયના સ્પર્શનો વિધિ દાખલ થાય છે. આટલા નાના બચપણમાં તેની ભારે ખરાબ અસર તુરત જ થાય તેમ ન કહી શકાય. પરંતુ અહીંથી જાતીય બદીનાં મૂળ નખાય છે તેમાં તો શંકા જ નથી. માબાપ કે કોઈ મોટેરાં બાળકોની આ રમત જુએ છે ત્યારે કાં તો હસીને આંખ આડા કાન કરતાં ચાલ્યાં જાય છે અને કાં તો ઠપકો આપી હોંકટાપલી કરી તેમને વિખેરી નાખે છે. જાણે કે તેમ કરવાથી બાળકમાં તે સંબંધેનું સાચું વલણ ઉગી ગયું !

પછી જરાક મોટી ઉમરે થતાં આ જ બાળકો ડામચીયો છોડી ઘરના કોઈ રજોટીયાના ભાગનો કે કોઈ કાતરીયા જેવી જગ્યાનો આધાર લે છે. અહીં તેઓ મોટેરાંથી વધારે સહીસલામત પોતાની જાતને લેખે છે, અને ખરેખર હોય છે પણ તેમજ. ઘણેઃ ફેંકી દેવા જેવો જૂનો અને સડેલો માલ રાખવા માટે અથવા તો છાણાં લાકડાં ભરવા માટે અને બહુ બહુ તો અથાણાંના આટલા સાચવવા માટે આવા રજોટીયાઓનો તેમજ કાતરીયાઓનો ઉપયોગ થતો હોય છે. ઘરના કોઈ પુરુષ મોટેરાને તો અહીં આવવા પણ હોતું જ નથી; કોઈ કોઈ વખત વૃદ્ધ દાદીમા કે વિધવા કાકી ત્યાં આવી ચડે ખરાં ! આ રજોટીયામાં કે કાતરીયામાં પછી આ મોટી ઉમરનાં બાળકો અજાણપણે જાતીય બદીઓમાં ફસાતાં જાય છે. ઉપર કહેલ કોઈ વૃદ્ધ દાદીમા કે વિધવા કાકી આ રમતો દેખી જાય છે તો " મારાં રોયાં ",

"મારાં પીટયાં" કહી હાંકી કાઢે છે અને "જુઓને, કેવો કળજુગ આવ્યો છે!" એમ બોલી પાછાં નિરાંતે પોતાના કામધંધે લાગે છે.

કોઇને ખબર ન પડે તેવી રીતે જાતીય બદીઓને સેવવામાં નિષ્ણાત બની ગયેલાં આ મોટી ઉંમરનાં છોકરાંઓ પછી જાતીય વિકૃતિના પોષણ માટે કોઇ મોટા ઘરની અગાશી અથવા તો તેઓને માટે અલગ રાખેલા અભ્યાસખંડનો આશરો શોધવા મથે છે. અહીં છોકરા છોકરા, છોકરા છોકરીઓ તેમજ છોકરીઓ છોકરીઓ તરુણ અવસ્થાને નીચોવી નાખનાર જાતીય બદીઓનું સેવન કર્યા જ કરે છે અને મોટેરાંઓને તેનું કશું ભાન હોતું નથી. તેઓ તો માને છે કે હવે મોટાં થયેલાં છોકરાંઓ પોતપોતાના કામમાં જ લાગ્યાં રહેલાં હશે.

અલબત આપણે આવા સંયોગોમાં મોટેરાંઓનો બહુ દોષ કદાચ ન કાઢીએ કારણ કે ઘણી વખત તો તેમને આવી બાબતોની કશી જ ગંધ પણ આવેલી હોતી નથી. પરંતુ બાળક છેક જ નાનું હોય ત્યારથી જાતીય વિકૃતિ તરફ-કે જે વિકૃતિનો પંથ બાળકે અજ્ઞાનતાને લીધે સ્વીકાર્યો હોય છે-તે તરફ ઘસડાતું જાય ત્યારે મોટેરાંઓ કાં તો તેને અવગણે છે અને કાં તો ખોટા ઉપાયો દ્વારા તેને અટકાવવા પ્રયત્નો કરે છે. આથી આવાં ઉપેક્ષિત બાળકો વખત જતાં ઢોંગી પણ બને છે અને પોતાની બદીઓને છૂપાવવામાં હુશિયાર થઈ રહે છે.

આજનાં આપણાં છાત્રાલયોમાં જાતીય બદીનો મહાન પ્રશ્ન તે આવા વિદ્યાર્થીઓનો બનેલો હોય છે. આવા વિદ્યાર્થીઓ પોતાના ઘર માંહેની અગાશી કે અભ્યાસખંડ અહીં છાત્રાલયમાં પણ શોધી કાઢે છે, અને ત્યાં અનિયંત્રિતપણે પોતાનું કૃત્ય ચલાવે છે તેમજ પ્રસારે છે.

આપણે ગૃહપતિઓ આ વાત ધ્યાનમાં રાખી લઇએ તો વિકૃત વિદ્યાર્થીઓનો આપણને વહેલો પત્તો મળી જાય અને તેમના ઉપર કરવાનું કામ આપણે જલદીથી હાથ ધરી શકીએ. હરભાઈ.

## મા દીકરો

મા: "કેમ ભાઈ, તને નવી બોર્ડિંગમાં ન ગમ્યું?"

દીકરો: "અરે બા, ત્યાં તે શી રીતે ગમે? તું જાને તો તને પણ ન ગમે!"

માઃ "એમ? કહે છે ને કે એ બોર્ડિંગ તો બહુ જ સારી છે ને ત્યાં તો છોકરાઓની પડાપડી થાય છે?"

દીકરોઃ "બધું પોલંપોલ બા! એક વખત આબરૂ જામી ગઇ તે હવે કોણ પૂછે છે?"

માઃ "પણ તને ત્યાં શું મુશ્કેલી પડી એ તો કહે."

દીકરોઃ "હા, હા, પરાણે ન ઊંઘો તો દંડ થાય અને સવારે ગુલાબી નીંદર આવતી હોય તોયે પાંચ વાગે પથારીમાંથી ઉઠી જવાનું જ."

માઃ "પણ તમે એમ કહો કે અમને ઊંઘ આવે છે માટે ઘડીક ઊંઘવા દો તો?"

દીકરોઃ "હા, તે ત્યાં તું હોઇશ! ત્યાં તો ન ઉઠો તો કસરતમાં ગેરહાજરી પૂરાય અને જમતી વખતે દૂધનો દંડ થાય!"

માઃ "હાય હાય, ઇ તો બહુ ભુંડું!"

દીકરોઃ "એટલેથી કંઇ નથી; પણ, અમારે ઘડીક રમવાનું મન થયું હોય તો રમવા પણ ન જવાય."

માઃ "તે ઇ તો બરાબર છે. અવારમાં તો લેસન કરવાનાં હોય ને?"

દીકરોઃ "ના, એમ નહિ. લેસન પૂરાં કર્યાં હોય તો પણ ન જવા દે."

માઃ "પણ એમ કરવાનું એમને કારણ શું?"

દીકરોઃ "કારણ? ત્યાં તો ઘણા બધા છોકરા રહ્યાને? બધા માટે નિયમો કર્યા હોય તે બધાયે પાળવા જ જોઇએ. ખાવું એક સાથે, સુવું એક સાથે, રમવું એક સાથે અને વાંચવું પણ એક સાથે. બધુંય બધાની સાથે જ અને સૌ સૌના વખતે જ કરાય. તેમાં ફેર પડ્યો કે દંડ થયો જ છે!"

માઃ "ઓય, બાપ! આ તો બહુ ખરાબ!"

દીકરોઃ "આ બધુંય મેં તો સહન કર્યું. પણ એક વાત મારાથી ન થઇ શકી અને એટલા જ માટે મારે ઇ બોર્ડિંગ છોડવી પડી."

માઃ "શું વળી?"

દીકરોઃ "માશીને ઘેર જવાનું મન થાય કે બેનને મળવા જવાનું મન થાય તો ત્યાં કોઇ જવા જ ન દે."

માઃ "તે એમાં તેમને શો વાંધો?"

દીકરોઃ "એમનો વાંધો તો હજી પણ મને સમજાયો નથી. એ લોકો કહે છે કે એમ સગાંઓને ઘેર જવાથી વિદ્યાર્થીઓમાં મલિનતા આવે છે. બોર્ડિંગના પવિત્ર વાતાવરણમાં રહેવું એ જ દરેક વિદ્યાર્થીનો ધર્મ છે. એ

પવિત્ર વાતાવરણની અસર મોશાને ત્યાં કે બેનને ત્યાં જવાથી ભૂંસાઇ જાય છે."

માઃ " ઓહોહોહો...! એમનું 'પવિત્ર વાતાવરણ' નહિ ભાંગ્યું હોય! બેન મોશીને ઘેર છોકરાઓને ન જવા દે તો તો મને લાગે છે કે કાલે સવારે પોતાનાં માબાપ પાસે પણ જવા દેવાની બંધી કરશે!"

દીકરોઃ " તે બા, તારી વાત સાચી જ છે. હું ત્યાં હતો તે દરમ્યાન અમારી બોર્ડીંગની કમીટી મળી હતી. તેમાં એવી વાત પણ આવી હતી કે વિદ્યાર્થીઓને સાચી જ કેળવણી આપવી હોય તો તેમને તો અભ્યાસ પૂરો થાય ત્યાં સુધી આવાં ગુરુકુલોમાં જ રાખવા જોઇએ. વરસમાં બે વખત ઘેર જવાથી બોર્ડીંગોએ કરેલા કામ ઉપર પાણી ફરી વળે છે, અને ગૃહપતિઓને પછી નવેસરથી એકડે એક શરૂ કરવું પડે છે. માટે ઓછામાં ઓછાં પાંચ વરસની બંધણી તો કરવી જ કરવી."

માઃ "બસ, ભાઇ બસ. મારે એ તારી કમીટીની વાતો નથી સાંભળવી. બળી એ બોર્ડીંગ અને મુઆ એના ચલાવનારા! માબાપથી પણ વિજોગ કરાવે એવી બોર્ડીંગમાં તે શે રે'વાય? સારૂં થયું કે તું ઘેર જ આવતો રહ્યો!"

હરભાઇ.

## ખારીલો ગૃહપતિ

મારા એક નજીકના મિત્રનો પુત્ર મોટા શહેરના એક છાત્રાલયમાં રહી કોલેજનો અભ્યાસ કરે છે. તેના એક પત્રમાં છાત્રાલયજીવનની ચર્ચા કરતાં તે લખે છેઃ—

"... . અને અમારા ગૃહપતિની તમને કેટલી વાત કરૂં? તમે તો 'છાત્રાલય' માસિક ચલાવીને એમ ધારતા હશો કે હવે તો બધા ગૃહપતિઓ એકદમ સ્વર્ગના દેવ બની ગયા હશે, અથવા તો બની જતા હશે! મને તો એ દિવસને બહુ વાર લાગે છે. અમારા ગૃહપતિ આ જગ્યા ઉપર છેલ્લા દેઢેક વર્ષથી છે. તમારા 'છાત્રાલય'નો બહુ જ બારીકીથી અભ્યાસ કરવાનો દાવો કરે છે અને કોઇ કોઇ વખત ભારે મોટાં પ્રવચનો (!) કરતા હોય ત્યારે તમારા 'છાત્રાલય'નાં તેમજ તમારી સંસ્થાનાં વખાણ પણ કરી નાખે છે. પણ ભાઇશા'બ, તેમની શી વાત કરૂં? તેમનામાં તો નર્યાં વેરઝેર જ ભર્યાં છે! ભારે ખારીલા! બે માસ પહેલાં એક નજીવી બાબતમાં મારાથી તેમને દુભાવાઇ ગયા. પાછળથી મેં તે બાબત તેમની ચાર પાંચ વાર માફી માગી લીધેલી પણ તેઓ સાહેબ કંઇ ભૂલે? મારા ઉપર ખૂબ

ખાર રાખે છે. છાત્રાલયનાં નાનાં નાનાં કામ કરાવવામાં, ખાવામાં, ઉત્સવોમાં, બોલવામાં કે વાતચીતોમાં, સેક્રેટરી સાહેબ પાસે તેમજ મારા પિતા ઉપરના તેમના પત્રોમાં બધે જ તેમનો મારા ઉપરનો ખાર પ્રગટ થતો હું સ્પષ્ટ જોઇ શકું છું. મારે તો આ છેલ્લું વર્ષ છે, પણ હરભાઈ, તમને એમ નથી લાગતું કે આવા ખારીલા માણસો પછી તે ગમે તેટલું ભણેલા હોય તો પણ છાત્રાલયો ચલાવવા માટે તો સાવ નાલાયક જ લેખાવા જોઇએ ? આ વાંચીને તમે મારા ઉપર ખીજાવાના છો. પણ વેકેશનમાં ત્યાં આવીશ ત્યારે રૂબરૂ બીજી અનેક વાતો કરીશ એટલે મારી ખાત્રી છે કે તમારી બધી ખીજ મારા ઉપરથી ઉતરી મારા ગૃહપતિ ઉપર ચાલી જવાની છે !"

આ પત્ર વાંચ્યા પછી મને અનેક વિચારો આવી ગયા. વિદ્યાર્થીઓમાં આપણે ચારિત્ર્યની નબળાઇના જે દોષો જોઇએ છીએ તે બધા જ નાના મોટા સ્વરૂપમાં આપણામાં પણ ભરેલા હોય છે. ભિખારી માણસ જેમ તેની પાસે માગનારને, પોતાની ગમે તેટલી ઇચ્છા હોય છતાં પણ કશું જ આપી શકતો નથી, તે જ પ્રમાણે ચારિત્ર્યના દારિદ્ર્યવાળા આપણે આપણા વિદ્યાર્થીઓને આપણી શુભેચ્છાઓ છતાં કશું જ આપી શકતા નથી હોતા. કેળવણીનો ધંધો એ એક પ્રકારની સાધનાનો ધંધો છે તેમ આપણને જે દિવસે લાગી જશે, અને તે જ બુદ્ધિથી આપણે તેમાં ટકી રહીશું તો જ જતે દિવસે આપણે આપણી જાતને તેમજ આપણા પવિત્ર ધંધાને વફાદાર રહી શકશું.

પણ આવા આવા તો અનેક વિચારો આવી આવીને પસાર થઇ ગયા. તે બધા કંઇ અહીં ન નોંધાય. પરંતુ ગૃહપતિ તરીકેની જે વિચારણા મારા મનમાંથી પસાર થઇ ગઈ તે અહીં નોંધું.

આપણે ગૃહપતિઓ ખરેખર ખારીલા હોઇએ છીએ ? હા, હા. આપણામાં ઘણા વિદ્યાર્થીઓ તરફ જેમ પક્ષપાત બંધાઈ જાય છે તેમજ ઘણા તરફ પૂર્વગ્રહ પણ બંધાઈ જાય છે. આ પૂર્વગ્રહમાંથી તેમના તરફનો આપણો ખાર જન્મે છે તેમજ વધે છે. આપણી નજરે સારા દેખાતા કોઇ વિદ્યાર્થી તરફ આપણો પક્ષપાત બંધાઇ જાય છે ત્યારે આપણે તેથી મલકાઇએ છીએ અને પક્ષપાત સ્વાભાવિક છે તેમ કહી તેનો બચાવ કરીએ છીએ. આ પક્ષપાત તે પ્રેમનું જ એક સ્વરૂપ હોવા છતાં હમેશાં નિર્મળ સ્વરૂપ નથી હોતું. પ્રેમની એક બાજુ પ્રેમને કલુષિત કરનાર આ પક્ષપાત રહે છે તેમજ તેની બીજી બાજુ તેને તેટલો જ કલુષિત કરનાર પૂર્વગ્રહ વસે છે. આ બન્ને પરિ-

સ્થિતિથી બચી જઈ જે ગૃહપતિ શુદ્ધ પ્રેમની પિછાન તથા ઉપાસના કરી શકે છે તે જ ગૃહપતિ પોતાના કાર્યમાં સરળતા મેળવી શકે છે. આપણામાં જો કોઇ વિદ્યાર્થી તરફ ખાર આવી જતો હોય તો આપણે બીજા કોઇ વિદ્યાર્થી તરફ પ્રેમ લાવતાં પણ અચકાવું અને વિચારવું ઘટે. જેમ ખારથી આપણે તેને નુકશાન કરવાના તેવી જ રીતે પ્રેમના સ્વરૂપમાં દેખાતા પક્ષપાતથી પણ આપણે બીજા વિદ્યાર્થીને નુકશાન જ કરવાના એ ચોક્કસ. પ્રેમ અને પક્ષપાત વચ્ચે જો આવો ભેદ આપણે સમજીએ તો આપણામાંથી કોઈ વખત ખાર નીકળી જવાનો અવકાશ ખરો.

બીજો પણ એક વિચાર આવી ગયો. આપણા જીવનમાં જે જે દૂષણો હોય છે તે બધાં દૂષણોને એક દિલોજાન દોસ્ત હોય છે. આ દોસ્ત તે 'ભય.' બધા જ માનસિક દોષોની સાથે એ તો હોય, હોય ને હોય જ ! આપણે જો ખારીલા હોઇએ તો આપણે તેટલા જ ભયભીત પણ હોવાના. આપણો ખાર આપણે કોઇ દિવસ ખુલ્લી રીતે બહાર નહિ પાડી શકવાના. રખેને આપણે વગોવાઈશું તે બીકથી આપણે બહારનો બધો જ ઢોંગ રાખવાના. વળી ઘણી વખત તો આપણો ખાર આપણને પેલા ખારના પાત્રથી પણ ડરાવે છે. રખેને તેને ખબર પડી જશે તો મને એક યા બીજી રીતે તે નુકશાન પહોંચાડશે તેવો ભય આપણને સદૈવ રહ્યા કરે છે; અને તેથી જેના ઉપર આપણને અંતરથી ખાર હોય છે તેના તરફ દેખીતી રીતે મમતા હોવાનો ઢોંગ કરવા આપણે પ્રેરાઇએ છીએ.

આ પરિસ્થિતિમાંથી બચવાનો પણ એક જ માર્ગ છે કે આપણને ઉશ્કેરનારા વિદ્યાર્થી સાથેના તમામ પ્રસંગોમાં આપણે જાતે બની શકે તેટલા તટસ્થ રહેવાનો પ્રયત્ન કરવો.

હરભાઈ.

**કાર્યાલય તરફથી:—**

જોડાએલી સંસ્થાઓનાં લવાજમનો સ્વીકાર:

૮ સ્વરાજઆશ્રમ બારડોલી

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ; પરદેશના બે શિલિંગ.**
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૨ જું
૧૯૨૮

અંક ૪ થો
જુલાઇ

: : તંત્રી : :

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

પોતે જેને નવ માસ પેટમાં સંઘર્યો છે તે છોકરાની મા થવું સહેલું છે. એવી મા તો હરકોઇ પશુ પણ થઇ શકે છે. ઇશ્વરના કોઈ અગમ્ય સંકેતથી આ મા છોકરાં સંકળાયેલાં છે. એને રાગ કહો, મોહ કહો કે ઇશ્વરી પ્રેમ કહો. જેને પોતે જન્મ આપ્યો નથી, જે પોતાના સમગ્ર જીવનના નિચોડ રૂપે અવતરેલ નથી તેની મા થવું કેટલું કઠણ છે તે કોઇ સાવકી માને પૂછો. છતાં સાવકી માને માથે નત હોય તો પોતાના ધણીની પ્રજાને તે પોતાની માનવાનો પ્રયત્ન કરે અને ઘરમાં શાંતિ જાળવે.

પણ આ બાર બાપની વેજાને પોતાની ગણવી એ તો સૌથી કઠણ ! બીજાનાં બાળકોને પોતાનાં ગણવાં હોય ત્યારે બુદ્ધિના કેટકેટલા નિશ્ચયો ફેરવવા પડે ! અને તેમાંયે મારૂં આ ખાબોચિયા જેવડું દિલ ! એવી મા થવાનું દરિયાવ દિલ મને કોણ આપે ?

ગૃહપતિ

# ગૃહપતિ વિદ્યાર્થીઓનો સંબંધ

છાત્રાલયની સ્થાપનાનો મૂળ ઉદ્દેશ ગમે તે હોય, પરંતુ જ્યાં છાત્રાલય હોય ત્યાં વિદ્યાર્થીઓનાં ચારિત્ર્યને ઘડવાનો વિચાર પહેલો થવો જોઇએ એ વિષે આપણામાં બે મત નથી. છાત્રાલયમાં ગૃહપતિનું અસ્તિત્વ જ ચારિત્ર્યના આ વિચાર ઉપર અવલંબીને રહે છે. આ ચારિત્ર્યનો વિચાર ન કરીએ એટલે તો ગૃહપતિની કશી જરૂર જ નથી રહેતી; છોકરાઓની એક જરા વ્યવસ્થિત વીશી ચલાવી એટલે કામ પત્યું.

આ ચારિત્ર્ય એ અંદરની વસ્તુ છે. એક માણસ પોતાના હાથની ચીજ બીજાને આપે એમ આ ચારિત્ર્ય ગૃહપતિ વિદ્યાર્થીઓને આપી શકે તેવી ચીજ તો નથી જ. ચારિત્ર્ય તો વિદ્યાર્થીના અંતરમાંથી ઉગે છે. આવું ચારિત્ર્ય અંદરથી ઉગે તે માટે ગૃહપતિએ વિદ્યાર્થીના અંતર સુધી પ્રવેશ મેળવવો એ સૌથી મોટી અગત્યની વસ્તુ છે. આપણે વિદ્યાર્થીઓ અને ગૃહપતિના પરસ્પરના સંબંધ વિષે જ્યારે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે પિતાપુત્રના સંબંધને આગળ ધરીએ; પણ આ તો કાગળ પરનો આલેખ થયો. આજે આપણાં છાત્રાલયોમાં મોટે ભાગે જે પ્રકારનો સંબંધ જોવામાં આવે છે તે પિતાપુત્રનો નથી; કાં તો વિદ્યાર્થીઓ મોટી ઉંમરના માણસ સાથે બાંધી શકે એવી દુશ્મનાવટનો છે યા તો અનાદર અને ઉપેક્ષાનો છે.

આ સંબધમાં ફેરફાર ન થાય ત્યાં સુધી ચારિત્ર્ય જેવી વસ્તુ છાત્રાલયોમાં શક્ય નથી. જ્યાં સુધી વિદ્યાર્થીઓ અને ગૃહપતિ એક બીજાને વિરોધી માન્યા કરે, જ્યાં સુધી વિદ્યાર્થીનું દરેક વર્તન ગૃહપતિને તોફાન જ લાગે અને ગૃહપતિનું દરેક પગલું વિદ્યાર્થીને જોહૂકમી લાગે ત્યાં સુધી છાત્રાલયમાં ચારિત્ર્ય બંધાવાની આશા ન રખાય.

આવી પરિસ્થિતિમાં આપણે ગૃહપતિએ શું કરવું ઘટે છે એ પ્રશ્ન છે. વિદ્યાર્થીઓ આપણને પોતાના દુશ્મન યા તો હાકેમ માને એમાં આપણો કેટલો દોષ છે તે આપણે વિચારી લીધું હોય તો ઘણો ખરો પ્રશ્ન ઉકલી જવાનો સંભવ છે.

આપણામાં એક દોષ મોટે ભાગે જોવામાં આવે છે. આપણે જુવાન વિદ્યાર્થીઓના ગૃહપતિ થઇને બેસીએ છીએ પણ એ જુવાનીને ઉકલતાં આપણે શીખ્યા નથી. માણસ ઘરડો થાય છે ત્યારે શરીર, મન, વિચારો,

ટેવો, આખું જીવન અક્કડ થઇ જાય છે અને જુવાનીની સ્થિતિસ્થાપકતા ગુમાવી બેસે છે. લોહી ઠંડું પડી જાય છે તેની સાથે જુવાનીનાં સ્વપ્નો, જુવાનીનો તડફડાટ, જુવાનીના આદર્શો, જુવાનીના રંગો બધાં નષ્ટ થાય છે અને આખો આત્મા કેમ જાણે જુવાની ગુમાવી તેની રીસમાં ને રીસમાં જુવાનનાં સાહસોને ધૃષ્ટતા કહે છે, આદર્શોને ગાંડપણ કહે છે અને ગમ્મતોને તોફાન ગણે છે.

આ પ્રકારનું ઘડપણ સાઠ વર્ષે જ આવે છે એમ ન માનવું. આજે આપણે ઘણા ખરા ગૃહપતિઓ આ રીતે જોઇએ તો ઘરડા જ છીએ.

આજે છાત્રાલયમાં ધબકતાં જુવાન હૈયાં કોઇ અને કોઇ પ્રસંગે આપણી પાસે આવે છે ત્યારે અનેક આશાઓ રાખીને આવે છે પણ એ આશાઓને ઝીલીને ઉંચી લેવાની તાકાત આપણામાં નથી દેખતાં એટલે પાછાં જાય છે. વિદ્યાર્થીઓ આપણાં મોટાં શરીરોમાં જુવાન હૈયાનો આદર કરવાની શક્તિયે ન જુએ ત્યારે શું કરે ? પછી તો આપણા ઘડપણ પર રીસાયેલાં હૈયાં એવાં સજ્જડ બંધ થઈ જાય છે કે ખમ્મા આવે તો પણ ન ખુલે. વિદ્યાર્થીઓ આપણી પાસેથી આ પ્રમાણે કેવળ નિરાશ થઇને ચાલ્યા જાય તે પહેલાં તેમને આપણે સમજી લેવા ઘટે.

પણ આવી સમજણ નરી બુદ્ધિથી નથી આવતી; આવી સમજણ કેવળ કેળવણીનાં પુસ્તકોમાંથી નથી આવતી. આવી સમજણ લાવવા માટે તો બુદ્ધિ અને શાસ્ત્રજ્ઞાનની સાથે વિશાળ હૃદયની જરૂર છે. જે હૈયું જુવાનો પર અવિશ્વાસની નજરથી જ જોવાને ટેવાઇ ગયું છે, જે હૈયું પોતાની ટૂંકી મર્યાદાની બહાર કશું સારું અનુભવી જ શકતું નથી, જે હૈયું પોતાની ખોટી માન્યતાઓને છોડતાં કંપે છે એવા હૈયાના ધણીનું આ કામ નથી. એવા હૈયાના આપણે ગૃહપતિઓ આજે ડિસિપ્લીનના કે ચારિત્ર્ય સુધારવાના બહાને વિદ્યાર્થીઓને આપણાથી વિમુખ કરી રહ્યા છીએ અને આપણને પોતાને નાલાયક ઠરાવી રહ્યા છીએ.

સાગર જેવા ઉદાર દિલથી જો આપણે જુવાનોને સમજી લેશું તો એ જુવાન હૈયાં આપણી પાસે બીડાઇ જવાને બદલે વધારે ખીલશે અને તેમના દિલમાં આપણને પ્રવેશ મળશે. વિદ્યાર્થીઓનાં દિલમાં આવો પ્રવેશ તેમના ચારિત્ર્યને ઘડવામાં મુખ્ય વસ્તુ છે.

નાનાભાઇ.

## અવલોકન

### ( ૨ )

આપણા દેશની ગરીબીને કારણે તેમજ પ્રજાનાં શરીરોની દિન પ્રતિદિન થતી જતી ખરાબ સ્થિતિને લીધે આજે આપણે ત્યાં જે વિદ્યાર્થિસમૂહ છે તે શરીરની દૃષ્ટિથી છેક જ મામુલી છે. આજના મોટા ભાગના વિદ્યાર્થીઓનાં શરીરો આપણને માયકાંગલા જેવાં જ દેખાય છે. જરા વધારે બારીકીથી તપાસ કરતાં તેમાંના ઘણા ટકા તો એક યા બીજા રોગથી પીડાતા પણ હોય છે. આવા વિદ્યાર્થીઓને શારીરિક વ્યાયામ આપી તેમજ સારો પૌષ્ટિક ખોરાક ખવરાવી તેમના શરીરને સુદૃઢ કરવા માટે આપણે જે પ્રયત્નો કરીએ છીએ તેની પાછળ પણ આપણી સૂક્ષ્મ અવલોકનની દૃષ્ટિ હોય તો તેમાં આપણે ઘણું વધારે સંગીન કામ કરી શકીએ.

વિદ્યાર્થીને શરીરની દૃષ્ટિએ આટઆટલી બાબતોમાં આપણે તપાસી શકીએ.

૧ તેને બરાબર નિદ્રા આવે છે કે નહિ ?

કેટલાક વિદ્યાર્થીઓનાં શરીરમાં સ્વાભાવિક શક્તિજ એટલી બધી ઓછી હોય છે કે દિવસના શરીરના તેમજ મનના થોડાક વધારે શ્રમથી પણ તે કંટાળે છે, અને પછી ખુદ શ્રમને જ છોડે છે. પરિણામે તેનું શરીર શ્રમ વિનાનું રહે છે અને મન આડે રસ્તે જાય છે. આ વસ્તુ વિદ્યાર્થીની ઊંઘને નસાડે છે.

૨ વિદ્યાર્થીને કેટલા શરીરશ્રમથી થાક લાગે છે ?

શરીર સુધારવાના પ્રયત્નોમાં આપણે તેની તાકાત ન માપીએ તો પણ તેને જરૂર નુકશાન થવાનું. માટે જ તેને શારીરિક શ્રમ સોંપતા પહેલાં તેની તાકાત માપવી જોઇએ.

૩ વિદ્યાર્થીને વાત વાતમાં શ્વાસ ચડે છે ? પરસેવો વળે છે ?

જાતીય વિકૃતિમાં સપડાયેલા વિદ્યાર્થીની શારીરિક સ્થિતિ ખૂબ જ મુલાયમ થઇ ગયેલી હોય છે. વાત વાતમાં થાક, થોડા શ્રમે પરસેવો, આંખ નિસ્તેજ અને હાથ પગ લબડી ગયેલા હોય તેવા વિદ્યાર્થીની શારીરિક સ્થિતિ જાતીય વિકૃતિને લીધે નાશ ગયેલી હોય છે તેમ આપણે જાણવું.

૪. વિદ્યાર્થીને સાવ ઉંધા કે સાવ ચત્તા સૂવાની ટેવ છે ? સૂતી વખતે તેનું મ્હોં ઉઘાડું રહે છે ? સૂતી વખતે તેમના મ્હોંમાંથી લાળ પડે છે ?

સ્તી વખતની આવી દશા વિદ્યાર્થીની કેટલીયે શારીરિક તાકાતને હરી લેનારી છે. તેને બરાબર જોઇ તપાસી તેના ઘટતા ઉપાયો લીધા હોય તો જ શરીરસ્વાસ્થ્ય માટેના આપણા મોટા મોટા પ્રયત્નો સફળ થવાના છે.

૫. વિદ્યાર્થીના નખમાં મેલ ભરાઇ રહે છે ? વિદ્યાર્થીની આંખમાં ચીપડા રહે છે ? વિદ્યાર્થીના દાંત બરાબર સાફ છે ? તેના કાનમાં મેલ છે યા તો વહે છે ? તેના માથામાં ખોડો કે ઉંદરી છે ?

આ અને આવી ઝીણી ઝીણી બાબતો વિદ્યાર્થીના આરોગ્ય માટે ઘણી જ મહત્ત્વની છે. નખનો મેલ પેટમાં જઇ બગાડ કરે છે. આંખ ખરાબ હોય તો તેની અસર તો સમગ્ર શરીર ઉપર ખરાબ થાય છે. દાંત એ તો આપણા આરોગ્યના ચોપદાર કહેવાય. કાનમાં પીડા જન્મે તો અરધી જીંદગી ખલાસ થઇ જાય અને માથાની સુઘડતા ઉપર મગજના કાર્યનો ઘણો મોટો આધાર છે. વિદ્યાર્થીનાં શરીરો કેળવવા માટે પ્રયત્ન કરનારે આ બાબતો વિચારવી જ ઘટે.

૬ વિદ્યાર્થી પેસાબ કે ઝાડો અટકાવે છે ? તેને આવી કુદરતી હાજતો સંબંધે કંઇ ફરિયાદ છે ?

શરીરમાં રહેલો મળ બરાબર રીતે ન નીકળે તેમજ કાઢી નાખવામાં બેદરકારી સેવવામાં આવે તો આખાયે શરીરમાં ઝેર ચડે. અને જ્યાં ઝેર હોય ત્યાં પછી કોઇ પણ બીજી વસ્તુ શું કામ જ કરી શકવાની ? વળી, ઘણી વખત એક યા બીજા કારણે વિદ્યાર્થીને બંધકોશનો રોગ પણ હોવાનો સંભવ છે. બંધકોશવાળા શરીર ઉપર બહારના પ્રયત્નો બહુ જ ઓછી અસર કરી શકે છે. માટે શરીર કેળવવાના પ્રયત્નો પહેલાં આ રોગમાંથી વિદ્યાર્થીને પહેલી તકે મુક્ત કરવો ઘટે.

૬ વિદ્યાર્થી કોઈ જાતના શરીરરોગથી પીડાય છે ?

આજની વિદ્યાર્થી આલમની ખૂબ બારીકીથી તપાસ કર્યા પછી ડૉક્ટરોએ શોધી કાઢ્યું છે કે જે વિદ્યાર્થીને આપણે નરી આંખે જોતાં નિરોગી ગણી કાઢીએ છીએ તે જ વિદ્યાર્થી ખરી રીતે કોઇ પણ એક પ્રકારના રોગથી પીડાતો હોય છે. આવો રોગ આપણી નજર આગળ નથી આવતો તેનો કારણ કે તે બીજ રૂપમાં હોય છે. પરંતુ આગળ જતાં જ્યારે પણ તેને અવકાશ મળે છે ત્યારે તે મોટા સ્વરૂપમાં ફાટી નીકળે છે.

આટલા માટે આવા વિદ્યાર્થીઓ (અને આવા વિદ્યાર્થીઓના ટકા કાંઇ ઓછા નથી)નાં શરીરોને કેળવતા પહેલાં તેમનામાં તેવો કોઇ રોગ છે કે

કેમ તે હકીકત આપણી દૃષ્ટિ સમીપ રહેવી જ જોઇએ.

વિદ્યાર્થીને શારીરિક દૃષ્ટિથી કેવી રીતે અવલોકી શકાય તેની આટલી રૂપરેખા વિચાર્યા પછી બીજી અનેક રીતે તેને અવલોકવાની દૃષ્ટિ આપણામાં જરૂર ઉઘડે છે.

માનસિક દૃષ્ટિથી અવલોકનનો વિચાર હવે પછી કરશું. હરભાઇ.

## દાતણ

મનુષ્યજીવનની ઉંચી વાતો કરવાનો જેમને અભ્યાસ થઇ જાય છે તેઓ ઘણી વાર નાની નાની વાતો પર લક્ષ આપી શકતા નથી. છતાંયે બને છે એવું કે આવી નાની નાની વાતો જ અરવાળે જીવન પર ભારે અસર કરે છે.

આપણાં ઘરોમાં તેમજ છાત્રાલયોમાં આવી એક નાની વાત દાતણની છે. દાંતના આરોગ્ય પર આખાયે શરીરના આરોગ્યનો મોટો આધાર છે એ હવે તો સિદ્ધ થઇ ચૂક્યું છે. જેમના દાંત બગડ્યા અથવા ગયા તેમનું આરોગ્ય અમુક રીતે બગડ્યું અથવા ગયું જ સમજવું. દાંતને સારી સ્થિતિમાં જાળવી રાખવા માટે દાતણ કરવાનો રિવાજ એક સુંદર ઉપાય છે. દરરોજ સવારે ઉઠીને સૌએ દાતણથી દાંત વગેરેને સાફ કરવા જ જોઇએ.

પણ બને છે એવું કે આપણાં ઘરોમાં છોકરાંઓને દાતણ કરવાની ટેવ નાનપણથી પાડવામાં આવતી નથી એટલે રીતસર દાતણ કરવાનું તો ઘણી વાર બહુ મોટી ઉમરે આવે છે. હું નાનો હતો ત્યારે દાતણને આડું અવળું ચાવી ઉળ પણ ઉતાર્યા વિના ફેંકી દેતો. આજે છાત્રાલયોમાં જોયું તો કેટલાક વિદ્યાર્થીઓ પોતાનાં દાતણો ફેંકી દે છે યા તો કોઇની જગાએ નાખી દઇ ચલાવી લે છે. દરેક નાનો યા મોટો વિદ્યાર્થી સવારમાં દાતણ કરે જ કરે એવું થવાની સૌથી પહેલી જરૂર છે. ઘરમાં માબાપોએ અને છાત્રાલયમાં ગૃહપતિએ આ બાબત પર ખાસ ધ્યાન આપવું જોઇએ.

પણ દાતણ કરવાનો હેતુ ન સરે તો દાતણ કર્યું શા કામનું ? દાંત બધા બરાબર સાફ થાય, દાંતોની વચ્ચે ભરાઇ રહેલા પદાર્થો નીકળી જાય, દાંતનાં પેઢાં વગેરે અંગુઠો ને આંગળીથી બરાબર ઘસાય, ઉળ ઉતારતી વખતે ગળાની અંદરનો કફ વગેરે નીકળી જાય: આ રીતે દાતણ કરતાં શીખવવાની જરૂર છે. સહેજ મોટી ઉમરના વિદ્યાર્થીઓને તો આ દાતણની ફિલસુફી કોઇ ડૉક્ટર પાસે શાસ્ત્રીય રીતે સમજાવી હોય તો પણ ખૂબ લાભ થાય અને તેમ થવાની ખાસ જરૂર છે. આરોગ્યપાલનના આવા પ્રશ્નોમાં નાનપણની

સારી ટેવ ભારે મદદગાર બને છે. પણ એ ટેવો એકલી જ ચાલુ રહે અને યોગ્ય ઉંમરે પણ એ ટેવોની પાછળ રહેલો શાસ્ત્રીય વિચાર આપવામાં ન આવે તો મૂળીયામાં પાણી ન જવાથી ઝાડનાં ડાળપાન સુકાઇ જાય તેમ આ ટેવો ટકી શકતી નથી, યા તો પ્રતિકૂળ સંયોગોમાં તણાઇ જાય છે.

આપણે ત્યાં દાતણ સંબંધે કેટલીક રીતિઓ ચાલે છે. મારા નાનપણની એક વાત મને યાદ આવે છે. અમારા ઘરમાં દરરોજ તાજાં દાતણ લાવવાનો રિવાજ ન હતો. સૂકાં દાતણને બે ત્રણ દિવસ સુધી પલાળીને અમે ચલવતા. કરકસરની દૃષ્ટિથી આ વસ્તુ ગમે તેવી હશે પણ દાંતના આરોગ્યની દૃષ્ટિથી તો નુકશાનકર્તા જ હતી, એમાં શક નથી. એક તો નાનાં છોકરાંઓને દાતણ કરવા બેસતાં જ ટાઢ વાય. અને તેમાં વળી આ રસહીન દાતણું! પછી તો કોનું દાતણ વધારે ઉંચું જાય છે એ હરીફાઈ જ ઉભી થાય ના? ઘરમાંથી તેમજ છાત્રાલયોમાંથી આવાં સૂકાં દાતણ વાપરી લેવાની પ્રથા દૂર કરવી જોઇએ.

બોર્ડિંગના વિદ્યાર્થીઓમાં સારાં નરસાં દાતણોનો પ્રશ્ન પણ ઉભો થાય છે. સામટાં દાતણો હોય તેમાંથી કોઇને જરા જાડું આવે, કોઇને પૂંછડિયું આવે. બોર્ડિંગમાં તો સમૃદ્ધ મોટા અને બધાને સુંદર દુધપાકીયાં દાતણ જોઇએ. દાતણ દાંતો વચ્ચે ઠીક ઠીક માય તો જ દાતણ કરવાની લિજ્જત છે. મને લાગે છે કે કરકસરના પ્રશ્નને બાજુ પર મૂકીને વિદ્યાર્થીઓનો આ શોખ પોષવા જેવો છે અને ઘરમાં તેમજ છાત્રાલયમાં તેનો અમલ થવો ઘટે છે.

આટલો તો દાતણનો દાંતના આરોગ્ય પરત્વે વિચાર થયો. પરન્તુ આજે આપણે જે રીતે દાતણ કરીએ છીએ તે રીતનો થોડોક વિચાર પણ કરી લઇએ, અને તે સામાજીક આરોગ્યની દૃષ્ટિથી. મોઢામાં દાતણનો ડૂચો લઇને ફરતા, મરજીમાં આવે ત્યાં થૂ થૂ થૂંકતા, ગમે ત્યાં ઉળ ઉતારતા અને દાતણની ચીરોને ગમે ત્યાં ફેંકતા આપણે સૌ આપણી આ રીતોથી સમાજના આરોગ્યને કેટલું નુકશાન કરીએ છીએ તેનો જરાયે વિચાર કરતા નથી. સુધરેલા દેશોમાં આજે જ્યાં ત્યાં થૂંકવાની મનાઈ થતી આવે છે ત્યારે આપણે ત્યાં તો આરસ જડેલા ઓરડાનો ખૂણો પણ ભાગ્યે જ ચોખ્ખો હોય! મુંબઇના મોટા મોટા માળાઓની સીડીઓ જોઇ આવો; ટ્રેનોના ડબ્બા તપાસો; રિચર્ડસન અને ક્રૂડાસનાં સુંદર જાજરૂઓમાં જાઓ—બધે થૂંક, શેડા અને બીડીઓનાં ઠૂંઠાં! ગામડાંઓમાં જાઓ તો ત્યાં પણ નદીને કાંઠે

કે કૂવાની આસપાસ જ્યાં ત્યાં દાતણની ચીરો રખડતી જ હોય. આપણાં છાત્રાલયોમાં ન્હાવાની જગા પાસે દાતણની ચીરોના ઢગલા થવા એ સાધારણ વસ્તુ છે. આ બધી નાની નાની વાતો સામાજીક આરોગ્યનો કેટલો બધો વિઘાત કરે છે તે આપણે સમજી લેવું જોઈએ. દાતણ કરતી વખતે ઝાઝી હરફર કરવાને બદલે એક જગાએ બેસીને થૂંક, બડખા વગેરે યોગ્ય સ્થળે જાય એવો પ્રબંધ દરેક ઘરમાં તેમજ છાત્રાલયમાં થવો જોઈએ, અને ચીરોને જ્યાં ત્યાં ન ફેંકતાં અમુક ચોક્કસ સ્થળે વિદાય કરવી જોઈએ.

દાંતના આરોગ્યનો વિચાર કરવાની સાથે સાથે સામાજીક આરોગ્યનો આટલો વિચાર આપણે ન કરીએ તો આપણાં ધર્મશાસ્ત્રોની ભાષામાં આપણે પાપી ઠરીએ.

નાનાભાઈ.

## ન્હાવા જતાં

મગન: "કેમ છગન, પછી પેલા પ્રભુદાસ સાથેની તકરારનું શું થયું ? હું તો આજે શાળાએ નહોતો આવ્યો પણ છ પરભુડો કંઈ બોલ્યો ચાલ્યો હતો ?"

છગન: "આજ તો કંઈ બોલ્યો ચાલ્યો નથી, પણ ઓલ્યો હિંમતો બપોરે રસ્તામાં ભેગો થયો હતો તે કહેતો હતો કે પરભુએ તેની ટોળી જમાવવા માંડી છે અને મને હેરાન કરવા ધારે છે."

મગન: "કર્યો કર્યો એના બાપનું કપાળ ! એની તાકાત હું ક્યાં જોઉં છું ? પરભુ અને તેની આખી ટોળી આવી જાય નઈ ! કોની માએ શેર સુંઠ ખાધી છે કે તારો વાળ પણ વાંકો કરી શકે ?"

છગન: "પણ છ તો ઘણા જણા થશે અને આપણે તો બે. અહીં છાત્રાલયમાં પણ આડા આવે, નિશાળે જતાં રસ્તામાં પણ પજવે અને ત્યાં પણ ટોળી બાંધીને બાઝે. આપણે બે શું કરીએ ?"

મગન: "અરે, આપણે બે એટલે શું ? તું તારે ધીરજ રાખને. એક કોર આખું છાત્રાલય હોય અને એક કોર આપણે બે હોઈએ તોયે શું ! ઝખ મારે છે બધા, તું તારે હું કહું તેમ કર્યા કરજે."

છગન: "છ બધાને નહિ પહોંચાય હો ! અને ગૃહપતિને પણ આવું અવળું એવું તો ભરાવશે કે કાં તો શિક્ષા થશે, કાં તો દંડ થશે અને કાં તો ડીસમીસ."

મંગન: "તું તો સાવ જ બ્હીકણુ; દોસ્ત! હવે ગૃહપતિ પણ શું કરવાના હતા? જો કંઇ વધારે પડતું કરે તો જે હાલ આપણા માસ્તરના તે એના પણ."

છગન: "બોલ મા, બોલ મા; કોઇ સાંભળશે તો હમણાં જ જઇને ચાડી ખાઇ આવશે."

મગન: "હવે ભલેને ખાય. આંઇ કયો બીગે છે? આપણે તો ડીસમીસલ હાથમાં રાખીને જ ફરીએ છીએ."

છગન: "પણ ઇ પરભુડો મોળો નથી હો! ટોળી એની તો જમાવી છે કે મને ને તને પહોંચવા નહિ દે હો!"

મગન: "તું તારે બેફીકર રહેને. એની આખી ટોળીને હું એકલો પહોંચી વળીશ. તું તારે હું કહું એમ કર્યે જજે અને મારી પડખે રહેજે."

છગન: "પણ એલા મને તો બીક લાગે છે હો! સાલો ક્યાંક એકલો ભાળીને મારી દેશે."

મગન: "અરે, તારો વાળ પણ વાંકો થાય તો મારા માથે. હા, ખીસામાં સરસ ચપ્પુ રાખજે અને હાથમાં લાકડી વિના ફરતો નહિ. બનતાં સુધી તો હવે હમણાં આપણે બેએ છૂટા જ પડવું નહિ. અહીં છાત્રાલયમાં પણ સાથે જ રહેવું, અને નિશાળમાં પણ સાથે જ."

છગન: "પણ આપણે બે ક્યાંક માર ખાઈ બેસશું તો?"

મગન: "આપણે બે જણા છીએ પછી બ્હીએ છે શું? આખા છાત્રાલયને ધ્રુજાવશું દોસ્ત! અને એક બીજી વાત યાદ રાખજે."

છગન: "શું?"

મગન: "જ્યારે પણ લડાઇનો પ્રસંગ ઉભો થાય ત્યારે આડું અવળું જોયા વિના પહેલો ઘા કરતાં ભૂલીશ નહિ. યાદ રાખજે કે પહેલો ઘા કર્યો તો જીત્યો નહિતર હાર્યો."

છગન: "ઇ તો નહિ ભૂલું દોસ્ત, પણ મારી પડખે રહેજે હો."

મગન: "એમાં તારે બ્હીવું જ નહિ. આપણે બે ભેગા થયા પછી કોના ભાર છે કે આપણી સામે માથું પણ ઉંચું કરી શકે! બોલ્યો કે 'મુઓ સમજ. લે ચાલ હવે ન્હાવા જઇએ."

- હરભાઈ.

# ચારિત્ર્યમાં શું શીખવવું ?

ગગુભા જાતના ગરાશીઓ. ગામની અર્ધી પાટીનો ગરાસ ગગુભા ખાય; ગામનાં વસવાયાં ગગુભાને ઘેર ઉભે પગે ખડાં; ગગુભા આ...ને ચોરે બેસીને રૂપાનો હોકો હાથમાં લે ત્યારે ખમા ખમા થાય.

એક વાર ગામને પાદર બુંગીઓ ઢોલ વાગ્યો. "કોણ એ ?" ગગુભાએ જીવુભાની જમીન દબાવેલી એટલે જીવુભાએ બહારવટું ખેડ્યું. જીવુભા પચ્ચીશેક સવારોને લઇને ગામ પર પડ્યો. ગોવાળો શીમમાં ઢોર રઝાને નાઠા; ખેડુતોએ રાડ કરી; ભૂતનાથના બ્રાહ્મણો રડી કરતા કરતા જીવ લઇને નાઠા; ગામ આખામાં ઉફળાટ થઇ રહ્યો. ગરાશીયાનાં લોહી ઉકળી આવ્યાં. નાનભા, દેવુભા, જોરૂભા, સરભા, અમરૂભા બધાના હાથ એકદમ તલવારની મૂઠ પર પડ્યા અને ઘડીવારમાં સૌ ગગુભાની ડેલી હેઠળ હાજર.

"ગગુભા ક્યાં છે ? અર્ધી પાટીનો ધણી ક્યાં છે ? રૂપાના હોકાનો પીનાર ક્યાં છે ? વસવાયાંની ચાકરી લેનાર ક્યાં છે ? '

માઢ મેડી પરથી ડોકું જરા બહાર કાઢી બાનડીએ કહ્યું: "દેવુભા, દરબારનું માથું દુઃખે છે તે તમે જાવ. દરબાર કહે છે કે એમાં મારૂં શું કામ છે ?"

ચારેક વર્ષ પછી ગગુભા પોતાના દીકરાને તાલુકદારોની બોર્ડિંગમાં મૂકવા આવ્યા ત્યારે સુપ્રિન્ટેન્ડન્ટને ભાર દઇને કહેવા લાગ્યા: "આ મારા દીકરાને ખરો ક્ષત્રિય બનાવવો છે, હો! એનું ચારિતર સારૂં થાય માટે અહીં મૂકું છું. એ એનો ધરમ ન ચૂકે એવું શીખવજો.'

* * *

અંબા વેણીશંકરની મા. વેણીશંકરને રાજકોટ બોર્ડિંગમાં દાખલ થયાં ચારેક વર્ષ થયાં. આજે વેણીશંકર વેકેશન પૂરૂં કરી પાછો રાજકોટ જતો હતો. અંબાએ તેને માટે ભાતા સારૂ મગજ પૂરી કર્યાં હતાં. બન્ને મા દીકરો રાતના પથારી પાસે બેઠાં બેઠાં ડબરામાં ભાતું ભરતાં હતાં.

"આ જો, આ મગજ મૂકું છું તે તારે રોજ સવારમાં એક એક લાડુડી ખાવાની."

"બા, અમે તો પચ્ચીશ જણા: તે આ વીશ લાડવામાં તો પૂરો એક એક પણ ભાગમાં ને આવે."

"આ કાંઇ બધાને આપી દેવાના નથી. તારે રોજ વ્હેલા નાઇને એક એક લાડુ ખાઇ લેવો."

"અને બીજા હોય તે ?"

"એને ખબર પણ શી પડે ? ટ્રંકમાં મોઢું રાખીને બે બટકાં મારી લેતાં શી વાર લાગે ? આવડો થયો તોયે આટલું ન આવડ્યું !"

વેણીશંકરના બાપા કોલસાની ખાણોમાં સારા હોદ્દા પર હતા. વેણીશંકરને બોર્ડિંગમાં દાખલ કર્યો ત્યારે તેમણે દાખલ થવાના ફારમમાં જણાવેલું: "મારા દીકરાનું ચારિત્ર્ય ઘડાય એ હેતુથી હું તેને બોર્ડિંગમાં મૂકું છું."

× × ×

નાથાલાલ શેઠને કાપડની દુકાન. લડાઇના વખતમાં તેમની પાસે સારો પૈસો થએલો પણ મકાનોમાં નાણાં રોકાઇ ગયાં અને બજાર મંદ પડી એટલે વેપાર પહેલાં હતો તેવો સાધારણ થઇ ગયો.

નાથાલાલનો દીકરો કરમચંદ ભાવનગરની બોર્ડિંગમાં ભણે. દીવાળીના વેકેશનમાં કરમચંદ ઘેર આવ્યો. કરમચંદ રોજ બપોરના દુકાને બેસે અને પરચુરણ કામકાજ કરે. એક વાર નરોત્તમ શેઠનો ગુમાસ્તો ઉઘરાણીએ આવ્યો ત્યારે કરમચંદ દુકાને બેઠેલો. ગુમાસ્તાને આ પાંચમી મહેતલ હતી.

"શેઠ છે કે ?"

"જી, હા. કેમ ?"

"બહાર બોલાવોને ?"

"આપનું નામ શું ?"

"કહો કે નરોત્તમ શેઠનો હીરો આવ્યો છે."

કરમચંદ અંદર ગયો અને બોલ્યો: "બાપુ, નરોત્તમ શેઠનો હીરો આવ્યો છે ને તમને બોલાવે છે."

શેઠ ધાંધા થયા: "એને કહે કે શેઠ ઘરમાં નથી માટે કાલે આવજો. જા, જા, જલદી કહે નહિતર એ તો અહીં સુધી ચાલ્યો આવશે."

કરમચંદ ગભરાયો.

"પણ તું કહે કે શેઠ માંદા છે, આજ નહિ."

"પણ બાપા બહાર આવવામાં શું થઇ જાય છે ?" કરમચંદે કહ્યું.

"આ તો છોકરો કહ્યુંયે ન માને ! આ ભણતરે નખ્ખોદ વાળ્યું. તું કહેને કે શેઠને આજે નહિ મળાય તે નહિ જ મળાય ! જાવ."

આ જ નાગરદાસ શેઠ કોઈક દિવસ પછી માલની ખરીદી કરવા ભાવનગર આવ્યા ત્યારે બોર્ડિંગમાં આવ્યા અને ગૃહપતિને ધમકાવવા લાગ્યા: " તમે કહો છો કે અમે ચારિત્ર્ય પર ભાર આપીએ છીએ, ભાર આપીએ છીએ. પણ આ કરમચંદને તો કશું આવડતું નથી. નથી આવડતું ધરાકને સમજાવતાં, નથી આવડતું ઉઘરાણીવાળાને જવાબ દેતાં. ચારિત્ર્ય ઉપર તમે ભાર દેતા હો તો આમ હોય ? આજ સુધી તો થયું તે થયું, પણ હવે આગળ ધ્યાન રાખો. આવું તે અધારું ચાલે ! "

* * *

બિચારા બોર્ડિંગવાળાઓએ ચારિત્ર્યમાં શું શીખવવું ?

નાનાભાઈ.

## એક પત્ર

એક દિવસ ટપાલમાં અમને એક પત્ર મળ્યો. તે પત્ર ' એક વિદ્યાર્થી ' નો લખેલો છે. આખોયે પત્ર અમે અહીં ઉતારીએ છીએ:—

" મે. ' છાત્રાલય 'ના તંત્રી સાહેબ,

મુ. ભાવનગર.

નીચેની હકીકત આપના માસિક પત્રમાં છાપવા કૃપા કરશો:

બોર્ડિંગને નામે ચાલતો વ્યાપાર

વિદ્યાર્થીઓ ટેબલ પાસે વાતો કરતા બેઠેલા છે. વાતમાં નં. એક નં. બીજાને કહ્યું કે જો તારામાં શક્તિ હોય તો નં. ત્રીજાને ખેંચી તારા રૂમમાં લઇ જા. નં. બીજાએ નં. ત્રીજાને ખેંચવા માંડ્યો. નં. ત્રીજાએ બારણું પકડી રાખ્યું. જેસમાં બારણાના ત્રણચાર સ્ક્રુ નીકળી ગયા. ગૃહપતિને ખબર પડી. બોલાવ્યા, ધમકાવ્યા, સોટી મારી ને વધારામાં કહ્યું કે મીસ્ત્રી પાસે સમરાવવાનું જે બેસે તે તમારે ભરવું. બોર્ડિંગના બારણાના જે સારા સ્ક્રુ હતા તે કાઢી લઇ મીસ્ત્રી પાસે તેના ઘરના નખાવ્યા જેથી વધારે ખર્ચ આવે. પણ ગૃહપતિના કમનસીબે એ મીસ્ત્રીએ એક પાઇ પણ લેવાની સાફ નાં પાડી. છતાં ગૃહપતિ સાહેબનો ગુસ્સો ઉતર્યો નહિ. તેણે સ્ક્રુના અને મજુરીના ગણીને વિદ્યાર્થીઓ નં. બીજા ત્રીજા પાસેથી પૈસા લીધા. જો તેમની પાસેથી દંડ તરીકે લીધા હોત તો અમને કંઇ વાંધો ન હતો. પણ ચતુરાઈ વાપરીને પૈસા લીધા તેજ અમને સાલે છે. આ વાતના બધા વિદ્યાર્થીઓ સાક્ષી છે.

લી. એક વિદ્યાર્થી.

તા. ક. વિદ્યાર્થીઓ અને લેખકનાં નામ સંકટભયને લીધે આપ્યાં નથી. વાત સાચી છે. વાત આજરોજની જ છે. "

આ આખા પત્રમાંથી ત્રણ ચાર વસ્તુઓ વિચારવા જેવી તરી આવે છે: વિદ્યાર્થીઓનું તોફાન, ગૃહપતિની મુંઝવણ, ન્યાય અન્યાયનો પ્રશ્ન અને વિદ્યાર્થીઓનો ડરપોક સ્વભાવ.

છાત્રાલયમાં વસતા વિદ્યાર્થીઓ છાત્રાલયને પોતાનું ઘર સમજીને જે પ્રકારનું નિર્દોષ તોફાન કરે છે તે તરફ હવે આજની આપણી દૃષ્ટિ બદલાવી જોઇશે એમ લાગે છે. અલબત્ત જે જે કંઇ વિદ્યાર્થીઓ કરે તે બધું સારૂં જ કરે છે અથવા તો તે બધું આપણે ગૃહપતિઓએ ચલાવી લેવું જોઇએ એવો આનો અર્થ નથી. પરંતુ વિદ્યાર્થીના દરેક દરેક તોફાન તરફ આજે જે આપણી દૃષ્ટિ છે તે વિચાર કરતાં વ્યાજબી નથી લાગતી. વિદ્યાર્થી તોફાન કરે છે તે તોફાન જ છે, વિદ્યાર્થી નુકશાન કરે છે તે નુકશાન જ છે, વિદ્યાર્થી પોતાના વર્તનનો બચાવ કરે છે તે મોટે ભાગે ઠુલો જ બચાવ હોય છે; પરંતુ આપણે ગૃહપતિઓએ તેમના તરફ તેઓ ગુન્હેગાર હોય તેવી રીતે જોવાની જે દૃષ્ટિ કેળવી છે તે મિટાવવી પડશે. એક શિક્ષાઅમલદાર ગુન્હો કરનાર તરફ જે દૃષ્ટિ રાખે છે તે દૃષ્ટિ આપણને ન જ પોસાય. તેમના ગુન્હાને, તેમના ગુન્હાના સ્વભાવને, તેમના સંયોગોને, તેમની ઉંમરને અને તેમની મર્યાદાઓને આપણે આપણી સમક્ષ રાખીને જ તેમની સાથેનું આપણું વર્તન આપણે ચલાવી શકીએ. ટૂંકમાં વિદ્યાર્થીના દરેક દરેક તોફાન તરફ આપણી દૃષ્ટિ માતાની હોય, પિતાની હોય, શિક્ષકની હોય, મિત્રની હોય અને એક માનસશાસ્ત્રીની હોય.

આવે વખતે ગૃહપતિની મુંઝવણનો પણ પાર રહેતો નથી. ગૃહનું તંત્ર ચલાવવું હોય ત્યારે શિસ્તના પ્રશ્નોનો અમુક રીતે પણ નિકાલ લાવ્યા સિવાય તો છૂટકો જ નથી. પરંતુ તેવે વખતે ઉપર કહેલી દૃષ્ટિવાળા ગૃહપતિ જરૂર ધીરજથી અને એક કેળવણીકારને શોભે તેવી ખંતથી પોતાની મુંઝવણોનો નિકાલ લાવી શકે છે. ખીજ, રોષ કે ચીડીઓ સ્વભાવ આપણને ન જ શોભે. આપણો તેવો સ્વભાવ આપણા તરફની વિદ્યાર્થીઓની સન્માનબુદ્ધિ ઓવરાવી નખાવે છે એટલું જ નહિ. પરંતુ વિદ્યાર્થીઓ પણ તેમના વર્તનમાં આપણું જ પ્રતિબિંબ પાડતાં શીખે છે.

અને ન્યાય અન્યાયનો પ્રશ્ન તો મહા વિકટ છે. તે પ્રશ્નની સંપૂર્ણ ચર્ચા

કરવાનું કોઇ બીજે વખતે રાખીને પ્રસ્તુત પ્રસંગને આપણે વિચારીએ.

અમે ઇચ્છીએ છીએ કે ગૃહપતિ સંબધે પોતાની માન્યતામાં વિદ્યાર્થીઓ કંઇક ગેરસમજુત કરતા હોય; કારણ કે તેઓ ચીતરે છે તેવા માણસે ગૃહપતિપદ સ્વીકાર્યું હોય તેમ માનવાની અમારી બુદ્ધિ ના પાડે છે. છતાં વિદ્યાર્થીઓના પત્રમાંથી તરી આવતી એક વૃત્તિ અમને પસંદ પડી છે અને તે માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. આ વૃત્તિ તે ગુન્હાને માટે સ્વેચ્છાથી દંડ ભોગવવાની તૈયારીની વૃત્તિ. જ્યારે જ્યારે પોતાને હાથે ગુન્હો થઇ જાય ત્યારે ત્યારે તે ગુન્હો કબુલ કરવો અને તે ખાતર જે દંડ હોય તે સ્વેચ્છાથી જ સ્વીકારવો તે ખરી ન્યાયવૃત્તિ કહેવાય. તે વૃત્તિ વિદ્યાર્થીઓમાં તેમજ આપણે મોટેરાંઓમાં પણ હોવાની ખૂબ જરૂર છે.

પણ છેવટે એક શોચનીય બીના નોંધવી પડે છે અને તે આખા પત્રમાંથી તરી આવતું વિદ્યાર્થીઓનું ડરપોકપણું. ગૃહપતિની બીકે વિદ્યાર્થીઓ પોતાનું મનોગત તેમની પાસે રજુ ન કરે અને પત્ર લખે તેમાં નામ પણ ન આપી શકે એ સ્થિતિ અત્યંત ખરાબ ગણાય. તેવી સ્થિતિથી વિદ્યાર્થીઓ તેમજ ગૃહપતિઓ બન્નેએ શરમાવું જોઇએ. આપણા દેશમાંથી નૈતિક બુદ્ધિ ઓસરતું જાય છે તેવે સમયે તો આવી પરિસ્થિતિથી આપણે ખૂબ ચોંકવું ઘટે છે. વિદ્યાર્થી મિત્રોને કહેવાનું એટલું કે છેવટે જોખમે પણ તેમણે પોતામાં રહેલી આ બીકણ વૃત્તિને કાઢવી. અને મારા ગૃહપતિ બંધુઓએ ખૂબ જ વિચારવું જોઇશે કે આપણાથી વિદ્યાર્થીઓ બ્હીએ અને નૈતિક હિંમત ખોતા જાય તે વસ્તુસ્થિતિ આપણા કાર્યમાં કેટલી વિઘાતક છે!

આ આખો પત્ર મને પોતાને તો મારા કાર્યમાં તેમજ કાર્યપદ્ધતિમાં એક અણમુલો બોધપાઠ નીવડ્યો છે; અને તેથી જ તેના વાચન પછી જે જે વિચારો મને સ્ફૂર્યા ને મારા જેવા જ મારા બંધુઓ પાસે રજુ કરવા પ્રેરાયો છું.

**હરભાઇ.**

## મીયાં

એનું ખરૂં નામ તો રામલાલ. પણ બધા એને મીયાં કહીને જ બોલાવે. અને વિદ્યાર્થીઓ પણ કંઈ ભોળા હોય છે? રામલાલનો તેઓએ પાકો અભ્યાસ કરીને જ તેનું નામ મીયાં પાડેલું. તે ખરેખર મીયાં હતો.

પાંચ સાત મિત્રો એકઠા મળ્યા હોય, અને બધા પોતપોતાનાં ભવિ-

બના તરંગો રચતા હોય. એક કહે કે હું વેપારમાં પ્રામાણિકતા લાવું તો જ આ બોર્ડિંગનું નામ સાર્થક ગણ્યું કહેવાય. બીજો કહે કે આપણે તો કોઈ દેશી રાજ્યના દિવાન બનીને આદર્શ દિવાન કેવો હોઈ શકે તેનું દૃષ્ટાંત બતાવીએ ત્યારે જ જંપીએ. ત્રીજો કહે કે આજના રાજકારણમાં આલીમવાલી જેવા પેસી ગયા છે તેને ખસેડીને સાચા સેવક કેવા હોઇ શકે તેનો પદાર્થપાઠ આપું તો જ ખરો. આમ વિવિધ પ્રકારના તરંગો ચાલી રહ્યા હોય તેવામાં રામલાલ એકદમ ભભકી ઉઠે: " અરે યાર જો તો ખરો, કોઈ રાજ્યનો રાજા બનું ત્યારે જ મારૂં નામ રામલાલ! અને મારા હાથમાં જો સત્તા આવે તો તો મારા વિરોધીઓનો ઘાણુ જ વાળી નાખું."

એક મિત્ર વચ્ચે જ બોલી ઉઠે: " પણ રામલાલ, રાજા થવાય શી રીતે અને સત્તા આવે શી રીતે?" તો તુરત જ રામલાલ જવાબ આપે કે " યારૂ તે જ વાંચ્યો છે ને? ' વો દિન કહાંસે કે મીયાંકે પાંવમેં જુતી?"

બે ચાર મિત્રો એકઠા થયા હોય અને કોઇ બૌદ્ધિક વિષય ઉપર રસિક ચર્ચા ચાલી રહેલી હોય. આવે વખતે રામલાલ કોણ જાણે ક્યાંથી આવી ચડે અને વગર નોતર્યો ચર્ચામાં ભળે. રામલાલને કંઈ ખાસ મત કે અભિપ્રાય તો હોય જ નહિ. એ તો ગમે તે એક પક્ષમાં ભળી જાય અને આડું અવળું ગમે તેમ સોર્યે જાય! વાદવિવાદે ખૂબ જોસમાં ચડે અને ઉઘાડી રીતે રામલાલની દલીલો તૂટતી જણાતી હોય છતાં રામલાલ ન બોલતાં અટકે કે ન તેનો જુસ્સો નરમ પડે. એ તો જેમ જેમ તેની દલીલો તૂટતી જાય તેમ તેમ બેવડા જોરથી બોલતો જાય. આખરે થાકીને કોઈ એક જણ સહેજ ખીજમાં બોલી નાખે કે "મીયાં પડ્યા પણ તંગડી તો ઉંચી" ત્યારે " તમને કોઇને Common sense જ નથી" એમ મોટેથી બોલીને તે ચાલ્યો જાય.

આવું આવું તો ઘણાએ પ્રસંગોમાં બને. ખીસામાં પાઇ પણ ન હોય ત્યારે રૂપિયાઓ ખરચવાની વાતો કરે અને કોઇ ઉશ્કેરણી આપે તો ખરચી પણ નાખે. આગળ પાછળનો જરા પણ વિચાર કર્યા વિના ગમે તેવાં જોખમો ખેડે; અને કોઈ સહેજ પણ આડે માર્ગે લઈ જનાર મળી જાય તો મૂળ માર્ગને વિસરે. એવાં એવાં તો રામલાલનાં ઘણાં પરાક્રમો. રામલાલ ખરો મીયાં!

હરંભાઇ.

## વિદ્યાર્થી આમ વિચારે

આ ગૃહપતિને ખાવાનો કંઈ શોખ હશે?
આ ગૃહપતિને છૈયાંછોકરાં ઉપર હેત હશે?
અમે બાળકો છીએ તેનો તેમને ખ્યાલ રહેતો હશે?
પોતે પણ ભૂલ કરી નાખે છે એ હકીકત તેમના ધ્યાનમાં રહેતી હશે?
ગૃહપતિ સાહેબને હુકમ સિવાય કંઈ બીજું કરવાનું હશે?
તેઓ કોઈ દિવસ રમત રમ્યા હશે? કોઈ દિવસ સાહેબ હસ્યા હશે?
મિત્રો સાથે ફરવા નીકળવાનો રસ સમજતા હશે?
સાહેબે જીવનમાં સાહસો કેવાં હોય તે જાણ્યું હશે?
કોઈ દિવસ મારામારી કરવાની મજા માણી હશે?

## ગૃહપતિ આમ વિચારે

આ છોકરાઓને ખાવા સિવાય બીજી કોઈ વસ્તુમાં વધારે રસ હશે?
આ છોકરાઓ નાને મોટે વેરો સમજતા હશે?
આખો દહાડો હોકારા પાડે છે તે શાંતિનું જીવનમાં સ્થાન શું છે તે સમજતા હશે?
તેઓ કોઈ દિવસ રમતથી થાકતા હશે?
આ છોકરાઓ આખો દિવસ હસ્યા શું કામ કરતા હશે?
અને ઠેઠ જ નજીવી બાબતોમાં વાર વારે ફરિયાદે શું આવતા હશે?
આ છોકરાઓ અંદર અંદર વાતો કરતાં કેમ નહિ ધરાતા હોય?
સાઈકલનો કોઈ દિવસ કંટાળો આવતો હશે?
આ છોકરાઓના જીવનમાં ક્યાંયે ધર્મને સ્થાન હશે?
તેઓ બહુ ઊંઘણશી કેમ હશે?
કેટલુંયે સમજાવીએ તો પણ તેમના ભેજામાં સમજણ કેમ નહિ પેસતી હોય?
આ છોકરાઓ ઢોર જેવા કેમ હશે?

# ભણેલાઓનો આજનો ધર્મ

પ્રા: " Congratulations ! મિસ્ટર શાંતિલાલ, Hearty congratulations ! ".

શાં: " ઓહો, પ્રાણભાઇ ! અત્યારે ક્યાંથી ? "

પ્રા: " તાર ઑફિસે ગયો હતો. ત્યાં ખબર મળ્યા કે તાર તો આવી ગયો. આપણી આખી જ્ઞાતિમાં તમે પહેલા જ ફર્સ્ટ ક્લાસ છો. "

શાં: " ઇશ્વરકૃપાથી પાર ઉતરી ગયા. "

પ્રા: " હવે કાલથી ન્યુસપેપરોમાં Wanted વાંચી અરજીઓ દાબ્યે રાખો. "

શાં: " એમ કેમ ? "

પ્રા: " કેમ શું ? ફર્સ્ટ ક્લાસ આવ્યા છો એટલે તરતમાં ટેરો ખાટી જશો. "

શાં: " પણ ટેરો ગઝાડવો ન હોય તો ? "

પ્રા: " ત્યારે એલએલ.બી. થવું છે ? "

શાં: " હરગીજ નહિ. "

પ્રા: " એમ.એ. ? "

શાં: " પહેલાં વિચાર હતો. "

પ્રા: " ત્યારે કરવાના છો શું ? "

શાં: " મારે તો ગામડામાં એક શાળા કાઢવી છે. "

પ્રા: " Oh, my Lord ! નિશાળ ! અને તે પણ ગામડામાં ? "

શાં: " હા, એમ જ. "

પ્રા: " પણ ત્યાં ખાશો શું ? "

શાં: " ગામડાના લોકો જે ખાતા હશે તે હું ખાઇશ. "

પ્રા: " આ બધા મનસૂબા જવા દો મારા મહેરબાન, અને બહાર ગામ ન જવું હોય તો અહીંની હાઇસ્કૂલમાં છાનામાના દાખલ થઈ જાઓ એટલે દનિયું ચડતું થાય. "

શાં: " મને ત્યાં ગોઠે નહિ. "

પ્રા: " તો પછી કોઇ વેપારી લાઇનમાં જોડાઓ. તમારા જેવા બુદ્ધિશાળી લોકોએ વેપાર ખેડીને દુનિયાની લક્ષ્મી ઘેર લાવવી જોઇએ. "

શાં: "પ્રાણુભાઈ, તું ઇન્ટરમાં આવ્યો છતાં આવી સાદી વાત તને સમજાતી નથી?"

પ્રા: "ના, નથી સમજાતી. નિશાળો તો જે લોકો બીજાં બધા ધંધાઓમાં condemned થયા હોય તેમને માટે છે. એ ત્રીશ ચાળીશ રૂપરડીમાં પૂરૂયે શું થાય?"

શાં: "તારી મોટી ભૂલ છે. આપણી નિશાળોમાં આજે તું કહે છે તેવા નાલાયક લોકો ભરાયા છે એ હું કબુલ કરૂં છું; પણ તેથી જ સારા લોકોએ ત્યાં જવું ઘટે છે. આજે આપણામાં જે લોકો તાકાતવાળા હોય છે તેઓ પોતાની બધી તાકાત સરકારને ચરણે ધરેણે મૂકે છે અને નોકરીમાં યા તો સરકારે પોષેલ વેપારમાં જીવન વ્યતીત કરે છે."

પ્રા: "એમ ન કરે તો બીજું કરે શું?"

શાં: "આવા તાકાતવાળા જુવાનોએ પોતાની તાકાત ગામડાઓમાં ખપાવવી ઘટે છે."

પ્રા: "ગામડામાં નિરાંતે બિચારો ભૂખે મરે.

શાં: 'એમાં આપણો દૃષ્ટિભેદ છે. માણસ વધારે ભણ્યો એટલે તેનું જીવનનિર્વાહ માટે વધારે રૂપીઆ જ જોઇએ એવી માન્યતા આ કોલેજોએ આપણામાં કોણ જાણે ક્યાંથી ઠસાવી દીધી છે! અને આ માન્યતા ઉપર તો આજે ગુજરાતી મહેતાજીને વધારેમાં વધારે રૂ. ૫૦) મળે છે ત્યારે કોલેજના પ્રિન્સિપાલને ઓછામાં ઓછા રૂ. ૫૦૦) મળે છે; અને રોજ બીજી કોલેજમાં જવાની ધમકી આપે તે તો વળી જુદી. આ પ્રવાહને ફેરવવો હોય તો આપણે ગામડાંઓમાં જવું જોઇએ.'

પ્રા: "આમ તો તમારી વાત ગળે ઉતરે છે.

શાં: "દીવા જેવી ચોક્ખી વાત છે. આપણી આખી પ્રજા ગામડાંઓમાં પડી છે, ત્યાં જઇને એ પ્રજાને જગાડવી એ જ આજનો યુગધર્મ છે.

પ્રા: "એમાં તમે એકલા જશો એથી શું વળશે?"

શાં: "હું તો આપણા બધા જુવાનો પાસે આ વસ્તુ મૂકવા માગું છું; અને તેમાંયે બ્રાહ્મણ બોર્ડિંગના તમામ બોર્ડરો પાસે તો ખાસ. આપણી બ્રાહ્મણ બોર્ડિંગો આવા સાચા બ્રાહ્મણો કાઢે તો જ તેમને ટકી રહેવાનો અધિકાર છે અને તો જ કોઈ પણ બોર્ડિંગને સમાજના પૈસા પર નભવાનો અધિકાર છે. જે જે લોકો સમાજના પૈસાથી જ્ઞાન મેળવી એ જ્ઞાનનો ટેંબળ

પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરે છે તે લોકો સમાજના દ્રોહી છે એમાં શક નથી. આપણે ત્યાં રાજ્યની મોટી મોટી સ્કોલરશીપો ખાઈને ભણનારા લોકો એ ભણતરથી મોટા મોટા પગારવાળી નોકરીઓ મેળવવા મથે છે અને રાજ્યની જે ગરીબ પ્રજાએ પોતાના પરસેવામાંથી એ પૈસો નીપજાવ્યો છે તેની સેવાનો વિચાર કરતા જ નથી, એ શું બતાવે છે ?"

પ્રા: "તો તો આપણે બધા ફ્રી બોર્ડરોએ વિચાર કરવો પડશે."

શૌ: "અલબત્ત, ફ્રીશીપ ભોગવનારે પોતાનું દેવું તો અદા કરવું જ જોઈએ. આજે તો કાગડાના માળામાં જેમ કોયલનાં બચ્ચાં પોષાય ને મોટાં થાય પણ પાંખ આવે તે ભેગાં ટહુકા કરીને ઉડી જાય તેમ આપણે સૌ આવી બોર્ડિંગોમાં પારકે પૈસે પોષાઈએ છીએ અને પાંખ આવી કે ઉડી જઈએ છીએ. છે કંઈ લેવા કે દેવા? આથી જ મેં ગામડામાં શાળા કાઢવાનો વિચાર કર્યો છે."

પ્રા: "તો તો બરાબર છે. જેમ મને આ વાત સમજાઈ તેમ આપણા બધા ભાઈઓને સમજાવવા માટે આજે એક ભાષણ આપો તો ઠીક."

**મુલાકાતે જશો ત્યાં શું જોશો?**

૧ આલેશાન મકાન ?
૨ દાતાઓની તકતીઓ ?
૩ સુપ્રિન્ટેન્ડન્ટની ઓફિસ ?
૪ વિદ્યાર્થીનાં ટેબલ ખુરશી ?
૫ છાપેલાં ટાઈમટેબલ ?
૬ તૈયાર કરેલી પ્રાર્થના ?
૭ ગોખાવેલા સંવાદો ?
૮ વિદ્યાર્થીઓની ડિસિપ્લીન ?
૯ આખા વર્ષનાં જમણોની યાદી ?
૧૦ વિઝીટર્સ બૂક ?
૧૧ ચોખાની વાંનકી ?

શૌ: "પ્રાણભાઈ, હું શાળા કાઢીશ એ જ મોટું ભાષણ થશે. આજે નકામું થૂંક ઉડાડવાનું મન નથી. આ તો વાતે વાત નીકળી એટલે તને કહ્યું. પણ મને ચોક્કસ લાગે છે કે આપણા માટે આજે બીજો ધર્મ નથી. આજે જ્યારે ચાતુર્વર્ણ્યનો કિલ્લો તૂટવા લાગ્યો છે ત્યારે તેને બચાવવાનો પણ કોઈ માર્ગ હોય તો આ જ છે. આપણે બ્રાહ્મણોએ દેશના આ બ્રાહ્મણકાર્યમાં ઉતરી પડવું. લે હવે હું બહુ બકી ગયો. ચાલ ફરવા જઈએ."

# નવી દુનિયા

આપણે ગૃહપતિઓ સામાન્ય રીતે ચાર દીવાલોની અંદર રહેનારાં પ્રાણીઓ. એનો એ રસોયો, એનો એ કોઠારી, એની એ બાઇઓ, એનો એ સક્રેટરી. દર સાલ નવા નવા વિદ્યાર્થીઓ આવે અને નવો પ્રાણ લાવે, પણ આપણી આંખે ઝાંખ વળી ગઈ હોય એટલે નવાં વિદ્યાર્થીઓ પણ જૂના જેવા જ લાગે.

અને આ ચાર દીવાલમાં જુવાનો તોફાને ચડે ત્યારે આપણને તો પૃથ્વી રસાતાળ જતી દેખાય. આપણા છાત્રાલયમાં આજે વિદ્યાર્થીઓ તોફાન કરે છે, સત્તાની સામે થાય છે, વ્યવસ્થા સામે બંડ કરે છે, ચાલુ પ્રથાઓનો વિરોધ કરે છે ત્યારે આપણી મતિ મુંઝાઇ જાય છે; અને વધારે વિચિત્ર તો એ છે કે જેમ જેમ આપણે આ બધું દાબી દેવા મથીએ છીએ તેમ તેમ તે બમણા જોરથી ઉછળે છે.

આનું કારણ? આપણે ચાર દીવાલોની બહાર જઇ ખુલ્લી હવામાં દમ લઇએ અને વિચાર કરીએ.

આજે આખો માનવસમાજ તોફાને ચડ્યો છે. ચીન, ઇરાન, વગેરે રાજ્યો આજ સુધી પરદેશીઓને દેવ માનતા તેઓ આજે સ્વતંત્ર થાય છે અને પરદેશીઓની ધુંસરી ફેંકી દે છે. રશિયાના વિશાળ પ્રદેશમાં એક દિવસ ઝારની હાક વાગતી ત્યાં આજે સોવિયેટ સરકાર રશિયાનું પુનર્વિધાન કરી રહી છે, અને દુનિયાભરના ઝારોને ધ્રૂજાવે છે. યાંત્રિક કારખાનાંઓમાં કામ કરનારા મજુર લોકો આજ સુધી માલેકોની દયા પર બટકું રોટલો ખાતા ને જીવતા તે પોતાનું નસીબ પોતાના હાથમાં લે છે; મીલોમાં હડતાળ પાડે છે, પોતાની શરતો રજુ કરે છે અને દુનિયાભરના શેઠ અને નોકરના સંબંધને નવેસરથી બાંધે છે. સ્ત્રીઓ આજ સુધી પુરુષોને આધીન રહી આત્મસમર્પણ કરી રહી હતી તેઓ આજે બહાર આવી પુરુષો પાસે પોતાના હક્કો માગે છે, આર્થિક સ્વાધીનતા મેળવે છે અને સ્ત્રીપુરુષના વિવાહસંબંધોનાં નવાં ધોરણો ઉભાં કરે છે. આજ સુધી રાજાઓના જુલમને સહન કરનારી પ્રજાઓ આજે નવાં શસ્ત્રોથી લડાઈ માંડે છે, રાજાના અધિકારીઓને હંફાવે છે અને રાજ્યોના પાયાને હચમચાવી મૂકે છે. આખી દુનિયાના વ્યવહારમાં જ્યાં જ્યાં જૂની સત્તા, જૂનો અધિકાર, જૂનો દમામ, જૂની પ્રતિષ્ઠા વગેરે હતાં ત્યાં ત્યાં તોફાન ઉછળે છે અને જેમ જાણે જૂની દુનિયા પડતી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

આપણી ચાર દીવાલોની અંદર પણ જે તોફાન ચાલી રહ્યું છે તે આ મોટા તોફાનનો જ અંશ છે.

અને ન હોય? જૂનો ચીલો જ્યારે બહુ ઉંડો થાય અને ગાડાનું પૈડું સુદ્ધાંત ખૂંચી જાય ત્યારે નવો ચીલો પડવો જ જોઇએ. આપણી જૂની રહેણીકરણી, જૂના વિચારો, જૂની પ્રથાઓ, જૂની રીતભાત, જૂના શિષ્ટાચાર, બધાં ઘરડાં થાય ત્યારે તે મરે જ અને નવાં જન્મ પામે. એમાં આપણે શા માટે ચીડાઇએ?

આ બધું તોફાન ચાલી રહ્યું છે તેમાં કેટલુંયે નકામું પણ હોય, કેટલુંયે ખરાબ પણ હોય, કેટલુંયે નુકશાન પણ કરે, પણ કોઇ પણ નવો જન્મ થાય ત્યારે દર્દ ઓછું થાય છે? એ દર્દમાં જ નવા જન્મની કિંમત નથી?

આપણી ચાર દીવાલોની અંદરના આ તોફાનને વિશાળ દૃષ્ટિથી જોઇએ તો જુવાન માનવસમાજના આ નવા જન્મને આપણે થોડી પણ મદદ કરી શકીએ.

નાનાભાઇ

## અનુભવ કે સિદ્ધાન્ત

મારા એક મિત્ર શંકા કરે છે કે આ યુગમાં સિદ્ધાન્તવાદીઓનું જોર આટલું બધું શું વધી ગયું હશે? જ્યાં જાઓ ત્યાં વ્યવહારને અને અનુભવને અવગણાતો દેખવામાં આવે છે અને સિદ્ધાન્તને સ્વીકારાતો જોવામાં આવે છે. સિદ્ધાન્ત સિદ્ધાન્ત તરીકે સુંદર હોય તો પણ અનુભવ અને વ્યવહારના સુમેળ વિના સિદ્ધાન્ત કશાં જ સુંદર પરિણામ લાવી શકતો નથી. આજનાં છાત્રાલયોમાં પણ આવી જ જાતનો પવન પેસતો દેખાય છે. વ્યવહાર અને અનુભવથી ઘડાએલા અને ડાહ્યા થએલા ગૃહપતિઓ નકામા ગણાવા લાગ્યા છે, અને પાંચ પચીશ પોથાં મગજમાં ભરીને સિદ્ધાન્તની મોટી મોટી વાતો કરનારો ગૃહપતિ આજે મૂલ્યવાન લેખાય છે.

આ પ્રશ્ન વિચારવા જેવો તો છે જ. કેવળ સિદ્ધાન્તને ઉપદેશવામાં આવે ત્યાં વ્યવહાર અશક્ય થઈ પડે છે અને કેવળ સિદ્ધાંતને અમલમાં મૂકવાનો આગ્રહ આવે ત્યાં વ્યવહાર ઘણી વખત અનિષ્ટ પરિણામો ઉપજાવે છે. છાત્રાલયના સંચાલનમાં એકલા અનુભવ અને વ્યવહારદક્ષતાની જ જરૂર છે એમ માનવું જેટલું ભૂલ ભરેલું છે તેટલું જ ભૂલ ભરેલું કેવળ સિદ્ધાન્તની આવશ્યકતા છે એમ માનવું તે છે. છાત્રાલય એ કેવળ બુદ્ધિની પાઠશાળા નથી તેમજ કેવળ વ્યવહારની બજાર નથી. છાત્રાલય એ તો મનુષ્યજીવનના ઘડતરનું એક ઉત્તમ સાધન છે. માનવ જીવન જેટલું સમન્વયના તત્ત્વ ઉપર

એટલે પાણી ભરી રાખવાનાં વાસણો ચોકખાં હોતાં નથી; ઉપર ઓઘરાળા અને અંદર જુઓ તો ચીકાશ બાઝી ગઇ હોય. કેટલીએક બોર્ડિંગોમાં તો પાણીનાં વાસણો દરરોજ ઉટકાતાં હશે કે કેમ એ જ સવાલ છે. આ વસ્તુ એકદમ નાબુદ થવી જોઇએ. પાણી ભરી રાખવાનાં વાસણો દરરોજ અંદરથી તેમજ બહારથી બરાબર સાફ થવાં જ જોઇએ એવો દરેક ગૃહપતિએ ખાસ આગ્રહ રાખવો.

જેવું પાણી ભરવાનાં વાસણોનું તેવું જ પાણીનાં ગરણાંનું. ભલી હશે તો તો બાઇઓ ગરણાં વાપરતી જ નહિ હોય. ગરણાં હશે ત્યાં રસોયાનાં મસોતા જેવાં મેલાં. આ સ્થિતિ પણ અસહ્ય છે. પાણી ગળવાનાં ગરણાં દરરોજ સાફ થવાં જોઇએ; એક પણ દિવસના અપવાદ સિવાય.

આ પ્રમાણે વાસણો અને ગરણાંઓની સ્વચ્છતા લાવીએ, પછી મોટો પ્રશ્ન તો પાણી લેવા વાપરવાની રીતનો છે. આપણે છાત્રાલયોમાં પીવાનું પાણી લઇએ ત્યારે ગોળામાં ડંઘક બોળીને પાણી કાઢીએ છીએ. કેટલીક જગાઓએ તો ગોળા પર એક પ્યાલો હોય છે તે પ્યાલો અંદર ઝબોળીને વિદ્યાર્થી પાણી પી લે અને પાછો એ જ પ્યાલાથી બીજો પીએ, ત્રીજો પીએ એમ ચાલે. આ પદ્ધતિ વૈદક દષ્ટિએ બહુ જ નુકશાનકારક છે અને તરતમાં નાબુદ થવી જોઇએ. પાણી કાઢવાના વાસણથી કોઇ પણ વિદ્યાર્થી પાણી ન પીએ એવી સખ્તાઇ થવાની જરૂર છે.

એ જ પ્રમાણે એક જ પ્યાલે બધા વિદ્યાર્થીઓ પાણી પીએ એ વસ્તુ પણ આજે તો છોડવાં જેવી છે. એક જ પ્યાલાથી બધા પાણી પીએ તેથી ચેપી રોગો ફેલાવાનો સંભવ છે. એટલે સુધરેલા દેશોમાં દરેક જણ પોતાને જ પ્યાલે પાણી પીએ એવો પ્રબંધ કરવામાં આવ્યો છે. આપણી શાળાઓમાં પણ આ રિવાજ દાખલ કરવો ઘટે છે. છાત્રાલયોમાં દરેકને પોતાનો પ્યાલો હોય છે તો ખરો, પણ જુવાન વિદ્યાર્થી તરસ લાગે ત્યારે પોતાનો જ પ્યાલો શોધવાની તકલીફ લે એવો સુંવાળો તો ભાગ્યે જ હોય છે. આ વિદ્યાર્થીને આજના આરોગ્યશાસ્ત્રની દષ્ટિ સમજાવીને પોતાનો પ્યાલો વાપરતાં શીખવવાની જરૂર છે.

આ પ્રમાણે વાસણો, ગરણાં તથા પાણી પીવાની રીતમાં સ્વચ્છતા દાખલ થાય તો બાકીની નાની નાની વાતો તેમાં સમાઇ જશે. પાણીમાં કોઇ પોતાનાં મેલાં આંગળાં ન બોળે, પાણીના ગોળા ઉઘાડા ન મૂકે, પાણીના વાસણને ઉડે એમ કોઇ કોગળા ન કરે, પીતાં વધેલું પાણી કોઇ પાછું

વાસણમાં ન નાખે, વગેરે બાબતો પર પણ આપણું ધ્યાન તો જવુંજ જોઇએ.

અને સૌથી અગત્યની વસ્તુ તો એ છે કે આ બધી બાબતો વિદ્યાર્થીઓને સમજાવી જોઇએ. તેમની પાસેથી ફક્ત આ આચાર માગવાથી લાભ નથી. આ આચરણની પાછળ જે શાસ્ત્ર રહ્યું છે તે વિદ્યાર્થીને સમજાવ્યા પછી અમલ કરવામાં આવે તો જ તેનો અર્થ છે.

અને જેવું પીવાના પાણીનું તેવું જ રાંધવાના પાણીનું અને અમુક અંશે ન્હાવાના પાણીનું. વાપરવાનું બધું પાણી સાવ ચોકખું જોઇએ; પછી તે ગમે ત્યાં વાપરવાનું હોય.

છાત્રાલયોમાં વિદ્યાર્થીઓનો સમૂહ મોટો હોય છે ત્યાં પીવાના પાણીની સ્વચ્છતા ઓછા ખર્ચે જાળવવી હોય તો સારામાં સારો રસ્તો એ છે કે દરેક વિદ્યાર્થીએ પોતાનું પીવાનું પાણી જાતે જ ભરી લેવું અને પોતાના અલાયદા વાસણમાં સાચવવું. આ પ્રમાણે કરવાથી સમૂહગત અસ્વચ્છતાનો ઘણે અંશે નાશ થઇ જશે. સ્કૂલ કૉલેજો વગેરેમાં જ્યાં આ શકય ન હોય ત્યાં ચોકખું પાણી ભરાયા પછી તે નળ વાટે દરેકને મળે એવી ગોઠવણ થાય તો પાણી લેતી વખતની અસ્વચ્છતા દૂર થાય.

☞ આપણે તો હરકોઇ રીતે પાણી સ્વચ્છ હોય એટલું માગીએ.

નાનાભાઈ

## તવંગરના નબીરા

નીચેનો એક કરુણ પત્ર મને મળ્યો છે:—

" ...આજે આપને કેટલીએ વિચાર કર્યા પછી પત્ર લખવા પ્રેરાયો છું. હું જાણું છું કે આપ 'Sex problems of the youth એટલે જાતીય વિકૃતિના પ્રખર વિચારક છો. તેથી મને આપના તરફ પૂર્ણ શ્રદ્ધા છે. એ શ્રદ્ધાથી દોરાઇ હું આજે આપની પાસે થોડીએક સલાહ માગવા આ પત્ર લખું છું.

" મારી ઉંમર અત્યારે ૧૭ વર્ષની છે. એક સારા, ગણાતા કુટુંબમાં મ્હારો જન્મ છે. હું ચૌદમે વર્ષે હસ્તદોષની કુટેવમાં સપડાયો. અમારી કંપનીમાં તે વખતે એક યુવાન અપરિણીત નામું લખવાની નોકરી કરતો હતો. પહેલાં તો તેણે વિષયની, ગંદી વાતો કરવા માંડી. મને તે ગમતી પણ ખરી. એક બીજો યુવાન મારો નોકર, હતો. એમ, એ બન્નેએ સાથે, મળી મને હસ્તદોષની કુટેવમાં સપડાવ્યો. હું તે કુટેવ 'લઘુ

વડોદરા તથા રાજકોટ ભણવા ગયો. ત્યાં પણ એ ચાલુ જ હતી. હું ચોકખું જાણતો હતો કે આ બહુ જ ભયંકર છે, છતાં પણ વિકારવશ થઇ જતાં એ કુટેવ ન છોડાઇ. હમણાં અભ્યાસ સંપૂર્ણ થઈ ગયો છે. એ કુટેવ મેં લગભગ ૧૦ મહિના થયાં છોડી છે અને ભવિષ્યમાં તેમાં સપડાવાનો પણ નહિ.

"પણ એ કુટેવને લીધે મારૂં તેજ તદ્દન હણાઇ ગયું છે; શરીર નબળું થઇ ગયું છે; ગાત્ર થોડાં થોડાં બેસી ગયેલાં જણાય છે. મારે આવી સ્થિતિમાંથી ઉગરવું છે. મારે મારી મૂળ સ્થિતિ પ્રાપ્ત કરવી છે તો મારે શું કરવું તે આપ મને જરૂર પત્ર દ્વારા સૂચવશો..."

આ જુવાન મિત્ર તેના પોતાના કહેવા પ્રમાણે આજે હવે તે કુટેવમાંથી છૂટી ગયેલ છે તેથી તે દિશામાં તેને હવે કશું કહેવાપણું રહેતું નથી. તેને તો હવે પોતાનામાં એક પ્રકારનો આત્મવિશ્વાસ અને દૃઢ ક્રિયાશક્તિ ખીલવવાનાં રહે છે.

પરંતુ આખાએ પત્રમાંથી જે દુઃખદ સુર આપણા કાન ઉપર અથડાયા કરે છે તે આપણે માબાપ હો કે શિક્ષક હો કે ગૃહપતિ હો, પણ આપણને ચેતવવાને માટે બસ છે. આપણાં શિષ્ટ, સંસ્કારી અને ધનાઢ્ય ગણાતાં કુટુંબોમાં પણ માબાપોની બેદરકારી કે અજ્ઞાનને પરિણામે કેવાં કેવાં અનિષ્ટો ઉભાં થાય છે તેની કલ્પના આવા હૃદયના કરણ એકરારથી આપણને આવી શકે તેમ છે. આપણું બાળક ક્યાં રહે છે, શું કરે છે, કોની સોબત સેવે છે, તે સંબંધે આપણે જો અજ્ઞાત રહીએ તો તેને જે ભયંકરમાં ભયંકર નુકશાન થતું જોવામાં આવે છે તે જાતીય વિકૃતિનું. કોણ જાણે શાએ કારણે હજી પણ જાતીય બાબતો તરફ એટલું બધું દુર્લક્ષ રાખવામાં આવે છે, અને તે વિષય આસપાસ એવું તો કૃત્રિમ રહસ્ય ઉભું કરવામાં આવ્યું છે કે આજે તે એક જ બાબત તેની વિકૃતિની પરાકાષ્ટાએ પહોંચી છે.

આપણે હવે જો વહેલામાં વહેલી તકે નહિ ચેતીએ અને બાલપણાથી માંડીને તરુણ અવસ્થાના અંત સુધી તે પ્રશ્ન તરફ બેદરકાર રહીશું તો જતે દિવસે આખી પ્રજાને ભયંકર નુકશાન થવાનું છે તે નકી. જાતીય વિકૃતિનો પ્રશ્ન કેવળ કે એક વ્યક્તિનો કે કોઇ એક નાના શા ગાળાનો નથી; એ પ્રશ્ન તો આખી માનવજાતને અસર કરે તેવો છે, અને તેની અવગણના એટલે આખી માનવ જાતની—આખી પ્રજાની અવગણના. આ અવગણનામાંથી બચવાનો એક માત્ર ઉપાય તે સત્ય જ્ઞાનનો પ્રચાર છે.

હરભાઇ

## ગઈ કાલનો છાત્રપતિ

વિદ્યાર્થીને જંગલી અને ઢોર સમાન ગણતો હતો.

વિદ્યાર્થીના મગજને અથાણાંની બરણી સમજતો હતો.

વિદ્યાર્થીને સ્વતંત્ર બુદ્ધિ જેવું કંઇ છે જ નહિ એમ માનતો હતો.

વિદ્યાર્થીનો આત્મા હમેશાં પતનશીલ જ હોય છે તેવો આગ્રહ ધરાવતો હતો.

વિદ્યાર્થીને વિચાર કરવાની તાકાત સંભવે જ નહિ એવું ઉપદેશતો હતો.

વિદ્યાર્થીમાં કોઇ પણ જાતની શક્તિનાં બીજ પડેલાં છે તે વિચારને હસતો હતો.

વિદ્યાર્થીના ચારિત્ર્યના ઘડતર માટે મોટા મોટા ઉપદેશોને જ સમર્થ સાધન લેખતો હતો.

વિદ્યાર્થી પાસે આચારના કરતાં વિચારના આગ્રહને ધરવાનું વધારે પસંદ કરતો હતો.

વિદ્યાર્થીને શારીરિક શિક્ષા કરીને નીતિમય બનાવી શકાય છે તેમ સમજતો હતો.

હરભાઇ

## આવતી કાલનો છાત્રપતિ

વિદ્યાર્થીમાં સંસ્કારી અને ઉત્તમ શહેરી મનુષ્યનું બીજ જોશે.

વિદ્યાર્થીના મગજને અનેક દ્રવ્યોથી ભરપૂર ભંડાર ગણશે.

વિદ્યાર્થીમાં અદ્‌ભુત સ્વતંત્રબુદ્ધિ વસેલી છે તેમ માનશે.

વિદ્યાર્થીનો આત્મા સતત ઉન્નતિશીલ હોય છે તેવો આગ્રહ ધરાવશે.

વિદ્યાર્થીમાં સ્વતંત્ર વિચાર કરવાની અદ્‌ભુત તાકાત છૂપાઇ રહેલી છે તેમ માનશે અને મનાવશે.

વિદ્યાર્થીમાં ઉત્તમ મનુષ્યત્વનાં બીજો વેરાએલાં પડ્યાં છે તે વિચારને પોતાનાં શિક્ષણક્રમમાં અગ્રસ્થાને રાખશે.

વિદ્યાર્થીના ચારિત્ર્યના ઘડતરમાં ખાલી ઉપદેશો નહિ પરંતુ ક્રિયાશક્તિ અને ઇચ્છાશક્તિને સબળ સાધન લેખશે.

વિદ્યાર્થી પાસે વિચાર અને આચારની સુસંગતિનો આગ્રહ રાખશે અને રખાવશે.

વિદ્યાર્થીને શારીરિક શિક્ષા કરવાથી નીતિમય નહિ પરંતુ અનીતિમય બનાવી શકાય છે તેવો વાદ પ્રચલિત કરશે.

હરભાઇ

## અવલોકન

### (૩)

શારીરિક અવલોકનની રૂપરેખા જોઈ લીધી. વિદ્યાર્થીના શરીરની કેળવણીમાં તેવા અવલોકનનું સ્થાન ઘણું મહત્ત્વનું છે. શરીર એ સ્થૂળ વસ્તુ છે તેથી તેના અવલોકનની દિશા નક્કી થાય તો પછી અવલોકનનું કામ ઘણે અંશે સરળ થઇ જાય છે. તે જ પ્રમાણે વિદ્યાર્થીનું મન કેળવવાનો દાવો કરનારા આપણે ગૃહપતિઓએ તેના મનનું અવલોકન કરવું ઘટે છે. આજકાલ એવી એક માન્યતા પ્રચલિત છે કે માનસિક વિકાસનું કાર્યક્ષેત્ર શિક્ષણશાળા છે. અલબત્ત શાળામાં માનસિક વિકાસને વિદ્યાર્થીના બીજા કોઈ પણ અંગના કરતાં વધારે અગ્રસ્થાન આપવામાં આવે છે. પરંતુ વિદ્યાર્થી શાળાની ચાર દીવાલો વચ્ચે પાંચ કલાકના ગાળામાં જ પોતાનો માનસિક વિકાસ સાધી શકે છે એ માન્યતા ભૂલ ભરેલી છે. શાળાના સમય ઉપરાંત બીજાં જે જે ક્ષેત્રોમાં વિદ્યાર્થી પોતાનાં સમય અને શક્તિ ખરચે છે તે તે ક્ષેત્રોમાંથી તેનું મન પોતાને જોઇતો વિકાસ સાધી લે છે. આવાં ક્ષેત્રોમાં કેળવણીની દૃષ્ટિથી વ્યવસ્થિત સ્વરૂપ પકડેલું ક્ષેત્ર તે આજનું છાત્રાલય છે. છાત્રાલયમાં વિદ્યાર્થી પોતાનાં બીજાં અંગોના વિકાસ સાથે મનનો વિકાસ પણ સાધી શકે છે. આપણે ગૃહપતિઓ વિદ્યાર્થીના સર્વાંગી વિકાસનો દાવો કરીએ છીએ તો પછી વિદ્યાર્થીના માનસિક વિકાસનો માર્ગ વધારે સરળ બનાવી શકાય એટલા માટે વિદ્યાર્થીના માનસનો અભ્યાસ આવશ્યક છે અને તેવા અભ્યાસ માટે ગૃહપતિએ અવલોકનનો માર્ગ સ્વીકારવો અનિવાર્ય છે. આવા અવલોકનની દિશા કંઇક નીચે મુજબ આંકી શકાય.

વિદ્યાર્થીની ગ્રહણધારણશક્તિઃ—વિદ્યાર્થી પાસે જે કંઇ માનસિક ખોરાક ધરવામાં આવે તે માનસિક ખોરાક તેની ગ્રહણશક્તિ માટે અને પચાવવા માટે યોગ્ય છે કે નહિ તેની તપાસ કર્યા પછી જ તેવો ખોરાક પાસે ધરવો જોઇએ. આજે તો જે વસ્તુ વિદ્યાર્થીનું મન ઝીલી ન શકે તેવી વસ્તુ તેની પાસે ધરવામાં આવે છે. પછી વિદ્યાર્થી તેમાં નિષ્ફળ થતો માલુમ પડે છે ત્યારે તેને મનનો નિર્બળ યા તો બુદ્ધિનો મંદ માની લેવામાં આવે છે. વિદ્યાર્થી ઉપર તેના માનસિક વિકાસની દૃષ્ટિએ જે કંઇ આંક આપણે મૂકવા માગીએ તે આંક તેની ગ્રહણધારણશક્તિના પ્રમાણમાં મૂકાવો જોઇએ. આવી ગ્રહણધારણશક્તિ કોઇ પણ જાતની પરીક્ષાથી માપી શકાતી જ નથી.

તેના માપન માટે વિદ્યાર્થીની સામાન્ય સમજ કેટલી હદ સુધી વિકસેલી છે. તેનો આધાર લેવાવો જોઇએ. કુશળ ગૃહપતિ આવી સામાન્ય સમજના ધોરણ ઉપર વિદ્યાર્થીની ગ્રહણધારણશક્તિનું અવલોકનકાર્ય સાધી શકે છે.

વાચનસામગ્રીઃ—વિદ્યાર્થીના માનસિક અવલોકનનો બીજો પ્રદેશ એ તેની વાચનસામગ્રી છે. વિદ્યાર્થી કેવી જાતનાં પુસ્તકો વાંચવામાં રસ લે છે, ભાષા, શૈલી અને વિચારની દૃષ્ટિથી કેવાં પુસ્તકો તેને આકર્ષી શકે છે તે વસ્તુનું તટસ્થપણે ગૃહપતિએ અવલોકન કરવું જોઇએ. આજની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં તો આવા અવલોકનનો માર્ગ ગૃહપતિને હાથે જ બંધ થતો જોવામાં આવે છે. વિદ્યાર્થીને તેની પોતાની વાચનસામગ્રીની પસંદગી માટે અમર્યાદિત ક્ષેત્રમાં તેને મૂકી દેવો જોઇએ તેને બદલે તેનું ક્ષેત્ર અસંત સંકુચિત કરવામાં આવે છે. એટલેથી જ આપણે ગૃહપતિઓ નથી અટકતા પરંતુ અમુક સામગ્રી અસ્પૃશ્ય અને ત્યાજ્ય છે એવું ઉપદેશવામાં પણ આવે છે. પરિણામે તેના વાચનવ્યવસાયમાંથી તેના માનસનો ઉકેલ આવી શકે તે આપણને આવી શકતો નથી. વિદ્યાર્થી કેવી જાતના વાચનથી આકર્ષાય છે તે આપણને જાણવા મળે તો તેના માનસિક વિકાસનો માર્ગ આપણી પાસે વધારે સ્પષ્ટ અંકાય છે. જ્યાં વિદ્યાર્થીને વાચનના સ્વાતંત્ર્યમાંથી અલગ કરવામાં આવે છે અને પરનિર્ણિત વાચનપ્રદેશમાં પરાણે રોકવામાં આવે છે ત્યાં તેનો અભ્યાસ ખોટો થાય છે.

સોબતઃ—વિદ્યાર્થીના માનસિક અવલોકન માટે તેની સોબત એ સાથી સબળ સાધન છે. માનસિક વિકાસ દ્વારા વિદ્યાર્થીને ચારિત્ર્યના ઘડતર તરફ લઇ જવાની આશા રાખવામાં આવે છે, તે આશાને સફળ કે નિષ્ફળ બનાવવાનાં સાધનોમાં તેની સોબત એ એક મોટું સાધન છે. નાનપણથી તેનું મન નિર્મળ અને નિર્દોષ રહી શક્યું છે કે શેરીઓના અને સમાજના સડાથી કલુષિત થઇ ચૂક્યું છે તેનું માપ વિદ્યાર્થીની સોબત ઉપરથી આપણે સરસ કાઢી શકીએ છીએ. આવી સોબતો દરમ્યાન વિદ્યાર્થીનાં વાણીવ્યાપાર, વિદ્યાર્થીની સારી નરસી ટેવો, વિદ્યાર્થીની કર્મેન્દ્રિયોનો સંયમ અસંયમ, વગેરે સરસ રીતે જાણવા મળી શકે છે. આજનાં છાત્રાલયોમાં સારી યા નરસી બન્ને પ્રકારની સોબતો કરતાં ગૃહપતિથી વિદ્યાર્થી ડરે છે તે પરિસ્થિતિ ટળી જવી જોઇએ. વિદ્યાર્થીને પોતાને અનગમતી સોબતમાં નિરંકુશપણે એક વખત પડવા દો. તેમ થવાથી તેના માનસનો આપણને પરિચય થઇ જશે, પછી સોબત ટકાવવી કે કાઢવી તેનો નિર્ણય કરી કેળવણીની દૃષ્ટિથી

સુયોગ્ય તેવાં સાધનોનો આપણે ઘણી ખુશીથી ઉપયોગ કરી શકીએ છીએ.

સ્વભાવઃ—વિદ્યાર્થીના મનના વિવિધ અંગોનો વિકાસ તેના સ્વભાવ ઉપર સારા પ્રમાણમાં નિર્ભર હોય છે. વિદ્યાર્થીના સ્વભાવને રુચિકર અને અનુકૂળ એવું વાતાવરણ તેના વિકાસમાં તેને મદદ રૂપ થઇ પડે છે, જ્યારે અરુચિકર ને પ્રતિકૂળ વાતાવરણ તેને વિઘ્ન રૂપ થઇ પડે છે. વિદ્યાર્થીના સ્વભાવને લક્ષમાં લઇને જ તેને નાના મોટા કામોમાં યોજવો જોઇએ તે સત્ય આજે વિસરાઇ ગએલું દેખાય છે. આના પરિણામે જ ગૃહપતિ અને વિદ્યાર્થી વચ્ચેનું ઘર્ષણ દિન પ્રતિદિન વધતું જતું દેખાય છે. ગૃહપતિ વિદ્યાર્થીને ઓળખતો નથી, અને વિદ્યાર્થી ગૃહપતિને સમજી શકતો નથી. એક બીજાના સ્વભાવના યથાર્થ દર્શનના અભાવે બન્ને વચ્ચે અનેક પૂર્વગ્રહો બંધાયા કરે છે અને કેળવણીનું કામ છેક જ મારું જાય છે.

કલ્પનાઃ—વિદ્યાર્થીના માનસના અભ્યાસમાં તેની કલ્પનાનો પ્રદેશ આપણને ગૃહપતિને ખૂબ સહાયક થઇ પડે છે. વિદ્યાર્થી કેવા કેવા કલ્પનાતરંગો સેવે છે, કેવા કેવા ગગનવિહારો કરે છે, કેવા કેવા આદર્શો બાંધે છે અને તોડે છે વગેરે બાબતો ગૃહપતિએ બહુ જ ઝીણવટથી અવલોકવી ઘટે છે. આજનાં આપણાં છાત્રાલયોમાં આ કલ્પનાના પ્રદેશને અવલોકવા માટે યોગ્ય અવકાશ જોવામાં આવતો નથી. મિત્રો મિત્રો વચ્ચેની વાતચીત, ગૃહપતિ સાથેના વિશ્વાસપૂર્ણ વિશ્રંભાલાપો, બહારના મિત્રોની સાથેના પત્ર વહેવાર, ગદ્યપદ્ય લખાણો, ચિત્રો વગેરે ક્ષેત્રો એવી જાતનાં ગણી શકાય કે જેમાંથી વિદ્યાર્થીના કલ્પનાપ્રદેશમાં ડોકિયું કરવાનું ગૃહપતિ માટે સુગમ થઇ પડે. આજનાં છાત્રાલયોમાં જ્યાં જ્યાં વિદ્યાર્થીઓની આવી પ્રવૃત્તિ ઉપર નિરર્થક અંકુશો મૂકાતા હોય ત્યાં ત્યાંથી એવા અંકુશો ખસી જવા જોઇએ અને ઉલટું વિદ્યાર્થીઓની તેવી પ્રવૃત્તિઓને પોષણ અપાવું જોઇએ. વિદ્યાર્થીના ભાવિ ઘડતરમાં તેના એવા કલ્પનાતરંગો આપણને ખૂબ ઉપકારક થઈ પડે છે. વિદ્યાર્થી પોતાનું જીવનનાવ કયે રસ્તે હંકારવા માગે છે તેનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે. આપણી પાસે તેનો સ્પષ્ટ ખ્યાલ હોય તો જ તેની નિષ્ફળતાઓને અને સફળતાઓને આપણે સાચા સ્વરૂપમાં સમજી શકીએ છીએ.

વિદ્યાર્થીને માનસિક દૃષ્ટિથી અવલોકવા માટેનાં આ મોટાં મોટાં ક્ષેત્રો નોંધ્યાં. આ ઉપરાંત વિદ્યાર્થીનો ઊંઘમાં બકબકાટ, વિદ્યાર્થીનું એકાકી ભાષણ,

વિદ્યાર્થીનાં સ્વપ્નાં, વિદ્યાર્થીનું નાટક સીનેમા તરફનું વલણ, વિદ્યાર્થીની સમાજ તરફની દૃષ્ટિ વગેરે બાબતોમાંથી પણ તેના માનસનો સુંદર અભ્યાસ આપણે સાધી શકીએ છીએ. આટલા અંગુલિનિર્દેશ પછી બાકીનું કાર્ય કુશળ ગૃહપતિ પોતાની મેળાએ જ સાધી શકે. હરભાઇ

## મારી ભિક્ષા

મારા છાત્રભાઇઓ—

અમરેલીમાં આપણા પ્રથમ છાત્રસંમેલન ભરાયાને આજે સાડા પાંચ મહિના થઇ ગયા અને છતાં ક્યાં છે એના 'છાત્રમંડળ'ના પ્રમુખ? ક્યાં છે એમના મંત્રી? ક્યાં છે કાર્યવાહકો? કાંઈ જ ખબર પડતી નથી. તમે સૌએ મને સેવા કરવાની તક આપવા પ્રમુખપદે બેસાર્યો પણ અધિકાર વિનાનાં પદ ક્યાં સુધી શોભે? અનેક આકસ્મિક કારણોને લઇને આજ સુધી હું કાંઇ જ કાર્ય કરી શક્યો નથી એ માટે અસંત શરમ સાથે આપની માફી માગું છું.

છાત્રસંમેલનના રચનાત્મક કાર્ય રૂપે આપણે છ સભ્યોનું એક છાત્રમંડળ નીમ્યું. આપણે ઠરાવો કર્યા કે બની શકે તે તે ગામોમાં સ્થાનિક છાત્રમંડળ સ્થાપવાં અને એ સ્થાનિક મંડળે, બૃહત્ છાત્રમંડળ સાથે જોડાઇ જવું. આથી કરીને આપણા એક બીજાનાં સુખ દુઃખોની ખારી મીઠી વાતો આપણે કરી શકીએ, અને બને તેટલી પરસ્પરને મદદ કરીએ. હું કોઇ ગામનાં છાત્રાલયો જોવા ગયો નથી અને જઈ શકવા જેટલો વખત મેળવી શકું તેવી પરિસ્થિતિ નથી. તો આપ સૌની હું મારા કાર્યમાં સહાયતા ઇચ્છું છું. ગૂજરાત કચ્છ અને કાઠિયાવાડના પ્રત્યેક છાત્રાલયમાં વસતા હરેક ભાઇની હું મદદ માગું છું. આપને ત્યાં એક ગામમાં બે ત્રણ કે ચાર છાત્રાલયો હોય તો બધામાંથી એક એક બબ્બે છાત્રસભ્યો મળી સ્થાનિક મંડળો સ્થાપો, વધુ મળતા હળતા થાઓ, એક બીજાને રમવા જમવા આમંત્રો, અને આમ, છાત્રોનું સાચું સંગઠન સ્થપાય તો આપણું–જુવાનીઆઓનું મંડળ શોભે અને પાંગરે.

હું જાણું છું કે રાજકોટ, આણંદ ભાવનગર વગેરે ગામોનાં છાત્રાલયોમાં ઉત્સવો થયા છે. એ બધામાં જ્યાં જ્યાં છાત્રભાઇઓએ ભાગ લીધો છે એનો અહેવાલ મને મળ્યો નથી. એ બધી વાતો મને ન જણાવો?

આપ સૌની પાસે આજે હું હાથ લંબાવીને, તમારા જ સેવક તરીકે માગું છું કે આપના છાત્રાલયની, છાત્રોને લગતી બધી નવી જૂની ખબરો,

નવી હિલચાલો વગેરે જણાવો. આમ આપ આ 'છાત્રમંડળ'ની સાથે સંબંધ રાખશો તો આવતા બીજા છાત્રસંમેલન વખતે આપણે વધુ ગાઢ મિત્રો થઈ શકશું.

તમારા જ મિત્ર તરીકે માગું ? તમારા પ્રત્યેક છાત્રાલયના સમાચારોના પત્રોથી હું ટટાઠ જવા માગું છું. તમારા જ 'છાત્રમંડળ'ને વધુ સફળતા બક્ષવા આટલું જરૂર કરશો.

પત્રવ્યવહાર હાલ તુરત નીચેને સીરનામે કરવા કૃપા કરશો.

c/o ધી ફેલોશીપ સ્કૂલ,
ચાઇના બાગ
મુંબઇ નં -૪

લી. તમારો દોસ્ત,
જમનાદાસ વ. દાણી

## કાર્યાલય તરફથી:—

નીચે જણાવેલી સંસ્થાઓ તરફથી છાત્રાલય મંડળ સાથે જોડાણના ચાલુ સાલના લવાજમના રૂપીઆ મળ્યા છે તે અહીં સ્વીકારવામાં આવે છે.

૧૯ શ્રી મહીરેવા લોહાણા બોર્ડિંગ — વડોદરા
૨૦ શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ — પાલીતાણા
૨૧ શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થિભવન — ભાવનગર
૨૨ શ્રી દશાશ્રીમાળી અને વણિક જૈન વિદ્યાર્થિભુવન — રાજકોટ
૨૩ શેઠ ગોકળદાસ તેજપાળ બોર્ડિંગ સ્કૂલ — મુંબઇ
૨૪ શ્રી હિન્દુ અનાથાશ્રમ — નડીઆદ
૨૫ શ્રી સાબરમતી વિદ્યાર્થિભવન — વીજાપુર (ગુજરાત)
૨૬ શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડિંગ — મુંબઇ
૨૭ શ્રી મહાવીર જૈન વિદ્યાલય — મુંબઇ

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ: પરદેશના બે શિલિંગ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ—'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

આ ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )


વર્ષ ૨ જું — અંક ૧ લો

૧૯૨૮ — સપ્ટેમ્બર



:: તંત્રી ::

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ


---

આ તે કામ કહેવાય? માંદાને દવા પાઓ અને પગ ચાંપો; ગંદાને ન્હવરાવો અને સ્વચ્છ રહેતાં શીખવો; ગરીબને પંપાળો અને તોફાનીને સાબુત રાખીને સુધારો; રોતલનાં આંસુ લૂછો અને ગુંડાને કાબુમાં રાખો. કામ ત્યારે ધૂળ જેવું છતાં ઘડીની નવરાશ ન મળે!

આ કરતાં તો શિક્ષક થવું સારું કે ૭ કલાકની હાજરી ભરી એટલે કોઇ નામ તો ન લે! સુંદર ભાષણ કરવું, વિદ્યાર્થીઓનું સન્માન પામવું અને બાકીના વખતમાં હરવું, ફરવું, મિત્રોને મળવું ને સમાજસેવા કરવી એ બધાની છૂટ.

અને સૌથી મોટો લાભ તો એ કે મન ઉપર કાટ ન ચડી જાય. આ રસોડાનાં હળદર ને મરચાંનો વિચાર કરીને તો બધું ભણતર ભૂલી ગયો છું!

ગૃહપતિ

## કાકાસાહેબનો પત્ર

કાકા કાલેલકર મારા પરના એક પત્રમાં લખે છે તે તમામ છાત્રાલયોના ગૃહપતિઓ વાંચે-વિચારે એવી આશાથી અહીં ઉતારું છું:—

"આજકાલ પૂ. બાપુજી પણ આશ્રમમાં ગૃહપતિનું કામ ધમધોકાર ચલાવે છે. પરિણામે આશ્રમના આદર્શોની ચર્ચા ખૂબ ચર્ચા થાય છે. એ ચર્ચા શાબ્દિક નથી હોતી, પણ જીવનમય હોય છે. આશ્રમજીવન એ આશ્રમ નિયમાવલિ પરનું મહાભાષ્ય છે. આજે હિંદુસ્તાનમાં ઉત્તમમાં ઉત્તમ છાત્રાલય હોય તો તે સાબરમતીનો આશ્રમ છે. હમેશને માટે નથી કહેતો, પણ બાપુજી પોતે ત્યાંના ગૃહપતિ બન્યા છે તેથી કહું છું. મહાદેવભાઈથી માંડીને એમના બાબુ સુધી અને પૂ. બાથી માંડીને તોફાની લક્ષ્મી સુધીનાં બધાં જ ત્યાંનાં છાત્ર છે. આશ્રમ નિયમાવલિ એ બાપુજીની હિંદુસ્તાન માટે અને આખી દુનિયા માટે ધાર્મિક કેળવણીની યોજના છે, અને હિંદુધર્મસંસ્કરણનો એમનો આ જમાના માટેનો મુખ્ય ફાળો છે. આપણાં છાત્રાલયના વ્યવસ્થાપકો જો એ નિયમાવલિનું ઊંડું અધ્યયન કરશે તો એમને જોઈતું છાત્રાલયશાસ્ત્ર એમાંથી જ મળી રહેશે. ઇન્ડીયન સોશીયલ રિફોર્મરના નટરાજને એનું મહત્ત્વ જાણ્યું છે, અને આખી નિયમાવલિ એણે પોતાના છાપામાં એક જ અંકમાં આપી છે. અને પોતાના વાચકોને એ અંક સંઘરી રાખવાની ભલામણ પણ કરી છે.

"આશ્રમમાં હવે લગભગ બધાં જ એક રસોડે જમે છે. સૌથી નાનાં છોકરાંઓ શું ખાય, કેટલું ખાય, કયે ક્રમે ખાય એ બધું બાપુજી પોતે જ જુએ છે. ખોરાક બરાબર ચવાય છે કે નહિ એ તરફ પણ બાપુજીની નજર છે જ. અમુક છોકરાઓ તો બાપુજીની પાસે જ સૂએ. છોકરીઓ બાપુજી સાથે જ ફરવા જાય. અતિથિસેવાના પાઠ પણ વિદ્યાર્થીઓને બાપુજી પોતે જ આપે છે. પાકશાળા અને ગૌશાળા એ આશ્રમના રાષ્ટ્રીય મંદિરના મુખ્ય વિભાગ છે. તેથી કેટલાક વિષયોમાં તો અધ્યાપકો કરતાં વિદ્યાર્થીઓ ચઢી જાય છે.

"મેં થોડોક લોભ કરીને બાપુજીનો એક વર્ગ દર શનિવારે અહીં વિદ્યાપીઠમાં ગોઠવ્યો છે. ગયે ફેરે એક બાળક વિદ્યાર્થીના સવાલમાંથી બુદ્ધિ અને શ્રદ્ધાનો સવાલ નીકળ્યો, અને એક કલાક સુધી બાપુજીએ અદ્‌ભુત પ્રવચન ચલાવ્યું. આજે કાલની કેળવણીમાં જે કંઈક સારો નરસો પ્રયત્ન થાય છે તે બધો બુદ્ધિ ખીલવવામાં જ સમાપ્ત થાય છે, હૃદયની કેળવણી તરફ યથાર્થ ધ્યાન અપાતું જ નથી, એ વસ્તુ તરફ બાપુજીએ ધ્યાન ખેંચ્યું. મુખ્ય કેળ-

વળી તો હૃદયની જ હોય એ વિષે એમણે ભાર દઈને વિવેચન કર્યું. પછી શ્રદ્ધા અને બુદ્ધિના સ્વરૂપ અને સંબંધ વિષે સરસ ચર્ચા ચાલી. બાપુજી જ્યારે વિદ્યાર્થીઓ વચ્ચે બેસીને બોલે છે ત્યારે તેઓ હમેશના જેવા સ્થિતપ્રજ્ઞ નથી દેખાતા. કંઈક પીગળ્યા હોય, પોતાનો વારસો દેશના યુવકોને આપવાને ઈંતેજાર હોય, અને તેથી પોતાનું આખું હૃદય એમની આગળ ઉઘાડું કરતા હોય, પોતાની દેશભક્તિ, ધર્મનિષ્ઠા અને અખંડ જાગૃત કર્મયોગ વિદ્યાર્થીઓમાં ઠાલવવા માગતા હોય એવું જ દેખાય છે. વિદ્યાર્થીઓ પરનો એમનો વિશ્વાસ, એમની મારફતે દેશનું ભાવિ ઘડવાનો એમનો અભિલાષ, એ બધું જોઈને તો લાગે તો થાય છે કે આ કોઈ રાજદ્વારી પુરુષ નથી પણ વિદ્યાર્થીઘેલા કેળવણીકાર છે.

" આશ્રમમાં તો વિદ્યાર્થીઓ કરતાં વિદ્યાર્થિનીઓની જ સંખ્યા વધી પડી છે. એટલે સહશિક્ષણ માટે આદર્શ વાતાવરણ કેવું હોવું જોઈએ એ સવાલનો ઉકેલ બહુ સરસ રીતે આવી રહ્યો છે. મને તો લાગે છે કે બાપુજીએ આ વર્ષ સ્ત્રીઓની ઉન્નતિનો રસ્તો નક્કી કરવા માટે જ જુદું કાઢી રાખ્યું છે. સંત જનાબાઈએ પંઢરપુરના પાંડુરંગ પ્રત્યે જે ભક્તિ કેળવી હતી તે જાતની ભક્તિ જો હિંદુસ્તાનની બહેનો બાપુજી પ્રત્યે કેળવે તો મને આશ્ચર્ય નહિ થાય."

## દિશાએ જવું

અમારો તો દિશાએ જવાનો પ્રશ્ન એ નજીવો પ્રશ્ન ગણાય. વિદ્યાર્થીઓને હાજત થાય ત્યારે જાય અને ન થાય તો ન જાય એમ ચાલ્યું જાય છે; અને એ તરફ આપણું ધ્યાન પણ ભાગ્યે જ જાય છે.

ઘરમાં આ બાબતમાં માની ચીવટ અદ્દભુત હોય છે. કયું છોકરું કયાં દિશાએ ગયું, કેટલીવાર ગયું, ક્યારે ગયું અને કેવો દસ્ત આવ્યો તે તરફ તેની નજર હોય છે. ઘરનાં મોટી ઉંમરનાં માણસો પણ દરરોજના કરતાં વધારે વખત દિશાએ જાય તો મા તેને પૂછવાની જ. છાત્રાલયમાં વિદ્યાર્થીઓ ઘણા અને ઉંમરે મોટા એટલે પણ આપણે આ બાબતમાં થોડા બેદરકાર છીએ. છતાં પણ વિચાર કરીએ તો શરીરના આરોગ્યનો ખરો આધાર તેના પર જ છે.

દરરોજ સવારના હાજત થાય અને વિદ્યાર્થી શરીરનો કચરો બહાર

પડતા ખોટા ભણતરને લીધે, કંઇક ઓછા શરીરશ્રમને લીધે અને કંઈક વિદ્યાર્થી અવસ્થામાં પણ વિલાસને લીધે કેટલાયે વિદ્યાર્થીઓને સવારમાં હાજત થતી નથી. જરા આગળ પડીને બોલીએ તો દસ્તકબજીઅત અને માથાનો દુખાવો એ બે તો આજે વિદ્યાર્થીઓના મિત્રરોગો બની ગયા છે. છાત્રાલયમાં આપણે વિદ્યાર્થીઓને આ રોગમાંથી બચાવવા હોય તો તેનાં ઉત્પાદક કારણોને આપણે નાબુદ કરવાં જોઇએ. વિદ્યાર્થીઓનાં શરીરને પૂરેપૂરો શ્રમ મળે અને એ ઉંમરમાં જે મેદાની રમતો વગેરે પુષ્કળ રમાવાં જોઇએ તે રમાય તો આ ફરિયાદ રહેશે જ નહિ.

કેટલીક વાર તો વિદ્યાર્થીને સવારે દિશાએ જવાની ટેવ જ પાડવી પડે છે; સવારમાં તેને હાજત થતી જ નથી. આવી ટેવ પાડવા માટે આપણે પ્રયોગ પ્રમાણે અનેક ઉપાયો લઇ શકીએ. સવારના પહોરમાં ઉઠીને એક પ્યાલો ટાઢું પાણી પી લેવાથી આ ટેવ પડે ખરી. જેનાં આંતરડાં વધારે કઠણ હોય તે રાતના ઉના દૂધમાં ઘી નાખીને પીએ. આજે તો છાત્રાલયોમાં અને ખાસ કરીને કોલેજોની હોસ્ટેલોમાં દરેક વિદ્યાર્થી અમુક અમુક વખતે ફ્રૂટ સૉલ્ટ (fruit salt) કે એવા જ કોઈ પદાર્થનો ઉપયોગ કરતો થઇ જાય છે અને જતે દિવસે પોતાનાં આંતરડાંને વધારે નિર્બળ બનાવે છે. આજ કાલ જરા વધારે સુધરેલા વિદ્યાર્થીઓમાં બસ્તી લેવાની રીત શાસ્ત્રીય રીત તરીકે ચાલવા લાગી છે. વાત તો એ છે કે આ બધા ગુંચવણિયા ઉપાયો જેટલા ન લેવાય તેટલા સારા. ઉગતો જુવાન દરરોજ સવારમાં એક વાર શરીર આખાનો મળ હડસેલી કાઢવાની પણ તાકાત ન ધરાવે અને આવા તેવા ઉપાયોની મદદ લે એથી વધારે શોચનીય શું હોય ? જે જે વિદ્યાર્થીને સવારમાં દિશાએ જવાની ટેવ ન હોય તેને તપાસીને તેને માટે શું શું થઇ શકે તેમ છે તે આપણે જોવું જોઇએ અને આ કામમાં ડૉક્ટરની જેટલી મદદ લઇ શકાય તેટલી લેવી જોઇએ.

આ તો થઇ સવારની ટેવની વાત.

પણ દિશાએ જવાનો સવાલ એ કાંઈ સાવ સાદો સવાલ નથી. એ સવાલને આપણે વ્યક્તિગત સ્વચ્છતાની દૃષ્ટિથી પણ અવલોકી શકીએ, સામાજીક આરોગ્યની દૃષ્ટિથી પણ અવલોકી શકીએ, જાતીય વિકૃતિના દૃષ્ટિબિન્દુથી પણ તેની તપાસ કરી શકીએ અને સામાજીક રીતભાતની દૃષ્ટિથી પણ તેમાં કંઇ કહી શકીએ.

દિશાએ જવાના પ્રશ્નમાં આપણે સ્વચ્છતા બીલકુલ જાળવતા નથી. કેટલાંક છાત્રાલયોમાં એકાદ ભૂંડાભૂખ ડબલામાં પાણી ભરીને બધા તેનો ઉપયોગ કરે છે. કોઇ કોઇ સ્થળે તો ગમે તેવું મેલું પાણી પણ દિશાએ જવામાં ચાલે એવી માન્યતા હોય છે અને ઘણી વાર તો નાનકડી ટબુડી જેટલું પાણી આ કામને માટે પૂરતુ ગણવામાં આવે છે. આ બધામાં ફેરફાર કરવો જોઇએ. છાત્રાલયમાં દરેક વિદ્યાર્થી ડોલચું ન વાપરતાં પોતપોતાનો કળશો જ વાપરે, મેલું પાણી હરગીજ ન વાપરે અને જે પાણી લઇ જાય તે પૂરતા પ્રમાણમાં લઇ જાય એટલું તો આપણે કરવું જ જોઇએ. દિશાએ જઇને આવ્યાં પછી હાથ પગ બરાબર સાફ કર્યા વિના બીજા કામે વિદ્યાર્થીઓ ચડી ન જાય એ પણ ઓછું જરૂરી નથી.

આજે કેટલાયે છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ જ્યાં આવે ત્યાં દિશાએ જવા બેસી જાય છે અને આવા જ્યાં ત્યાં બેસવાને ખુલ્લામાં બેસવાનું નામ આપી આપણે મલકાઇએ છીએ. આ વસ્તુ સમાજના આરોગ્યની દૃષ્ટિથી એકદમ નાબુદ થવી જોઇએ. છાત્રાલયો જ્યાં થોડી ઘણી પણ વસ્તીની વચ્ચે હોય ત્યાં તો આ ખુલ્લામાં જવાનો અખતરો કરવા જેવો જ નથી, અને કરશું તો આપણે ખત્તા જ ખાવાના છીએ. જ્યાં ખુલ્લાં મેદાનો સુલભ હોય ત્યાં પણ એ સ્થાનો કેવી રીતે વપરાવાં જોઇએ તેનો યથાર્થ વિચાર તો કરવાનો રહે છે જ. પાયખાનામાં, ખેતરમાં કે ખુલ્લાં મેદાનોમાં, ગમે ત્યાં પણ મેલું હોય તેના પર ધૂળ વાળવાની ઉપયોગિતા તો વિદ્યાર્થીને સમજાવવી જોઇએ. મોટાં શહેરોમાં જ્યાં flushing system ( પાણીથી ઝાજરૂ તરત ધોવાઇ જાય તેવી રીત ) ચાલે છે ત્યાં આવું કશું કરવાપણું રહેતું નથી.

નાના વિદ્યાર્થીઓ ઘણી વાર એક બીજાની સાથે દિશાએ જવા નીકળે છે. આ વિદ્યાર્થીઓ એકલા કે બીજાની સંઘાતે આવા પ્રસંગે હસ્તદોષમાં સપડાઇ જાય છે એવો આપણુ સૌને અનુભવ છે. દિશાએ જતી વખતની એકાંત વિદ્યાર્થીને ફસાવી ન પાડે એટલી દૃષ્ટિ ગૃહપતિએ પોતે રાખવી ઘટે અને જરૂર પડે તો વિદ્યાર્થીને આપવી ઘટે.

છેવટે સામાજીક રીતભાતનો સવાલ જોઈ લઇએ. લોકોનો અવરજવર હોય એવાં સ્થાનોમાં દિશાએ જવું અને પછી કાં તો એમને એમ બેસી રહેવું ના તો વારંવાર ઉભા થવું એ ઘણી વાર માણસને ચીતરી ચડાવે તેવું છે. વિદ્યાર્થીઓને બીજાઓની આ ચીતરીનું આપણે થોડુંએક ભાન કરાવવું જોઇએ.

હું આફ્રિકા જતો હતો ત્યારે સ્ટીમરનાં થર્ડ ક્લાસનાં સંડાસોમાં બધા બોલ બોલ કરે તે જોઈ મને ભારે આશ્ચર્ય થએલું. આજે પણ પેશાબ કરતાં કરતાં અને ઝાડે જતાં જતાં બોલવાનો રિવાજ પ્રચાર પામતો જાય છે. આમાં ધર્માધર્મનો કે નીતિ અનીતિનો જરાયે પ્રશ્ન નથી; છતાં યે સમાજની સભ્યતાની દૃષ્ટિથી આ વસ્તુ સારી તો નથી જ, એટલું વિદ્યાર્થીઓને સમજાવી દેવું જોઇએ.

નાનાભાઇ

## બે ઘડી વિદ્યાર્થીઓમાં

કેટલાક દિવસો પર હું એક છાત્રાલય જોવા ગયો હતો. ત્યાં બે ઘડી વિદ્યાર્થીઓ સાથે વાતો કરવા બેઠો. વિદ્યાર્થીઓએ મને કંઇક કહેવા કહ્યું પણ પછી એમ ઠર્યું કે વિદ્યાર્થીઓને જે પૂછવું હોય તે પૂછે—જે પ્રશ્નો ખરેખરા તેમના મનમાં ઉદ્ભવ્યા હોય તે પૂછે—માત્ર પૂછવા ખાતર ન પૂછે. ઘણા કલ્પી શકશે કે શા વિષયના પ્રશ્નો પૂછાયા હશે. અનેક પ્રશ્નો પૂછાયા તેમાં મુખ્ય અને મધ્ય પ્રશ્ન સ્ત્રીપુરુષોના સંબંધ વિષેનો હતો. પરણવું શા માટે, ક્યારે પરણવું, બ્રહ્મચર્ય સારું કે પરણવું તે સારું, વગેરે પ્રશ્નો પૂછાયા. આ બધા પ્રશ્નોમાંથી હુ માત્ર એકની જ અહીં ચર્ચા કરવા ઇચ્છું છું.

બરાબર શબ્દો યાદ નથી, પણ એક ભાઇનું કહેવું એવું હતું કે હાલની પરિસ્થિતિમાં વિદ્યાર્થીઓને માટે બ્રહ્મચર્ય પાળવું એ અશક્ય છે. મોટાં શહેરોમાં રહેવાનું, અનેક જુવાન સ્ત્રીઓ નજરે પડે, અને વળી સ્ત્રીઓ પુરુષોને લોભાવવાને વાળનાં 'પટિયાં' પાડે અને વસ્ત્રાલંકાર પણ મોહક રીતે પહેરે, ત્યાં વિદ્યાર્થીઓ બ્રહ્મચર્ય શી રીતે પાળી શકે ! 'પટિયાં' શબ્દ ત્યાં બોલાયો હતો માટે તે ખાસ વાપરૂં છું. બધા વિદ્યાર્થીઓને જોતાં મને લાગ્યું કે આવો વિચાર ઘણાઓનો હતો માટે તે વિષે અહીં થોડી ચર્ચા કરવા ઇચ્છું છું.

પ્રથમ તો જ્યાં બીલકુલ સ્ત્રીઓ ન હોય ત્યાં રહીએ તો જ બ્રહ્મચર્ય પળાય, નહિ તો નહિ, એ માનવું ખોટું છે. એવી સ્થિતિમાં પણ જો મનમાં જ વિકાર હશે તો તે બહાર આવ્યા વિના રહેશે નહિ, અને ખરી સ્ત્રીઓ હોય અને જેવા મનોવિકારો થાય તેવા વિકારો કલ્પના દ્વારા થશે. વળી ધારો કે બીલકુલ સ્ત્રીઓ ન હોય એવી જગાએ રહ્યા, અને તેથી બ્રહ્મચર્ય જળવાયું. પણ કેટલાક બાવાઓ સિવાય કોઇ માણસ એવી સ્થિતિમાં સદા રહી શકવાનો નથી. અને જો તેનું બ્રહ્મચર્ય

એવી સ્થિતિને લીધે જ ટકી રહ્યું હશે, તો પાછો સમાજમાં આવતાં તે તેવો જ વિકારવશ થવાનો. આથી મારું કહેવું એવું નથી કે માણસે જાણી જોઇને સ્ત્રીનો પરિચય કરવો કે વધારવો. ખરો વ્યવહારુ નિયમ એ છે કે સ્ત્રીનો પરિચય જાણી જોઇને શોધવો નહિ અને સામાન્ય રીતે આવે તેથી દૂર નાસવું નહિ, પણ એવા પરિચયના પ્રસંગે તે આપણી બ્હેન છે એવો ભાવ કેળવવો. જે માણસ સામાન્ય સ્ત્રી તરફ બ્હેનનો ભાવ કેળવી શકતો નથી તે માણસ કદિ પોતાની પત્નીને પણ સાચી ચાહી શકવાનો નથી. જગતમાં એકે જ સ્ત્રી સાથે પત્નીનો સંબંધ હોઇ શકે છે, બાકી તો બ્હેનનો સંબંધ જ સાર્વત્રિક છે. તે સંબંધ જે કેળવી શકશે નહિ તે સ્ત્રીઓ તરફનો યોગ્ય ભાવ કદિ કેળવી શકશે નહિ. સ્ત્રીઓને પણ તેમના તરફ બ્હેન સિવાયની કરેલી દૃષ્ટિનો અત્યંત તિરસ્કાર હોય છે. જેઓ સ્ત્રીઓને બ્હેન તરીકે જોઇ શકતા નથી, તેમને સ્ત્રીઓ અત્યંત તિરસ્કારે છે, અને હવેની સ્ત્રીઓ તો 'બનાવશે' પણ ખરી.

પણ મારે એક બીજી વાત કહેવાની છે અને તે વધારે અગત્યની છે. સ્ત્રીઓ સારાં કપડાં પહેરે, વાળ મનગમતી રીતે ઓળે, તેથી તે પુરુષોને મોહ પમાડવા જ એમ કરે છે એમ માનવું તે મૂર્ખાઇ છે. સ્ત્રીઓના ખરા પરિચય વિના સ્ત્રીઓ વિષે વિકારવશ થઇ વારંવાર કલ્પના કરવાથી આવા તરંગો થાય છે. જેમ બ્હીકણ માણસ દરેક જણ પોતાને મારવા આવે છે એમ સમજે છે, તેમ વિકારવશ માણસ સ્ત્રીઓ પોતાને મોહ પમાડવા આવે છે એમ માને છે. ખરી રીતે પુરુષ અને સ્ત્રીઓનાં મન એક સરખાં જ હોય છે. પુરુષો પણ હમેશાં સારાં કપડાં પસંદ કરે છે; સારા જોડા, સારી લાકડી, પસંદ કરે છે: અને વિદ્યાર્થીઓ લગભગ બધા જ પોતાના વાળ અને (ઉગે ત્યારે) મૂછો સારી દેખાડવાનો પ્રયત્ન કરે છે. તમે તમારા વાળ ઓળો છો ત્યારે સ્ત્રીઓ તમારા પર મોહી પડે એવો ઇરાદો રાખીને ઓળો છો ખરા? જો તમે એમ ન કરતા હો તો પછી સ્ત્રીઓ એમ કરે છે એમ તમારે ન માનવું જોઇએ. મને ખાત્રી છે કે જો કોઇ ગૃહપતિ બધા વિદ્યાર્થીઓને માથે મુંડો કરાવવાનો હુકમ કરે તો વિદ્યાર્થીઓને ઘણું જ માઠું લાગે. આ બંડના દિવસોમાં કદાચ તેઓ બંડ કરે. ખરી વાત એ છે કે દરેક માણસને સારાં દેખાવાની સ્વાભાવિક ઇચ્છા હોય છે. તે પ્રમાણે સ્ત્રીઓ અને પુરુષો પોતપોતાની રીતે સારાં દેખાવાનો પ્રયત્ન કરે છે. તે ઉપરથી જો આપણે જુદો વિચાર કરીએ તો તે ખોટો છે, સામેની વ્યક્તિ તરફ

અન્યાય કરનારો છે, તેનું અપમાન કરનારો છે, એટલું જ નહિ પણ આપણું પોતાનું પતન કરનારો છે. તમે વક્તૃત્વકળાનો અભ્યાસ કરતા હો તે ઉપરથી મારાથી એમ માની શકાય ખરું કે તમે મને છેતરવા માટે છટાદાર બોલતાં શીખો છો? એના જેવું જ આ છે.

અને વાત કરવા બેઠો છું ત્યારે છેવટની એક વાત પણ કહી દઉં. ઓળેલા વાળ કે વસ્ત્ર કે ઘરેણાં એ ખરેખરી મોહ પામવાની વસ્તુ નથી. કોઈ સમજુ માણસો તેનાથી મોહ પામતા નથી, અને મોહ તે ખરું આકર્ષણ પણ નથી. ખરું આકર્ષણ બુદ્ધિની તેજસ્વિતા છે. વિદ્યાર્થીઓમાં એવા ઘણાય વિદ્યાર્થીઓ મેં જોયા છે, જે દેખાવમાં ઘણા જ ઘાટીલા હોય, જેમનાં નાક મ્હોં વગેરે પ્રમાણસર હોય, વાળ એવા ઓળ્યા હોય કે એકેએક વાળ તેને સ્થાને રહેતો હોય, પણ તેનામાં બુદ્ધિ ન હોવાથી તેવા વિદ્યાર્થી બીજા કોઇ વિદ્યાર્થીને કે શિક્ષકને આકર્ષી શકતા નથી. એવા આગળ થોડી વાર બેસી પછી તેના રૂપાળાપણાનો જ કંટાળો આવે છે, અને તેની સોબત અસહ્ય થઇ પડે છે. સ્ત્રી કે પુરુષ બંનેને માટે આ ખરું છે.

અને ખરો આદર ચારિત્રથી જ થાય છે. પણ તે ઉપર હું વિશેષ કહેતો નથી. કદાચ તમને લાગે કે હું બોધ આપવા બેઠો છું.

એટલે ખરું આકર્ષણ બુદ્ધિની તેજસ્વિતાનું છે. ખરો આદર, પ્રેમ, ભક્તિ એ સર્વ ચારિત્રથી થાય છે. પણ જો જે પાછા, કોઈ સ્ત્રી કે પુરુષ બુદ્ધિને તેજ કરતાં હોય કે ચારિત્રને ઉન્નત કરતાં હોય ત્યારે એમ માનતા, કે તે કોઇને મોહ પમાડવા માટે એમ કરે છે!

રામનારાયણ વિ. પાઠક.

## હું પિતા હોઉં તો

હું છાત્રાલયના વિદ્યાર્થીનો પિતા હોઉં તો—.

નવીન કેળવણીના વિચારો જાણવા મહેનત કરૂં.

છાત્રાલયમાં કેવી કેળવણી અપાય છે તેની જાતે તપાસ રાખું.

ઘરમાં પણ એ કેળવણીના વિચારોનો અમલ કરવા મથું.

ઘરમાં છોકરા સમક્ષ છાત્રાલયના કામની તેમજ કાર્યવાહકોની નિંદા હરગીજ ન કરૂં.

છોકરા પર ખાલી ઉપદેશના મોટા મોટા કાગળો ન લખું.

છાત્રાલયનું જે હોય તે ચાટી જવું અને આપણું જે હોય તે સંઘરી

રાખવું એવો મંત્ર લોકોને શીખવું તો નહિ જ; ઉલટો ભૂલાવું.
ગૃહપતિને છાત્રાલયની સૌથી કિંમતી રિયાસત ગણું.
. છોકરાના લવાજમમાં મારી શક્તિથી એક પાઇ પણ ઓછી ન આપું.
ગૃહપતિ માગે તેટલો સહકાર આપું.
છાત્રાલય પર અશ્રદ્ધા આવે પછી એક દિવસ પણ છોકરાને ત્યાં ન રાખું.

નાનાભાઇ

## દશરૂપીઆમાનસ

અમારા છાત્રાલયમાં વિદ્યાર્થી પાસેથી દશ રૂપીઆ ફી લેવામાં આવે છે. અમારા છાત્રાલયનું ધોરણ કેળવણીની દષ્ટિથી રચાએલું હોઇને આ દશ રૂપીઆમાં વિદ્યાર્થીનો છાત્રાલય ખર્ચ પૂરો ન થાય તે દેખીતી વાત છે. ગૃહપતિઓ, બીજી સામાન્ય વ્યવસ્થા, રમતો, પ્રવાસ, ઉત્સવ વગેરે વસ્તુઓનો ખર્ચ બાદ કરતાં વિદ્યાર્થીઓનો કેવળ ભોજન ખર્ચ માસિક દશ રૂપીઆથી માથાદીઠ ન વધે તેવો કાળજીપૂર્વકનો પ્રયત્ન ગૃહપતિ અને વિદ્યાર્થીઓને જવાબદાર તેમનું વિદ્યાર્થિમંડળ બન્ને મળીને કરે છે. આવી વ્યવસ્થા પાછળ ગૃહપતિની કુનેહ અને વિદ્યાર્થીઓની સ્વાશ્રયની ધગશ બંને રહેલાં છે.

નવા વર્ષની શરૂઆતમાં નવા વિદ્યાર્થીઓ છાત્રાલયમાં આવે છે. આ વિદ્યાર્થીઓની ઉંમર અને બુદ્ધિશક્તિ છાત્રાલયના સ્વાશ્રયમંડળની ભાવના અને ગૃહપતિની કાળજીને યથાર્થ સમજવા માટે અશક્ત હોય છે. નવા વિદ્યાર્થીઓ તો માત્ર એટલું જ સમજતા હોય છે કે આપણે અહીં રહીએ છીએ, ખાઇએ છીએ અને ભણીએ છીએ તે બધા બદલ માસિક દશ રૂપીઆ આપણાં માબાપના પદરમાંથી અહીં ભરાય છે. કોણ જાણે કેમ, પણ સમાજમાં આજે કંગાલ મનોદશા એટલી બધી ઘર કરી રહેલી દેખાય છે કે હાલતાં ને ચાલતાં આ નવા વિદ્યાર્થીઓ પોતાના દશ રૂપીઆ ભૂલી શકતા નથી. રમત ગમત કે છાત્રાલયના નાના મોટા પ્રસંગોની સાથે તેમને વધારે લેવા દેવા નહિ હોવાથી તે પ્રસંગોએ તેઓ પોતાના દશ રૂપીઆ બહુ ઓછા સંભારે. પરંતુ ભોજનનો સમય થયો કે પછી ભોજનશાળાનાં પગથિયાંની સાથે જ તેમના મનમાં દશ રૂપીઆની સ્મૃતિ જાગે છે. ભોજનશાળામાં સાદું ભોજન હો વા મિષ્ટાન્ન હો, ભોજનશાળામાં રોટલી શાક હો કે બે ચાર વાનાં બીજાં હો, પરંતુ વિદ્યાર્થીને ભાવતી ચીજમાં કાંઇ ઉણપ છે એમ તેને લાગે કે તુરત જ અર્ધ વિનોદ અને અર્ધ ગંભીર ભાવે તે બબડી ઉઠે છેઃ "દશ રૂપીઆ ભરીએ છીએ ને ?"

નાની ઉંમરના વિદ્યાર્થીની આ સામાન્ય પ્રકૃતિને કોરે મૂકીને વિચાર કરીએ તો પણ વિદ્યાર્થીની આવી મનોદશા એ ઘણે ભાગે તેનાં મોટેરાંઓની મનોદશાનું પ્રતિબિંબ માત્ર હોય છે. આજના સમાજમાં ગરીબ અને તવંગર બન્ને વર્ગો જીવનની નાનામાં નાની અને સ્થૂળ જરૂરીઆતથી માંડીને તે મોટામાં મોટી અને સૂક્ષ્મ જરૂરીઆતોનો તોલ કેવળ પૈસાની દૃષ્ટિથી કરતાં શીખ્યા છે. અલબત્ત, મનુષ્યના જીવનવ્યવહારમાં પૈસાની દૃષ્ટિને સ્થાન છે ખરૂં, પરંતુ જીવનનાં એવાં તો કેટલાંય પાસાં છે કે જ્યાં માણસ ગરીબ હોય તો પણ પૈસાની દૃષ્ટિને દૂર ખેંચી લઇ શકે. બાળઉછેરનો પ્રશ્ન હોય કે કોઇ કેળવણીનો પ્રશ્ન હોય કે કુટુંબસેવા વા સમાજસેવાનો પ્રશ્ન હોય કે જીંદગીને હારી જતી બચાવવાનો પ્રશ્ન હોય, તેવા પ્રસંગોએ માણસ પૈસાના વિચારને એક કોરે રાખી શકે છે. રાખી શકે છે તે તો આદર્શ બતાવે છે. પરંતુ ખરી રીતે આજે તેમ નથી રહ્યું. આજે તો કુટુંબનાં મુખીજનો અને સમાજના અગ્રગણ્ય મહાજનો જાણ્યે અજાણ્યે તમામ બાબતમાં પૈસાનો આંક પ્રથમ મૂકે છે. આ પ્રથમ આંક મૂકવાની દૃષ્ટિ ખરી રીતે મનુષ્યના જીવનવિકાસને વિઘાતક હોય છે. જ્યાં વધારે ઉંચા દૃષ્ટિબિંદુથી કામ લેવાવું જોઇએ ત્યાં પણ આ પૈસાના આંકની દૃષ્ટિ મનુષ્યના મનમાં પ્રથમ ઉત્કૃષ્ટ કરી જાય છે ને પોતાની સત્તા જમાવે છે. પરિણામે સમાજમાં આજે કંગાલીઅતની મનોદશા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. ગરીબ માણસ પોતાના વ્યવહારમાં કરકસરવાળો હોય તે એક વાત છે અને લોભી હોય તે બીજી વાત છે. તવંગર માણસ પોતાના ખરચમાં વિવેકદૃષ્ટિવાળો હોય તે એક વાત છે અને ક્ષુદ્રતા સેવે તે બીજી વાત છે. આજે તો ગરીબ અને તવંગર વર્ગમાં કરકસર અને વિવેકબુદ્ધિ નહિ પરંતુ લોભ અને ક્ષુદ્રતાનું દર્શન થાય છે. આ લોભ અને ક્ષુદ્રતાએ માણસના મનને ભિખારી બનાવી દીધું છે: પછી ભલે તે મોટો પૈસાદાર હોય. આ ભિખારી મનોદશાનું પ્રતિબિંબ આજે આપણા છાત્રાલયમાં આબાદ પડતું દેખાય છે. માબાપો પોતાના બાળકમાં કરકસર આવે અને વિવેકદૃષ્ટિ ઉઘડે તેવી આશાથી તેના ખરચના વ્યવહારમાં તેને અનેક સૂચનાઓ કરે છે. પરંતુ કૂવામાં ન હોય ત્યાં હવાડામાં ક્યાંથી આવે એ ન્યાયે માબાપોની પાસે જ એ દૃષ્ટિ હોતી નથી તેથી બાળકમાં તે આવતી જ નથી. માબાપના ઉપદેશના પરિણામે બાળક લોભીવૃત્તિનું અને કંગાલ મનોદશાનું બને છે. મોટેરાંઓને પોતાના જીવનમાં અનેક સ્વાર્થો અને પરમાર્થો ભરેલા હોય છે તેથી તેમની કંગાળ મનોદશા બહુ રૂપમાં વહેંચાઇ જાય છે,

જ્યારે બાળકને તો આત્મરક્ષણ પૂરતી એક જ સ્થિતિમાંથી મોટે ભાગે પસાર થવાનું હોય છે તેથી તેની એ કંગાલવૃત્તિ તેના શરીરને પોષણ આપવાના પ્રયાસોમાં જ પ્રદર્શિત થતી દેખાય છે. એટલે કે વધારે મોટા પ્રમાણમાં તેનો ખોરાક સંબંધેનો પ્રશ્ન તેની નજર આગળ વધારે કંગાલીઅત ભરેલો ખડો થઇ રહે છે. સૂક્ષ્મતાથી જોવામાં આવે તો વિદ્યાર્થીના બીજા પ્રસંગોમાં પણ એવી જ કંગાલ મનોદશા પ્રતિબિંબિત થતી હોય છે. પરંતુ વિદ્યાર્થીની સૂક્ષ્મ પ્રવૃત્તિઓ કરતાં તેમની સ્થૂળ પ્રવૃત્તિઓ અને તેમાં પણ ખાનપાનની પ્રવૃત્તિઓ આપણી નજર આગળ વધારે ચડે છે તેથી એ પ્રવૃત્તિઓની કંગાલ દશા આપણને વધારે પ્રમાણમાં ખટકે છે. આ દૃષ્ટિથી તપાસતાં વિદ્યાર્થીનું દશરૂપીઆમાનસ ને કેવળ ખોરાકને લગતું નથી જ. આ દશરૂપીઆમાનસ વિદ્યાર્થીને ઠપકો આપવાથી કે તેને ભોંઠો પાડવાથી કે તેને ઉપદેશ આપવાથી નથી જ હઠી જવાનું. એ કંગાલ મનોદશાની પાછળ પણ સમાજની વધારે મોટી કંગાલ મનોદશા પડેલી હોય છે તે છાત્રાલય ચલાવનારાઓએ ધ્યાનમાં રાખવું ઘટે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય કે વિદ્યાર્થીની કંગાલ મનોદશા મિટાવવા માટે તેના વડીલોની એટલે કે આપણી કંગાલ મનોદશા મિટાવવાની અગત્ય ઉભી થાય છે.

ત્યારે તો આજના ગૃહપતિને માથે કેવળ પોતાના વિદ્યાર્થીઓને જ કેળવવાનું નહિ પરંતુ માબાપોને પણ સાચી દિશામાં કેળવવાનું ધર્મકૃત્ય આવી પડે છે.

હરભાઇ

## માબાપોને

છાત્રાલયજીવનમાં નવું વર્ષ બેસે અને ગૃહપતિને કંઇ કંઇ નવીન અનુભવો કરવાની તક મળે. સેંકડો વિદ્યાર્થીઓની સાથે પરિચય સેવ્યો હોય અને તેમની ઓળખ મેળવી લીધી હોય છતાં નવીન વર્ષે નવા વિદ્યાર્થીઓ કાંઇક નવીન જ દર્શન કરાવે. અનેક માબાપોને જાણી લીધાં હોય, અનેકની સાથે પત્રવહેવાર કરી લીધો હોય અને મનમાં માની લીધું હોય કે હવે તો માબાપોમાં કેળવણીની દૃષ્ટિ ઉઘડતી જાય છે, તેવે વખતે નવીન માબાપો જૂના વિચારોનું દર્શન કરાવે. ગૃહપતિના કામના અનેક વર્ષોના અનુભવ પછી પણ ગૃહપતિને તો નવીન વિધિયો, નવીન માબાપો, નવીન સંયોગો અને નવીન માનસના પરિચય માટે તૈયાર જ રહેવાનું હોય છે.

જીવનકલહ માટેની અટપટી પરિસ્થિતિમાં ગુંચવાઇ ગએલાં માબાપો

શુદ્ધ કેળવણી માટેની વિચારસરણીથી કેટલાં અજ્ઞાત હોય છે તેનું ભાન દર વરસે થયા જ કરે છે. ચાલુ વર્ષની શરૂઆતમાં તેવાં ઘણાંય માબાપોનો પરિચય થયો, અને ગૃહપતિનું કામ શિક્ષણના પ્રદેશમાં કેટલું વિકટ છે તેનું ભાન તાજું થયું. ગ્રહેણીકરણીની નાની મોટી કુટેવોમાં સપડાઇ ગએલા વિદ્યાર્થીઓનાં માબાપો કેવાં મૂંઝાઇ જાય છે અને કેવા પ્રકારના માર્ગોનું શરણ શોધે છે તે જાણી દયા અને અનુકંપા ઉપજે. આ જાતનાં અનેક માબાપો પૈકી બેનું થોડુંક દર્શન કરીએ.

બજારૂ ચીજ ખાવાની બૂરી આદતમાં પડેલા એક વિદ્યાર્થીના પિતા અત્યંત ગંભીર ભાવે સલાહ આપે છે કે પોતાના છોકરાને કોઇ પણ સંયોગોમાં ગૃહપતિએ બજારમાં જતી વખતે એક પાઇ પણ આપવી નહિ. તેમની આ સલાહ શુદ્ધ ભાવથી પ્રેરાએલી અને વિદ્યાર્થીના હિત માટે જ અપાએલી હોય છે. પોતાના ઘરમાં પોતાના એ જ બાળકની સાથે પોતાની માન્યતા પ્રમાણે જ કામ કરેલું છતાં પરિણામ શૂન્ય આવેલું દેખી, ભાવિ ઉપર દોષ ચડાવી, દીકરાને સુધારવા અર્થે છાત્રાલયમાં મોકલેલો. કેળવણીના વિચારોની બાબતમાં એટલું બધું ઘોર અજ્ઞાન પ્રવર્તે છે કે જે પ્રયત્નો નિષ્ફળ ગએલા, બલકે વિપરીત પરિણામ લાવે તેવા માલુમ પડ્યા હોય તે જ પ્રયત્નોના હિમાયત માબાપો કરે છે. બજારૂ ચીજ ખાવા ઉપર સખતમાં સખત અંકુશ મૂકી અને તે સંબંધમાં રોજ રોજ બાળકને ઠપકો આપી તથા શરમાવી આપણે તેને એવો તો રીઢો કરી મૂકીએ છીએ કે પોતાના દુરાગ્રહના પોષણ માટે અનીતિના માર્ગનું શરણ લેતાં બાળક અચકાય નહિ. અયોગ્ય ઠપકો, અવિચારી દબાણ, પાશવી શિક્ષા કે રોજેરોજની અવગણના બાળકને વધારે ને વધારે વિકૃત બનાવે છે. તેના ખોટા માર્ગમાંથી તેને ખેસવવા માટે દયા, અનુકંપા, વખતસરની સમજાવટ, યોગ્ય સ્વાતંત્ર્ય અને હૃદયનો શુદ્ધ પ્રેમ એ જ સબળ અને સાચાં સાધનો છે. આ બધાં સાધનોનો કેવી રીતે ઉપયોગ કરી શકાય તેનો આધાર વ્યક્તિગત વિદ્યાર્થી ઉપર રહે છે.

બીજા એક પિતા પોતાના બાળકને નાની નાની ચોરી કરવાની ટેવ છે તે સંબંધમાં લખે છે કે તેમના પુત્રને રૂમરમાં બોલાવી ગૃહપતિએ સખત ઠપકો આપવો અને વિદ્યાર્થી ગેરહાજર હોય ત્યારે છૂપી રીતે તેની ટ્રંક ઉપાડી ક્યો ક્યો ચોરીનો માલ છે તે તપાસી લેવું. ગૃહપતિને આમ લખવાની સાથે સાથે જ પોતાના પુત્ર ઉપર પણ પત્ર લખે છે, અને તેમાં તેને પાપી

અને અધમ માર્ગે પતન થનો આત્મા ચીતરે છે. ગૃહપતિને એવી સલાહ આપવામાં માબાપને અમે ઝાઝા દોષી નથી ગણતા. પોતાને અન્ય માર્ગનો ખ્યાલ જ ન હોય અને કેવી રીતે કામ કરવાથી કોયડાનો ઉકેલ થશે તેની ગમ ન પડતી હોય તેવે વખતે ગભરાઈ જઇને પોતાને જે સૂઝે તે માર્ગનું અન્યને સૂચન કરવું તે મનુષ્યસ્વભાવને સહજ હોય છે. આજનાં મબાપોમાં કેળવણીની સાચી દિશાનો ઉગમ થશે અને યોગ્ય સાધનોની જાણ થશે ત્યારે તેમના તેવા અજ્ઞાનજન્ય વિચારો આપોઆપ જ દૂર થઇ જશે. પરંતુ બાળકોની સાથે વર્તાવ કરવાની બાબતમાં માબાપોની આંખ બની શકે તેટલી જલદી ઉઘાડવાની આવશ્યકતા દેખાય છે. બાળક પતિત આત્મા છે કે આ-જન્મ પાપી છે તે ખ્યાલ દરેક માબાપે બની શકે તેટલી વહેલી તકે પોતાના મનમાંથી કાઢી નાખવો જોઇએ. જન્મની સાથે જ બાળક કોઇ એવું ભયંકર પાપ લઇને અવતરતું જ નથી કે જેના ઉપર આજની પરિસ્થિતિના દોષોનું આરોપણ આપણે કરી શકીએ. બાળકમાં જે શારીરિક, માનસિક કે નૈતિક નબળાઇઓ આપણને દેખાય છે તે વારસો તો માબાપની નબળાઈ, આસ-પાસની પરિસ્થિતિ અને અયોગ્ય કેળવણીનાં પરિણામો જ માત્ર હોય છે. અહીં અનિષ્ટ પરિણામોથી માબાપો કે ગૃહપતિઓ કોઇએ ભડકવાની જરૂર નથી જ. વિદ્યાર્થીમાં ચોરી કરવાની ટેવ પડી ગઇ હોય તો શારીરિક કે માનસિક શિક્ષાથી અથવા તો તેના ઉપર છૂપી સિપાઇગિરી મૂકવાથી તે ટળી જવાની નથી જ. એનો અર્થ તો નીતિ આણવા માટે શરીરને અને મનને દુઃખી કરવું તેમ જ ચોરી મટાવવા માટે આપણે પણ ચોર થવું તેના જેવો થયો. પ્રથમ દૃષ્ટાંતમાં જે સાધનોનો નિર્દેશ કરવામાં આવ્યો છે તે જ સાધનો સ્થળ, કાળ અને પરિસ્થિતિ ધ્યાનમાં લઇને આવા કિસ્સાઓમાં પણ વાપરી શકાય. જરૂર માત્ર માબાપ તેમજ ગૃહપતિમાં તેવી દૃષ્ટિ ઉઘડે તેની જ રહે છે.

હરભાઇ

## છાત્રાલયનાં ભોપાળાં

એક વિદ્યાર્થી મને લખે છેઃ—

" આપનું 'છાત્રાલય' માસિક બહુ સારું નીકળે છે, તો તેમાં આપથી બની શકે તો મારો પત્ર નનામો છાપવા કૃપા કરશો. અમારા છાત્રાલયનાં 'ભોપાળાં' છાપવા મારો વિચાર છે. મારું નામ કોઇ રીતે ન આવે એ તમારે ખાસ સંભાળવાનું છે. નહિતર મારા લવાજમના દસ રૂપીઆ જપ્ત થશે."

આ વિદ્યાર્થીએ મને પોતાનું નામ જણાવ્યું છે. મજકુર વિદ્યાર્થીને હું સારી રીતે ઓળખું છું. એના પિતા સાથે મારે સારો સંબંધ છે.

આ વિદ્યાર્થી મારફત સમગ્ર વિદ્યાર્થી આલમને હું જણાવવા માગું છું કે આ માસિકનો ઉદ્દેશ છાત્રાલયોનાં ભોપાળાં બહાર પાડવાનો નથી. આ માસિકનો ઉદ્દેશ તો આજનાં છાત્રાલયો આજે જેવી રીતે ચાલે છે તેનાથી વધારે સારાં કેમ ચાલી શકે તે બતાવવાનો છે અને તે બતાવવામાં પણ જ્યાં જ્યાં આજનાં છાત્રાલયોનું સ્વરૂપ ચીતરવું પડે છે ત્યાં ત્યાં એ ચિતારની પાછળ દ્વેષ કે ઠઠ્ઠામશ્કરી નથી પણ તે તે ચિતાર દ્વારા અયોગ્ય વસ્તુ નજર પર લાવવાનો આશય છે. એટલે છાત્રાલયની સાથે સંબંધ ધરાવનાર ગૃહપતિ કે વિદ્યાર્થી કે સેક્રેટરી કે દાતા કે વ્યવસ્થાપક કોઇ પણ આ માસિકને ભોપાળાં બહાર પાડવાના સાધન તરીકે ન સમજે એવી માગણી છે.

પણ આ વિદ્યાર્થીને તો હું એથીયે વધારે કહેવા માગું છું. આજે આપણાં છાત્રાલયોમાં અનેક પ્રકારના ગોટાળા ચાલે છે એ મને કબુલ છે. શિક્ષણના તેમજ જીવનવિકાસના ભૂલ ભરેલા વિચારોને લીધે આપણે ગૃહપતિઓએ આજે છાત્રાલયોને બગાડી નાખ્યાં છે એમ કોઇ કહે તો પણ મને તે કબુલ છે. પણ આ બધાને માટે એકલો ગૃહપતિ જ જવાબદાર છે?

આજ સુધી આપણે એમ માન્યા કરતા કે છાત્રાલયમાં કાંઇ પણ અયોગ્ય થાય એટલે વિદ્યાર્થીનો જ વાંક હોવો જોઇએ. દાળ ખારી થાય અને વિદ્યાર્થી ખારી દાળ કહે એટલે તરત જ આપણે કહેવાના: "એ તો ખારીયે થાય ને મોળીયે થાય. ભણવા આવ્યા છો કે દાળ ખારી મોળી જોવા?" આ માન્યતાને લીધે આપણે આજ સુધી છાત્રાલયોમાં વિદ્યાર્થીઓના આંતર માનસનો વિચાર જ ન કર્યો અને આપણા ગૃહપતિઓના મગજમાં એકું તેમ હાંક્યે રાખ્યું. આપણને થયું કે નળીયું ન ફૂટવું જોઇએ અને ફૂટયું કે ફોડનારના બાર વાગ્યા! આપણને થયું કે બધું બરાબર ચોકખું હોવું જોઇએ અને કોઇએ કચરો નાખ્યો કે જોઇ લ્યો તડાપીટ! આ સ્થિતિ હજીયે આપણે ત્યાં છે. આ સ્થિતિમાં વિદ્યાર્થી કેવળ પરાધીન વસ્તુ છે. આ સ્થિતિમાં તેના વ્યક્તિવિકાસને કે કેળવણીને જરાયે અવકાશ નથી.

આજની નવીન કેળવણી આ સ્થિતિ સામે બંડ જગાવી રહી છે. એ નવી કેળવણી વિદ્યાર્થીના વ્યક્તિત્વને આદર આપે છે અને ગૃહપતિને કહે છે કે 'વિદ્યાર્થીને પણ આત્મા છે એ કદિ ભૂલશો નહિ.'

પણ હજી આ નવી કેળવણીનો પ્રચાર થયો ન થયો ત્યાં તો વિદ્યાર્થીઓએ એ નવી કેળવણીનાં ભાંગ્યાં તૂટ્યાં સૂત્રો ગોખી પાળ્યાં અને જે જુલ્મ આજ સુધી વિદ્યાર્થીઓ પર ગૃહપતિઓ કરતા તે જુલ્મ હવે વિદ્યાર્થીઓ ગૃહપતિઓ પર કરવા લાગ્યા છે એવી બૂમો આવે છે. આજે જ્યાં જ્યાં આ નવા વિચારોનો પ્રવેશ છે ત્યાં વિદ્યાર્થીઓ આ સ્વાતંત્ર્યને નામે ગૃહપતિઓને ડરાવતા જણાય છે અને બિચારા ગૃહપતિઓ !

• હું એ જ વિદ્યાર્થીને પૂછું છું:—

૧ તમે જે બોપાળાં બહાર પાડવા માગો છો તે બોપાળાં ચલાવવામાં તમારો હાથ છે કે નહિ ?

૨ છાત્રાલયની અવ્યવસ્થા માટે ગૃહપતિ જવાબદાર છે તેમ તમે પણ જવાબદાર છો કે નહિ ?

૩ આ બોપાળાં બહાર પાડવાને તમે નીકળ્યા તે પહેલાં ખુલ્લા દિલથી તમે તમારા ગૃહપતિને એ તમામ જણાવ્યાં છે ?

૪ એ બોપાળાં દૂર કરવા માટે તમે તમારા વિદ્યાર્થિબંધુઓ સાથે કદિ મુસલત કરી છે ?

૫ તમે તમારા દશ રૂપીઆ માટે જેટલી કાળજી ધરાવો છો તેથી અડધી કાળજી ગૃહપતિના ગુજરાન માટે ધરાવો છો કે ?

૬ જે છાત્રાલયમાં તમે રહો છો તેવી અનીતિ ચાલી રહી છે ત્યાંથી તમે પોતે નીકળી કેમ નથી જતા ?

મારી સમજ પ્રમાણે તો સૌ મળીને ઘર. ખરો સ્વતંત્ર માણસ એ જ કે જે પોતાની સ્વતંત્રતા બરાબર સાચવે પણ બીજાની સ્વતંત્રતા પણ એટલી જ સાચવે. જે છાત્રાલયમાં વિદ્યાર્થીઓને સ્વાતંત્ર્ય છે પણ ગૃહપતિઓને સ્વાતંત્ર્ય નથી, ત્યાં કોઇ સ્વતંત્ર નથી. પહેલાં ગૃહપતિની જોહુકમીને લીધે છાત્રાલયમાં ગુલામી હતી તો આજે વિદ્યાર્થીની જોહુકમીને લીધે ગુલામી આવવાનો ભય છે. માટે વિદ્યાર્થીઓ પોતે આ સ્વતંત્રતાનો પોતાને માટે ખરો અર્થ શો છે તે સમજવા પ્રયત્ન કરે. જે માણસ દરરોજ બીજાએ શું કરવું જોઇએ તેનો જ વિચાર કર્યા કરે પણ પોતે શું કરવું જોઇએ તેનો ખ્યાલ જ ન કરે તે વિકાસને માર્ગે નથી જ.

છતાંયે આ ઉપરથી આપણે ગૃહપતિઓને તો ઘણુંયે વિચારવાનું રહે છે. ગૃહપતિનો ધર્મ તો પોતાની ઉણપોને તપાસવાનો છે. આપણે સૌ

મનુષ્યો છીએ એટલે ભૂલો તો સૌની થાય; પણ આપણી ભૂલો આપણા વિદ્યાર્થીઓ પણ ખુલ્લા દિલથી આપણને બતાવી શકે એટલું આપણા દિલનું ઐક્ય સંસ્થામાં જામવું જોઇએ. ગૃહપતિ અને વિદ્યાર્થીઓનાં દિલનું ઐક્ય એટલે છાત્રાલયનો અડધો કોયડો ઉકલી ગયો જાણો. જે બધા વાંધાવચકા અને તોફાનો થાય છે તે આ ઐક્યને અભાવે. આવું દિલનું ઐક્ય હોય ત્યાં તો તુમાખી ગૃહપતિનું તુમાખીપણું પણ વિદ્યાર્થીઓને સદી જાય છે અને ભાગેહુ વિદ્યાર્થીઓનાં તોફાનો પણ જરી જાય છે.

આપણે નવી કેળવણીનો પ્રકાશ ઝીલવો હોય તો વિદ્યાર્થીઓ છાત્રાલયનાં બોપાળાં બહાર પાડવા આવે તે પહેલાં આપણે એ બોપાળાંને જ નાબુદ કરીએ, અને એ નાબુદ કરવામાં વિદ્યાર્થીઓ આપણાથી જૂદા નથી પણ આપણા જ છે અને તેમનાં નાબુદ કર્યાં જ એ બોપાળાં નાબુદ થવાનાં છે એવી સમજ ઉભી કરીએ.

હું આશા રાખું છું કે મને પ્રશ્ન પૂછનાર વિદ્યાર્થીને આટલાથી સંતોષ થશે.

**નાનાભાઈ**

## અધિકારમર્યાદા

આ યુગ સ્વાતંત્ર્યનો છે. સ્વાતંત્ર્યનાં અનેક લક્ષણો પૈકી એક લક્ષણ એ સ્વમાનનો આગ્રહ છે. આ સ્વમાનના આગ્રહમાંથી પરમાનની અવગણના જન્મી છે—જો સ્વાતંત્ર્યના શુભ પરિણામ તરીકે સ્વમાનને સ્વીકારવામાં અને જાળવવામાં ન આવે તો. આજનાં છાત્રાલયોમાં જ્યાં સ્વાતંત્ર્યની સાચી મર્યાદાઓ ગુરુજનો અને શિષ્યો વચ્ચે સમજી લેવામાં અને અરસપરસ સ્વીકારી લેવામાં નથી આવી હોતી ત્યાં સ્વમાનરક્ષણ અને પરમાનહાનિનો ઝઘડો જન્મવા પામે છે. સ્વાતંત્ર્યના અતિશયવાદને લીધે વિદ્યાર્થી એમ સમજે છે કે કાળે અકાળે જ્યારે પણ પોતાની માન્યતા પ્રમાણે પોતાના સ્વમાનનું રક્ષણ ન થાય ત્યારે પોતાના વડીલના માનના ભોગે પણ સ્વમાન સાચવવું એ પોતાનો ધર્મ ગણવો. સ્વમાન એ મનુષ્યના જીવનના ઘડતરમાં એક અણમોલું સાધન છે; છતાંયે તે સાધનને સમાજની નાની મોટી બીજી વ્યક્તિઓ સાથે ઘણો સંબંધ છે એ વાત ભૂલી જવામાં આવે તો સ્વમાન સ્વમાન મટી જઇને સ્વત્વનું ખોટું અભિમાન બની જાય છે, અને કેવળ પોતાના જ માનના દુરાગ્રહમાંથી પારકાના અવમાનની સ્થિતિ જન્મવા પામે છે. આ પરિસ્થિતિમાંથી નથી આજનો વિદ્યાર્થી ઉગર્યો કે નથી આજનો

ગૃહપતિ ઉગર્યો. સ્વાતંત્ર્યના આનયંત્રિત અર્થમાં ઘસડાઇ જતા ગુરુ શિષ્ય અને સમષ્ટિતત્ત્વમાં પોતાને બંધ બેસારી દેવું જોઇતું પોતાના વ્યક્તિત્વનું સ્થાન વિસરી જાય છે અને કેવળ જાતને જ અનુલક્ષીને સ્વમાનનો અર્થ ઘટાવે છે. જ્યાં અરસપરસનો પ્રેમસંબંધ હોય, જ્યાં એક બીજાની વચ્ચે અખંડ વિશ્વાસનું વાતાવરણ જામેલું હોય ત્યાં ગુરુ અને શિષ્ય વચ્ચે, સમવયસ્ક મિત્રો વચ્ચે અને મોટા નાના વિદ્યાર્થીઓ વચ્ચે સ્વમાનહાનિના પ્રસંગો બહુ ઓછા બનવા પામે છે. પ્રેમસંબંધથી બંધાએલો ગૃહપતિ વિદ્યાર્થીને હાથે પોતાની સ્વમાનહાનિના પ્રસંગો ઉભા થવા દેતો જ નથી. વિશ્વાસથી ગુરુજન તરફ વળેલો વિદ્યાર્થી ગુરુજનની માનહાનિમાં પોતાની જ માનહાનિ સમજે છે અને એક બીજા તરફ ભાઈ ભાઇના ભાવથી જીવતા સમવયસ્ક વિદ્યાર્થીઓ એક બીજાનું માન જાળવી લેવામાં જ પોતાનો ધર્મ સમજે છે. આમ જ્યાં પ્રેમનું વાતાવરણ હોય, વિશ્વાસનું વાતાવરણ હોય અને સહકારનું વાતાવરણ હોય ત્યાં પરમાનની અવગણના તે સ્વમાનની અવગણના લેખાય અને પરમાનરક્ષણ તે જ સાચું સ્વમાનરક્ષણ ગણાય.

પરંતુ આજની વ્યાવહારીક સ્થિતિ કંઇક જુદા જ પ્રકારની છે. જ્યાં સુધી પ્રેમ, વિશ્વાસ અને સહકારનું ઉત્તમ કોટિનું વાતાવરણ આજનાં છાત્રાલયોમાં આપણે પેદા ન કરી શકીએ ત્યાં સુધી આ સ્વમાન પરમાનનો પ્રશ્ન બીજી દૃષ્ટિથી પણ વિચારી લેવો જોઇએ. સમાજના હિતની દૃષ્ટિથી રચાએલા સામાજીક બંધારણને અનુલક્ષીને વ્યવહાર કરવા માટે સમાજની દરેક વ્યક્તિ બંધાએલી જ હોય છે. આ બંધન જેટલું સમાજે નાખ્યું છે તેટલું જ વ્યક્તિએ ખુશીથી સ્વીકારેલું હોય છે. આ જોતાં દરેક વ્યક્તિએ પોતપોતાના અધિકારની મર્યાદા જે ક્ષેત્રમાં પોતે કામ કરી રહ્યો હોય તે ક્ષેત્રમાં યથાર્થ રીતે સમજી લેવી ઘટે. આ અધિકારમર્યાદા ક્ષેત્ર પૂરતી પણ સમજાઇ જાય તો સ્વમાનરક્ષણ અને પરમાનહાનિ તેમજ પરમાનરક્ષણ અને સ્વમાનહાનિના પ્રશ્નો બહુ જ ઓછા ઉભા થાય. અભ્યાસ કરતા વિદ્યાર્થીએ એ સમજી લેવું જ જોઇએ કે ગુરુજન અને પોતાની વચ્ચે માનાપમાનનો પ્રસંગ ઉભો થાય ત્યાં પોતે જ નમતું આપવું અને ગુરુજનના વ્યક્તિત્વને વજન દેવું. પોતાની અને નાના વિદ્યાર્થીની વચ્ચે માનાપમાનનો પ્રશ્ન ઉભો થાય ત્યાં પોતાના માનરક્ષણને માટે તે જરૂર પગલાંઓ લઇ શકે અને તેમાં પોતાના ગુરુજનની મદદ ન લે. આવી પરિસ્થિતિ સામાજીક દૃષ્ટિથી પણ જો ઉભી કરવામાં આવે તો એક એવો સમય જરૂર આવે કે જ્યારે વ્યક્તિનો અંતરાત્મા સાચી દિશામાં

જાગૃત થાય, અને તે વ્યક્તિ ગૃહપતિ હો કે મોટા વિદ્યાર્થી હો તોપણ પોતાથી નાની વ્યક્તિના માનને થોડાક સ્વાત્માર્પણથી પણ વજન દેવા લક્ષ્યાય. એટલે કે ગૃહપતિ અને વિદ્યાર્થી વચ્ચેના માનાપમાનના પ્રસંગે ઉદારતાથી ગૃહપતિ પોતાના માનનો પ્રશ્ન સંકેલી લે અને મોટા નાના વિદ્યાર્થી વચ્ચેના માનાપમાનના પ્રસંગે મોટા વિદ્યાર્થી પોતા તરફથી જ પ્રથમ ત્યાગનું પગલું ભરે.

માનાપમાનના આ વિચારની સાથે એક બીજો વિચાર પણ કરી લેવાની જરૂર છે. તે વિચાર એ આજનો આપણો ગૃહપતિઓનો અધિકારમર્યાદાનો અર્થ છે. કોણ જાણે કેમ, પણ આજના સ્વાતંત્ર્યવાદે આપણા ગૃહપતિઓ ઉપર પણ કોઇ એવી જાદુઈ ભુરકી નાખી છે કે એ ભુરકીમાં અંજાઈ જઈ આપણે આપણા જીવનમાં વારંવાર આપણી નજર સમક્ષ ખડી થતી બીજી મોટી વ્યક્તિઓને જોવાની નજર ખોઇ બેઠા છીએ. આથી કરીને આપણાથી અધિકારે મોટી એવી વ્યક્તિની સાથે સંબંધમાં આવીએ છીએ ત્યારે આપણી અધિકારમર્યાદા આપણા લક્ષમાંથી સરી પડે છે અને સ્વાતંત્ર્યના આત્યંતિક વિચારવમળમાં પડી જઇ આપણે કેવળ આપણો જ વિચાર કરવા લાગીએ છીએ. બીજી બાજુએ આપણાથી નાની એવી વ્યક્તિ સાથે એટલે કે વિદ્યાર્થીની સાથે જ્યારે પ્રસંગ પાડવાનું બની આવે છે ત્યારે પણ જે વિચાર આપણાથી મોટી વ્યક્તિના પ્રસંગ વખતે કરવા આપણું મન ના રહેતું હતું તે જ વિચાર આ આપણાથી છોટી વ્યક્તિના પ્રસંગમાં છૂટથી કરવા આપણું મન આપણને પ્રેરતું હોય છે. આ રીતે અધિકારમર્યાદાનો સવાલ છેક જ ઉડી જાય છે અને અધિકારમર્યાદાના ઓઠા તળે આપણે કેવળ સંકુચિત એવા સ્વત્વનો જ વિચાર કરતા હોઇએ છીએ. આપણે ગૃહપતિઓ આ સંકુચિત સ્વત્વને છોડી વધારે વિશાળ એવા અન્યત્વને આપણા જીવનના દરેક પ્રસંગોમાં સ્થાન આપતાં શીખી જઇએ તો આપણા વિદ્યાર્થીઓ પાસેથી માનાપમાનની જે ખીલ્લસુરી અને જે વ્યવહાર માગીએ છીએ તે આપણને સહેજે મળી જવાનાં છે. આજનાં આપણાં છાત્રાલયોમાં જ્યાં કેળવણીની ઉચ્ચ તત્ત્વદૃષ્ટિ સ્વીકારવાનું ન બની શકતું હોય ત્યાં પણ અધિકારમર્યાદાની આ વ્યાવહારિક દૃષ્ટિ જો સ્વીકારવામાં આવતું તેનો ચોકસાઇ પૂર્વક અમલ કરવામાં આવે તો છાત્રાલયજીવનમાંથી માનાપમાનના ઝગડાઓ જરૂર ઓછા થઇ જવાના છે.

હરભાઈ

# ગૂજરાતનાં છાત્રાલયોના કાર્યવાહકોનું સંમેલન

છાત્રાલયોના પ્રશ્નોની વિચારણા અને અભ્યાસ માટે ગૂજરાતનાં છાત્રાલયોમાં સક્રિય કામ કરનાર ભાઈઓનું સંમેલન જન્માષ્ટમીના તહેવારોમાં આણંદ ચરોતર કેળવણી મંડળના મકાનમાં મળ્યું હતું.

અમદાવાદના ગૂજરાત વિદ્યાપીઠ, પ્રાણજીવન છાત્રાલય, શારદામંદિર; અમરેલીના કપોળબોર્ડિંગ; આણંદના ચરોતર કેળવણી મંડળ, વિદ્યાર્થિ-આશ્રમ, બાલગૃહશાળા; કરજણના કરજણ બોર્ડિંગ, પાટણના ડૉ. પંડ્યાઅભ્યાસ-ગૃહ; પેટલાદના સયાજી જ્યુબીલી બોર્ડિંગ; ભરૂચના રાજપૂત છાત્રાલય; સુણાવના વિનયમંદિર; સુરતના અનાવિલ વિદ્યાર્થિઆશ્રમ અને વસોના દેસાઈભાઈ બોર્ડિંગ હાઉસના મળી ૧૮ પ્રતિનિધિઓ હાજર હતા; આ ઉપરાંત શ્રી. મોતીભાઈ ન. અમીન, શ્રી નરસિંહભાઈ ઈ. પટેલ અને ચરોતર કેળવણી મંડળના સ્વયસેવકો અને શિક્ષકોએ પણ હાજરી આપી ચર્ચામાં ભાગ લીધો હતો.

બહારના ભાઈઓની સંખ્યા ઓછી હતી તેથી પ્રથમ દિવસે છાત્રાલયને લગતા કોઈ પણ વિષય ઉપર ચર્ચા કરવાનો નિશ્ચય કર્યો અને તેને પરિણામે નીચેના વિષયો ઉપર છૂટથી ચર્ચા થઈ:—

૧ છાત્રાલય માટે ત્રણ ત્રણ ચાર ચાર વિદ્યાર્થીઓ એક ઓરડીમાં રહે તેવું કે ૧૫-૨૦ છાત્રો એક ડોર્મેટરીમાં રહે તેવું મકાન ઇષ્ટ છે?

૨ ગૃહપતિઓ પરણેલા કે કુંવારા, ઘરડા કે જુવાન વગેરે જોઈએ?

૩ ગૃહપતિએ છાત્રોના પત્રો વાંચવા કે નહિ?

ઠરાવો તો કરવાના હતા જ નહિ; પરંતુ ચર્ચાને પરિણામે વધુ મત નીચેના નિર્ણયો તરફ હતો:—

૧ નાના છાત્રો માટે ૧૫-૨૦ છાત્રો રહી શકે તેવા મોટા ઓરડા વધારે અનુકૂળ પડે. એકાદ શિક્ષક દરેક ઓરડામાં રહે એ ઇષ્ટ છે. હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે એક ઓરડામાં ત્રણથી ઓછા છાત્રો રાખવા જોઈએ નહિ.

૨ ગૃહપતિ ઘરડો, જુવાન, પરણેલો, કુંવારો, કુટુમ્બવાળો વગેરે અનેક પ્રશ્નો ગૌણ છે. ગૃહપતિ તરીકે કામ કરવાની લાયકાતને જ પસંદગીમાં પ્રાધાન્ય અપાય એ ઇષ્ટ છે.

૩ છાત્રોની ખાનગી બાબતો જાહેર કરવાના અને તેમને બીજાઓ આગળ ઝાંખા પાડવાના અને દબડાવવાના હેતુથી પત્રો વાંચવા તે તો નિંદ્ય જ છે. પત્રો વાંચવામાં શુદ્ધ શુભ હેતુ પણ હોય છે. આ આખો પ્રશ્ન ઘણો જ મુશ્કેલ છે. તેનો નિર્ણય દરેક છાત્રાલય પોતાની મેળે જ કરી લે એ ઇષ્ટ છે.

બીજે દિવસે સવારનો દોઢ કલાક અને બપોર પછીના પાંચ કલાક સંસ્થાઓનો પરિચય આપવામાં ગળાયા. આ પરિચય સર્વને ઘણો જ રસિક લાગ્યો. પ્રત્યેક સંસ્થાના પરિચય પછી તે સંબંધી સ્પષ્ટ હકીકત જાણવા જરૂરી પ્રશ્નો પૂછાતા અને તે ઉપર છૂટથી મીઠી મીઠી ચર્ચા પણ થતી. મોટી મોટી સભાઓ અને લાંબાં લાંબાં વ્યાખ્યાનોમાં અનુભવના અને હૃદયના આવા ઉદ્ગારો નીકળી શકે જ નહિ અને આવું સારું કામ થઈ શકે જ નહિ એમ સર્વને લાગ્યું. આમાંથી સર્વને કોઈક ને કાંઈક જાણવાનું અને શીખવાનું મળ્યું અને અંતઃકરણની વરાળ યોગ્ય વાતાવરણમાં કાઢવાનો અવકાશ મળવાથી તે ઉપરનો બોજો હલકો થયો.

ત્રીજે દિવસે એટલે રવિવાર તા ૯મીએ તો બહારના ભાઈઓની સંખ્યામાં પણ વધારો થયો અને સવારમાં "છાત્રાલય મંડળ કોમી છાત્રાલયોને કેવી રીતે ઉપયોગી થઇ શકે" એ પ્રશ્ન ચર્ચાયો. પરિણામે નક્કી થયું કે મંડળ તે છાત્રાલયોને નીચેની મદદ કરી શકે:—

૧ છાત્રાલય મંડળ કોમી છાત્રાલયોની મુલાકાત લેવાની વ્યવસ્થા કરે અને તેમના ચાલકોને છાત્રાલય વધારે સારું ચલાવવા માટે વ્યવહારુ સૂચનાઓ કરે; અને છતાં કાંઇ ન થાય તો વર્તમાન પત્રોમાં તે સંબંધી ઉહાપોહ કરી કોમના અગ્રેસરોનું તે તરફ ધ્યાન ખેંચે.

૨. છાત્રાલયોને યોગ્ય ગૃહપતિઓ મેળવી આપવામાં મદદ કરે અને ગૃહપતિ તરિકેની લાયકાતનાં સર્ટિફીકેટ આપવાની કાંઇક યોજના કરે.

બપોર પછીની સભા શ્રી. કાલેલકર કાકાસાહેબના પ્રમુખપણા નીચે મળી. જેમાં આદર્શ છાત્રાલયોની રૂપરેખા સંબંધી ચર્ચા થઈ અને પરિણામે એક રૂપરેખા પણ દોરાઇ.—**મંત્રીઓ**

[સ્થળ સંકોચને લઇને આ રૂપરેખા આ વખતે મૂકી શકાઇ નથી.]

---

**જોડાએલાં છાત્રાલયોનાં નામ આ વખતે મૂકી શકાયાં નથી.**

---

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ: પરદેશના બે શિલિંગ.**
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ–'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટે, ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297

# છાત્રાલય

( છાત્રાલય મંડળ તરફથી )

વર્ષ ૨ જું
૧૯૨૮

અંક ૭ મો
ઑકટોબર

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

"એ માસ્તર, આ વેદિયાવેડા જવા દો. આ સાઠ છોકરાને જમાડવા તેમાં તે આ ધાંધલ શું? અમે તો હજારોની પંગતો જમાડી છે. નાખ ત્રણ લાડવા, મૂક શાકનો દોથો, દે દુનો ભરી દાળ અને કર ભાતનો ઢગલો તે જમીને ચાલતો થાય. આવા તે ફતવા હોય? બધા વખતસર હાજર થાય, વારાફરતી પીરસાય, રાડ પાડીને મગાય નહિ, સૌ શાંતિથી હસેબોલે, આ તે કેમ ખમાય? તમે અંગ્રેજી ભણેલાઓએ આવું આવું કરીને સૌને બાયલા બનાવી માર્યા!"

હજી ભોજનશાળામાં યથાર્થ શાંતિ તો ઉભી જ નથી થઈ ત્યાં ન્યાતનો પટેલીયો આવીને આમ ધમકાવે ત્યારે મારે શું કરવું?

ગૃહપતિ

# પારકી થાપણ

તા.૩૦–૯–૨૮ના રોજ ભાઇ તુલસીદાસ પુરુષોતમ નામના એક વિદ્યાર્થીને પાણીના હોજમાં મેં ગુમાવ્યા. તુલસીદાસ મારે ઘેર પારકી થાપણ હતા. એમના પિતાને સંસ્થા પર શ્રદ્ધા એટલે કચ્છ જેટલે દૂરથી તેમને અહીં મોકલેલા.

હું નાનો હતો ત્યારે મારા પિતા પાસે અનેક ગરીબ માણસો થાપણ મૂકી જતા. અમારૂં ઘર ગરીબ એટલે વ્યાજને ખાતર તો કોણ આવે? પણ પોતાનું દ્રવ્ય નિર્ભય રાખવા માટે આ લોકો મારા પિતાને દ્રવ્ય સોંપતા. મારા પિતા આ તમામ થાપણોને બહુ જ કાળજીથી સંઘરતા અને મૂળ ધણી લેવા આવે ત્યારે એની એ જ પોટલી તેને પાછી સોંપતા; એનું ફાટેલું ચીંદરડું પણ સાથે જ હોય. મને ચોક્કસ યાદ છે કે કોઈ સાંજે ઘરમાં શાકના પૈસા ન હોય અને મારા પિતા પાસે કોઇ થાપણમાંથી કાંઈ માગે તો મારા પિતા હરગીજ ના પાડે. વર્ષો સુધી એ થાપણમાંથી 'કાલ પાછા મૂકી દેશું' એવા વિચારથીયે મારા પિતાએ રાતી પાઈ વાપરેલી નહિ. મારા પિતા ગયા તેની સાથે અમારે ઘેરથી થાપણો ઉડી.

આ પિતાનો પુત્ર હું-મારે ઘેર લોકો ચીંથરે વીંટેલા રૂપાના રૂપીઆ નહિ પણ પુત્રરત્નો મૂકવા આવ્યા. એ રત્નોનાં ચીંથરાં ઉતારી લઇ, તેમને યથાશક્તિ ઓપ આપી, પાસાં પાડી આપવાનો મેં ધંધો લીધો. આજે અઢાર વર્ષે આ રત્નોની થાપણમાંથી એક થાપણ મારા હાથમાંથી સરી પડી છે!

મારા પિતા આટલી બધી ચીવટથી થાપણની સંભાળ રાખતા, તે વખતે હું કોઇવાર હસી પડતો. થાપણ સંઘરનાર પોતાને માથે કેટલી જવાબદારી વ્હોરે છે તેનું મને તે દિવસે ભાન ન હતું. દક્ષિણામૂર્તિનાં આ અઢાર વર્ષોમાં થાપણની ફિલસુફી મેં મારી બુદ્ધિથી નીપજાવી હતી પણ એ થાપણનું જોખમ કેટલું છે તેનું ખરૂં ભાન તો મને ભાઇ તુલસીએ જ કરાવ્યું. તુલસી, તું મારો ગુરુ થયો!

આપણે ગૃહપતિઓ આવી થાપણોને સંઘરનારા છીએ. એ થાપણ મૂળ ધણીને સહીસલામત પહોંચાડીએ ત્યારે જ આપણને જંપ વળે છે. મારા જેવા કોઇ ગૃહપતિને કપાળે આવી થાપણ ગુમાવવાનું લખ્યું હોય તો તે હતભાગી છે!

આટલો ગૃહપતિની જવાબદારી પૂરતો વિચાર.

પણ મને કોઇ કાનમાં કહે છેઃ "પિતા પોતે જ એ રત્ન ક્યાંથી

ગૃહપતિ છાત્રાલયમાંથી છેલશંકરને રજા ન આપે તો છાત્રાલયમાંથી રજા લેવાનું તેણે નક્કી કર્યું હતું. તે ગૃહપતિ રાજારામના ઓરડામાં ગયો અને તેણે મોટે સ્વરે ફરીઆદ શરૂ કરી: "જી, છેલશંકરના ગુન્હા એક પછી એક વધતા જાય છે. પંદર દિવસ પહેલાં તેણે રામશંકરના ટ્રંકમાંથી દશ રૂપીઆની નોટ કાઢી લીધી હતી. સાત આઠ દિવસ પહેલાં તેણે મગનલાલના મેજમાંથી ઇન્ડીપેન્ડન્ટ પેન લઇને તેના ટ્રંકમાં સંતાડી દીધી હતી. નિશાળમાં તો તે પાસેના વિદ્યાર્થીની નોટમાંથી સ્પેલિંગ કે દાખલાનો જવાબ જોયા વિના રહેતો જ નથી, અને અવારનવાર તે શિક્ષકનો ઠપકો સાંભળે છે. આજે સવારે મારા ગજવામાંથી ઘડીયાળનો અછોડો લઇ લીધો હતો; અત્યારે તે હાથ આવ્યો છે. તમે એને છાત્રાલયમાંથી રજા આપશો તો જ અમે રહીશું; નહિ તો અમે બધા ચાલ્યા જઇશું."

"પણ અમૃતલાલ, તમારા જેવા સમજુ વિદ્યાર્થી આમ બોલે છે એ મને નવાઇ પમાડે છે." ગૃહપતિએ પોતાની હમેશની શાંતિથી જવાબ આપ્યો. 'પરંતુ તમને બધાને એમ જ લાગે છે, તો હું છેલશંકર પ્રત્યે હવે કડક થઇશ; અને તેનું પરિણામ જોયા પછી આપણે તેના વિષે ફરી વિચાર કરીશું."

અમૃતલાલને જવાબ આપવો સુઝયો નહિ. જતાં જતાં તે બોલ્યો: "પણ ના. હવે અમે ફરીવાર તેની ચોરી સહન કરવાના નથી."

અમૃતલાલના ગયા પછી રાજારામ બહુ વિચારમાં પડી ગયા. રાજારામે માનસશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. તેમણે અનેક રીતે છેલશંકરની પ્રકૃતિ વિષે વિચાર કરી જોયા હતો; પણ તેના આવા વિકૃત સ્વભાવનું કારણ તેમને હજુ સુધી હાથ આવ્યું નહોતું. છેલશંકરના માબાપ વિષે તેમણે માહિતી મેળવી હતી. તેનાં માબાપ ધર્મનિષ્ઠ હતાં, અને તેમણે પોતાના પુત્રને પ્રેમ અને ડહાપણપૂર્વક ઉછેર્યો હતો. છેલશંકરને બે ભાઇ અને એક બેન હતાં. તે કોઇમાં આવો દુર્ગુણ જોવામાં આવતો ન હતો. છેલશંકરનું શરીર પણ સારૂં હતું. રમત ગમતમાં તેના સમવયસ્કો તેનાથી ચૂડી જાય એવું નહોતું કે તેમને ખુશ રાખવા તેને તેમને નાસ્તા કરાવવા પડે. તેના બાપ પૈસાદાર હોવાથી તેઓ તેને જોઇએ તેટલા રૂપીઆ આપતા હતા. વળી તે ખર્ચાળ પણ ન હતો કે તેને પૈસા ચોરવાની જરૂર પડે. તેને જાતીય જ્ઞાન યોગ્ય રીતે મળી ગયું હતું; એટલે જાતીય જ્ઞાન ચોરી છૂપીથી મેળવવાને બદલે બીજાની વસ્તુઓ ચોરી છૂપીથી મેળવતો હોય એવો સંભવ પણ ન હતો. આ પ્રમાણે અનેક રીતે વિચાર કરતાં છતાં એક પણ કારણ

હાથ ન આવવાથી રાજારામ બહુ મુંઝાયા. તેમના છાત્રાલયમાં તેમને કેટલીક વાર જુઠું બોલનાર, ચોરી કરનાર, બીજાને મારનાર, જાતીય વિકૃતિવાળા છોકરાઓ સાથે કામ પાડવું પડ્યું હતું; પરંતુ દરેક વખતે તેમણે તે વિદ્યાર્થીઓના દોષનાં સાચાં કારણો શોધીને તેને દૂર કરીને ફતેહ મેળવી હતી. આ વખતે તેમને કાંઇ રસ્તો સૂઝતો ન હતો. તેમણે છેલશંકરને પોતાની સાથે રાખીને વધારે અવલોકન કરવાનો વિચાર કર્યો.

* * * * *

ઉપરના બનાવને આઠ દિવસ વીતી ગયા હતા. કેમે કરતાં છેલશંકરને તાવ ન ઉતરવાથી આજે છાત્રાલયમાં ડૉક્ટર આવ્યા હતા.

છેલશંકરનું શરીર તપાસી ડૉ. લાલશંકરે દવા લખી આપી. રાજારામ છાત્રાલયના પ્રવેશદ્વાર સુધી ડૉક્ટરની સાથે ગયા. જૂદા પડતી વખતે રાજારામે લાલશંકરને પ્રશ્ન પૂછ્યોઃ "વારુ ડૉક્ટર, તમને નથી લાગતું કે તે વિદ્યાર્થીને શારીરિક કારણોથી તાવ નથી આવ્યો, પરંતુ માનસિક વ્યથાને લઇને તાવ આવ્યો છે?"

"ખરૂં કહું તો મને એના શરીરમાં કાંઈ રોગ જ લાગ્યો નહિ; અને તેથી મેં તેને પાણી જેવી જ દવા આશ્વાસન અર્થે લખી આપી છે." ડૉક્ટરે તરત જ ઉત્તર વાળ્યો.

રાજારામે ડૉ. લાલશંકરને તે વિદ્યાર્થીનો ઇતિહાસ કહ્યો અને પોતાની મુંઝવણ તેમની સમક્ષ પ્રકટ કરી. ગૃહપતિની બધી વાત ધ્યાનપૂર્વક સાંભળ્યા પછી ડૉક્ટરે કહ્યુંઃ "હું કાંઈ તમારા જેવો માનસશાસ્ત્રી નથી; હું તમારા જેવી ઝીણવટથી કોઇ કેસને તપાસતો નથી; તમે ઘણાં દૃષ્ટિબિંદુઓથી તેના માનસને સમજવા પ્રયત્ન કર્યો છે, પરંતુ એક ઉપયોગી વસ્તુ તમે ભૂલી ગયા છો. તમે તે વિદ્યાર્થીની આંખો તપાસી જણાતી નથી."

"મારી આંખો નબળી નથી, મને વાંચતાં શ્રમ પડતો નથી, એમ એક વાર તેણે મારા પ્રશ્નના ઉત્તરમાં જવાબ આપ્યો હતો." રાજારામે ડૉક્ટરને ઉત્તર વાળ્યો.

"પરંતુ કેટલીકવાર એવું બને છે કે આંખ નબળી હોવા છતાં વિદ્યાર્થીઓને તેની સમજ પડતી નથી. અમેરિકાનો ડૉ. હીલી કહે છે કે યુવકોના વિવિધ ગુન્હાઓમાં સેંકડે દશ ગુન્હા નબળી આંખોને લઇને બને છે. એટલે આરામ આવી ગયા પછી છેલશંકરને તમે મારી પાસે મોકલજો." ડૉક્ટરે આ પ્રમાણે કહીને રજા લીધી.

છેલશંકરને દશેક દિવસમાં બરોબર આરામ આવી ગયા બાદ તે ડૉક્ટર પાસે ગયો. તેની આંખો તપાસતાં ડૉક્ટરને માલૂમ પડ્યું કે તેની આંખો નબળી છે; તેથી તેમણે તેને ચશ્માંનો નંબર લખી આપ્યો. ચશ્માં ખરીદ કર્યાં પછી છેલશંકરને શાળાની અંદરનાં અને બહારનાં બધાં કામમાં રસ આવવા માંડ્યો. ચશ્માં લીધા પહેલાં આંખો નબળી હોવાથી કેટલાંક કામ કરવામાં તેને બહુ મહેનત પડતી હતી, તેથી ને કાર્ય બગડતાં હતાં; તેનું કામ બીજા વિદ્યાર્થીઓથી ઉતરતું થતું હતું, અને બહુ લાગણીવાળો હોવાથી તેને આ બહુ સાલતું હતું. આ દુઃખ દૂર કરવાનો સાચો માર્ગ ચશ્માં હતાં; પણ એ જ્યાં સુધી કોઈને સૂઝે નહિ ત્યાં સુધી પોતે બીજા કરતાં હલકો છે એ ભાન દૂર કરવા પોતાની પામરતા (Inferiority Complex) છુપાવવા તેણે ચોરીનો રસ્તો લીધો હતો. તે શું કરવા ચોરી કરે છે તેની તેને ખબર નહોતી; ચોરી તેનાથી થઈ જતી હતી. ચોરી કરીને તે બહુ પસ્તાતો હતો; ઘણી વાર તો ચોરેલી વસ્તુ તેની મેળાએ મૂળ જગ્યાએ તે મૂકી આવતો હતો.

પરંતુ હવે તે પામર ન હતો. તેનું કામ સંતોષકારક થતું હતું. ચોરી કરીને તેના વ્યક્તિત્વનો કૃત્રિમ અને નિષ્ફળ વિકાસ કરવાની જરૂર હવે નહોતી રહી. તેણે ફરીથી કદિ ચોરી કરી જ નહિ.

ચુનીલાલ નારણજી શાહ.

## સારા શહેરી માટેની તાલીમ

કેટલાંક છાત્રાલયોમાં પાણી ભરવું, શાક સમારવું, સંજવારી વાળવી, વાસણ માંજવાં વગેરે કામો વિદ્યાર્થીઓને જાતે કરવાનાં હોય છે અને તે યોગ્ય જ છે. જેને માત્ર પુસ્તકીયા કેળવણી નથી લેવી પણ જીવનની કેળવણી લેવી છે તેને માટે તો આ નજીવાં દેખાતાં કામોમાં કેળવણી ભરી છે.

આપણે આખા દેશને સુધારવાની વાતો કરીએ, સારા શહેરી તરીકે બહાર પડવાના મનોરથ સ્ચીએ પણ ઢોળ્યા વિના ગોળામાં પાણી રેડતાં ન આવડે, ગમે તેવું મેલું પાણી પણ ચલવી લઈએ અને છાત્રાલયસમાજના એક શહેરી તરીકે આપણી ફરજ ન બજાવીએ તો મોટા સમાજના અંગ તરીકે આપણે શું કરવાના હતા? આપણે મોટા થઈને એક શહેરી તરીકે જે કરવાનું છે તેના પાયા તો છાત્રાલયનાં આવાં નાનાં નાનાં કામોમાં નખાય છે. છાત્રાલયનો આજનો સ્વચ્છતાનો હિમાયતી જતે દિવસે કોઈ મોટા શહેરની સ્વચ્છતા માટે તનતોડ મહેનત કરશે; છાત્રાલયના મેલા પાણી

સામે ઝુંબેશ ઉઠાવનાર અને બધાને સ્વચ્છ પાણી પાનાર વિદ્યાર્થી એક દિવસ કોઇ મોટા શહેરની મ્યુનિસિપાલિટીને શુભાવશે ને લાખોના આશીર્વાદ મેળવશે.

પણ ભવિષ્યની આ યોગ્યતા મેળવવા માટે વિદ્યાર્થીઓએ આજે છાત્રાલયમાં મહેનત કરવી પડશે.

જે વિદ્યાર્થી આજે જ બીજાઓને માટે ગંદુ પાણી જેમ તેમ ભરી લે છે તે જતે દિવસે પોતાના ભાઇઓને માટે શું કરવાનો હતો ? જે ભાઇ આજે પોતે જ ઓરડાને સાફ કરવા માગતો નથી તે આખા સમાજમાં સ્વચ્છતા લાવવા માટે શું કરવાનો હતો ? આપણા આખા દેશમાં આજે સ્વચ્છતાનો અભાવ છે; આપણને સ્વચ્છતાની બિલકુલ પિછાન નથી. દેશ આખાની આ અસ્વચ્છતાને ધોઈ નાખવી હોય તો તેની શરૂઆત આપણે અહીં જ કરવી પડશે અને પછી તેને મોટા સમાજમાં લઈ જવી પડશે.

જે વિદ્યાર્થી પોતે લીધેલું કામ સુંદર રીતે પાર પાડતો નથી તે પોતાના કામને બગાડે છે, એટલું જ નથી: એ માણસ સુંદર કામ કરવાની પોતાની લાયકાત ગુમાવતો જાય છે અને જતે દિવસે તેનાં બધાં કામો ખરાબ જ બને છે. સારાં કામો કરી બતાવવાની અને સારા થવાની તાકાત ગુમાવવી એથી વધારે મોટું નુકશાન જીવનમાં શું હોઇ શકે ?

માટે જ છાત્રાલયોનાં આવાં કામોને વિદ્યાર્થીઓ વેઠ ન ગણે પણ શાળાના અભ્યાસ જેટલાં જ ઉપયોગી ગણે. જે માણસને પોતાનું કામ સરસ રીતે કરવાની હોંશ નથી તે માણસ પરતંત્રતાને માર્ગે છે; આપણે છાત્રાલયોમાં સ્વાતંત્ર્યનો પાયો નાખવો હોય તો આપણાં આવાં તમામ કામોને સુંદર રીતે કરવાં જ જોઇએ. છાત્રાલયોમાં સ્વાતંત્ર્યનો બીજો માર્ગ નથી.

નાનાભાઈ.

## હું શાક સમારનાર હોઉં તો

છરી તથા હાથને ધોઇ સ્વચ્છ કરીને જ સમારવા બેસું.

જમનારા ભાઇઓ જમીને રાજી થાય એવી સરસ રીતે શાક સુધારું.

કોહી ગએલા શાકને હાથ જ ન અડાડું.

ડીંટિયાં, નસ, ચામડી વગેરે કાઢી નાખવાના ભાગોને બરાબર કાઢી નાખું.

શાકના કટકા પ્રમાણસર કરું: ગમે તેવા મોટા કટકાઓ કરીને વેઠ ન ઉતારું.

શાક સુધારી રહ્યા પછી તેનો કચરો ઠેકાણે કરું, છરી વગેરે યોગ્ય સ્થાને પહોંચાડું અને શાકને પણ સ્થાને મૂકું.

# ભોજનમાં શાંતિ

ભોજનમાં શાંતિનો પ્રશ્ન દરેક છાત્રાલયને કનડે તેવો છે. સો સો વિદ્યાર્થીઓના સમૂહને એક સાથે જમાડવો, અને જમતી વખતે ચિત્તને જે શાંતિની જરૂર છે તે શાંતિ રખાવવી એ પ્રશ્ન આજે છાત્રાલયના ભોજન વ્યવસ્થાપક પાસે ડોળા કાઢીને પડેલો છે. ભોજન વખતે સંપૂર્ણ શાંતિ જાળવવી એ કેવળ એકાદ કુટુંબનો કે એકાદ મોટા છાત્રાલયનો પ્રશ્ન નથી. હિંદુસ્તાનના લોકોના લોહીમાં જ જમતી વેળા ઘોંઘાટ વસી ગએલો છે. આવા ઘોંઘાટનાં અનેક કારણો આપણે શોધી કાઢી શકીએ છીએ. પરંતુ જ્યાં સુધી ખુદ સમાજની અંદર ભોજનમાં શાંતિ રાખવાના પ્રશ્ને ખળભળાટ કરી નિર્ણય નથી કર્યો ત્યાં સુધી છાત્રાલય જેવા નાના નાના સમૂહોમાં ભોજન વેળાની અશાંતિનો પ્રશ્ન હમેશ માટે મંઝવનારો જ રહેવાનો છે. મોટા સમાજનું પ્રતિબિંબ હમેશાં નાના સમૂહો ઉપર પડે છે ને એવી જ રીતે નાનાં મોટાં કુટુંબોના સમૂહોની વ્યવસ્થાની અસર મોટા સમાજ ઉપર થાય છે. ભોજનની જે અશાંતિ કુટુંબોની નાની મંડળીમાં સ્થિર થઇ હોય તે જ અશાંતિ અનેક કુટુંબોના બનેલા શંભુમેળા જેવા સમાજમાં પણ દર્શન દે. અને પછી તેવા મોટા સમાજના એક ટુકડા તરીકે જ્યાં જ્યાં નાના નાના સમૂહો બંધાય ત્યાં ત્યાં પણ એ જ અશાંતિ આપણને નજર આવે. આજનું છાત્રાલય એ જેમ અનેક કુટુંબોના પ્રતિનિધિઓનું બનેલું છે તે જ પ્રમાણે એ એક મોટા સમાજનું પ્રતિબિંબ પણ છે. આથી કરીને આજના છાત્રાલયની ભોજનશાળામાં આજના કુટુંબજીવનની અશાંતિની સાથે એક મોટા સમાજની અશાંતિ પણ ભળેલી હોય છે. એ રીતે આજના છાત્રાલયની ભોજનશાળા બેવડી અશાંતિરૂપ બને છે. આ અશાંતિ ટાળવા માટે છાત્રાલયના સંચાલકોને કેવળ કુટુંબો ઉપર આધાર રાખ્યો નહિ પાલવે. છાત્રાલયની ભોજનશાળાની અશાંતિનો પ્રશ્ન એ કુટુંબની અશાંતિના પ્રશ્ન ઉપરાંત મોટા સમાજની અશાંતિનો પ્રશ્ન છે. એટલે જે પ્રશ્ન આજે આપણને મૂંઝવે છે તે દેખાતી રીતે કેવળ છાત્રાલયનો નથી તે સમજી શકાય તેવું છે.

આજે હવે છાત્રાલયની ભોજનશાળામાં શાંતિ રખાવવાને માટે જે પ્રયત્નો કરવામાં આવે છે તેને ટુંકમાં જોઇએ. કોઇ ગૃહપતિ ભોજનશાળાને માટે એક મોટા નિયમોની નામાવલિ તૈયાર કરે છે અને પોલિસ અમલદારની કડકાઇ અને ચોકસાઇથી વિદ્યાર્થીઓ પાસે તે પળાવે છે. કોઈ ગૃહપતિ

વિદ્યાર્થીઓને ભોજનશાળામાં બેસાડવાની અમુક પ્રકારની વ્યૂહરચના રચે છે અને લશ્કરી અમલદારના દમામથી લશ્કરી સિપાહીઓ માની લીધેલા વિદ્યાર્થીઓ પાસે શાંતિ સચવાવે છે. કોઇ ગૃહપતિ જેલની કોઇ કોટડીઓની હાર પાસે સતત પહેરો ભરી રહેલા સંત્રીની માફક જમવા બેઠેલા વિદ્યાર્થીઓની હાર વચ્ચે ફરતો રહે છે ને પોતાના અધિકારને બળે શાંતિ સાચવવાના પ્રયત્નો કરે છે. કોઇ ગૃહપતિ વળી ઘમંડી ન્યાયાધીશની માફક ન્યાયનું ત્રાજવું હાથમાં રાખી ભોજનશાળાના દ્વારમાં ઉભો રહે છે અને ભોજનમાં અશાંતિ કરનારને ગુન્હેગાર ઠરાવી પોતે નક્કી કરેલા ન્યાય અન્યાયના ધોરણ અનુસાર કોઇનું શાક, કોઇનું દૂધ કે કોઇની દાળ દંડ કરે છે અને શાંતિ સાચવવાનો સંતોષ મેળવે છે. આમ ભોજનશાળાની અશાંતિનાં મૂળોને તપાસ્યા વિના અથવા તો તરુણ વિદ્યાર્થીઓના સ્વભાવને પારખવાનો પ્રયત્ન કર્યા વિના આપણે ત્યાં આજે શાંતિ રખાવવા માટે અનેક પ્રકારના ઉપરછલ્લા પ્રયોગો કરવામાં આવે છે. આ પ્રયોગો તાત્કાલિક પરિણામ જરૂર લાવતા હશે. પરંતુ તેની સ્થાયી અસર કદિ થઇ શકે જ નહિ. ઉપરાંત વિદ્યાર્થીઓના મન ઉપર આ બધા પ્રયોગોની જે ગંભીર અસર થાય એ જૂદી, તરુણ વિદ્યાર્થી ભોજનશાળાની અશાંતિને ગુન્હો ગણતો જ હોતો નથી. આથી તેના મતે વગર અપરાધે તેના ઉપર લાદવામાં આવેલો દંડ તેના મનમાં અનેક પ્રકારના પ્રતિગ્રહો ઉભા કરે છે અને ગૃહપતિએ ભલા માટે કરેલા પ્રયત્નોનું પરિણામ સાવ ઉંધું જ આવે છે. આ હકીકતનો વિચાર કરતાં આપણને એટલું તો ચોક્કસ લાગે છે કે શાંતિ રખાવવાને માટે સિપાહીગીરી કે લશ્કરી અમલદારી કે સંત્રીપણું કે અધિકાર એ તદ્દન નકામી અને નહિ સ્વીકારવા જેવી વસ્તુઓ છે.

ત્યારે આપણી પાસે એ પ્રશ્ન ઉભો રહે છે કે ભોજનશાળામાં શાંતિ જળવાવવી શી રીતે? કુટુંબવ્યવસ્થા આજને આજ સુધરી શકે તેમ નથી; સમાજમાં ફેરફાર કરવો એ ઘણી મોટી ધીરજનું કામ છે. અને વળી કુટુંબ કે સમાજને હાથ ધરવાં તે ગૃહપતિની તાકાતની પણ બહારની વાત છે. શાંતિ માટેના બહિર પ્રયત્નો અનિષ્ટ લાવનારા છે. આ બન્ને પરિસ્થિતિમાં ભોજનશાળાની શાંતિનો સવાલ અણઉકલ્યો રહે એ પણ પોસાય તેવું નથી. ત્યારે કરવું શું? મુંઝવણ સાચી છે. જ્યાં સુધી આપણે કુટુંબ અને સમાજના મૂળમાં ક્રાંતિ ન કરી શકીએ ત્યાં સુધી હાથ જોડીને બેસી રહે પાલવે નહિ. આપણે ગૃહપતિઓએ એ કોયડાનો નિકાલ કેળવણીની દૃષ્ટિથી લાવવો જોઇએ.

તરુણ માનસના અભ્યાસે આપણને એ બતાવ્યું છે કે આનંદ, વિનોદ અને વાતો એ એમના જીવનવ્યવહારમાં ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. તરુણના જીવનમાંથી એ ત્રણ વસ્તુઓ ઉપાડી લેવામાં આવે તો એનું તારુણ્ય ઘણે અંશે માર્યું જાય. એટલે એ ત્રણે વસ્તુમાંથી એમને છોડવવાના પ્રયત્નો એ કેળવણીના નહિ પણ અકેળવણીના પ્રયત્નો છે. ભોજનનો સમય એ સમૂહઆનંદનો અને શરીરઉપભોગનો સમય હોય છે. એ વખતે વિદ્યાર્થી આનંદ કરે, વિનોદી બને અને વાતોએ ચડે તે તદ્દન સ્વાભાવિક છે. આ સત્ય આપણે સ્વીકારીએ તો ભોજનશાળામાં આનંદ, વિનોદ અને વાતોને અવશ્ય સ્થાન આપીએ અને મહત્ત્વનું સ્થાન આપીએ. **તરુણ માનસમાં આપણને જેમ આ દર્શન થયું છે** તેમ પોતાના ક્રિયાશીલ સ્વભાવને સંયમિત કરવાની અનાવડતનું પણ દર્શન થએલું જ છે. જેમ તરુણ વિદ્યાર્થીના માનસને યોગ્ય અવકાશ આપવાનો આપણે વિચાર કરીએ તેમજ તેની અનાવડતને દૂર કરી આવડત વિકસાવવાનો એટલે કે વિવેકાવિવેક શક્તિ ખીલવવાનો અવકાશ પણ આપણે ઉભો કરવો જ જોઇએ. આ દષ્ટિથી વિચાર કરતાં વિદ્યાર્થીઓને આનંદ કરવાની છૂટ હોય, વિનોદ કરવાનું સ્વાતંત્ર્ય હોય અને વાતો કરવાનો સંપૂર્ણ અવકાશ હોય; પરંતુ સાથે સાથે જ એ આનંદ, એ વિનોદ અને એ વાતો સમૂહને અપકારક નહિ પરંતુ ઉપકારક હોય. આનો અર્થ એ થયો કે વિદ્યાર્થી જે આનંદ કરે તે આનંદ મર્યાદામાં હોય, જે વિનોદ કરે તે ટૂંકો અને સંયમશીલ હોય અને જે વાતો કરે તે મિતભાષી હોય. આટલા માટે વિદ્યાર્થીઓ ધીમે વાતો કરે, મર્યાદાનો વિનોદ કરે અને મીઠો આનંદ કરે. જે પ્રવૃત્તિ સમૂહને હાનિ કરે તે પ્રવૃત્તિ વિદ્યાર્થીઓ અંદર અંદર ન કરે તે નિયમ વિદ્યાર્થીઓએ પોતાને મળેલ સ્વતંત્રતામાંથી જ ઘડી કાઢેલો હોવો જોઇએ. ભોજનશાળાની વાતો ધીમી હોય, બે કે ચાર જણથી આગળ ન લંબાય તેવી હોય, તેવો આનંદ ઘડીભરનો હોય અને તેવો વિનોદ ક્ષણે ક્ષણે બદલાતો જતો હોય એ સત્ય વિદ્યાર્થીઓમાંથી જ ઉગવા પામેલું હોવું જોઇએ. ભોજનશાળામાં શાંતિનો અર્થ સ્મશાનની શાંતિ નહિ, પરંતુ આવી પ્રાણવાન તરુણોની સંયમિત પ્રવૃત્તિઓની શાંતિ. આ બધું તરુણ વિદ્યાર્થીના જીવનમાં કેમ લાવી શકાય તેનો વિચાર કરવા માટે ગૃહપતિના જીવનનો વિચાર–તેની સંસ્કારિતાનો વિચાર આવશ્યક છે, છાત્રાલયની કાર્યપદ્ધતિનો વિચાર જરૂરી છે અને વિદ્યાર્થીઓના માનસનો પરિચય મહત્ત્વનો છે. એ બાબતો છૂટો છૂટો વિચાર કોઇ બીજે પ્રસંગે. હરભાઇ.

## ફેર પ્લે

ક્રિકેટની ઇલેવન ગોઠવાતી હતી.

"પહેલા લખો ચીમનલાલ."

"લખ્યું." કંચનરાય લખતા હતા.

"બીજા મહેશ."

"મહેશ."

"ત્રીજા ઓઘડભાઇ."

"આ ત્રીજા ઓઘડભાઇ."

"પણ અલ્યા ઓઘડભાઇ નહિ ચાલે, એ આપણા વિદ્યાર્થી ક્યાં છે ?" સાકરલાલ બોલ્યા.

"હા ભાઈ, એ ગયે મહિને ઉઠી ગયા છે."

"પણ ઇ ક્યાં બધાને ખબર છે ?" ચીમનલાલ ભભક્યા.

"ખબર ન હોય તેથી શું ? આપણને તો ખબર છે ના ?" વિનાયક બોલ્યા.

મહેશથી ન રહેવાયું: "પણ ચાલો હું એની ફી ભરીને એને દાખલ કરાવું છું. લ્યો આ ફીફ્થ (પાંચમી) ની ફીના રૂપીઆ બે." મહેશે ખીસું ખખડાવ્યું.

કંચનરાય બોલ્યા: "એથી નહિ થાય. ફરીથી દાખલ થવાની પણ ફી લેશે."

"તો ચાર લેશે, આઠ લેશે, દસ લેશે. લઈ લઇને કેટલા લેશે ?" મહેશ હઠે તેવા ન હતા. "ચાલો લખો ઓઘડભાઇ."

"ચીમનલાલ, હું ઓઘડભાઇને મૂકવામાં સંમત નથી." વિનાયકે ધીરેથી કહ્યું.

"ભાઈ મૂકો ત્રીજા વિનાયકને. હવે ચોથા તો ઓઘડભાઇ આવે કે ચોથેય ન આવે ?" મહેશે ચીડાઇને કહ્યું.

"ત્રીજેય ન આવે, ચોથેયે ન આવે ને તેરમેય ન આવે." વિનાયકની પાસે બેઠેલા પ્રફુલ્લે જોર કર્યું.

ચીમનલાલ ચમકીને આગળ આવ્યા: "ત્યારે તો તમારે ઓઘડભાઈ પર વેર લેવું છે [illegible] ?"

"ના, ના. એમનો વિચાર તો આપણને સજ્જડ માર ૫
છે." મહેશ બોલ્યા.

"પ્રહ્‌લાદ, ઓઘડભાઇ નહિ હોય તો તમે શી રીતે ટ
તેનો વિચાર કર્યો ?" કંચનરાયે કહ્યું.

"મેં બધો વિચાર કરી લીધો છે. ઓઘડભાઇ એક એક
પાંચ પાંચ વિકેટ પાડે છે તે મેં નજરોનજર જોયું છે. ઓઘડભ
કરે ત્યારે સામાવાળાઓ કેવા થરથરે છે તેનો મને અનુભવ છે.
શટ થાય અને બેક થાય ત્યારે અમ્પાયર પણ મ્હોંમાં આંગળાં
મારાથી અજાણ્યું નથી."

"તો પછી આ તકરાર શાની છે ?" મહેશ ચીડાયા.

"તકરાર તો પ્રામાણિકતાની છે."

"એ માટે તો મહેશ કહે છે કે એનું નામ દાખલ કરાવ

"એવી રીતે નામ દાખલ કરવું એ જ યોગ્ય નથી. પણ
રીતસર વિદ્યાર્થી હોય તો પણ તેમને લેવા માગતો નથી." પ્રહ્‌લાદે

"તો તો તમારે અંટસ જ છે એમ કહોને. ?"

"ના, ના. અંટર્સનો સવાલ નથી. ઓઘડભાઇ જે બોલિ
તે બધા થ્રો કરે છે એમ આપણે જાણીએ છીએ એટલે હું તે
ના પાડું છું."

"ભાઇ તમે તો શ્રદ્ધાની પૂંછડી! ઓઘડભાઇ થ્રો કરે તો
નહિ સૂઝે ?"

"અમ્પાયરને સૂઝે ન સૂઝે તેનો હું વિચાર કરતો નથી. પણ
બેટસમેનને હાથ પર બોલ મારી બેટ છોડાવી દે છે, જે અમ્પાય
નજર ચૂકાવીને થ્રો બોલ કરે અને પછી પાછી તકરાર કરે તેવ
આપણી ટોળીમાં આપણે શા માટે રાખીએ ? એવા રમનારના
આપણાથી ન થવાય." પ્રહ્‌લાદે કહ્યું.

"તો પછી બોલિંગ કોણ કરશે ?" ચીમનલાલ બોલ્યા.

"તમે કરજો, પ્રતાપરાય પણ કરી શકે."

"એટલે ખાસ્સો માર ખાઇને આવીએ !" કંચનરાયે કહ્યું

"ઓઘડભાઇને સાથે રાખીને જીતવામાં આબરૂ નથી એટલ

"ભાઈ આપણે આ મૅચમાં કેપ્ટન નથી રહેવું. પ્રહ્લાદ કૅપ્ટન અને વિનાયક વાઈસ કૅપ્ટન."

"એમ કરવું હોય તો એમ કરો; અથવા તો તમે બધા છો તેમ રહો. હું અને વિનાયક નીકળી જઈએ." પ્રહ્લાદે દૃઢતાથી કહ્યું.

"હવે આનો કંઈક તોડ લાવો." કંચનરાય બોલ્યા.

"તોડ સ્પષ્ટ છે. આપણી આ મેચોમાં જે ખેલાડીપણાની આપણે વાતો કરીએ છીએ અને જેને માટે આટલા બધા પૈસા, આટલી બધી શક્તિ અને આટલો બધો સમય આપણે ખર્ચીએ છીએ તે ખેલાડીપણાને ભૂલી જઈને આ મેચો રમવામાં અને હાર છતો નક્કી કરવામાં મને કશો અર્થ દેખાતો નથી. માટે હું કહું છું કે ઓથડભાઈ આપણે ન જોઈએ."

"ધારો કે ઓથડભાઈને સામા પક્ષવાળા લે તો?"

"તો આપણે તેમની સાથે મેચ રમવાની જ ના પાડીએ." વિનાયક બોલ્યા.

"તો તો તમે રમી રહ્યા. એવા વેદિયાવેડા કરવા હોય તો ગાંધીની વિદ્યાપીઠમાં જઈને કરજો. અહીં એવું તેવું નહિ ચાલે. અમારે તો દુનિયાની સાથે દોડવું છે તે જાણ્યા છો?" મહેશે કહ્યું.

"દુનિયા દુનિયા શું કરો છો? વિચાર કરનારી દુનિયા તો મારા પક્ષમાં છે. પણ આજે એ વાત ન ઉચ્ચારીએ. હું અને વિનાયક આ મેચમાંથી નીકળી જઈએ છીએ." પ્રહ્લાદ વિદાય થયા.

ઓથડભાઈને મેચમાં દાખલ કર્યો અને તેમના બોલિંગના પ્રભાવથી તેમની ટીમ છતી.

પણ કેટલીક છતો હાર કરતાંયે બૂરી હોય છે. નાનાભાઈ.

## આદર્શ છાત્રાલયની રૂપરેખા

[ જન્માષ્ટમીના તહેવારોના દિવસોમાં આણંદ મુકામે જે છાત્રાલય સંમેલન મળ્યું હતું તેનો અહેવાલ તો ગયા અંકમાં અપાઈ ગયો છે. એ સંમેલન વખતે પૂજ્ય કાકાસાહેબની હાજરીમાં 'આદર્શ છાત્રાલયની રૂપરેખા' વિષે વિસ્તારથી વિચાર થયો હતો, અને એ વિચારની રૂપરેખાને ભાઈશ્રી ભીખાભાઈએ શબ્દોમાં ઉતારી છે. આ તો માત્ર રૂપરેખા છે એટલે તેમાં કોઈ ભભકદાર રંગોની આશા ન રાખે, પણ એ રેખાની પાછળ રહેલા વિચારને સમજવા પ્રયત્ન કરે.— તંત્રી. ]

ગૃહપતિ ઉપર ક્રોધ વા રીસ સવાર થઇ હોય તે વખતે તે અધિકારભ્રષ્ટ થયો છે એમ જ તેણે માનવું જોઇએ.

વિદ્યાર્થીઓને ઓરડીમાંથી કાઢી મૂકવા, કોઇ કાર્યમાં ભાગ લેતા અટકાવવા વા છાત્રાલયમાંથી રજા આપવી આવશ્યક જણાય તો તેમ કરવું એ સજા નથી, પણ વ્યવસ્થાની આવશ્યકતા છે.

૧૪. **વિદ્યાર્થિ સ્વરાજ્યનો અવકાશ:**—સ્વરાજ્યના અધિકારની વાત સમજવાને બદલે કામ કરવાની તક અને જવાબદારીનું ભાન ઉત્પન્ન કરવાના સાધન તરીકે આ ગણાવું જોઇએ.

૧૫. **ધાર્મિક શિક્ષણ:**—ધર્મ બુદ્ધિનો વિરોધી નહિ પણ બુદ્ધિથી પર એવી શ્રદ્ધાનો વિષય છે. એવી શ્રદ્ધા જેનામાં હોય તે જ પોતાની આસપાસ ધાર્મિક વાતાવરણ રજુ કરી શકે. તેની પ્રાથમિક તૈયારી તરીકે વા ધાર્મિક માહિતી તરીકે નીચેની બાબતો આવશ્યક છે:—

(ક) ધાર્મિક ઉત્સવો અને તહેવારો ઉજવવા.

(ખ) ઉત્સવો અને તહેવારોનું રહસ્ય બતાવવું. અવતારો અને સાધુ પુરુષોની વાર્તાઓ કહેવી. રામાયણ મહાભારતમાંથી ફકરાઓ વાંચવા. ધાર્મિક સિદ્ધાંતોની તાત્ત્વિક ચર્ચા કરવી. ધર્મસંકટના પ્રસંગો ચર્ચવા. ધર્મનો ઇતિહાસ કહેવો. ધાર્મિક યુદ્ધનાં કારણો તપાસવાં.

(ગ) અન્ય ધર્મોની આદરપૂર્વક માહિતી આપવી. તેમની પરસ્પર તુલના કરવી. વ્યવહારમાં ધાર્મિક સિદ્ધાંતો ઘટાવવા. મનુષ્ય હૃદયમાં ધર્મ તત્ત્વનું સ્વાભાવિક સ્થાન કેટલું છે તે તપાસવું. ધર્મના રૂપાંતરો નોધવાં. ભિન્ન ભિન્ન વર્ગોના વિશિષ્ટ ધર્મો સમજવા અને નક્કી કરવા. ધાર્મિક સંપ્રદાયો અને સંસ્થાઓનું અધ્યયન કરવું. કાવ્ય, સંગીત અને કળામાં ધર્મ કેમ ઓતપ્રોત છે એ સમજાવવું. સામુદાયિક પ્રાર્થનાઓ ચલાવવી. એકાંત, મૌન અને શાંતિનું રહસ્ય બતાવવું. પશુ, પક્ષી, આદિ માણસના પોષ્યવર્ગ પ્રતિ ધર્મ સમજાવવો. ધર્મમાં ઘુસી ગએલા વહેમો અને ખરાબ રૂઢિઓ વખોડવી. યાત્રાઓનાં સ્થળો અને મંદિરોનું સાચું માહાત્મ્ય કહેવું. ઉપનિષદ, ગીતા, ધમ્મપદ આદિ ગ્રંથોના ફકરાઓ મ્હોંઢે કરાવવા. ઉપવાસ, પૂજા આદિ વિધિઓમાં ભાગ લેવો. ક્ષમાપના (પાપ કબુલ કરવાં)નું માહાત્મ્ય સમજાવવું.

## કન્સેશન

મુંબઈની લોહાણા બોર્ડિંગના એક વિદ્યાર્થી તા. ૩૦ મી સપ્ટેમ્બરના નવજીવનના 'કન્સેશન' ના લેખ પર મારું ધ્યાન ખેંચે છે અને છાત્રાલયના વિદ્યાર્થીઓને ચેતવવા મને ભલામણ કરે છે.

માત્ર છાત્રાલયના જ નહિ પણ છાત્રાલયમાં નહિ રહેતા એવા હાઈસ્કૂલોના તથા કોલેજોના વિદ્યાર્થીઓ રેલ્વે કંપનીના આવા કન્સેશનનો કેવો ગેરઉપયોગ કરે છે તે મેં સારી રીતે અનુભવ્યું છે. અને એક પગલું આગળ ચાલીને કહું તો જેઓ વિદ્યાર્થીઓ નથી એવા લોકો પણ રેલ્વેના આવી જાતના લાભોનો દુરુપયોગ કરતાં અચકાતા નથી એમ જ કહેવું પડે. પરીક્ષાની મોસમમાં કેટલીયે વાર વિદ્યાર્થીઓ કોઈના નામથી કન્સેશન માગે છે અને બીજાં કોઈને સાથે ઉપાડી જાય છે. અને આ બીજો કોઈ વિદ્યાર્થી જ નથી હોતો. છાત્રાલયના વિદ્યાર્થીઓ નાની ઉંમરના હોય છે ત્યાં અરધી ટિકીટથી ચલાવી લેવાના લોભે પોતાની ઉંમર ખોટી જ નોંધાવે છે અને કોઈ કોઈવાર તો માબાપો અને ગૃહપતિઓ પણ આ જૂઠાણામાં ઠીક ઠીક મદદ કરે છે.

પણ વિદ્યાર્થી આલમના પ્રદેશને છોડીને રેલ્વેના નોકરોના પ્રદેશમાં જઈએ ત્યાં પણ આ જ વસ્તુ દેખાય છે. રેલ્વેના નોકરોને પોતાની નોકરીના બદલામાં દર વર્ષે જે પાસો મળે છે. તે પાસોના ઉપયોગમાં કેટલાયે માણસો ખોટા બાપબેટા કે નોકરો નોંધાય છે અને કેટલીયે સ્ત્રીઓ ન શોભે તેની સ્ત્રી કે બહેન તરીકે પોતાનાં નામ આપે છે. અને આ બધું રેલ્વેના નોકરો ઉઘાડી આંખે કરે છે. કાઠિયાવાડમાં જતી આવતી કેટલીયે જાનોમાં મેં આવા ગોટાળા પ્રત્યક્ષ જોયા છે-અને હું ઘરાઈ રહ્યો છું.

છતાં આપણો સમાજ આ ચલાવી લે છે; પોતાને સારા ધર્મિષ્ઠ ગણતા લોકોને આ આચરણમાં અધર્મ નથી દેખાતો એ જ દિલગીરીની વાત છે!

અને સમાજના આ માનસનું પ્રતિબિંબ આપણને છાત્રાલયમાં પણ દેખાય છે.

પરંતુ છાત્રાલયના ગૃહપતિની ફરજ તો સ્પષ્ટ છે. આપણે તો આવાં જૂઠાણાં નાબુદ કર્યે જ છૂટકો. આપણો કોઈ વિદ્યાર્થી કન્સેશનનો ગોટાળો કરે તે આપણે હરગીજ ચાલવા ન દઈએ; આપણો કોઈ વિદ્યાર્થી પોતાની ઉંમર ખોટી નોંધાવે તે આપણે ન સાંખીએ. માત્ર રેલ્વે જ નહિ પણ દેશ અને

પોસ્ટ ખાતું વગેરે જાહેર સંસ્થાઓ સાથે અત્યંત પ્રામાણિકપણે ચાલવાની દરેકની ફરજ છે, એ બાબત તરફ આપણે વિદ્યાર્થીઓનું ધ્યાન પણ ખેંચીએ.

આજે આપણે આ પ્રમાણે કરશું તો જ એક દિવસ આખો સમાજ જાહેર સંસ્થાઓ તરફનો પોતાનો ધર્મ સમજશે અને જાહેરનીતિનો પાયો ઊંડો જશે.

પણ જ્યાં છાત્રાલયના ખુદ ગૃહપતિઓ તથા કાર્યવાહકો જ આવી જાહેર નીતિમાં શિથિલ હોય અને આવી વાતો કરનારને વેદિયા ગણતા હોય ત્યાં તો એવાં છાત્રાલયોને નાબુદ કરનાર કોઇ વીરલ઼ જન્મે તેની જ આપણે રાહ જોવી પડશે.

નાનાભાઈ.

## એક કાગળ

ગુજરાતવાલા જૈન ગુરુકુલમાંથી શ્રીયુત ફૂલચંદભાઇ લખે છેઃ—

"'છાત્રાલયે' સંસ્થાના સંચાલકો, ગૃહપતિઓ, કાર્યકર્તાઓ અને વિદ્યાર્થીઓ માટે જે નવી દિશા ઉઘાડી છે તે સૌ કોઇ જાણે છે. સાચા સેવકો અને અનુભવીઓનાં મનન અને ચિંતન, વિદ્યાર્થિમાનસ અને શિક્ષણશાસ્ત્રના લેખો, આપણી આંખો ઉઘાડે તેવા છે. છાત્રાલયને વિશેષ ઉપયોગી બનાવવા માટે પાઠકો અને સંસ્થાના હિતેચ્છુઓએ ખૂબ પ્રચારકાર્ય કરવું ઘટે.

"મારું નમ્ર નિવેદન છે કે પ્રત્યેક સંસ્થા, ગૃહપતિ, શિક્ષક, સેક્રેટરી, સંસ્થાપક, વિદ્યાર્થી, ગૃહના કોઠારી, તેમજ રસોયા છાત્રાલયના વાચન અને મનનથી વંચિત ન રહે. જે માબાપોનાં બાળકો છાત્રાલયોમાં હોય એટલું જ નહિ પણ જેને જેને બાળકો હોય તેઓએ બધાંએ 'છાત્રાલય'નો અને 'શિક્ષણ પત્રિકા'નો અભ્યાસ કરવો જોઇએ."

ભાઇ ફૂલચંદની મહેચ્છાને અમે વધાવીએ છીએ. છાત્રાલય મંડળનો ઉદ્દેશ છાત્રાલય મારફત તરુણોની દુનિયાનો તલસ્પર્શ કરવાનો છે અને જુવાનોની કેળવણીના આખા પ્રશ્નને હાથ ધરવાનો છે.

પણ તેમાં સૌનો સહકાર જોઇએ. આજે આપણને જુવાનીની કિંમત નથી; એ જુવાનીમાં કાંઇ જોવા જેવું છે, જાળવવા જેવું છે, પોષવા જેવું છે, વારવા જેવું છે, એવો ખ્યાલ જ આપણને નથી. એટલે તો જુવાન છોકરા છોકરીઓને આપણે ફાવે તેમ ઉછરવા દઇએ છીએ અને સમય આવ્યે પરિણામ જોઇને કપાળ કૂટીએ છીએ.

આમાંથી ઉગરવાનો એક જ માર્ગ—જુવાનોની કેળવણી. એ કેળવણીના પ્રશ્નો પર નજર નાખતા આ 'છાત્રાલય'ને વધારે સમૃદ્ધ બનાવીએ તો એ કામ જલદી પાર પડે.

માટે જ આજનાં ગ્રાહકો દરેક બે બે નવાં ગ્રાહકો કરી લાવે તો પણ છાત્રાલય સમૃદ્ધ થાય; તેનું કથન ઘણા વધારે કાને પહોંચે, જુવાનોનો પ્રશ્ન એ માણસો વધારે જાણે અને જે મોટો વર્ગ આજે આ બાબતમાં સાવ સૂતો છે તેને જગાડવામાં એક પગલું આપણે આગળ ભર્યું ગણાય.

ચાલુ ગ્રાહકો પાસેથી આટલી મદદની આશા જરૂર રાખીએ.

તંત્રી.

## છાત્રોને ઘંટ

હાલતાં અને ચાલતાં છાત્રમંડળના સભ્યો, બીજાઓનો વિચાર કર્યા વગર ઘંટ વગાડતા જ ફરેછે. ઊંઘેલા ગાળો દે છે; અર્ધા ઊંઘેલા મારવા દોડેછે. પણ શું કરીએ, ભાઇ! સીંધુડા વગર રણનાં નોતરાં લુખાં જ લાગેને?

ધાર્યાં ફળ્યાં, અને આશાઓ કાંઇ અજબ પાંખો લઇ ઉડવાને માગે છે. પાટણવાળા છાત્રોના અંતરમાં, છાત્રમંડળની સ્થાપના ફુદકા મારે છે, પણ બોલતા નથી. ભાવનગર ઉત્સવ ઉજવી ભગન થઇને બેઠું છે. મુંબઇમાં મીઠી મીઠી ચર્ચાઓ થાય છે અને સ્થાનિક છાત્રમંડળના મંગળ મુહૂર્તની ઘડીઓ જોવાય છે. રાજકોટ તો છાત્રોની એક બૃહદ્ પ્રવૃત્તિવાટિકા! બીજાઓ નથી કરતા તેટલું તેઓ કરી રહ્યા છે, અને બીજાઓ નથી લખતા તેટલું તેઓ લખી રહ્યા છે. ત્યાંના છાત્રોમાં નથી દેખાતી અવ્યવસ્થા, નથી દેખાતો અસંયમ, કે નથી દેખાતું આળસ. ત્યાં તો છાત્રો હોંશે હોંશે ભેગા મળે છે અને લ્હેર ઉડાવે છે. 'રાજકોટ છાત્રમંડળ' સ્થાપી દીધું, વ્હોરા પારસી માણેકચંદ પ્રમુખ થયા, હિન્ડોચા જમનાદાસ કાળીદાસ મંત્રી થયા અને છાત્રોના છાત્રમન્દિરની સમૂહપૂજા આદરી; અને મન્દિરના ઘંટા નાદે કયા છાત્રો ન દોડે? બ્રહ્મક્ષત્રિય બોર્ડિંગ, દશાશ્રીમાળી જૈન બોર્ડિંગ, અને લોહાણા બોર્ડિંગ, મોઢ બોર્ડિંગ, ગરાસીયા બોર્ડિંગ, ખોજા બોર્ડિંગ, અને શ્રીગૌડ બ્રાહ્મણ બોર્ડિંગના સખ્યાબંધ ભાઇઓ એ મન્દિરમાં ફુલ પાંદડી ધરી દર્શન કરી આવ્યા. હિન્દુ અને મુસલમાન ભાઇઓ છાત્રમંડળને તોતણે બંધાયા. સાત સાત છાત્રાલયોનો મીઠો અને મધુરો મેળ!

ઉત્સાહ અને ઉમંગથી, અંતરની ઉર્મિઓથી, હૈયે હૈયાં મેળવીને સ્થપાએલા આ 'રાજકોટ છાત્રમંડળ'ને અમે અત્યન્ત આવકાર આપીએ છીએ અને તેમનો ઉત્સાહ બીજા ગામોમાં ફેલાય એ માટે પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ. બૃહદ્ છાત્રમંડળના એક ખાસ પેટા મંડળ તરીકે અમે આ સંસ્થાને સહર્ષ સ્વીકારીએ છીએ.

બધા છાત્રો આટલો ઉત્સાહ ક્યારે બતાવશે?

તા. ૭-૧૦-૨૮. ચીનાબાગ : મુંબઇ

જમનાદાસ દ્વારકાદાસ
પ્રમુખ: છાત્રમંડળ.

## કાર્યાલય તરફથી:—

નીચે જણાવેલી સંસ્થાઓ તરફથી છાત્રાલય મંડળ સાથે જોડાણના ચાલુ સાલના લવાજમના રૂપીઆ મળ્યા છે તે અહીં સ્વીકારવામાં આવે છે.

| | |
|---|---|
| ૨૮ શ્રી પાટીદાર આશ્રમ | સુરત |
| ૨૯ શ્રી જૈન બોર્ડિંગ સ્કૂલ | મુંબઇ-૭ |
| ૩૦ શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ | અમદાવાદ |
| ૩૧ એન. એચ. વિદ્યાર્થિભવન | મુંબઇ-૪ |
| ૩૨ શ્રી માંગરોળ શ્રીમાળી સમાજ | મુંબઇ-૧ |
| ૩૩ શ્રી અનાવીલ વિદ્યાર્થિઆશ્રમ | સુરત |
| ૩૪ શ્રી જૈન વિદ્યાર્થિમંદિર | અમદાવાદ |
| ૩૫ શ્રી દશાશ્રીમાળી વણિક વિદ્યાર્થિભુવન | મોરબી |

ગુજરાત કાઠિયાવાડમાં ૩૦૦-૪૦૦ છાત્રાલયો છે. આ બીજે વરસે પણ આટલી જ સંખ્યા મંડળ સાથે જોડાય એ દિલગીરીની વાત છે. ઇચ્છીએ કે હવેના માત્ર બે જ માસમાં આ સંખ્યા દશકાને બદલે શતકોથી ગણાય! એવો ધન્ય દિવસ ક્યારે આવશે?

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ: પરદેશના બે શિલિંગ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય : શ્રીદક્ષિણામૂર્તિ ભવન : ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી. ભીખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.

Reg. No. B 2297.

# છાત્રાલય

( ' છાત્રાલય મંડળ ' તરફથી )

વર્ષ ૨ જું
૧૯૨૮

અંક ૮ મો
નવેમ્બર

:: તંત્રી ::
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

"ઘરને ખૂણે ખોટું બોલું છું ત્યારે એક નિરાંત કે આપણને એકલાને પાપ લાગ્યું. આ બોર્ડિંગમાં ખોટું બોલું ત્યારે વિચાર થાય છે કે હું તો ખોટું બોલું છું તેનું, પાપ મારે ભાગે, પણ મારી પાછળ આ પચીશ જણ ઓછામાં ઓછાં પચીશ ખોટાં બોલે તે પણ મારે ભાગે ?" આ વિચાર આવે છે ત્યારે હેબતાઈ જાઉં છું અને બોર્ડિંગ છોડી નાસી જવાનું મન થાય છે.

"પણ અંદરથી કોઈ કહે છે: 'ખોટું બોલવામાંથી બચવું હોય તો આ સ્થાન છે. આવી બોર્ડિંગોમાં માણસ ધારે તો આત્મસુધારણાની ટોચે પહોંચી શકે છે."

શું કરૂં ?

ગૃહપતિ

# ગૃહપતિની લાયકાત

ગૃહપતિની લાયકાત વિષે મને કેટલાએ ભાઈઓ અવારનવાર પૂછ્યા કરે છે. કોઈ પૂછે છે: " અમે ગ્રેજ્યુએટને રાખીએ તો તો અમારૂં છાત્રાલય સુંદર ચાલશે ના?" બીજા ભાઈ પૂછે છે: " ગૃહપતિ પરિણીત સારો કે કુંવારો?" ત્રીજા ભાઈ લખે છે: " ગૃહપતિ જુવાન જોઈએ કે વૃદ્ધ?" વળી એક પૂછે છે: " ગૃહપતિ નાતીલો હોય તે ઇષ્ટ છે કે પરનાતીલો?"

ગૃહપતિની લાયકાત આંકવામાં આ બધા વિચારોને સ્થાન છે ખરૂં, પણ એ સ્થાન ગૌણ છે. ઘરની મા ભણેલ છે કે અભણ છે? જુવાન છે કે ઘરડી છે? રૂપાળી છે કે કદ્રૂપી છે? એ બધા વિચારો નિરર્થક છે. સૌથી મોટો પ્રશ્ન તો એક જ છે અને તે એ કે એ મા પોતે મા છે કે નહિ? એના દિલમાં માનું હૈયું થડકે છે કે નહિ? એના હૃદયમાં બાળકો તરફ મમતા છે કે નહિ?

મમતા એટલે?

આ મમતાનો ખરો અર્થ શીખવો હોય તો પારકી દાઝે પોતાના બાળકને માર્યા પછી આંસુ સારતી મા પાસે જાઓ; આ મમતાનો ખરો અર્થ શીખવો હોય તો દળણાં દળીને કે પાણી ભરીને પોતાના બાળકને ભાગ ખવરાવતી માને ચરણે બેસો; આ મમતાનો ખરો અર્થ શીખવો હોય તો પોતાના માંદા બચ્ચાની પથારી પાસે ઉજાગરા કરતી માને જઇને પૂછો; આ મમતાનો ખરો અર્થ પામવો હોય તો દૈવવશાત્ પોતાને ત્રાસ આપતા પુત્રને પણ અંતરના આશીર્વાદ આપતી માતાને મળો.

આવી મમતા એ ગૃહપતિની સૌથી મોટી લાયકાત. જે ગૃહપતિ પોતાના છાત્રાલયને પોતાના ઘર જેવું માની શકે એ જ સાચો ગૃહપતિ; જે ગૃહપતિ વિદ્યાર્થીઓને પોતાના કહી શકે તે જ સાચો ગૃહપતિ; જે ગૃહપતિને મન વિદ્યાર્થીઓની કેળવણી સિવાય બીજું ધ્યેય નથી તે સાચો ગૃહપતિ; જે ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓનાં સુખ દુઃખને પોતાનાં ગણી લે, એમના કલ્યાણમાં પોતાનું કલ્યાણ માને અને એમને ખાતર કોઈ પણ વસ્તુ જેને ભારે ન પડે એ જ સાચો ગૃહપતિ.

જે ગૃહપતિ પોતાના વિદ્યાર્થીઓની ઉણપોથી પોતે દુભાય છે પણ એ ઉણપો ખાતર તેને ફજેત કરી શકતો નથી; જે ગૃહપતિ વિદ્યાર્થીને સજા કરવી પડે તો પહેલો પોતે રોઇ શકે છે; વિદ્યાર્થીઓને ભવિષ્યમાં સારા

કરવાની એક જ આશાએ જે આજે અનેક જહેમતો ઉઠાવી શકે છે અને પોતાના વિદ્યાર્થીઓનું કલ્યાણ એ જ જેના જીવનમાં પ્રધાન સૂર છે તે સાચો ગૃહપતિ.

આપણા છાત્રાલય માટે—આપણા વિદ્યાર્થીઓ માટે આ પ્રકારની મમતા એ જ આપણી સાચી લાયકાત. પછી તો આ મમતા પશુની મમતા હોય તો તેને વધારે સંસ્કારી બનાવવી, એ મમતા મેલી હોય તો તેને વધારે નિર્મળ કરવી, આ મમતા ઉપરછલી છે કે ઉંડી છે તે બરાબર તપાસવું, વગેરે આપણે કરવાનું રહે છે. પણ મૂળમાં મમતા જ ન હોય તો ગૃહપતિ ગ્રેજ્યુએટ હોય તોયે નકામો છે, જુવાન હોય તોયે નકામો છે અને ગમે તે નાતનો હોય તોયે નકામો છે.

જેના દિલમાં મમતાનો છાંટો સરખો નથી એવા કેવળ ઉભડીઆ ગૃહપતિથી છાત્રાલય શી રીતે ચાલે ?

નાનાભાઇ.

## આર્યગંદકી કલબનો પત્ર

શ્રીયુત તંત્રીજી: " છાત્રાલય. "

અમે શ્રીદક્ષિણામૂર્તિગૃહના વિદ્યાર્થીઓ છીએ. ગંદકી કેમ કરવી એ તો આપણો આખોય દેશ જાણે છે પણ અમે તો એનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે, અને તેના પ્રચાર માટે એક કલબ પણ સ્થાપી છે. આ કલબમાં જેને દાખલ થવું હોય તેણે નીચેના નિયમોનું પાલન કરવું પડે છે. આ નિયમ-પાલન એ જ અમારી ફી. અમારા નિયમો:—

૧ મુતરડીએ પેશાબ ન કરતાં ભીંત પાસે જ યા તો કુંડીયામાં પેશાબ કરવો.
૨ જ્યાં ત્યાં થૂંકવું; પિચકારી મારતાં આવડે તો વધારે સારું.
૩ દાતણની ચીરો ડબ્બામાં ન નાખતાં ન્હાવાની જગાએ જ નાખવી.
૪ શેડાને ભીંત પર કે બારીમાં ચોંટાડવા અને નાક પેરણની બાંયથી લૂછવું.
૫ કાગળીયા જ્યાં ત્યાં વેર્યે રાખવા.
૬ રસ્તા પર જ્યાં ત્યાં દિશાએ જવા બેસવું.
૭ જુ તેમજ લીખોને આદર આપવા માટે વાળને ખાસ મેલા રાખવા.
૮ જમતી વખતે ખાવાના હોઇએ તેથી અડધું તો આસપાસ વેરવું જ.
૯ હરગીજ હાથ ધોયા વિના જમવા બેસવું.
૧૦ બહારનાં કપડાં ધોએલાં પહેરવાની જરૂર પડે તો પણ અંદરનાં કપડાં તો મેલાં જ રાખવાં.

જે વિદ્યાર્થી ભાઇઓને અમારી કલબમાં દાખલ થવું હોય તેમણે નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો. પુંજાભાઈ કચરાભાઇ

મંત્રીઃ આર્યગંદકીકલબ, દક્ષિણામૂર્તિગૃહ.

તા. ક. અમને આશા છે કે આજે આપણા દેશમાં પશ્ચિમના વિચારો આર્ય-સંસ્કૃતિનો નાશ કરી રહ્યા છે તેવે વખતે આપણી સંસ્કૃતિને સાચવવાના અમારા આ કાર્યમાં તમામ વિદ્યાર્થી ભાઇઓ અમને મદદ કરશે. અમને ભય છે કે જો વિદ્યાર્થી ભાઇઓ વધારે સંખ્યામાં નહિ જોડાય તો આપણા દેશનું આરોગ્ય સુધરી જશે એટલે આજે છે તેથી બાળકની મરણસંખ્યા ઘટી જશે એટલે બાળકો વધી પડશે; અને પરિણામે આપણે સૌ ભૂખે મરશું.

દેશને ભૂખે મરતો બચાવવાના અમારા આ પ્રયત્નને વિદ્યાર્થીઓ તેમજ ગૃહપતિ ભાઇઓ ટેકો આપશે એવી આશા છે. **મંત્રી.** આ. ગં. કલબ.

## બોર્ડિંગની મુલાકાતો

આજકાલ પ્રતિષ્ઠિત માણસો પાસે બોર્ડિંગની મુલાકાત લેવરાવવી અને ગમે તે રસ્તે તેમનો સારો અભિપ્રાય મેળવવો એ આપણો ધંધો થઇ પડ્યો છે. ગામમાં કોઇ પણ આબરૂદાર માણસ આવ્યો કે આપણે તેની પાછળ પડીએ અને થોડુંક, નાટકચેટક કરી તેનો સારો શેરો કમાઇએ ત્યારે જ આપણને જંપ વળે છે.

આપણે પોતે કામ કરવું અને બીજા પાસે આપણા કામનો આંક કઢાવવો એ એક વસ્તુ છે, જ્યારે આપણા કામને કોરે મૂકી કામ સારૂં છે એવા અભિપ્રાયોની જ શોધમાં ફરવું એ તદ્દન બીજી વાત છે. આપણા કામનો આધાર આપણા પોતાના પ્રયત્ન પર છે; બીજાનો અભિપ્રાય ગમે તેવો સારો હશે તોયે તેથી આપણું ખરાબ કામ સારૂં થવાનું નથી. એટલે સંસ્થાના ખુદ કાર્યવાહકો પોતાનું લક્ષ સુંદર કામ કરવા તરફ રાખે એ જ યોગ્ય છે.

આવી મુલાકાતો બીજી રીતે પણ નુકસાનકારક છે. મુલાકાતે આવનાર ગૃહસ્થનો સારો અભિપ્રાય મેળવવા તરફ ધ્યાન જાય એટલે મુલાકાત માટે ખાસ કાર્યક્રમ ગોઠવાય એ સ્વાભાવિક છે. આ ખાસ કાર્યક્રમની પાછળ છૂપો સંતાએલો રોજનો કાર્યક્રમ ડોકિયું કરીને વિદ્યાર્થીઓને હસાવે છે, અને અપ્રમાણિકપણાની કારમી ચીસ પાડે છે. રોજ ગંદું રહેતું આંગણું આ પ્રસંગને માટે સ્વચ્છ બને છે, રોજ ગંદાં કપડાં પહેરનાર વિદ્યાર્થી આ

ખાસ પ્રસંગે ઉપરનું કપડું તો જરૂર ચોકખું પહેરે એવી તજવીજ થાય છે, રોજ લડતા વિદ્યાર્થીઓ આ પ્રસંગે ભાઇ જેવા દેખાય છે, અને આ બધા નાટકને પરિણામે સંસ્થા એક સારો અભિપ્રાય કે થોડા રૂપીઆ કમાય છે.

પણ આથી વધારે ભયંકર અનીતિનું શિક્ષણ બીજું હોઇ શકે ? સારા અભિપ્રાયોના શિકારરૂપ આવી મુલાકાતો આપણે સદંતર બંધ કરવી ઘટે છે.

પણ બધી મુલાકાતો કાંઇ આવી જ હોય એવો નિયમ નથી. ગામમાં આવેલા પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સંસ્થામાં આમંત્રવા એ તો કોઇ પણ જાહેર સંસ્થાની શોભા છે. આવા ગૃહસ્થો પાસે આપણે સંસ્થાનું કામ ધરીએ, આપણા કામ પર એ ગૃહસ્થના વિચારો છૂટથી લઇએ, એમના વિચાર પર આપણે પોતે સારગ્રાહી બુદ્ધિથી વિચાર ચલાવીએ અને એ રીતે આપણી સંસ્થાને બહારના સમાજ સાથે સાંકળીએ. આવી મુલાકાત તો દરેક સંસ્થાએ શોધવા જેવી વસ્તુ છે.

જેમ સારા અભિપ્રાયોની શોધમાં ફરનાર સંસ્થા અનીતિને માર્ગે છે તેમ જ યથાર્થ મુલાકાતની દરકાર ન કરનાર સંસ્થા પણ આત્મવિનાશને માર્ગે છે. પોતાનું વ્યક્તિત્વ સાચવીને નિખાલસભાવ આપલે કરનાર સંસ્થા જીવન્ત રહે છે.

નાનાભાઇ

## તાત્કાલિક ઉકેલ

અમારા બે ચાર વિદ્યાર્થીઓ એક દિવસ પાસેના બંગલાના બગીચાની વાડ ટપીને ઉતર્યા. બગીચામાં વાવેલાં મીઠાં લીંબુનો કાચો પાક તેમણે બગાડ્યો અને બંગલાવાળાનું થોડુંએક નુકશાન થયું. બંગલાનો માળી આ હકીકતની ફરિયાદે આવ્યો અને ફરીથી કોઇ પણ વિદ્યાર્થી છૂપી રીતે બગીચામાં ઉતરે તો તેનું ધ્યાન રાખી તેને શારીરિક શિક્ષા કરવાની મેં સલાહ આપી. મારી રજા મળી જાણી ગરીબ માળી ખુશ થતો ચાલ્યો ગયો. તેનો ઇરાદો સજા કરવાનો હતો જ નહિ પરંતુ સજાના મારા વિચારથી તેના મનનું સમાધાન થયું છે એમ મેં જોયું.

મારા એક વિદ્યાર્થી લાંબી રજામાં પોતાને ઘેર જતા હતા. વઢવાણ સુધી રેલગાડીમાં હું તેની સાથે હતો. વિદ્યાર્થીએ વઢવાણ સુધીની ટિકીટ લીધી હતી. તેની ઉંમર આખી ટીકીટ લેવા જેટલી થએલી હોવાથી મારા મિત્ર ગૃહપતિએ તેને વઢવાણ સુધીની આખી ટિકીટ અપાવી હતી. વઢવાણ આવ્યું અને તે વિદ્યાર્થીએ પોતાના શહેરના સ્ટેશન સુધીની પોતાની ટિકીટ

લેવા મને કહ્યું. મેં પૈસા માગ્યા ત્યારે તેણે મને અર્ધી ટિકીટના પૈસા આપ્યા. તેની આખી ટિકીટ બતાવીને મેં કહ્યું કે "તમારે આખી ટિકીટ લેવી જોઈએ." તે વિદ્યાર્થી જરા ચીડાયો. મારા ગૃહપતિ મિત્રને તેણે બે ચાર ગાળો ચોપડી દીધી, અને ગૃહપતિના જેવો ચીકણો અને વેદીયો ન બનવાની મને સલાહ આપી. અર્ધી ટિકીટના પૈસા હાથમાં નાખી હું હસીને ચાલતો થયો. વધારાના પૈસા મારા ખીસામાંથી આપી તે વિદ્યાર્થી માટે મેં આખી ટિકીટ ખરીદી અને બરાબર ચાલતી ટ્રેને તેના હાથમાં સોંપી હું સ્ટેશનમાંથી બહાર નીકળી ગયો. તે વિદ્યાર્થીના ચહેરા ઉપર આનંદ અને આશ્ચર્ય બન્ને હતાં. મેં જોયું કે તેને આખી ટિકીટની સામે વાંધો ન હતો પરંતુ રેલવાળાને હું છેતરી નહોતો શકતો તેની સામે વાંધો હતો.

ઉપરનાં બન્ને દૃષ્ટાંતો સામાન્ય સમાજમાં હમેશાં બને છે તેમાંનાં જ છે. માત્ર મારા છાત્રાલયના વિદ્યાર્થીને હાથે તે બન્યાં માટે જ તેણે મારી નજર ખેંચી. બન્ને પ્રસંગોમાં ચોરી કરવાનો ઇરાદો નહિ હોવા છતાં છૂપી રીતે પણ ચોરીનો જ ભાવ રહેલો છે. એકમાં તારુણ્યના તોફાનના ઓઠા નીચે ચોરી છૂપાએલી છે અને બીજામાં સામાજિક નીતિના હલકામાં હલકા ઓઠા નીચે ચોરી છૂપાએલી છે. બન્નેના પ્રકારો ભિન્ન હોવા છતાં જાતિ એક જ છે. બન્ને વસ્તુ કેળવણી આપનારે નહિ સાંખી લેવા જેવી છે.

આપણા સમાજમાં આજે ભીરુતા અને સ્વાર્થ એટલાં બધાં ઘર કરી રહેલાં છે કે આવાં દૃષ્ટાંતો આપણને ઠેર ઠેર નજર આવે છે. લીંબુની ચોરી એ ભીરુતાનું દૃષ્ટાંત છે. ટિકીટની ચોરી એ અધમ સ્વાર્થનું દૃષ્ટાંત છે. જે માણસ એક યા બીજા કારણે બીજા કોઇ પણ માણસથી બ્હીએ છે તે તેની ગેરહાજરીનો લાભ લઇ ગુંડાગિરી કરી શકે છે. અને જે માણસ બીજી રીતે પોતાનો સ્વાર્થ સાધી શકતો નથી તે સમાજની સહેજ પણ અવ્યવસ્થાનો લાભ લઈ પોતાના હલકા સ્વાર્થને પોષી શકે છે. આપણે એકેયને નભાવી ન શકીએ. તરુણના તોફાનનું આશ્વાસન આપણા મનને આપી વિદ્યાર્થીને આપણે જો સમાજના દ્રોહી બનાવીએ તો એ દ્રોહને માટે આપણે જ જવાબદાર ગણાઇએ. તે જ રીતે કોઇ વ્યવહારનીતિના ઓઠા નીચે આપણા વિદ્યાર્થીના સ્વાર્થને આપણે પોષીએ તો સમાજની સ્વાર્થાંધતાના આપણે જ ભાગીદાર ગણાઇએ. લીંબુની રંજાડ કરનાર વિદ્યાર્થીઓને બાગનો માળી જ સંભાળી લે તે ઉકેલ અથવા તો અરધી ટિકીટ ખરીદનાર વિદ્યાર્થીને આપણા પદરથી ટિકીટ ખરીદી આપીએ તે ઉકેલ માત્ર તાત્કાલિક ઉકેલો જ

ગણાવા જોઇએ. એટલાથી જે આપણે જંપીએ અને કંઇ પણ વિચાર કર્યા વિના બેસી રહીએ તો આજના અપંગ સમાજમાં આવાં દૃષ્ટાંતો અનેક ગણાં વધ્યે જ જવાનાં. તાત્કાલિક નિર્ણય તરીકે બન્ને ઉપાયો ભલે યોગ્ય હોય; એકમાં ગુંડાને ગુંડાગિરીથી પહોંચી વળવાનો માર્ગ તાત્કાલિક તો લાભપ્રદ દેખાય અને બીજામાં ગૃહપતિની ઉદારતા વિદ્યાર્થીને ઘડીભર શરમાવશે; પરંતુ તેથી 'ગુંડાગિરીનો નાશ થયો અથવા તો સ્વાર્થ છૂટી ગયો તેમ માનવાની ભૂલ આપણે ન જ કરીએ. અલબત્ત, વિદ્યાર્થીઓમાં જે દુર્ગુણો આપણને દેખાય છે તે દુર્ગુણો ઓછે વત્તે અંશે સમાજના પ્રતિબિંબ રૂપ છે જ. પરંતુ આપણે ગૃહપતિએ આપણા આદર્શથી, આપણા વ્યવહારથી અને કેળવણીએ બતાવેલા અનેકવિધ ઉપચારોથી વિદ્યાર્થીને સાચા અર્થમાં સામાજીક બનાવવાની અને સ્વાર્થના બહાના નીચે ચોરી કરતા અટકવાની તાલીમ આપવી જ જોઇશે. આ તાલીમ કઇ રીતે આપી શકાય તેનો વિચાર આ નાનકડા લેખમાં શક્ય નથી. અહીં તો એ જ બતાવવાનો ઉદ્દેશ છે કે આપણા કાર્યમાં આપણે આજે જે જે ઉકેલો લાવીએ છીએ તે માત્ર થાગડ થીંગડ જ હોય છે. ને તાત્કાલિક ઉકેલ ભલે હોય પરંતુ તેનાથી સંતોષ માની આપણે બેસી રહેવું ન જોઇએ. વિદ્યાર્થીને સામાજીક તાલીમ કઇ રીતે આપવી અથવા તેર કેવળ સ્વાર્થી થતો કેમ અટકાવવો તે સંબંધમાં અનુભવી ને અભ્યાસી ગૃહપતિ અનેક પ્રકારના કેળવણીના માર્ગો શોધીને યોજી શકે છે.

હરભાઇ.

## ક્રિકેટ ટેનિસ

ક્રિકેટ અને ટેનિસ એ આપણી હાઇસ્કૂલો તથા કાલેજોની આજની પ્રતિષ્ઠિત રમતો છે. મૂળ તો રમત એ વસ્તુ બન્નેને જ વિદ્યાર્થીની કેળવણીમાં અતિશય ઉપયોગી છે. આજે આપણે પુસ્તકોના અભ્યાસની પાછળ જેટલા પૈસા અને શક્તિ ખર્ચીએ છીએ તેનાથી અડધો ખર્ચ પણ રમતો પાછળ કરતા હોઇએ તો આપણા જુવાનોને આજે મળે છે તેથી વધારે સાચી કેળવણી મળે એમાં જરાયે શક નથી.

છતાંયે આ ક્રિકેટ ટેનિસની પાછળ સહેજ ડોકિયું કરીને જોવા જેવું છે.

ક્રિકેટ ટેનિસ અતિશય ખર્ચાળ રમતો છે. આજે કાલેજો અને હાઇસ્કૂલો આ બે રમતોની પાછળ પોતાનું રમતોનું બજેટ ખલાસ કરી નાખે છે અને પરિણામ જુઓ તો થોડીએક સંખ્યા માત્ર રમી શકે છે. ક્રિકેટ એ

તો ઇલેવન અને એક બે પૂંછડાંનો જ ઇજારો; ટેનિસ પણ મોટે ભાગે એવું. બાકીનો વિદ્યાર્થી વર્ગ જોઇને રાજી થાય, અને માત્ર આંખ કીકી હલાવીને શારીરિક કેળવણી મેળવી લીધાનો સંતોષ માને.

આપણા જેવા ગરીબ દેશમાં આ ન પાલવે. આપણા તમામ વિદ્યાર્થીઓ રમતો રમે અને એ રમતો દ્વારા મળતી કેળવણી પામે એમ આપણે ઇચ્છતા હોઇએ તો આમાં ફેરફાર થવાની જરૂર છે. આજે પણ જેનાં માબાપ પેટે પાટા બાંધીને છોકરાને કૉલેજની કેળવણીનું ખર્ચ આપે છે તે છોકરો હાથમાં રેકેટ અને પગમાં ટેનિસ શુઝ પહેરીને મલપતો મલપતો રમવા નીકળે છે ત્યારે કોઇ વાર મનમાં અત્યંત ગ્લાનિ થાય છે.

હા, કેટલીક વાર ખર્ચાળ વસ્તુઓને પણ કેળવણીમાં અગત્યની હોય તો લાવવી પડે છે ખરી. પણ ક્રિકેટની આવી કેળવણી વિષયક કિંમત છે જ નહિ. કોઇ પણ રમત વ્યવસ્થાપૂર્વક રમાય તેના જે લાભો છે તેથી એક પણ વધારે લાભ ક્રિકેટ ટેનિસમાંથી ન મળે. કદાચ આગળ ચાલીને એમ પણ કહી શકીએ કે ક્રિકેટની કેળવણી વિષયક કિંમત ઓછી છે. ક્રિકેટ એ રમનારાઓની રમત છે તેના કરતાં જોનારાઓની રમત વધારે છે એટલે રમતના કેળવણી વિષયક લાભો તેમાંથી ઓછા મળે છે. અને જે રમતોમાં ખુદ રમનારાઓના કરતાં જોનારાઓને વધારે રસ પડે તે રમતોમાં રમવાના આનંદ કરતાં જોનારાઓના આનંદ ઉપર રમતનો વધારે આધાર રહે છે. અને આ બેહાડુ જોનારાઓનો આનંદ એટલે રસાકસી, હારજીત, સ્તુતિનિંદા, ઇનામો, શીલ્ડો, કપો અને જીવનનો તમામ મરીમસાલો. રમતોની આ હરીફાઇ કેવાં કેવાં સ્વરૂપો લે છે તે જોવું હોય તો આવી કોઇ પણ મેચમાં અંદરના ખાનગી વર્ગમાં ઘુસો અને ઉપરથી સુંદર વ્યવસ્થિત દેખાતી રમતની પાછળ પૈસાનો, મોજમજાનો, પક્ષાપક્ષીનો, ઝેર વેરનો કેવો ગોટાળો ચાલી રહે છે તે જુઓ. કૉલેજોની શીલ્ડ મેચ રમનારાઓ હૈયે હાથ મૂકીને બોલશે તો આ બાબતમાં ઘણો નવો પ્રકાશ પડશે.

આજે પરીક્ષા જેમ શિક્ષણનું ધ્યેય બની બેઠી છે તેનાં ખરાબ પરિણામો આપણે ભોગવીએ જ છીએ, એ જ રીતે હારજીત રમતોનું ધ્યેય બની બેઠી છે તેનાંયે અનિષ્ટો આપણે ભોગવીએ છીએ. અને છતાંયે બોલીએ છીએ ત્યારે તો આ રમતોથી થતા લાભોની વાતો કરીએ છીએ; Sportsmanshipની ઉપયોગિતા દર્શાવીએ છીએ અને The battle of Waterloo

was fought on the play-grounds of Eton એ મહા વાક્યને જુસ્સાપૂર્વક ટાંકીએ છીએ.

આ રમતો આજે દેશનાં ગજવાંને પોસાય તેમ નથી. એ રમતોએ આજે જે સ્વરૂપ પકડ્યું છે અને જે સ્વરૂપ પકડ્યા વિના એ સ્વતઃ ટકી શકે જ નહિ તે સ્વરૂપ નવા યુગની શાળાઓ માટે જરૂર ભયંકર છે. કોઇ આટલાથી ન અટકમાં એવો પણ આગ્રહ ધરાવે કે "આ રમતો પરદેશી છે; કોઇ પણ પ્રજાની રમતોમાં પ્રજાની સંસ્કૃતિનું-તેના માનસનું પ્રતિબિંબ હોય છે; ક્રિકેટ ને ટેનિસની રમતોમાં હરીફાઇનું માનસ છે, તેની પાછળ પાર્લામેન્ટની પક્ષાપક્ષી છે, તેની પાછળ તમાસગીરની ધમાલ છે. આપણી દેશી રમતોની પાછળ ઉગ્ર હરીફાઇ નથી; તે રમતો જુજ ખર્ચે રમી શકાય તેવી છે; એ રમતોનો આધાર સહકારમૂલક છે." આ દલીલ પર આજે આપણે બહુ ભાર નહિ મૂકીએ. છતાં સરવાળે હાઇસ્કૂલોમાં તેમજ કોલેજોમાં ક્રિકેટ ટેનિસને સ્થાને દેશી રમતો આવવી જોઇએ એમ તો આપણે જરૂર કહેશું. ખોખો, ખારોપાટ, હુતુતુ, આટાપાટા વગેરે રમતો કોઇ પણ હાઇસ્કૂલ કે કોલેજ ઘણા રસથી રમી શકે છે.

પણ આ ફેરફારમાં સૌથી મોટો પ્રશ્ન તો આપણા માનસનો નથી? એક દિવસ એવો હતો કે જ્યારે કોટ પાટલુનમાં સજ્જ થયેલ માણસ જ પ્રતિષ્ઠિત મણાતો અને એ પોષાકના હાઉએ આપણા માનસને જકડી લીધું હતું; એ દિવસો ગયા. એક દિવસ એવો હતો કે ભાંગી તૂટી અને ખોટી પણ અંગ્રેજી ભાષા બોલે તે પ્રતિષ્ઠિત ગણાતો અને સ્વભાષામાં બોલવું એ અસંસ્કારી માણસો માટે રાખવામાં આવ્યું હતું; એ દિવસો પણ ગયા-જવા બેઠા છે. આજે ટેનિસ રમતાં ન આવડે એ તો કોલેજની શિષ્ટતામાં ઉણપ ગણાય છે. કોલેજો અને હાઇસ્કૂલોના સંચાલકોએ પોતાના સ્વતંત્ર વિચારનો પ્રકાશ આ પ્રશ્ન પર નાખવો ઘટે છે અને માત્ર પ્રતિષ્ઠાના હાઉથી ન બ્હીતાં દેશી રમતોને આપણા દેશની કોલેજોમાં અને હાઇસ્કૂલોમાં માનભર્યું સ્થાન અપાવવું જોઇએ. દેશી રમતો ઓછી ખર્ચાળ છે માટે જ આપણે મન એ રમતો તરફ ન વસતી હોય તો આપણા પોતાના મનને પણ આપણે જરૂર તપાસી લઇએ, અને જ્યાં જ્યાં એ રમતો વધારે વ્યવસ્થિત કરવાની જરૂર હોય, તેને નિયમબદ્ધ કરવાની જરૂર હોય, તેમાં ફેરફાર કરવાની જરૂર હોય, ત્યાં ત્યાં એ બધું કરીને આપણે પરોક્ષ રીતે દેશી રમતોની અને દેશની એટલી સેવા પણ કરી લઇએ.

અને છતાંએ ક્રિકેટ ટેનિસને આપણા દેશમાંથી સદંતર ખસવું ન હોય તો તેણે સાર્વજનિક પ્રચારના મનોરથો ત્યજવા અને પરદેશી વાનગી તરીકે ખાસ શ્રીમંત વર્ગમાં કે રાજમહેલોમાં ખૂબ પ્રતિષ્ઠાની વસ્તુ. ક્રિકેટ ટેનિસની આ પ્રતિષ્ઠા કોઇને જરાયે ન ખૂંચે.

નાનાભાઇ.

## કરકસર વિરુદ્ધ કંગાલિયત.

માણસ છેક જ ગરીબ હો કે મોટો તવંગર હો, પરંતુ તેના જીવનમાં યોગ્ય કરકસરને ઘણું મોટું સ્થાન હોવું જોઇએ. વ્યક્તિની કરકસર એ સમષ્ટિની કરકસર થઇ પડે છે. અને આખા રાષ્ટ્રજીવનમાં તેની ઘણી મોટી અસર થાય છે. આ સત્ય કોઇ પણ કાળે કોઈ પણ પ્રજાને લાગુ પાડી શકાય તેવું છે. અત્યારે આપણા રાષ્ટ્રની સ્થિતિ તો એવી છે કે જે વખતે રાષ્ટ્ર-જીવનમાં નાની મોટી કરકસરોને યોગ્ય સ્થાન મળવું જ જોઇએ. રાષ્ટ્રને ગરીબીમાંથી બહાર લાવવું છે–રાષ્ટ્રને સગર્વ ઉચું મ્હોં રાખી શકે તેવું બનાવવું છે તે વખતે જીવનના દરેકે દરેક અંગમાં કરકસરને પ્રયત્નપૂર્વક પણ પેસારી દેવી પડશે.

આપણાં છાત્રાલયોમાં જે જાતનું સમાજજીવન જીવાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે સમાજજીવન રાષ્ટ્રજીવનનું એક પોષક અંગ બનાવવાની આપણી અભિલાષા છે. આર્થિક દૃષ્ટિથી વિચાર કરતાં આ પ્રકારના છાત્રાલય-જીવનની કરકસરને આપણે ઘણું મહત્ત્વનું સ્થાન આપી શકીએ છીએ. એક પાઇની પણ યોગ્ય કરકસર છાત્રાલય જેવી સંસ્થામાં સરવાળે સેંકડો રૂપીઆની બચત ઉભી કરી શકે છે. આ બચત છાત્રાલય માટે પરમ આવશ્યક છે અને સાથે સાથે આખા રાષ્ટ્રને એક દૃષ્ટિથી ઉપકારક છે. આટલી આર્થિક દૃષ્ટિ ઉપરાંત આવી કરકસરની એક બીજી અસર રાષ્ટ્રજીવન ઉપર થાય છે કે જે આજની ઘડીએ તો આપણા રાષ્ટ્ર માટે અત્યંત જરૂરી છે. આ અસર તે રાષ્ટ્રના જીવનમાં યોગ્ય કરકસર કરવાની દૃષ્ટિ. રાષ્ટ્ર માટે યોગ્ય કરકસર કરવાની દૃષ્ટિ આપણામાં આવી જાય એટલે તુરત જ રાષ્ટ્રની લૂંટાતી ધનસંપત્તિ કેવી રીતે ઉગારી લેવી તેની દૃષ્ટિ આપણામાં ઉગવાની છે. આ દૃષ્ટિ અત્યંત મહત્ત્વની છે અને તે દૃષ્ટિની પાછળ ઘણાં ગંભીર પરિણામો છુપાઇ પડેલાં હોય છે. રાષ્ટ્ર માટેની યોગ્ય કરકસરની દૃષ્ટિ આપણામાં જાગે એટલે તુરત જ આપણી દૃષ્ટિ આપણા પોતાના ઉદ્યોગો તરફ પડવાની અને ગમે તે પ્રયત્ને પણ આર્થિક રક્ષણના પ્રયત્નો શરૂ થવાના. આજના

આપણા છાત્રાલયજીવનમાં રાષ્ટ્રના હિતની વૃત્તિથી આવી કરકસરની દ્દષ્ટિ ઉભી કરવામાં આવે તે અસંત મહત્ત્વનું છે.

પરંતુ આજે તો સમાજની કંગાલિયત જેમ સમાજની બીજી બધી પ્રવૃત્તિઓમાં પ્રતિબિંબિત થાય છે, તેમ આપણા આજના છાત્રાલયજીવનમાં પણ દેખા દે છે. સમાજમાં નજર નાખતાં આપણને માલુમ પડે છે કે આજની કરકસરની પીઠળ સ્વાર્થદષ્ટિ છે. આથી કરકસર સાચી કરકસર મટી વ્યક્તિજીવનમાં લોભનું સ્વરૂપ પકડી લે છે. આપણા છાત્રાલય જીવનમાં પણ કરકસરની દૃષ્ટિની પાછળ છાત્રાલયના સંચાલકોની સ્વાર્થવૃત્તિ જો પેસી જાય તો છાત્રાલય જીવનમાં ઘણો ખરાબ લોભ ઉભો થાય. આ લોભ સસ્થાને નુકશાનકારક નીવડે અને વિદ્યાર્થિજીવનમાં કંગાલિયત ઉભી કરે. જ્યાં જરૂર જણાય ત્યાં પોતાની સુખ સગવડને જતી કરી વિદ્યાર્થી યોગ્ય કરકસર આદરે તે એક વાત છે, અને જરૂર હો વા ન હો પરંતુ લોભવૃત્તિથી સંસ્થાના ચાલકો વિદ્યાર્થીઓ પાસે કરકસર કરાવે તે જૂદી વાત છે. પહેલી વાતથી વિદ્યાર્થીમાં યોગ્ય કરકસરની ભાવના જન્માવી શકાય, જ્યારે બીજી વાતથી વિદ્યાર્થીને લોભવૃત્તિવાળો અથવા તો કંગાળ બનાવી શકાય.

કંગાલિયત એ મનુષ્યનું એક ખરાબમાં ખરાબ દૂષણ છે. બહુ મોટો ધનાઢ્ય માણસ કંગાલ હોઈ શકે છે, અને છેક જ ગરીબ માણસ ઉદાર હોઈ શકે છે. કંગાલિયત એ પૈસા કે ગરીબી સાથે નથી જતી પરંતુ મનની વૃત્તિ સાથે જાય છે. આપણા વિદ્યાર્થીઓ યોગ્ય કરકસર કરવાની દૃષ્ટિવાળા ન થાય તો તેઓ એક અર્થમાં ઉડાઉ થાય તે વધારે સારૂં છે. પરંતુ જો તેઓ કંગાલ વૃત્તિના થયા તો એથી વિદ્યાર્થીને અને આખા સમાજને ભારે નુકશાન થવાનું છે. સ્વાર્થદષ્ટિથી અથવા તો લોભવૃત્તિથી કરકસર કરાવનાર ગૃહપતિના કરતાં યોગ્ય કરકસરની અણઆવડતવાળો અને તેથી ઉડાઉ ગૃહપતિ આપણે વધારે પસંદ કરીએ. આજે આપણે ગૃહપતિઓએ, આપણા મંત્રીઓએ તેમજ આપણા ટ્રસ્ટીઓએ—ટૂંકમાં છાત્રાલયના તમામ સંચાલકોએ છાત્રાલયમાં સાચી કરકસરની દૃષ્ટિ દાખલ કરવી જોઇએ. અને તેમ ન જ થઇ શકે તો લોભને તો તિલાંજલિ આપવી જ જોઇએ. યોગ્ય કરકસરની દૃષ્ટિ જેટલો અર્થ સાધે છે તેટલો જ અનર્થ અયોગ્ય લોભદૃષ્ટિ સાધી શકે છે. આપણા રાષ્ટ્રને આજે કરકસરની દૃષ્ટિવાળા માણસો જોઇએ છીએ પરંતુ સ્વાર્થી અને લોભી નહિ. છાત્રાલય જીવનમાં વ્યક્તિ પૂરતો કે સંસ્થા પૂરતો જો લોભ પેસી જાય તો એ લોભમાંથી કંગાલિયત

ભજવવા માટે જે ટુકડાઓ અથવા તો સંવાદો પસંદ કરવામાં આવે તે બનતાં સુધી વિદ્યાર્થીઓ પાસે જ પસંદ કરાવવા જોઇએ. આપણે મોટેરાઓ વિદ્યાર્થીઓને ઓળખવાનો ગમે તેટલો દાવો કરીએ તો પણ વિદ્યાર્થીઓના રસને અને સ્વભાવને સંપૂર્ણ રીતે પિછાની શકીએ નહિ. નાટ્યપ્રયોગોની પસંદગી પાછળ વિદ્યાર્થીઓના રસને, વિનોદને અને આવિષ્કારવૃત્તિને પોષણ આપવાની આપણી ઇચ્છા હોય તો એ પોષણ વિદ્યાર્થીની સ્વતઃ પસંદગીમાંથી જ યથાર્થ રીતે આપી શકાય છે. નાટ્યપ્રયોગો માટેનું જે વસ્તુ વિદ્યાર્થીઓ પસંદ કરે અને જે વસ્તુ ગૃહપતિઓ પસંદ કરે તે બન્નેની ભજવવાની વચ્ચે સહજ રીતે કેટલો ભેદ દેખાય છે તે જોવાની સર્વ ગૃહપતિ ભાઇઓને ભલામણ છે.

ધ્યાનમાં રાખવા જેવો મુદ્દો તે રંગભૂમિ તૈયાર કરવાનો છે. આપણાં છાત્રાલયમાં ભજવાતા નાટ્યપ્રયોગો ઉત્તમ રીતનું દૃશ્ય રજુ કરે અને જોવા આવનારના મન ઉપર સુંદર છાપ પાડે એવી મોહની વૃત્તિથી રંગભૂમિ ગોઠવવામાં આપણે જોઇએ તેના કરતાં વિશેષ પડતો ભાગ ભજવીએ છીએ. નાટ્યપ્રયોગો ભજવવામાં આવિષ્કાર અને વિનોદવૃત્તિની સાથે જ એક પ્રકારની વ્યવસ્થાશક્તિ વિદ્યાર્થીઓમાં ખીલી શકે છે. આ વ્યવસ્થાશક્તિની ખીલવટનું યોગ્ય સાધન તે રંગભૂમિની રચના છે. આ રંગભૂમિની રચનાની પાછળ જાણે અજાણે પણ વિદ્યાર્થીની વ્યવસ્થાશક્તિનો વિકાસ પડેલો હોય છે. આટલા માટે જ્યાં અત્યંત આવશ્યક હોય ત્યાં જ આપણે વિદ્યાર્થીઓને સલાહ સૂચના આપીએ. બાકી તો આખી રંગભૂમિ વિદ્યાર્થીઓ પોતાને હાથે જ ઉભી કરે તેમાં જ સાચી તાલીમ રહેલી છે. બહારના દેખાવના મોહથી આપણે આકર્ષાવું ન જોઇએ. બહાર જે દેખાવ થવાનો છે તે વિદ્યાર્થીઓનો જ છે અને નહિ કે આપણો. આપણા સમાજે પણ આ વસ્તુ સમજી લેવી જોઇશે અને છાત્રાલયમાં ભજવાતા નાટ્યપ્રયોગો એ વિદ્યાર્થીઓના જ નાટ્યપ્રયોગો છે અને એ દૃષ્ટિથી જ જોવાવા જોઇએ એ ભાવ આજના સમાજમાં પ્રગટ કરવાનું કામ આપણે શિર છે.

આ બે મુદ્દા ઉપરાંત એક બીજો મહત્ત્વનો મુદ્દો કેળવણીની દૃષ્ટિથી આપણી નજર સમક્ષ આજે હવે તરવરે છે. નાટ્યપ્રયોગોનું વસ્તુ અત્યંત મહેનત પૂર્વક વિદ્યાર્થીઓ અગાઉથી તૈયાર કરે તેના કરતાં તાત્કાલિક સૂઝે તેજ રંગભૂમિ ઉપર રજુ કરે એ પ્રયોગ આવી બાબતમાં આજે હવે કરી

જોવા જેવો છે. વિદ્યાર્થીઓ બીજાના વસ્તુને મોઢે કરી સુંદર ભાષામાં અને અર્થપૂર્ણ અભિનય સાથે રજુ કરે તેના કરતાં પોતાને જ જે વસ્તુ તાત્કાલિક અનુકૂળ પડે તે વસ્તુ અભિનય અને રસપૂર્વક રજુ કરે તેમાં વિદ્યાર્થીની દૃષ્ટિથી વધારે કેળવણી રહેલી છે. જ્યાં જ્યાં આ પ્રયોગ કરવામાં આવ્યો છે ત્યાં ત્યાં વિદ્યાર્થીઓની આવિષ્કારવૃત્તિ, રસવૃત્તિ અને અભિનયવૃત્તિની દૃષ્ટિએ મોઢે કરેલા વસ્તુના પ્રયોગ કરતાં આ પ્રયોગ વધારે સફળ દેખાયો છે. વિદ્યાર્થીઓની આવિષ્કારની આ સ્વયંભૂવૃત્તિને પોષણ આપવાના અખતરા કરવામાં આવે તો જતે દિવસે કેળવણીના ક્ષેત્રમાં તેમાંથી કંઇક નવો જ પ્રકાર હાથ લાગવાનો એવું જણાય છે. અલબત્ત વિદ્યાર્થીઓના આ સ્વયંભૂ પ્રયોગો નાટ્યભૂમિના સ્વાભાવિક નિયમોનું અને સમાજની સહજ શિષ્ટતાનું પાલન કરે એ તો જરૂરનું જ છે. તે વિના તેવા સ્વયંભૂ નાટ્યપ્રયોગો અશ્લિલ ભવાઇનું સ્વરૂપ પકડવાનો ભય રહે છે.

ઉપરના જેટલો જ બીજો એક અગત્યનો મુદ્દો એ વિદ્યાર્થિરચિત નાટ્યપ્રયોગોને ભજવવા તે છે. મોટા માણસોને પણ પોતાનાં મામુલી જણાતાં સાહિત્યસર્જનો માટે કેવા પ્રકારનો આગ્રહ રહે છે તેનાથી આપણે અજાણ્યા નથી. તરુણમાં તેવો આગ્રહ હોય તે તદ્દન સ્વાભાવિક છે. આથી વિદ્યાર્થીઓના જ રચેલા નાટ્યપ્રયોગોને તેમણે પોતે જ બનાવેલી રંગભૂમિ ઉપર રજુ કરવાનો અવકાશ આપવામાં આવે તો તેમાંથી વળી વિદ્યાર્થીઓને કંઇક જૂદી જ જાતની તાલીમ મળવાની છે. આવા નાટ્યપ્રયોગો સ્વયંભૂ માટે રંગભૂમિ ઉપર રજુ થવાથી જ તરુણ વિદ્યાર્થીઓમાં ખોટો દુરાગ્રહ કે મિથ્યાભિમાન ઘર ન કરી જાય એ આપણે ગૃહપતિઓએ કુશળતાથી જોયા કરવાનું.

નાટ્યપ્રયોગોની બાબતમાં પહેરવેશનો મુદ્દો પણ તેટલી જ ઉંડી વિચારણા માગી લે તેવો છે. સમાજની સડેલી રંગભૂમિ ઉપર પહેરવેશનો જે અતિરેક અને અસ્વાભાવિકતા આપણી નજરે આવે છે તે છાત્રાલયમાં ન પ્રવેશવાં જોઇએ. વિદ્યાર્થીઓના નાટ્યપ્રયોગો ઓછાંમાં ઓછાં સાધનોથી થાય, ઓછામાં ઓછા આડંબરથી થાય અને પહેરવેશની નાની મોટી લપછપ વિના થાય એ અત્યંત મહત્ત્વનું છે. પહેરવેશની અને ટાપટીપની ઘડભાંજમાં પડવા જતાં ખુદ વસ્તુ ગૌણ સ્થાન લઇ લે તો નાટ્યપ્રયોગોનું

# શું ભણવું?

બધા છોકરાઓને મન થાય છે કે ભણવું. પછી શું ભણવું એનો વિચાર કરવા બેસે છે ત્યારે ચોપડીઓની મોટી યાદી કરવા બેસી જાય છે. અમે શિક્ષકો પણ નિશાળ કાઢવાનો વિચાર કરીએ છીએ ત્યારે ભેગા થઇને પહેલું કામ ચોપડીઓની યાદી ઘડી કાઢવાનું કરીએ છીએ.

પછી કોઇ બાપુજી જેવો કહે કે છોકરાઓએ કાંતવું જોઇએ, ત્યારે છોકરાને થાય છે કે હું તો ભણવાનું શીખવા આવ્યો છું, મારે ક્યાં કાંતવાનું શીખવું છે? કોઇ કહેશે જરા હાથે રાંધીને ખાઓ, તો કહેશે નારે ભાઈ, એ મારૂં કામ નહિ. ધુમાડાથી આંખ ખરાબ કરૂં પછી ચોપડી ભણું કેવી રીતે? કોઇ કહે ગંદાં પાયખાનાંમાં જઇ રોજ નરકવાસ ભોગવવો પડે એના કરતાં આપણે હાથે પાયખાનાં સાફ કરો, તો કહેશે જાઓ જાઓ ભલા માણસ, મારા નાનકડા ખૂણામાં રખડતાં કાગળિયાં પણ હું હાથે વાળું નહિ તે એવું ભૂડું કામ કરૂં? કોઇએ વળી એ કામને ગંદું ન ગણવું જોઇએ એમ સાંભળ્યું હશે તે કહેશે, મને એ કામની સૂગ છે એમ ન સમજશો; પણ જુઓને મને મારો ખૂણો વાળવાનીયે ફુરસદ ક્યાં છે? પછી એ કામ કરવાનો વખત ક્યાંથી કાઢું? કોઇ કહેશે તમારા આ જોડીદાર માંદા છે તે એમના પગે જરા ઘી ઘસો. છોકરો રાજી થવાને બદલે મ્હોં કટાણું કરશે કારણ કે તેનું લેસન પછી ક્યારે કરે?

આ લેસન તે કેવું? આ ભણતર તે કેવું? જેટલું જેટલું કરવા જેવું હોય તેની આડે આવીને ઉભું જ છે! આ ચોપડીનો જુલમ તે ક્યાં સુધી સહન કરી લેવો? હવે તો ખાવા બેસશું ત્યાં ભાણામાંય રોટલાને બદલે ચોપડી આવશે કે શું?

એના કરતાં ચાલો આપણે ચોપડીના જુલમમાંથી છૂટા થઇ જઇએ.

ગાય માતા પાળવી, તેને દહોવી, તેને ચાર નીરવી, તેને ચરવા લઇ જવી, એમાં વધારે મજા કે ખૂણામાં બેસીને ચોપડી વાંચવામાં?

સુતર કાંતવું ને તેને વણવું ને તેનાં લુગડાં બનાવવાં એમાં વધારે મજા કે આંખો ફોડીને ચોપડી વાંચ્યા કરવી એમાં?

જમીન ખોદવી, વાવવું, ખાતર નાખવું, નીંદવું ને ઝાડ ઉછેરવાં, એમાં વધારે મજા કે ચોપડીનાં પાનાં ફેરવવામાં?

ભાજી લાવવી, તેને કલવી, ચાકડે પીંડા ચઢાવવો, તેના ઘાટઘાટનાં

વાસણ ઘડવાં, એમાં વધારે મજા કે ચોપડીઓ ચૂંથવામાં?

વાંસ લેવો, કામઠું બનાવવું, તીર બનાવવું, ધાર્યું નિશાન તાકવાં, એમાં વધારે મજા કે ચોપડીઓના અક્ષરો ઉકેલવામાં?

લાકડું લેવું, વાંસલો લેવો, રંધો લેવો, કરવતી લેવી, સારડી લેવી, પછી પેટી કે મેજ કે પાટલી કે જે ઘડવું હોય તે ઘડીએ, એમાં મજા કે પડ્યાં પડ્યાં ચોપડી વાંચીએ એમાં?

આવી આવી તો કેટલી મજા ગણાવું? એક ચોપડી આવીને આ બધી આપણી મજા લૂંટી લે છે. હજુ છોકરે ત્રણ ચાર વરસનું માંડ થયું ન હોય અને મજા મજા કરતું હોય ત્યા તો 'ચાલણ ગાડી' આવી જ છે. સારાં સારાં ચિત્રોનો શણગાર સજીને બિચારાને ફસાવે છે અને પછી ચોપડીના વનમાં એને એવો ગૂંચવી દે છે કે બિચારાને સાચી મજા માણવાની ફુરસદ કે તાકાત જ નથી રહેતી.

અને પછી તો ગાદીએ પડ્યાં પડ્યાં શેઠીઆઓનાં શરીર બગડી જાય છે, ખાય તો પચે નહિ, પીએ તો પેટમાં રહે નહિ, તેવું છોકરાઓનુંયે થઇ જાય છે. પછી વાંસલો ઝાલવા જાય તો હાથ દુખવા આવે; તીર કામઠું લેવા જાય તો તેની દોરી ચડાવવાનું બળ નહિ; કુંભારનો ચાકડો ફેરવવા જાય તો ટાંટીઆ છોલી બેસે; ભોંય ખોદવા જાય તો પગ પર કોદાળો મારી બેસે!

હવે જેને જેવું ભણવું હોય તેવું ભણજો. ચોપડી જ ભણશે એનું જીવતર તેનાં પાનાં જેવું કોરું ને કાળું થઇ જશે. જેઓ સાચું ભણતર ભણશે તેમના હાથમાં, પગમાં, આંખમાં, કાનમાં, લોહીને ટીપે ટીપે, રોમ રોમમાં, મનમાં ને હૃદયમાં ચેતન આવશે.

જુગતરામ દવે.

## સજા

આપણાં છાત્રાલયોમાં વિદ્યાર્થીઓને શારીરિક સજા કરવાનો ચાલ હજી આજે પણ મોજુદ છે એ સાંભળીને કોઇને પણ ખેદ થાય. સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ એ એક દિવસ ગામઠી શાળાનું સૂત્ર હતું. આપણી અંગ્રેજી શાળાઓમાં ડિસિપ્લીનના વિચારો સાથે સોટી આવી અને શાળાના શિક્ષકો છાત્રાલયમાં આવ્યા ત્યારે સોટીને પણ સાથે જ લેતા આવ્યા.

સુધરેલી શાળાઓમાંથી આજે સોટી અદૃશ્ય થઈ છે. વિદ્યાર્થીઓને

સજા ન કરવી એવો સુધરેલો મત આજે ઘણી જગ્યાએ પર જોવામાં આવે છે પણ છતાં પેલી સોટી છાત્રાલયોમાં હજુયે છૂપી છૂપી બેઠી છે અને અંધારામાં પણ કામ કર્યે જાય છે.

પરંતુ ત્યાં એકલી સોટી જ નથી. ત્યાં વાંચની વખતે stand up on the bench છે; ત્યાં દૂધનો fine (દંડ થાય) છે, ત્યાં શાકનો fine છે, ત્યાં રૂપીઆનો fine છે, ત્યાં ઉઠબેશનો fine છે, ત્યાં એક વાર વધારે પ્રાર્થના કરવાનો fine છે.

અને આ બધા દંડ છે શા માટે ? કોઇ છોકરો પ્રાર્થનામાં હાજર ન રહ્યો માટે ? કોઇ છોકરો ઝાડ પર ચડ્યો એટલા માટે ? કોઇ છોકરાને લેસન ન આવડ્યું એટલા માટે ? કોઇ છોકરે મોટેથી બૂમ પાડી એટલા માટે ? કોઇએ બીજાનો પતંગ કાપી નાખ્યો તેટલા માટે ? કોઇએ બીજાનો લોટો ઢોળી નાખ્યો તે માટે ? કે માત્ર પેલું ચકલું ફફડયું એટલા જ માટે ? બિચારો ધુંધવાઇ રહેલો ગૃહપતિ ક્યારે ભડકો થઇને સળગી ઉઠશે એ તો પ્રભુને માલમ !

આવી સજાઓ જંગલી સજાઓ છે. આ સજાઓ માણસને ઢોર બનાવી મૂકે છે, એટલું જ નહિ પણ માણસ અમુક હદથી નીચે ઢોર પણ બની શકતો નથી એટલે આખરે તેને બંડખોર પણ બનાવે છે. જીવનનાં અનેક પાસાંઓમાં આજે જે ઉચ્છેદવાદ પ્રવર્તી રહ્યો છે તેના મૂળમાં આ સજાઓ છે.

આપણી શાળાઓમાં અને છાત્રાલયોમાં આપણને આજ કાંઈ ઉચ્છૃંખલતા અને અરાજકતા નજરે ચડતાં હોય તો તેની પાછળ પણ આવી સજાઓ જ છે.

જ્યાં જ્યાં ગૃહપતિ આવી સજાના જોર પર કૂદે છે ત્યાં વિદ્યાર્થીઓના દિલમાં તો તેનું સ્થાન નથી જ પણ ઉલટો તેને માટે તિરસ્કાર છે. આવી સજાનો માર્યો વિદ્યાર્થી છાત્રાલયજીવનની કેટલીક સુંદર વસ્તુઓ તરફ પણ જીંદગીભર જોતો નથી અને અંતરથી રીઢો બની જાય છે.

છાત્રાલય એ તો ઘર જેવી સંસ્થા છે. ઘર આખું સજા અને ભય ઉપર નભે ત્યારે સમજવું કે દુનિયામાં ઇશ્વરે દેવાળું કાઢ્યું. ઘર તો માના પ્રેમ પર નિર્ભર છે. કોઇ કહેશેઃ "ઘરમાં મા પણ મારે છે તો આપણે કેમ ન મારીએ ?"

પણ અલ્યા તર્કખોર ગૃહપતિ, માત્ર સજા કરવામાં જ માનો દાખલો ? સગી માનો ફફડાટ તું અનુભવે છે ? સગી માનો ત્યાગ તારામાં છે ?

સજા કર્યા પછી બીજી જ ક્ષણે તેં આંસુ સાર્યાં છે ? માર્યા પછી તરત જ વિદ્યાર્થીને તેં હૈયે ચાંપ્યો છે ? સજાની વિરુદ્ધ હોવા છતાં આવી મા સજા કરે તે હું સાંખી શકું છું પણ કેરાબ્ધાદાર હૈયા પર માનાં પીંછાં ખોસીને ફરા ફરા કરનારો ગૃહપતિ વિદ્યાર્થીઓને સજા કરે તે આજે હું સાંખી શકતો નથી.

મને તો લાગે છે કે દરેક છાત્રાલયે શારીરિક સજા ન કરવાનો સખ્ત નિયમ જ કરી નાખવો જોઇએ અને એ નિયમનો ભંગ ગૃહપતિ કરે તો તેને જવાબદાર ગણવો જોઇએ. છાત્રાલયોના ચાલકો આ બાબતમાં ઉગ્ર નહિ થાય ત્યાં સુધી આ ચાલ નાબુદ થવાની આશા થોડી છે.

**નાનાભાઇ.**

## એક જ કાર્ય

કચ્છ ગુજરાત કાઠિયાવાડનાં કેટલાંયે છાત્રાલયોમાં આજે ગૃહપતિ જેવી વસ્તુ નથી; અને છાત્રાલયો કેટલાંક તો એવાં નિર્ધન હશે કે ત્યાં ગૃહપતિ રાખવાની સલાહ આપવી પણ આકરી પડે. બીજે જ્યાં ગૃહપતિઓ છે ત્યાં પણ મોટે ભાગે બે રીતે પરાધીન છે. એક તો આપણા ઘણાખરા ગૃહપતિઓ શાળામાં શિક્ષકો હોય છે એટલે તેમનો વખત તો શાળા જ ખાઇ જાય એ સમજી શકાય તેવું છે; અને તેમાં પણ, રાજકોટ જેવા સ્થળમાં રાતના પણ ફરજીઆત શાળા ચાલે ત્યાં તો આ ગૃહપતિઓને પોતાના વિદ્યાર્થીઓની ઉપર ઉડતી નજર નાખવાનો વખત પણ ઓછો જ મળે. આ એક પરાધીનતા. બીજી પરાધીનતા સેક્રેટરી સાહેબોની. આજે આપણાં કેટલાંયે છાત્રાલયોમાં ગૃહપતિ એ માત્ર ચિઠ્ઠીનો ચાકર હોય છે અને સેક્રેટરી સાહેબ દૂર બેઠા બેઠા પણ હાથમાં તમામ દોર રાખે છે. આ બીજી પરાધીનતા.

આ ઉપરાંત ગૃહપતિઓને પૂછીએ તો આજના વિદ્યાર્થીઓનું ઉચ્છૃંખળપણું ગણાવે, અને કહે કે આવી પરિસ્થિતિમાં આજનાં છાત્રાલયોમાં કશો સુધારો થઇ શકે તે અશક્ય છે.

હું છાત્રાલયોની આર્થિક મુશ્કેલી સમજી શકું છું. મને ગૃહપતિઓની બેવડી કે ત્રેવડી કહો તો ત્રેવડી પરાધીનતાનો સ્પષ્ટ ખ્યાલ છે. શાળાઓ આજે મેટ્રિકનાં વધારે સારાં પરિણામો લાવવા માટે કેવી તનતોડ મહેનત માગી રહી છે તે હું જાણું છું. સેક્રેટરી સાહેબો પણ પોતાની પરવાનગી વિના ગૃહપતિનો હોઠ ન ફફડવો જોઇએ એવી માન્યતા ધરાવે છે તેની મને ખબર છે. અને આજના દુનિયાભરના ઉકળાટનાં મોજાં ઝીલતા

આપણા વિદ્યાર્થીઓ નીચું માથું કરીને ગૃહપતિના ગમે તે હુકમો ઉઠાવી નથી લેતા એ પણ હું સમજું છું.

છતાં મને જરાયે નિરાશા નથી. આજની શાળાઓ ભલે વિદ્યાર્થીઓનો રસ હરી લેવાના ચીચોડા છે તેથી વધારે સખ્ત ચીચોડા બને; આપણા સેક્રેટરી સાહેબો ભલે કયા વિદ્યાર્થીનો આપણે કેટલો દંડ કરવો તેનો રોજ નિર્ણય લખી મોકલે અને આપણે કઇ સભામાં હાજરી અપાય ને કઇમાં ન અપાય તેનો પણ નિર્ણય ભલે કરે. આપણા વિદ્યાર્થીઓ ભલે આજે ઉદ્ધત જેવા રહે.

છતાંયે આપણે છાત્રાલયમાં ઘણું કરી શકીએ તેમ છીએ. આજે આપણે છાત્રાલયના આદર્શને ઘડીભર બાજુએ મૂકીએ, પણ જો આપણાં છાત્રાલયો એક સ્વચ્છતા જ સિદ્ધ કરી શકે તો મને લાગે છે કે આપણે ગૂજરાત કાઠિયાવાડમાં ઘણું કર્યું ગણાય.

આપણો આખો દેશ આજે ગંદો છે. આપણાં ઘરો, આપણાં મંદિરો, આપણી નદીઓના આરા, આપણાં હવા ખાવાનાં સ્થળો, આપણાં આરોગ્યભવનો, આપણાં શહેરો, આપણાં ગામડાં, આપણી શાળાઓ, આપણાં છાત્રાલયો બધાં ગંદાં છે. અને કેળવણીનો અર્થ જીવનની તાલીમ હોય તો આ ગંદકી ઓછી કરવાની તાલીમ છાત્રાલયોમાં મળે તો છાત્રાલયો બીજું કશું ન કરે તોયે તેમનું જીવ્યું સાર્થક ગણાય.

આપણા છોકરાઓને આજે ન્હાતાં આવડે છે? બધા દરરોજ ન્હાય છે પણ ખરા? કયાં થૂંકવું, કયાં પેશાબ કરવો, કયાં દિશાએ જવાય તેનો કંઇ મેળ છે? વિદ્યાર્થીઓનાં નાક, વાળ, નખ, કાન, કપડાં, પુસ્તકો વગેરે કેટલાં બધાં મેલાં હોય છે? આપણાં રસોડાં ને ચૂલાઓ રોજ લીપાય છે? ઘી તેલની ચીકાશ દૂર કરીએ છીએ? રસોયાનાં કપડાં, વાળ, જનોઇ વગેરે ચીતરી ચડે તેવાં નથી હોતાં? ફળિયું, સંડાસ, મૂતરડી વગેરે સ્વચ્છ હોય છે?

આ સ્વચ્છતા ઉભી કરવામાં નથી શાળાઓ આપણી આડે આવવાની, નથી સેક્રેટરી સાહેબો આપણને રોકવાના, નથી વિદ્યાર્થીઓ પજવવાના.

આપણે છાત્રાલયોને એક વાર સ્વચ્છ કરી નાખીએ અને છાત્રાલયોની મારફત સમાજમાં સ્વચ્છતાનો આદર્શ ઉભો કરી શકીએ તો બસ છે. આટલું આપણું ઓછામાં ઓછું કે વધારેમાં વધારે કામ—જે ગણીએ તે.

મને તો એમ કહેવાનું મન થઈ જાય છે કે આપણું છાત્રાલય સંગે-

લન એક વર્ષ માટે આ સ્વચ્છતાનો એક જ ઠરાવ પસાર કરે અને કશાં લાંબાં ચોડાં ભાષણો, ચર્ચાઓ વગેરે કર્યા વિના એ ઠરાવનો અમલ તમામ છાત્રાલયોમાં કેવી રીતે થાય તેની જ ગોઠવણ કરવા પાછળ લાગી જાય તો એ સંમેલન પણ સાર્થક ગણાય.

આટલું પણ ન જ થવાનું હોય તો આપણે જાતે છાત્રાલયને નાબુદ કરવાં ઘટે.　　　નાનાભાઇ.

## રમતો

રમતો એ જુવાન વિદ્યાર્થીઓનો પ્રાણ છે. જુવાનીનો થનમનાટ જે કાંઇ માગી રહ્યો છે તે જેટલે અંશે રમતો પૂરું પાડી શકે છે તેટલે અંશે બીજું કશું પૂરું પાડી શકે તેમ નથી. કૂદવું, દોડવું, ખેલવું, આળોટવું, અથડાવું, ભચડાવું, માર ખાવો, મારવું, ચડવું, પડવું, કચરાવું, આ બધાની જુવાનને એક પ્રકારની ભૂખ ઉઘડે છે અને એ ભૂખ કેટલી મોટી બૂમો પાડીને તૃપ્તિ માગે છે એ તો જેને જુવાનીની વાચા સાંભળવાના કાન મળ્યા હોય તે જ જાણે. આ ભૂખ માત્ર શારીરિક ભૂખ નથી પણ એક રીતે આધ્યાત્મિક ભૂખ છે એમ સમજી શકયા છે તેઓ તો રમતોને કેળવણીનું મુખ્ય અંગ બનાવે છે, અને આજે રમતોની આસપાસ આખી કેળવણીને નવેસરથી ગોઠવે છે.

આપણાં છાત્રાલયોએ આ રમતોને ઉપાડી લેવી જોઇએ. છાત્રાલયોનું મુખ્ય કામ વિદ્યાર્થી શાળામાંથી ઘેર આવે ત્યારે તેને ઝટપટ જમાડી દઇને વાંચવા બેસારવાનું છે એવી માન્યતા છાત્રાલયોમાં ચાલતી હોય તો તે ખેદની વાત છે! આપણી આજની શાળાઓએ વિદ્યાર્થીઓના મોટા ભાગના જીવનમાંથી રમતોનો લ્હાવો ખુંચવી લીધો છે તેને માટે આજે નહિ તો કાલે આપણા આખા સમાજને પસ્તાવો થશે. પણ શાળાની આ ખોટ આપણે છાત્રાલયોમાં કાં ન પૂરીએ? શાળાઓ આજે જુવાનોને કચડી રહી છે તેમાંથી આટલા તેમને કાં ન બચાવીએ? શાળામાંથી થાકીને લોથ થઇ આવેલા છોકરાને ખુલ્લી હવામાં કૂદવા કાં ન દઇએ?

રમતો કેમ રમવી? કેવી રમવી? કઇ કઇ રમવી? રમતોનું મેદાન કેવું જોઇએ? રમતો કયા કયા નિયમો પ્રમાણે રમવી? આ બધા પછીના પ્રશ્નો છે. પણ છાત્રાલયોએ રમતોને પોતાના ક્રમમાં સ્થાન તો આપવું જ જોઇએ. જેમ વિદ્યાર્થીઓને જમાડવા એ આપણું કામ, તેમને શાળામાં

મોકલવા એ આપણું કામ, તેમને લેસન કરાવવું તે આપણું કામ, તેમની પાસે પ્રાર્થના કરાવવી તે આપણું કામ, તેમજ આ તો તેથી પણ વધારે ગંભીર આપણું કામ છાત્રાલયમાં રમતો માટે વાતાવરણ ઉભું કરવું, એ રમતો પાછળ વિચાર કરવો, એ રમતો પાછળ દ્રવ્ય ખર્ચવું, એ રમતો વિદ્યાર્થીઓ છૂટથી રમે તેવી યોજના કરવી એ છે.

આપણાં છાત્રાલયોમાં નવરા વિદ્યાર્થીઓ રમતાં હશે; છાત્રાલયોમાં થોડોક ક્રિકેટનો સામાન પણ વસાવ્યો હશે; રજાના દિવસે ક્રિકેટની મેચો પણ થતી હશે. પરંતુ રમતો એ છાત્રાલયનું અગત્યનું અંગ બને નહિ ત્યાં સુધી આપણે જુવાનીનું અપમાન કરીએ છીએ એમ જ કહેવું જોઇએ.

આપણે ગૃહપતિઓ ઘરડા થયા એટલે અડધા કલાક એક માઇલ ચાલીને કસરત રમતોનો બદલો વાળ્યાનો સંતોષ લઇએ પણ એ રમત નથી. એમાં રમતનો સ્વાદ નથી. પાકી બાંધેલી સડકો પર ધીમે ધીમે ટેલવું એ ભલે વૃદ્ધો માટે રિઝર્વ્ડ રહે. જુવાનોને તો પરસેવા ઉતાર રમતોની જરૂર છે અને આપણાં છાત્રાલયો એવી રમતો રમાડવામાં બેદરકાર છે એટલે તો તોફાન, મારફાડ, ચોરી, ઉંધા ધંધા, વ્યસનો વગેરે છાત્રાલયોમાં વાસ કરીને રહે છે.

આજે ઘણી વાર એ ઘર વચ્ચે પરોણો ભૂખ્યો રહે એવી સ્થિતિ થાય છે. શાળાઓ રમતોનાં પ્રોગ્રામ ગોઠવે છે અને વિદ્યાર્થીઓને રોકે છે પણ પોતે જે કરતી હોય છે તે રમત કરતાં કંઇ બીજું જ હોય છે—રમત તો નહિ જ. આજની શાળાના વિદ્યાર્થીઓ છૂટથી રમી શકે એવી યોજના શાળા કરી શકતી નથી અને છતાં તેને છોડી પણ શકતી નથી. છાત્રાલયો કોણ જાણે શાથી પણ દસ બાર જણ ક્રિકેટ રમે તેથી સંતોષ માને છે અને રમતા હોય તેને રમવા દેવામાં અડચણ ન કરી એટલે પોતાને કૃતકૃત્ય માને છે.

આપણે આ ઉદાસીન વૃત્તિનો ત્યાગ કરી દરેક છાત્રાલયમાં રમતનો રીતસર ક્રમ ગોઠવવો જોઇએ અને શાળાઓ પોતાના અભ્યાસના વિષયોને જે મહત્ત્વ આપે છે તે મહત્ત્વ આપણે આ રમતોને આપવું જોઇએ.

નાનાભાઈ.

## વહેલા ઉઠવું

વહેલા ઉઠવાનો પ્રશ્ન એ છાત્રાલયનો હમેશનો મુંઝવનારો પ્રશ્ન છે. મનુષ્યશરીરની આરોગ્યના નિયમો ધ્યાનમાં રાખીને સવારમાં વહેલા ઉઠવાના

પ્રશ્નને સમાજે શરીરને માટે હિતકારી ગણ્યો છે. સૂર્યોદય પહેલાં પ્રભાતમાં ઉઠી શૌચ સ્નાનાદિથી પરવારી કામે લાગવામાં એક પ્રકારની સ્ફૂર્તિ જરૂર રહે છે તે ઘણુએ નિયમબદ્ધ જીવન ગાળનાળા મનુષ્યોનો અનુભવ છે. આ અનુભવ સમાજને લાભદાયી નિવડે એટલા માટે ભાવિ પ્રજા ઉપર સવારમાં વહેલા ઉઠવાનો બોજો સંસ્કારી ઘરોમાં અને કેળવણીની સંસ્થાઓમાં મૂકવામાં આવે છે. આ ઉપરાંત છાત્રાલય જેવી સંસ્થાઓમાં શાળા વગેરે બહારની સંસ્થાઓ સાથે નિયમિત કામ કરવાનું હોવાથી ચોક્કસ સમયપત્રકને વળગી રહેવું પડે છે. એટલે કે વિદ્યાર્થીઓ સવારમાં અમુક વાગે ઉઠીને પોતાનાં કામકાજથી પરવારે નહિ તો બહારની દુનિયા સાથે તેનો કુમેળ થઇ જાય. આટલા માટે છાત્રાલય જેવી સામાજીક કેળવણીની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓને વહેલા ઉઠાડવા એ અનિવાર્ય થઇ રહ્યું હોય છે.

પણ કેળવણીના નવીન વિચારો છાત્રાલયના ગૃહપતિ પાસે ધુરકીને ઉભા રહે છે અને વિદ્યાર્થી ઉપર કોઇ પણ જાતનું દબાણ નહિ કરવાની ધમકી આપે છે. ગૃહપતિ મુંઝાય છે અને વિદ્યાર્થીને વહેલો ઉઠાડવો કે નહિ એ બાબતમાં નિર્ણયાત્મક અભિપ્રાય ઉપર આવી શકતો નથી. સમાજની સાથે સંબંધમાં રહેવું એ પણ તેના માટે એટલું જ અનિવાર્ય હોય છે અને તેથી વિદ્યાર્થીને ફરજ પાડીને પણ વહેલો ઉઠાડ્યા સિવાય તેનું કામ આગળ ચાલી શકતું નથી. આવી પરિસ્થિતિમાં ગૃહપતિ શું કરી શકે તે આપણે જોઇએ.

દિન પ્રતિદિન અટપટી બનતી દુનિયામાં વિદ્યાર્થીએ વહેલા ઉઠવું જ જોઇએ અથવા તો વહેલા ઉઠવાની ટેવ પાડવી જ જોઇએ એ વસ્તુ ખૂબ વિવાદાસ્પદ છે તેથી તેને અહીં નહિ છેડીએ. અહીં તો વિદ્યાર્થીએ વહેલું ઉઠવું એ અનેક દૃષ્ટિથી જરૂરનું છે એમ માની લઇને તે બાબતમાં શાં પગલાં ગૃહપતિ લઇ શકે તેનો વિચાર કરશું.

સવારમાં વહેલા ઉઠવા માટે પ્રથમ પ્રથમ આવશ્યક વસ્તુ તે મીઠી નીંદર છે. જે છાત્રાલય દિવસના ભાગમાં વિદ્યાર્થીના શરીર અને મનને પ્રમાણસર કસી શકે છે, જે છાત્રાલય વિદ્યાર્થીની વય ધ્યાનમાં રાખી તેનાં શરીર અને મનને યોગ્ય પ્રવૃત્તિમાં રોકી શકે છે, જે છાત્રાલય વિદ્યાર્થીનાં શરીર અને મન ઉપર અતિ ભાર કે અલ્પ ભાર નથી લાદતું તે છાત્રાલયમાં રાત્રિએ આડનવ વાગ્યાની અંદર તમામ વિદ્યાર્થીને પથારીમાં ઘસઘસાટ ઉંઘતા

જોવા એ એક સામાન્ય દૃશ્ય થઇ પડે છે. શરીર અને મનનો યોગ્ય થાક મેળવ્યા પછી મીઠી નીંદરમાં સૂતેલો વિદ્યાર્થી એક જ ઊંઘે સવાર પાડે છે અને આઠ સાડા આઠ કલાકની ઊંઘ પછી પથારીમાંથી આળસ ખંખેરી ઉભો થઇ જવામાં જરાય વિલંબ કરતો નથી. આમ શરીર અને મનને યોગ્ય પ્રવૃત્તિમાં પ્રમાણસર રોકી શકનારા વિદ્યાર્થીઓ વહેલા ઉઠવાના પ્રશ્નને જરા પણ આકરો ગણતા નથી. ગૃહપતિનો કોયડો પણ કોઇ પણ જાતની દખલગિરી વિના સહેજે ઉકલી જઇ શકે છે.

વહેલા ઉઠાડવાની બાબતમાં ઘણાં છાત્રાલયોમાં કેટલીએક કઢંગી રીતો પ્રવર્તે છે. કાં તો મોટા વિદ્યાર્થીઓ કે ગૃહપતિ નિવાસગૃહમાં 'ઉઠો, ઉઠો' ના બરાડા પાડે છે અને કાં તો કાનને અત્યંત કર્કશ લાગે તેવો ઘંટ કંટાળી દે એટલી હદ સુધી વગાડવામાં આવે છે. સવારની મીઠી નિદ્રામાંથી વિદ્યાર્થી જેવા કુમળી વયના બાળકોને જગાડવા માટે આવા કઠોર પ્રયત્નો અત્યંત બેહુદા છે અને તે વહેલામાં વહેલી તકે નાબૂદ થવા જોઇએ. ઉઠાડવાની રીત તરફ કંટાળેલો વિદ્યાર્થી પોતાનો કંટાળો અને રોષ ખુદ ઉઠવા તરફ જ વાળે છે અને પથારી છોડવાની ના કહે છે. ઉઠાડવાની આવી કઢંગી રીતને બદલે કોઇ વધારે સુંદર રીતો ગૃહપતિએ શોધી કાઢવી જોઇએ. આવી રીતોમાં કર્ણમધુર સંગીતના ગાનથી વિદ્યાર્થીને જગાડવાના પ્રયત્ન કરવા તે અત્યંત મનોહર છે. ઊંઘને છોડવા માટે લગભગ તૈયાર થએલો વિદ્યાર્થી એવું કર્ણમધુર સંગીત સાંભળે છે ત્યારે પથારી છોડવાની એ મધુર વિનતિનો તે ઇનકાર કરી શકતો નથી. સંગીતના ગાન પછી ગૃહપતિના પથારી છોડવાના કોમળ હુકમને દરેક વિદ્યાર્થી તરત જ તાબે થાય છે.

વિદ્યાર્થીઓને વહેલા ઉઠાડવા માટે એક બીજી સુંદર રીત તે ઉઠયા પછીની કોઇ આકર્ષક પ્રવૃત્તિ રાખવી એ છે. વિદ્યાર્થીના માનસને પારખનારો કુશળ ગૃહપતિ પોતાને સોંપાએલા વિદ્યાર્થીઓ માટે કઇ પ્રવૃત્તિ યોગ્ય અને આકર્ષક છે તે નક્કી કરી શકે છે. સવારના ઉઠયા પછી તેવી પ્રવૃત્તિનો આકર્ષક રીતે પ્રબંધ કરવાથી દરેક વિદ્યાર્થીને આકર્ષી શકે છે.

આમ વહેલા ઉઠવાના પ્રશ્નને અનિવાર્ય લેખીને દરેક છાત્રાલય પોતાના સંયોગો અને પરિસ્થિતિને અનુકૂળ રીતો શોધે તો ફરજમરજનો પ્રશ્ન અત્યંત પાતળો થઇ જાય.

હરભાઇ.

# કાઠિયાવાડ વિભાગનું ગૃહપતિ સંમેલન

કાઠિયાવાડ વિભાગના ગૃહપતિઓનું સંમેલન ચાલુ ડીસેમ્બર માસની તારીખ ૨૯-૩૦ શનિ, રવિના રોજ ભાવનગર મુકામે ભરવાનું ઠરાવવામાં આવ્યું છે તેના ખબર ગયા અંકમાં આપવામાં આવ્યા હતા. તેની જે વિગતો ગોઠવવામાં આવી છે તે નીચે મુજબ છે.

સંમેલનના દિવસોમાં ચાર પ્રકારનાં કામો રાખવામાં આવ્યાં છે:—

૧. વ્યાખ્યાનો.
૨. ભાવનગરનાં કેટલાંએક છાત્રાલયોની મુલાકાત.
૩. અભ્યાસીઓ સાથે પ્રશ્નોત્તર.
૪. ચર્ચા.

ચર્ચા માટે નીચેના મુદ્દાઓ પસંદ કરવામાં આવ્યા છે. દરેક ગૃહપતિ ભાઇ પોતાના અનુભવ અને અભ્યાસના બળે તે તે મુદ્દા ઉપર જરૂર વિચારો કરીને આવે તેટલી આશા રાખવામાં આવે છે.

ક ધર્મશિક્ષણ-કયા પ્રકારનું ?
ખ શરીરશ્રમ-ક્યાં સાધનો ?
ગ દેશી રમતો-શાસ્ત્રીય બનાવી શકાય ?
ઘ કરકસર-કયા કયા અંગોમાં ?
ચ નાતિનાં છાત્રાલયો-કંઈ ફેરફાર છે ?
છ જીવનનાં છાત્રાલયો-કોઇ પણ શહેરમાં વસતા નોકરીઆત વર્ગ માટે ખોલી શકાય ?

આવનાર ભાઇ બહેનોએ તા. ૨૮ મી શુક્રવારના રોજ રાતના ૮-૧૫ કલાકે ભાવનગર પહોંચતી ગાડીમાં આવી શકાય તેવી રીતે નીકળવું. પોતાની સાથે પોતાને જરૂર જેટલું પાગરણ અને લોટો પ્યાલો લઇને આવવાની કાળજી રાખવી. એ દિવસના વસવાટ માટે શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવનમાં યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે. તે બે દિવસોના ભોજન બદલ દરેક આવનાર પાસેથી રોજના આઠ આના લેવામાં આવશે. આવનાર ભાઇ બહેનોએ સહી કરનારને અગાઉથી જણાવવા કૃપા કરવી.

દ્વિતીય છાત્રાલય સંમેલનના વિદ્વાન પ્રમુખશ્રી કાકાસાહેબ કાલેલકરે હાજર રહેવાની હા કહી છે.

## વિદ્યાર્થીઓ! નીચેના લેખો વાંચ્યા?

૧ વેકેશનમાં શું કરશું?
૨ હવે તો બચાવો.
૩ દાતણ.
૪ દિશાએ જવું.
૫ માખણિયો.
૬ ભણેલાઓનો આજનો ધર્મ.
૭ નિયમભંગ.
૮ પાણી.
૯ દશરૂપીઆમાનસ.
૧૦ સારા શહેરી થવાની તાલીમ.
૧૧ ફૅર પ્લે.
૧૨ આર્યગંદકી કલબનો પત્ર.
૧૩ ક્રિકેટ ટૅનિસ.
છાત્રાલયની બીજા વર્ષની ફાઇલમાંથી જરૂર વાંચો.
તમને એમાંથી કયો લેખ ગમ્યો?

## પરણેલ વિદ્યાર્થીઓ

પરણેલ હોય તેને ચાલુ અર્થમાં વિદ્યાર્થી ન્હેવો કે કેમ એ જ પ્રશ્ન છે. માધ્યમિક શાળાનો વિદ્યાર્થી પરણેલો હોય એ પ્રશ્ન ખાસ આપણા દેશનો પ્રશ્ન છે. આવડી નાની ઉંમરમાં પરણાવી દેવાનું સાહસ બીજા દેશો ભાગ્યે જ કરે છે.

કેટલાંક છાત્રાલયો તો પોતાના આદર્શને વળગી રહીને પરણેલા વિદ્યાર્થીઓને રાખતા જ નથી. આની પાછળ આદર્શ પણ છે અને સાથે સાથે બાળલગ્નની પ્રથાને ઉત્તેજન ન આપવાનો આશય પણ છે.

પણ ઘણાં ખરાં છાત્રાલયોમાં પરણેલા અને કુંવારા બન્ને પ્રકારના વિદ્યાર્થીઓ છે—ખાસ કરીને જ્ઞાતિનાં છાત્રાલયોમાં. જ્ઞાતિનાં છાત્રાલયોને કાં તો આવાં નાની ઉંમરનાં લગ્ન સાલતાં ન હોય અથવા તો એવા લગ્નમાં સપડાએલા જુવાનોને પાછો બીજો માર યોગ્ય ન લાગતો હોય. ગમે તેમ પણ આ સ્થિતિ આજે છે.

જ્ઞાતિની દૃષ્ટિથી વિચાર કરતાં એટલું તો સમજાય છે કે આજે તેઓ પરણેલા વિદ્યાર્થીઓને બહાર રાખી ન શકે. પણ જ્ઞાતિઓને જો આ વાત સાચેસાચ ખૂંચતી જ હોય તો તેઓ નિયમ કરી શકે કે અમુક અમુક વર્ષો સુધી અમે પરણેલા વિદ્યાર્થીઓને લેશું અને ત્યાર પછી લેવા બંધ કરશું. આ તો થયો દાખલ કરવા ન કરવાનો સવાલ.

પણ પરણેલા વિદ્યાર્થીઓની સાથે કામ લેનાર ગૃહપતિનું શું? પરણેલા વિદ્યાર્થીઓ પોતાની સાથે અમુક વાતાવરણ લઇને આવે તેનું શું? એવા વિદ્યાર્થીઓની સાથે નાના કુંવારા વિદ્યાર્થીઓને મૂકવામાં હાનિ નથી? પરણેલા વિદ્યાર્થીઓની અશ્લીલ વાર્તાનો ચેપ આ નાનાઓને લાગે તો?

આ બધી વાત સાવ સાચી છે. આવા પરણેલા વિદ્યાર્થીઓ ઘણી વાર છાત્રાલયના આખા વાતાવરણને અશ્લીલ કરી મૂકે છે, નાના વિદ્યાર્થીઓને ઉંધે માર્ગે લઇ જાય છે અને વિદ્યાર્થી અવસ્થામાં અતિ ઉપયોગી બ્રહ્મચર્ય તેનો કેવળ અભાવ જ જ્યાં ત્યાં લાવી મૂકે છે.

પણ ગૃહપતિને ડરવાનું કશું કારણ નથી. કેટલાક અનુભવીઓ તો એમ કહે છે કે નાના વિદ્યાર્થીઓને ઉંધે માર્ગે લઇ જવામાં આવા પરણેલ વિદ્યાર્થીઓનો ફાળો હોય છે તેના કરતાં વધારે મોટો ફાળો તો કુંવારા મોટા વિદ્યાર્થીઓનો હોય છે. પરણેલા વિદ્યાર્થીઓની વૃત્તિઓ તો અમુક રીતે એક સ્ત્રી તરફ બંધાઇ હોય છે જ્યારે કુંવારાઓની વૃત્તિઓ હરાયા ઢોરની જેમ જ્યાં ત્યાં રખડે છે. પણ આ બાબતમાં આપણે ઉંડા નહિ ઉતરીએ.

પરણેલ વિદ્યાર્થીઓને રાખવા જ છે એટલે તેમને બને તો કુંવારાઓથી અલાયદા રાખવા અને એ પરણેતર વિષે તેમને જે કાંઇ સમજાવી શકાય તે સમજાવવું. પરણવું એટલે શું તેનો આપણા વિદ્યાર્થીઓને જરાયે ખ્યાલ નથી હોતો એટલે તો આવા પરણેલા વિદ્યાર્થીઓ પરણેતરમાં પડીને પોતાની તાકાત વેડફી નાખે છે અને ખુવાર થાય છે. આ વિદ્યાર્થીઓને પરણવાનો અર્થ, તેની જવાબદારી, તેના ધર્મો, પરણેતરનો સંયમ, વગેરે તેમની ઉંમરના પ્રમાણમાં ગૃહપતિએ સમજાવવાં જોઇએ, અને ખોટી શરમનો ત્યાગ કરી વિદ્યાર્થીના લગ્ન જીવનમાં દૂર ઉભાં ઉભાં પણ પ્રેરણા આપવી જોઇએ.

નાતનાં છાત્રાલયો આટલું કરી શકે તો તેઓએ નાતની મોટી સેવા કરી ગણાય.

નાનાભાઇ.

વિચારસરણીથી તે મુક્ત રહી શકતો નથી.' આને લીધે વિદ્યાર્થીની જુવાનીની સાથે જ પગલાં માંડવાનો અભિલાષી ગૃહપતિ જાણે અજાણે પોતાના અનુભવો વિદ્યાર્થીઓ ઉપર લાદવાનો પ્રયત્ન કર્યા વિના રહી શકતો નથી. પારકાના અનુભવોનો લાભ લેવાનો પ્રયત્ન કરવો અથવા કરાવવો એટલે જ જુવાનીને છૂંદવી.

હરભાઇ.

## છાત્રાલય મંડળ

છાત્રાલય મંડળનો ઉદ્દેશ શો છે, છાત્રાલય મંડળ તરફથી જોડાએલાં છાત્રાલયોની મુલાકાતનો અર્થ શો છે, છાત્રાલય મંડળ જોડાએલાં છાત્રાલયોના વહીવટમાં કેવી વૃત્તિથી કામ કરવા માગે છે, વગેરે બાબતોમાં કેટલી મોટી ગેરસમજ ચાલે છે તેનો ખરો ખ્યાલ મને હજી હમણાં જ આવ્યો. આ સંબંધમાં તમામ છાત્રાલયોની ગેરસમજ થતી હોય તો દૂર થાય એવા હેતુથી થોડુંએક લખવું જોઇએ.

છાત્રાલય મંડળના છાપેલા ઉદ્દેશોમાંનો એક ઉદ્દેશ એ છે કે આપણે છાત્રાલયો આજે જે રીતે ચાલે છે તેના કરતાં વધારે સારી રીતે ચાલે તેવી યોજનાઓ વિચારવી. આ ઉદ્દેશને પાર પાડવા માટે જે છાત્રાલયો મંડળની સાથે જોડાએલાં હોય તે છાત્રાલયોની રીતસર મુલાકાત લેવા માટે મંડળ તરફથી એક બે અનુભવી ભાઇઓને મોકલવાની યોજના કરવામાં આવી છે. પણ આવી મુલાકાત સંબંધે જ ગેરસમજ દેખાય છે. કોઇ એમ પૂછે છે: "તમે અમારી વ્યવસ્થામાં દખલ કરો તો ?" કોઇ એમ પૂછે છે: "તમારી ઉપયોગિતા શી છે ?" આ બધાનું સમાધાન કરવું આવશ્યક છે. છાત્રાલય મંડળ તરફથી મોકલવામાં આવતા પ્રતિનિધિઓ કોઇ પણ બોર્ડિંગની વ્યવસ્થામાં દખલ કરવા માગતા નથી. આ પ્રતિનિધિઓ મુલાકાત માટે જાય ત્યાં છાત્રાલયની તમામ વસ્તુસ્થિતિ તપાસે, તેનો અભ્યાસ કરે અને પછી એ પરિસ્થિતિમાં જેટલું વધારે સારું કામ થઇ શકે તેમ હોય તેની સલાહ આપે એટલો જ આ પ્રતિનિધિઓનો અધિકાર છે. છાત્રાલયના પૈસાના વહીવટ સાથે તેમને જરાય લેવા દેવા નથી, સિવાય કે એટલા જ પૈસામાં વધારે સારું કામ કેમ થઇ શકે તે બાબતમાં તેઓ કોઇ સૂચના કરે.

આ પ્રતિનિધિઓ ગૃહપતિની સ્થિતિ કફોડી કરે એમ પણ શંકા રાખવાનું કારણ નથી. આપણે બધા માણસો પરિપૂર્ણ નથી. પરિપૂર્ણ તો એક

ઇશ્વર જ છે. મંડળના પ્રતિનિધિઓને ગૃહપતિની ઉણપ લાગે ત્યાં ખાનગી રીતે તેને જણાવે, તેના તંત્રમાં ખીલી ખટકતી હોય ત્યાં ન ખટકે એની યુક્તિ બતાવે, તેનું દુઃખ હોય તે દૂર કરવા મહેનત કરે: અને આ બધું તેના પોતાના પ્રયત્નથી અને રાજીખુશીથી થઇ શકે તેટલું જ કરે તો ગૃહપતિને આ મુલાકાતોથી બ્હીવાનું શું કારણ છે?

છાત્રાલય મંડળ કોઇને છાપે ચઢાવે એ ભય નકામો છે. આપણે આપણામાંના કોઇની ફજેતી કરીને સુધરવાના નથી. ગૂજરાતનાં તમામ છાત્રાલયો એ છાત્રાલય મંડળનાં છાત્રાલયો છે. તેમાં આજે જ્યાં જ્યાં સડો હોય તે પરોપકારી ડૉક્ટરની છરીથી કાપી નાખવો એ આપણું કામ છે. દરદી પોતે છરી મૂકવાની ના પાડે તો તેને મનાવવો એ પણ આપણું કામ છે. એટલે છાત્રાલય મંડળ કોઇ પણ છાત્રાલયની નબળાઇ ઉપર રાચીને પોતાનું કામ કરવા માગતું નથી.

પણ એક વાત કહેવાનું મન થાય છે. આપણે આવી મુલાકાતોથી ડરીએ છીએ તેની પાછળ આપણા માનસને પણ તપાસવું ઘટે. આપણી સંસ્થામાં એવું શું હોય કે આ પ્રતિનિધિઓ પાસે જ નહિ પણ કોઇ પણ મુલાકાત લેનાર પાસે મૂકી ન શકીએ? સંસ્થા ચલાવવાની આપણી નીતિ, આપણો વહીવટ, એ એટલાં ખુલ્લાં હોવાં જોઇએ કે આવી કોઇ પણ મુલાકાતનો આપણને ભય ન હોય. ઉલટું છાત્રાલય મંડળના અનુભવી સભ્યોને એ વાત સારી સૂઝે તો તેઓ કહી શકે છે અને ન સૂઝે તો આવ્યા તેમ ચાલ્યા જાય છે.

આ તમામ હકીકતને સરવાળે મારી વિનતિ તો એ છે કે ગૂજરાત કાઠિઆવાડનાં તમામ છાત્રાલયો છાત્રાલય મંડળ સાથે જોડાય અને આવી મુલાકાતોને માર્ગ આપે. આપણે છાત્રાલયોને ખરેખરી રીતે કેળવણીની સંસ્થાઓ બનાવવી જ હોય તો નવીન કેળવણીના વિચારો સ્વીકાર્યે જ છૂટકો છે. અને એ સ્વીકાર ખરેખરો ત્યારે જ ઉભો થશે જ્યારે આપણે બધા એકી સાથે મળીને આપણી સંસ્થાઓનો વિચાર કરશું. આપણા પ્રદેશમાં મોટા ભાગનાં છાત્રાલયો જ્ઞાતિનાં જ છે; પણ એથી કરીને કોઇ એમ ન સમજે કે એ સંસ્થામાં જ્ઞાતિ બહારના વિચારો પેસી જ ન શકે. જ્ઞાતિનાં કે સર્વજાતીય, તમામ છાત્રાલયો કેળવણીની સંસ્થાઓ છે માટે કેળવણીના વિચારો કરવામાં આપણે જરાયે સંકુચિતતા ન રાખીએ એ જરૂરનું છે.

### ગ્રાહકોને

છાત્રાલય મંડળે સગવડતા સારૂ 'છાત્રાલય' માસિકના વર્ષની શરૂઆત એપ્રીલને બદલે જાનેવારીથી કરવાનું ઠરાવ્યું છે. તે મુજબ હવે પછીનો જાનેવારી ૧૯૨૯ નો અંક ત્રીજા વર્ષના પહેલા અંક તરીકે પ્રગટ થશે.

પણ જેઓ બીજા વર્ષના ગ્રાહકો છે તેઓને તો ત્રીજા વર્ષના અંકો પણ માર્ચ સુધીના મળશે. પરંતુ તેમણે જો ચાલુ રહેવું હોય તો આજથી છેવટ માર્ચની આખર સુધીમાં તેમના ત્રીજા વર્ષના નવ માસના જ લવાજમ તરીકેના ૦-૧૨-૦ મોકલી આપવા. એ રીતે બાર આના મોકલવાથી પણ તેઓ ગ્રાહક તરીકે ચાલુ જ રહી શકશે.

વ્યવસ્થાપક.

આવડી મોટી સંખ્યામાંથી ૩૫-૩૬ છાત્રાલયો જ છાત્રાલય મંડળ સાથે જોડાએલાં રહે એ જ બતાવે છે કે આપણને હજી ભય છે. આપણી વાતો બીજા સાંભળી જશે તેનો ભય છે; આપણે જે કરી રહ્યા છીએ તે બીજાઓ જાણી જશે તો ખરાબ દેખાશે તેનો ભય છે. આપણી ચાર દીવાલોનાં બારણાં બંધ કરીને બેસશું તો વાંધો નથી પણ એકાદ બારણું પણ ઉઘડશે અને અજવાળું આવી ગયું તો આપણે શી રીતે જીવી શકશું તેનો ભય છે. આ ભય તરત જ દૂર થવો જોઇએ.

નાનાભાઈ.

**કાર્યાલય તરફથી:—**

નીચે જણાવેલી સંસ્થાઓ તરફથી છાત્રાલય મંડળ સાથે જોડાણના ચાલુ સાલના લવાજમના રૂપીઆ મળ્યા છે તે અહીં સ્વીકારવામાં આવે છે.

૩૬ પ્રતાપસિંહરાવ વિદ્યાર્થી આશ્રમ સીનોર
૩૭ ડૉ૦ પંડ્યા અભ્યાસગૃહ પાટણ.

[કોઇ પણ છાત્રાલય વાર્ષિક એક રૂપીઓ ભરે એટલે તો માત્ર ગ્રાહક જ ગણાય. મંડળની સાથેના જોડાણ માટે તેણે દરેક વરસ માટે પાંચ રૂપીઆ ભરવાના છે.]

'છાત્રાલય' દર અંગ્રેજી માસની ૧૫મીએ પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે એક રૂપીઓ : પરદેશના બે શિલિંગ.
લખો: વ્યવસ્થાપક, છાત્રાલય: શ્રીદક્ષિણામૂર્તિ ભવન: ભાવનગર

આ માસિક ભાવનગરમાં સ્ટેશન રોડ-'શ્રીસરસ્વતી' છાપખાનામાં પારી લાખાભાઇ ગોપાળજીએ છાપ્યું અને તંત્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટે ભાવનગરથી પ્રગટ કર્યું.